પુસ્તક ૬૮ ] [ અંક ૧

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર



જાન્યુઆરિ, સને

"નવા જમાનામાં નવા સુધારા અને [illegible] જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખચિત આપણા મૃત્યુ પછી નવ્યનરો ઉદ્‌ અને ખાસ વિશ્વાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો આપણા કરતા વધારે સારી યોજના ઘડી કાઢશે"

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ,
M.Ed, FRGS, IES
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ [illegible]
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૮ ] જાન્યુઆરિ, સને ૧૯૨૯ [ અંક ૧

## ગુજરાતની કેળવણી

વાચકને ભાગ્યેજ ખબર હશે કે ગુજરાત આજે કેળવણીમા મુંબઈ ઇલાકામાં તો શું પણ આખા હિંદુસ્તાનમા પહેલે નંબરે છે. એ વાત નીચેના ૧૯૨૫-૨૬ ના આકડાથી પુરવાર થશે—

| | કુલ વસ્તીના પ્રમાણુમા સેંકડે ભણનારાઓની સંખ્યા | પુરુષની વસ્તીના પ્રમાણુમા સેકડે ભણનાર છોકરાઓની સંખ્યા | સ્ત્રીની વસ્તીના પ્રમાણુમા સેંકડે ભણનારી છોડીઓની સંખ્યા |
|---|---|---|---|
| ઉત્તર ભાગ (ગુજરાત) | ૭·૬ | ૧૧·૨ | ૩·૭ |
| મુંબઈ ,, | ૪·૨ | આકડા મળતા નથી | આકડા મળતા નથી |
| મધ્ય ,, | ૫·૮ | ,, | ,, |
| દક્ષિણ ,, | ૫·૪ | ,, | ,, |
| સિંધ ,, | ૩·૯ | ,, | ,, |
| મુંબઇ ઇલાકો | ૫·૬ | ૮·૧૧ | ૨·૧૪ |
| બ્રિટિશ હિંદ | ૪·૨૫ | ૬·૯ | ૧·૪ |

૧૯૨૫-૨૬ માં ઉપર પ્રમાણે સ્થિતિ હતી તેના કરતાં ૧૯૨૭-૨૮ માં નીચે જણાવ્યા પ્રમાણે વધારે સારી હતીઃ—

| કુલ વસ્તીના પ્રમાણમાં સેંકડે ભણનારાઓની સંખ્યા | પુરૂષની વસ્તીના પ્રમાણમાં સેંકડે ભણનારા છોકરાઓની સંખ્યા | સ્ત્રીની વસ્તીના પ્રમાણમાં સેંકડે ભણનારી છોડીઓની સંખ્યા |
|---|---|---|
| ૮ | ૧૧.૬ | ૪ |

પણ ઉપર આપેલા આંકડાથી સંતોષ માનવાનો નથી. સેંકડે ૧૧.૬ છોકરા અને ૪ છોડી વચ્ચેનું અંતર જ્યાંસુધી આપણે દૂર કરીએ નહિ ત્યાંસુધી આપણે કેળવણીમાં બહુ પાછળજ છીએ એમ આપણે સમજવાનું છે. આ બાબતમાં આપણે જાપાન જેવા દેશનું અનુકરણ કરવું જોઈએ. ત્યાં છોકરા ભણે છે તેટલાજ પ્રમાણમાં છોડીઓ પણ ભણે છે.

છેલ્લા દશ વર્ષમાં ગુજરાતમાં કેળવણીમાં શો વધારો ઘટાડો થયો છે તે નીચેના આંકડા પરથી જણાશેઃ—

| | શાળાની કુલ સંખ્યા | | વિદ્યાર્થીની કુલ સંખ્યા | | કુલ ખર્ચ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૭-૧૮ | ૧૯૨૭-૨૮ | ૧૯૧૭-૧૮ | ૧૯૨૭-૨૮ | ૧૯૧૭-૧૮ | ૧૯૨૭-૨૮ |
| | | | | | રૂ. | રૂ. |
| (અ) પ્રાથમિક કેળવણી | ૧૯૮૪ | ૨૩૨૮ | ૧૪૮૦૦૪ | ૨૦૦૦૫૧ | ૧૩૩૨૨૯૭ | ૩૫૮૧૮૭૬ |
| (બ) માધ્યમિક | ૯૮ | ૯૫ | ૧૪૨૩૨ | ૧૯૬૭૭ | ૫૦૭૮૨૦ | ૧૦૩૭૮૭૪ |
| (ક) શિક્ષકોની | ૧૧ | ૬ | ૫૯૨ | ૨૮૮ | ૯૯૬૭૧ | ૯૧૯૧૩ |
| (ડ) ઔદ્યોગિક ને વેપારી | ૧૦ | ૧૧ | ૨૯૬ | ૫૬૧ | ૪૭૫૪૫ | ૮૮૧૬૪ |
| (ઇ) કન્યા તથા સ્ત્રીની | ૨૮૮ | ૩૮૪ | ૨૩૫૭૩ | ૩૮૩૭૮ | ૨૯૭૫૬૯ | ૭૯૯૨૨૦ |

# મુંબઈ ઇલાકા ખેતીવાડી પ્રદર્શન, અમદાવાદ.



તા. ૧૭ મી નવેમ્બર સને ૧૯૨૮ ના રોજ સાંજે પાંચ વાગે મુંબઈના નામદાર ગવર્નરે સર લેસ્લિ વિલ્સનના હાથે પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. પ્રદર્શનનું સ્થળ રેલ્વે સ્ટેશનથી અઢી માઇલ દૂર આવેલા શાહીબાગ લતામાં રાખવામાં આવ્યું હતું અને એનો વિસ્તાર લગભગ ચારે બાજુ ફરી જોતા ત્રણ માઇલ જેટલો હતો. સ્થળ અને તેની આસપાસનો કુદરતી દેખાવ વનસ્પતિ વૃક્ષ વગેરેથી ઘણો મનોહર દેખાતો હતો. તેમા વળી પ્રદર્શનની અંદર મૂકવામાં આવેલી વસ્તુઓ તેમજ જુદા જુદા વિભાગ વગેરેની એટલી સરસ વ્યવસ્થા હતી કે પ્રેક્ષકોને પ્રદર્શનના સ્થળની અંદર દાખલ થતાં એક સુવ્યવસ્થિત યોજનાની છાપ પડી જતી હતી. અંદર દાખલ થવાનું પ્રવેશદ્વાર બે હાથીઓની આકૃતિ સહિત ત્રણ મોટી કમાનવાળા દરવાજારૂપે બનાવવામાં આવ્યું હતુ અને તે ઉપર રંગનું કામ સાદું પણ સ્વાભાવિક અને ચિત્તાકર્ષક હતું. આખા પ્રદર્શનમાં દરેક વિભાગ ઉપર સુંદર તોરણો અને વાવટા ફરકી રહ્યા હતા. પ્રભાતની પવનની ઠંડી લહેરીઓ પ્રેક્ષકોના શ્રમને ભુલાવી નાખતી હતી. પ્રેક્ષકોના આનંદ અર્થે રમતગમતની વ્યવસ્થા સરસ રીતે કરવામાં આવી હતી.

**નામદાર ગવર્નરને હાથે પ્રદર્શન ખુલ્લુ મુકાયું.** બરાબર ૪–૪૫ વાગે નામદાર ગવર્નરની પ્રદર્શનની અંદર આવેલા રમતગમતના મેદાનમાં પધરામણી થઈ અને તેમને પ્રદર્શનની વ્યવસ્થાપક સમિતિ તરફથી આવકાર આપવામાં આવ્યો. ખેતીખાતાના દિવાન બી. મિ. બી. વી. જાધવે પ્રદર્શનના જુદા જુદા વિભાગખાતાના કાર્યકર્તાઓનો આભાર માન્યો હતો અને તેમણે જણાવ્યું હતુ કે દરેક મનુષ્યમા ખેતી વિષે રસ ઉત્પન્ન કરવો અને ખાસ કરી ખેડુતવર્ગ આધુનિક શાસ્ત્રીય પદ્ધતિનો અને વિજ્ઞાનનો લાભ લઈ પોતાના વતનમાં કેવી રીતે અણધાર્યો ફાયદો મેળવી શકે તેમજ સરકારી ખેતીખાતુ પણ જુદી જુદી દિશામાં જે પ્રગતિ કરી રહ્યું છે તેની પણ જાણ લોકોને થાય એ આ પ્રદર્શનનો ખાસ હેતુ છે. છેવટમાં તેમણે નામદાર ગવર્નરને પ્રદર્શન ખુલ્લું મૂકવા વિનવ્યું હતું.

**પ્રદર્શન ખુલ્લું મૂકતી વખતે નામદાર ગવર્નરનું ભાષણ**

શરૂઆતમાં ના. ગવર્નરે જણાવ્યું હતું કે આ પ્રદર્શન ગયે વરસે ભરાયું હોત પણ ગઈ સાલના ભયંકર વરસાદના તોફાનથી આસપાસનાં

ગામડાંઓ ઉપર મોટી આફત આવી પડી હતી; ફરીથી ઘરો જોઈએ તેટલી ઝડપથી બંધાયાં નથી. પણ ખેડુતવર્ગ ઝડપથી પાક ઉગાડી શક્યા છે અને પાછા પગભેર થઈ ગયા છે એ વાત તેમને ધન્યવાદરૂપે છે. હિંદુસ્તાનમાં ખેતીવાડી પ્રદર્શનમાં સૌથી અગત્યની બાબત ઢોરને લગતી છે. ગુજરાતમાં કાંકરેજ જાતના ઢોર આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે; અને તેમની ઉછેર ઉમદા પ્રકારની છે. સુરતી ભેંસોની જાત પણ તેટલી પ્રસિદ્ધ છે અને તેમાંથી માખણ દૂધનો ઉદ્યોગ મોટા પાયા ઉપર ચાલે છે. હિંદુસ્તાનમાં જે માખણ અને કેસિન બનાવવામાં આવે છે તેમાંથી ૭૫ ટકા જેટલું ગુજરાતના દૂધમાંથી બનાવવામા આવે છે અને ગુજરાતના માખણની માગણી અલીગઢ જેવા દૂરના સ્થળેથી પણ થયા કરે છે. આનું કારણ એ છે કે તે ઉંચા પ્રકારનું થાય છે. આ ઉદ્યોગ હજુ વધારે સહકારી પદ્ધતિએ ખીલી શકે તેમ છે. ડેરી 'ઉદ્યોગની ખીલવણી વિષે બોલતાં ના. ગવર્નરે જણાવ્યું હતુ કે મુંબઈ જો કે શહેનશાહતનું બીજા નંબરનું મથક છે તોપણ ત્યાં દૂધ પુરૂં પાડવાની યોજનામા પ્રગતિ થઈ નથી. ઘણાં દૂઝાળાં ઢોર શહેરમાં રાખવામા આવે છે અને તેની ઉછેર પણ ત્યાંજ કરવામાં આવે છે. એથી એ તો સ્પષ્ટ છે કે તંદુરસ્તી અને આરોગ્યના સિદ્ધાંતે આ બાબત ઇચ્છવાજોગ નથી. સૌથી સારી વાત તો એ છે કે ગોવાળીઆનું એક સંસ્થાન શહેર બહાર વસાવવું જોઈએ અને ત્યાં ઢોર ઉત્તમ પદ્ધતિએ ઉછેરવાં જોઈએ. થાણા જિલ્લામા પાલગઢ તાલુકામાં આવું એક સ્થળ-સંસ્થાન બની શકે તેમ છે એમ મને જણાવવામાં આવ્યું છે; જો એમ હોય તો એ બાબત પુરેપુરી સિદ્ધ થાય એવો આગ્રહ રાખવો જોઈએ. હાલમાં રેલ્વે અને ગાડામાર્ગની સગવડ પુરતી હોવાથી એમાં મુશ્કેલી નડે એમ નથી. દક્ષિણ ગુજરાતમાં ભરુચી રૂ માટે જમીનનો વિસ્તાર સુરત, ભરુચ અને બીજાં રાજ્યોમાં આવેલો છે. અને તેમાં હાઇબ્રીડ ૧૦૨૭ એ. એલ. એફ. જાતનું રૂ ઘણું ઉત્તમ થાય છે. આ રૂ વેપારીને અને ખેડુતને પસંદ પડયું છે એમ હું જાણું છું. કૉટન ટ્રાન્સ્પોર્ટ એકટને લીધે આ રૂની જાત ચોકખી રહી છે. રૂ ઉપરાંત તમાકુના પાકમાં પણ સુધારો થયો છે. નડિઆદની સ્ટ્રેઇન નં. ૬ જાતની તમાકુ પ્રસિદ્ધ છે. ગુજરાતમાં મગફળીનો પાક પણ ઘણા વિસ્તારમાં ઉગાડવામાં આવે છે. આજથી ૨૦ વર્ષ પહેલાં તે માત્ર એક એકર જમીનમાં વાવવામાં આવતી હતી પણ હાલમાં ૫૯૦૦૦, એકર જેટલા વિસ્તારમાં તેનો પાક થાય છે. જેમાંથી ઘણો વિસ્તાર છેલ્લા પાંચ વરસમાં થયો છે.

છેલ્લાં થોડાં વરસથી ઉત્તર ગુજરાતમાં બોરીંગ-કુવા ખોદવાનું કામ ઠીક આગળ વધ્યું છે અને તેથી પાણીનો જથ્થો પણ સારી રીતે વધ્યો છે. ટ્રેક્ટરનો વપરાશ પણ વધ્યો છે એ ગુજરાતની બીજી પ્રગતિ છે. દેશી રાજ્યો અને અંગ્રેજી રાજ્યનો મુલક અરસપરસ સંકળાએલો છે અને જો દેશી રાજ્યોએ પ્રગતિ ન કરી હોત તો અંગ્રેજી મુલકમાં આટલો સુધારો થઈ શકત નહિ. આ બાબતમાં દેશી રાજ્યોએ પણ સુધારો કર્યો છે અને એથી ગુજરાતની પ્રગતિ થઈ શકી છે.

પ્રદર્શનની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની થઈ છે તે જણાવી સ્થાનિક મ્યુનિસિપાલિટિ તેમજ કાર્યવાહક સમિતિ અને જે જે સદ્‌ગૃહસ્થોએ પ્રદર્શનને સફળ બનાવવામાં મદદ આપી હતી તે બધાંનો આભાર માની ના. ગવર્નરે પ્રદર્શન ખુલ્લું મૂકયું હતું.

## પ્રદર્શનના વિભાગો

. મુખ્યદ્વારથી દાખલ થતા જમણી બાજુએ સિનેમા અને ડાબી બાજુએ હિંદુ તથા મુસલમાની હોટેલો હતી. આગળ જતાં સામે ઢોરવિભાગ તથા મરઘાંબતકાં અને ડેરીવિભાગ આવેલા હતા. ઢોરવિભાગથી રસ્તો જમણી બાજુએ વળતો હતો. આ રસ્તાની જમણી બાજુએ ખેતીવાડીસંશોધન વિભાગ તથા કીટકવિભાગ આવી રહ્યા હતા. ડાબી બાજુએ પાકવિભાગ રાખવામા આવ્યો હતો. પાકવિભાગને રસ્તે જતાં મોટો રમતગમતનો વિભાગ વાળેલો હતો. રમતગમતવિભાગની ઉગમણી દિવાલે દક્ષિણ બાજુએ ડાબા વળના મોટા રસ્તા ઉપર અવાતું હતું. આ રસ્તા ઉપર જમણી બાજુએ વળતાં આગળ જતાં નવરાશના વખતમા ખેડુતો ફાલતુ વખતમાં કરી શકે તેવા ધંધાઓનો વિભાગ રાખવામાં આવ્યો હતો, અને તેની પછી આગળ જતાં હાથવણાટવિભાગમાં જવાતું હતું. ત્યાંથી પાછા વળી રમતગમતવિભાગની પશ્ચિમના રસ્તે ચાલતાં વાયવ્ય ખુણાથી ડાબે રસ્તે જતાં બંને બાજુએ જમીન તથા ખાતરવિભાગ ગોઠવેલા હતા. આગળ જતાં ગ્રામ્યશિક્ષણવિભાગ તથા ગ્રામ્યઆરોગ્યવિભાગમાં જવાતું હતું. ત્યાંથી પાછા વળતાં ડાબા હાથ તરફ જતાં યંત્રવિભાગ ગોઠવવામાં આવ્યો હતો. આ રસ્તાના અધવચમાં જમણા હાથ તરફ રમતગમત તથા પાકવિભાગની વચમાં નહેરવિભાગ રાખવામાં આવ્યો હતો. પાકવિભાગવાળા ખુણે બે રસ્તા હતા. તેમાં ડાબા રસ્તે નવરોજજી હોલ તરફ જવાતું હતું. આ બંગલાના કોમ્પાઉન્ડમાં ખેતીનીપજ વિભાગ હતો. તેની જમણી બાજુએ

કપાસબજાર રાખેલું હતું. આગળ જતા ફળબાગ વિભાગ હતો.' નવરોજજી હોલમાં કૃષિસંઘટનવિભાગ તથા સહકાર અને વેચાણવિભાગ ગોઠવેલા હતા. ત્યાંથી પાછા ફરતા કોમ્પાઉન્ડ બહાર આવી ડાબા હાથ તરફ જતાં રસ્તાની બંને બાજુએ દેશી રાજ્યોના મંડપોની ગોઠવણી હતી. ત્યાંથી પૂર્વ તરફના દરવાજાની બહાર નીકળી સડકની બીજી બાજુએ વેટરીનરીવિભાગ તથા ઘોડાનું પ્રદર્શન રાખવામા આવ્યા હતા.

**ઢોરવિભાગ:**—ખેતીવાડીના વિષયમાં ઢોર-તેની દરેકે દરેક જાત ઘણો અગત્યનો આર્થિક ભાગ ભજવે છે. ઢોર ખેડુતનો આધારસ્તંભ છે. જેમ તેની ઓલાદ સારી તેમ ખેડુતને આર્થિક લાભ ઘણો. દુનિયાના તમામ સુધરેલા દેશોના ઢોરની સુંદર ઓલાદ ઉછેરવાના છેલ્લા ત્રણસો વર્ષથી ઘણા પ્રયત્નો થઈ રહ્યા છે અને પરિણામે ઓલાદ સુધરી છે. હિંદુસ્તાનમાં ઓલાદ ઉત્તમ રીતે સુધારવાના પ્રયત્નો હજુ બાકી છે. મુંબઈ ઇલાકાના કેટલાક ભાગોનાં કેટલાક સારી જાતનાં જાનવરો જોવામાં આવે છે. ગુજરાત તેની કાકરેજ જાતની ગાયો માટે તથા ભેંસો માટે પ્રખ્યાત છે. ખેડુતો તેમનું જતન ઠીક કરે છે પરંતુ બીજાઓ રબારીઓ પાસેથી ઢોર વેચાણ લે છે અને તેમની ઉછેર કરવામાં બેદરકાર રહે છે. આ વિભાગમાં આખલા, ગાય, ભેંસ, બળદ, ઘેટા, બકરાં વગેરે ગુજરાતમાંથી તેમજ દેશના બીજા ભાગોમાથી મોકલવામાં આવ્યા હતા. આ વિભાગનું એક છેડેથી બીજા છેડા સુધી નિરીક્ષણ કરતા ભેંસો તથા ગાયોની જાતો સહજ પરખાઈ આવે તેમ હતી. તેમાં કાકરેજી જાનવરો ઉમદા જાતનાં જોવામાં આવતાં હતાં. આ જાત દુનીઆમાં જુનામાં જુની જાતોમાંની એક છે. છારોડીના નોર્થકોટ કેટલફાર્મ તથા સુરતના સરકારી ડેરીફાર્મ તરફથી આ ઉત્તમ જાતની ઓલાદ સુધારવાના સ્તુત્ય પ્રયત્નો કરવામાં આવેલા છે. ટેડર નામનો સાઢ ૧૫૦૦ રતલનો ત્યાં પ્રથમજ નજરે પડતો હતો. સીંધી, થરપારકરની, ગીરની, એમ પ્રસિદ્ધ ગાયો ત્યાં જોવામાં આવતી હતી. આ ગાયોના દૂધમાં પૌષ્ટિક તત્ત્વ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. મોટા માથાવાળી ભેંસો તેમજ બીજી રૂષ્ટપુષ્ટ ભેંસોના દેખાવ પણ બે ઘડી આપણને આશ્ચર્ય ચકિત કરી નાખે તેવા હતા. ભેંસો ગુજ-રાતના ખેડુતોનો આધારસ્તંભ છે અને દેશને ઘી દૂધ પુરા પાડે છે. બીજે છેડે જતાં વચમાં કુદરતના ચમત્કારરૂપ ત્રણ શીંગડાંવાળી ગાય જોવામાં આવતી હતી. એના કપાળમાં ત્રીજી આંખની નિશાની સ્પષ્ટ માલમ પડતી હતી. ઢોરવિભાગના મંડપની બહાર રસ્તાની ડાબી બાજુએ ઉપરના

ભાગમાં ઘાસની ગંજીઓ ગોઠવવામાં આવી હતી તે દ્વારા સૂકું ઘાસ ભરી રાખવાની જુદી જુદી પદ્ધતિઓ બતાવવામા આવી હતી.

**મરઘાંબતકાંવિભાગ:**—પહેલા ત્રણ દિવસ જેણે પ્રદર્શન જોયું હશે તેનેજ આ સુંદર વિભાગનો–મરઘાંબતકાંની સુંદર ઓલાદનો ખ્યાલ આવી શકે તેમ હતો. આ શુદ્ધ મરઘાની જાત દર વરસે ૧૫૦ થી ૩૦૦ ઈંડાં મૂકે છે. દરેક ઈંડાંનું વજન સરેરાશ બે ઔંસ થાય છે. દેશી મરઘાંની જાત ફક્ત ૪૦ ઈંડાં મૂકે છે અને તેનું વજન એક ઔંસ થાય છે. આ વિભાગમાં ૧૫ વર્ગ ગરઘાંબતકા માટે અને એક ઇંડા માટે, એમ ૧૬ વર્ગવિભાગ રાખવામા રાખવામા આવ્યા હતા. તેમાં લેગહોર્ન, પુલેટ, કોકરેલ. માઇનોર્કા, ઓરપિંગ્ટન, રેડ આઇલેન્ડ, ભારે વજનની જાત, આ-મીલ, દેશી, સંકર જાત, વગેરે હતી. તેમજ ધોળા, ભુરા ઈંડાં વગેરે ગોઠવ-વામાં આવ્યાં હતાં, અને તે જુદા જુદા સ્થળોએથી મોકલવામાં આવ્યા હતાં. એકંદર ૧૭૫ નોંધ આ વિભાગમા હતી. આ વિભાગમાં જે મરઘાં જોવામાં આવતા હતા તે એટલા સ્વચ્છ, પુષ્ટ અને મનોહર હતાં કે આપણા દેશી મરઘાંની કંગાલ હાલતનો ખ્યાલ તરત આવી શકે તેમ હતો.

**ઘેટાંબકરાંવિભાગ**—આ વિભાગ પામેજ આવેલો હતો. આપણા દેશમાં ઊનનો વેપાર જો ઊન સુધરે તો વધારે ખીલી શકે તેમ છે. દેશી ઘેટાં દર વરસે ૧ રતલ ઊન આપે છે અને તેની કીમત ફક્ત ચાર આના ઉપજે છે જ્યારે બીજા દેશોમાં દરેક ઘેટું ૭–૯ રતલ ઊન આપે છે અને તેનો રતલનો ભાવ. રૂ. ૧—૬—૦ ઉપજે છે.

**ડેરીવિભાગ:**—હાલમા મોટા શહેરોમા ચોકખું દૂધ દુર્લભ થઈ પડયું છે. પણ ચોકખા દૂધના શા ફાયદા છે અને સળભેળવાળું દૂધ પીવાથી કયા ગેરફાયદા છે એમ જો લોકોની સમજમા આવે તો તેમને ચોકખું દૂધ મેળવવાનો ખરેખર આગ્રહ થાય. ચોકખું દૂધ વિશ્વાસપાત્ર ડેરી મારફતે મેળવવામાં આવે તો ઘણા રોગોનું મૂળ જતું રહે એમ કહીએ તો ખોટું નથી. ઘીની બાબતમા પણ તેમજ છે. ચોકખું ઘી મેળવવું એ તો લગભગ અશક્ય વાત જેવું થઈ પડયું છે. એટલે તેને બદલે માખણ અથવા માખણમાથી ઘી ઉત્પન્ન કરી તેનો ઉપયોગ કરવામાં આવે તો તંદુરસ્તીને ફાયદો થાય.

પણ નમુનાદાર માખણ કરવા માટે પુરતાં અને સાદા સાહિત્યોની જરૂર છે. આવી રીતે ડેરીવિભાગ પુરેપુરો અર્થસચક કરવાની જરૂર

હતી અને તે પ્રમાણે આ વિભાગમા યોજના પણ કરવામા આવી હતી. ડેરીના ઉદ્યોગમાં વાપરવામાં આવતાં યંત્રો બનાવવાની ગોઠવણ રાખેલી હતી. એક આદર્શ ડેરીનો સ્ટોલ હતો. તેમાં દૂધને એકદમ ગરમ કેવી રીતે કરવું અને તેને ઠંડુ પાડી પીવાના ઉપયોગમાં કેમ લેવું વગેરે સમજાવવાં આવતું હતું બીજા વિભાગમા દૂધમાંથી બનતા પદાર્થો જેવા કે મલાઈ, માખણ, ઘી, કેસિન, દૂધમાંની ખાંડ વગેરે બનાવવામાં આવતું હતું. તે ઉપરાત નાના કુટુંબ માટે માખણ બનાવવાની રીત, ડેરીના વાસણો અને યંત્રોની સ્વચ્છતા અને સંભાળ વગેરે બાબત સમજાવવા માટે વિભાગો રાખવામા આવ્યા હતા. આ વિભાગમા ધી ઇન્ડિઅન જનરલ ટ્રેડિંગ કંપનિ, ઇમ્પિરિઅલ ઇન્સ્ટિટ્યુટ એનિમલ હસ્બન્ડ્રી એન્ડ ડેરિંગ બેંગલોર, ડેરીલેન્ડ, કેલ્વિનેટર્સ, વગેરે ફર્મો બહુજ આકર્ષક હતા. અમદાવાદના કેટલાક ફર્મો જેવા કે, ગાંધી ડાહ્યાભાઈ અને કંપનિ, લોર્ડ્ઝ ડેરી ફાર્મ, મિશન ડેરી ફાર્મ, એમણે પણ પોતાના સ્ટોલો સુંદર રીતે ગોઠવી દીધા હતા.

**કેલ્વિનેટર સ્ટોલઃ**—હિંદુસ્તાનમા સામાન્ય રીતે ડેરીનો ઉદ્યોગ ખાલી નથી શકતો તેનું એક કારણ તેની આબોહવા છે; કારણ કે દૂધ, માખણ, મલાઈ વગેરે થોડો વખતજ સારા રહી શકે છે અને પછીથી હવાના કારણસર બગડી જાય છે. બરફમાં મૂકી રાખવાથી તે સારા રહી શકે છે; પણ ધંધાની દૃષ્ટિએ તે પદ્ધતિ નિરુપયોગી ગણાય તેમ છે. આથી ડેરી વિભાગખાતાના સેક્રેટરિ તરફથી એક **કેલ્વિનેટર સ્ટોલની** ગોઠવણ કરવામાં આવી હતી. આ સ્ટોલમા કેલ્વિનેટરોની ગોઠવણ કરવામાં આવી હતી અને એમ સાબીત કરી બતાવવામા આવતું હતું કે. કેલ્વિનેટરના ઉપયોગથી માખણ, મલાઈ, દૂધ વગેરે ઠંડકના ઉપચારથી સાચવી શકાય એમ છે. એકંદર આ વિભાગ જનસમૂહને માટે ઘણો આકર્ષક થઈ પડયો હતો.

**કૃવિવિષયકસંશોધનવિભાગ**—ખેતીવાડીખાતા તરફથી આ વિષય સંબંધી જે કામ ચાલી રહ્યું છે તે સંબંધી માહીતી આ વિભાગમા આપવામાં આવી હતી. છોડ, જમીન, રેષા વગેરે તેમજ તેના સંશોધનમાં વપરાતાં સાધનો, ઓજારો અને યંત્રો બનાવેલાં હતા. કૃષિવિષયક સંશોધન પ્રયોગશાળામાં નહિ પણ ખેતર પર કરવું પડે છે એ સ્પષ્ટ કરવા માટે તૂલના વિભાગમાં અમુક જગા સંશોધન સંબંધી તૂલના જુદા જુદા

ઉગાડેલા છોડ બતાવવા માટે રાખેલી હતી. તે ઉપરાંત ત્રણ મુખ્ય કપાસના પ્રદેશો માટે તૈયાર કરેલી સારા કપાસની ૨૦ જાતો તૈયાર કરી બતાવવામાં આવી હતી. ઘઉં અને ડાંગરની સુધારેલી લગભગ બારેક જાતો જોવામાં આવતી હતી. મગફળી અને દીવેલા ઉંચા પ્રકારના બીથી ઉગાડેલાં જોવામાં આવતાં હતાં; તેમજ તમાકુ, કુસુંબી, જુવાર, બાજરી વગેરેની સારી જાતો નજરે પડતી હતી. તે વિભાગના બીજા ભાગમાં કંદ તથા શાકભાજી નવીન પદ્ધતિથી એટલે ખાસ ખેડાણથી અને શાસ્ત્રીય ખાતરથી ઉગાડેલાં જોવામાં આવતાં હતાં. નકશા અને આકૃતિઓથી સંશોધન વિભાગમાં બાકીની હકીકતો પુરી પાડવામાં આવી હતી.

**પાકરોગવિભાગ**—છોડ ઉપર જંતુ અથવા ફૂગથી રોગ આવે છે. આ બાબતમાં થતું સંશોધન પ્રયોગો અને નમુનાદ્વારા બતાવવામાં આવ્યું હતું. છોડ ઉપરના રોગથી અથવા જંતુથી કેટલું નુકસાન થાય છે તે નીચેના આંકડા ઉપરથી માલમ પડે છેઃ—

| | | |
|---|---|---|
| નીચલો સિંધ | ઉંદરથી થતું નુકસાન | રૂ. ૨૪૦૦૦૦૦ |
| ઇલાકામાં | કરચલાંથી „ „ | રૂ. ૨૫૦૦૦૦૦ |
| રૂ ઉપરના | જંતુઓથી થતું નુકસાન | રૂ. ૭૮૦૦૦૦૦ |
| જુવાર બાજરી મકાઈ | „ „ „ | રૂ. ૬૦૦૦૦૦ |
| ચોખા | „ „ „ | રૂ. ૧૫૦૦૦૦૦ |

જુદી જુદી જાતના છરા અને ભુરી રોગ દવા છાંટવાથી અટકાવી શકાય છે. તેમજ જુવાર ઉપર આવતો આંજીઆનો રોગ તુલોમાં પડતી ખરપડી, જુવારના સાંઠામાં પડતી ઇયળ વગેરે ઉપદ્રવો અટકાવવાના પ્રાયોગિક પાઠો પણ આપવામાં આવ્યા હતા. જંતુ, ફૂગ, દર કરતાં પ્રાણી, પક્ષી, સુવેર જાનવરો અને નિરુપયોગી ખડ, એ પાક ઉપર થતા રોગ અથવા ઉપદ્રવો છે. ખપરડી, કપાસના જીંડવાની ઇયળ, જુવારના સાંઠાની ઇયળ, આંબા પર થતો મધીઓ, કાતરા, સંગ્રહી રાખેલાં ધાન્યને નુકસાન કરનાર કીટકો, ઉધઈ, એ બધાંના નમુના કીટકવિભાગના માંડવામાં રાખેલા હતા. અને સાથે તેનો કેવી રીતે નાશ કરવો અથવા તેમને કેવી રીતે અટકાવવાં તે સંબંધી ઉપાયો વિષે માહીતી આપવામાં આવતી હતી. તેવીજ રીતે પશુ, પક્ષીઓ વગેરે જે પાકને ઉપદ્રવ કરતાં હોય તેનો નાશ કરવાની રીતો બતાવવામાં આવતી હતી. ખેતીને ઉપકારક બીજા કેટલાક પ્રયોગો દરરોજ કરી બતાવવામાં આવતા હતા. જેવાકે, જુવારનાં બીની વર્ગણી, ડાંગરનાં

બીની વર્ગણી, શેરડી પીલવી, હાથ કોલુ, બળદથી ચાલતો કોલુ. ગોળની બનાવટ, મગફળી કાઢવાની રીતો, મગફળી ફોલવાનો સંચો, કડબ કાપવાનો સંચો અને તેનો ઉપયોગ, મકાઈ ફોલવાનો નાનો તથા મોટો સંચો ઉપણવાની દેશી પદ્ધતિ તથા પેનીવિનોઅર.

આ ઉપરાન્ત તે વિભાગમા દેશી ઓજારો તથા વિલાયતી ઓજારો સરખામણી માટે ગોઠવવામા આવ્યા હતા.

**મીણનાં પુતળાં**—ઇન્ડિઅન આર્ટ કંપનિ તરફથી મેનેજર એ. બી. સહસ્રબુદ્દેએ હિન્દુ પુરાણોમાથી કૃષ્ણના ચારિત્ર ઉદ્બોધતાં પુતળાં એક ખાસ મંડપમા ગોઠવ્યા હતા. તેમા યશોદા પારણું હીંચોળે છે, યશોદાનું ગૌદોહન, દધિમથન, યશોદા કૃષ્ણને લઇને ઉભે છે, વગેરે દેખાવો બહુજ ચિત્તાકર્ષક હતા અને કળાની દૃષ્ટિએ તે બધા સુંદર નમુના હતા.

**ફાલતુ વખતમાં ખેડૂતને કરવાલાયક પેટાધંધાનો વિભાગ—** હિંદુસ્તાનમાં ખેતીનો આધાર ઘણે અંશે વરસાદ ઉપર હોય છે, અને વરસાદ ફક્ત ત્રણ ચાર મહીના પડવાથી ખેડુતોને અમુક વખત માટે ખેતીના કામનો સખત મહેનતનો બોજો હોય છે અને બાકીનો વખત નવરાશનો રહે છે. જમીનના નાના નાના વિભાગોને લઈને ખેડુતોને ખેતીમાંથી ઘણી થોડી પ્રાપ્તિ થાય છે. તે તેઓ નવરાશના વખતમા ખાઈ ખુટાડે છે અને તેથી તેમના કુટુંબનું ભરણપોષણ કરવાનું તેમને મુસ્કેલ થઈ પડે છે. આથી ખેડુતો નવરાશના વખતમા પોતાને અનુકૂળ ધંધામા રોકાઈ પોતાની કમાણીમા વધારો કરી શકે એવા ઘરગથુ ધંધા શોધી કાઢવાના વિષય ઉપર હાલમા વધારે ધ્યાન આપવામા આવે છે. આથી આ વિભાગમા પ્રેક્ષકોની મોટી સંખ્યા વારંવાર જોવામાં આવતી હતી. આમા જે જે સ્ટોલો રાખવામાં આવ્યા હતા તેમા વિશેષ સ્પષ્ટીકરણાર્થે નકશા, આંકડાના કોઠા, વગેરેની કંઇક ખામી નજરે પડતી હતી. ખાસ કરી ઉદ્વાડાની ઉદ્યોગ-ધંધાના અભ્યાસક્રમવાળી શાળાના વિદ્યાર્થીઓ પ્રત્યક્ષ કામ કરી બતાવતા હતા. શાળામાં નેતર અને સુતરનું હાથવણાટકામ આખો સમય ખંતપૂર્વક ચાલ્યા કરતું હતું. તેમની પત્રિકા ઉપરથી એમ માલમ પડી આવે છે કે આ શાળાના વિદ્યાર્થીઓએ છ માસમાં ઘણી સરસ પ્રગતિ કરી છે અને શીખેલા વિદ્યાર્થીઓ અને જો ખેડુતો શીખે તો નવરાશના વખતમાં કુટુંબની આજીવિકા અર્થે ઘણો ઉપયોગી ધંધો હાથમાં લઈ શકે તેમ છે. શાળાના વિદ્યાર્થીઓનું કરેલું કામ–નેતરની ખુરસીઓ, મેજો, વગેરે બહુજ પ્રશંસાનેપાત્ર થયાં હતાં. તેઓ જેટલા નમુના લાવ્યા હતા તેમાંના ઘણાખરાનું

તેઓ વેચાણ કરવા ભાગ્યશાળી થયા હતા અને તેઓ બીજી લગભગ ૧૦૦૦ ગીનીઆના માલની માગણી પણ મેળવી લાવ્યા છે

સાદા અને વેર બનાવી શકાય એવા ઓજારોથી તેમને જેમણે કામ કરતા જોયા હોય તેઓને તેમના કામની માહાઈનો સહેજ ખ્યાલ આવી શકે તેમ હતો આ ઉપરાંત વાસનુ કામ અને શીવણ-કામ પણ પ્રત્યક્ષ ચાલતુ હતુ આ શાળા આટલી થોડા વખતમા મારી પ્રગતિ કરી શકી છે તે ઉ વિભાગના એ ઇ મિ કે એમ વકીલને આભારી છે તેમની ખાસ સૂચના મુજબ અને દેખરેખ હેઠળ આ શાળા દિનપ્રતિદિન પ્રગતિ કરતી જાય છે આ શાળાને નાણાની જરૂર પણ છે પણ પોતાનાજ ઉત્તમ પ્રકારના કામથીજ તે મદદ શાળાને મળી રહેશે એમ માનીએ તો ખોટુ નથી

નજરે પડતુ હતું પુના ખેતીવાડી કૉલેજના પ્રો મિ ટી એન ઝવેરીનો લાખનો સ્ટોલ બ જ ઉપયોગી જણાતો હતો તેમા ક્રમપૂર્વક લાખના બોરડી વગેરે જુદી જુદી જાતના ઝાડોના કુંડામા વાવેલા નમુના રજુ કરવાના આવ્યા હતા વળી લાખ ચોંટેલી હોય એવી ઘણી જાતના ઝાડની ડાળીઓ પણ ત્યા રાખવામા આવી હતી ડાળીઓ ઉપરથી લાખ ઉખેડવાનુ, દળવાનુ કામ તેને શુદ્ધ કરી બનાવેલી ટીકડીઓ, નકરા, વગેરે આ સ્ટોલમા બુદ્ધિપૂર્વક ગોઠવેલા જણાતા હતા ઇનાકામા આ ઉદ્યોગ ઢીલો પડતો જાય છે તેને ઉત્તેજિત કરવા અર્થે આ સ્ટોલ ઘણો ઉપયોગી માલમ પડતો હતો તાડ, શેરડીનો રસ અને ફળના રસમાથી સરકો બનાવવાની રીત, તેમજ ચાલતા કામના નમુના, જુદી જુદી સ્થિતિએ પહોચેલો રસ, તેનો ક્રમિક ફેરફાર, વગેરે સ્પષ્ટ કરવા માટે તમામ જાતની વ્યવસ્થા કરવામા આવી હતી રેસા ઘાસના નમુના, અને તેમાથી તેલ કાઢવાનુ દેશી યત્ર વગેરે હાજર રાખવામા આવ્યા હતા, અને એ કામના પ્રત્યક્ષ પ્રયોગો રા બા ટી એલ સહસ્રબુદ્ધે કરી બતાવતા હતા રેશમના કીડાની ઉછેર અહમદનગરના મિ દેશપાન્ડે હસ્તક હતી. તેઓ કીડાનો ક્રમિક રીતનો ક તે સમજાવતા હતા અને કીડાની જુદી જુદી અવસ્થાઓ શીશીમા તેમજ પત્તા ઉપર જણાતી રેશમની ઉત્પત્તિનો આમે ખાસ ધ્યાન આપતા હતા તેમણે પોતે તૈયાર કરેલા યત્રથી કોશેટામાથી રેશમનો તાર ઉખેલી સાદા યત્રાથી પણ કેટલી ઝડપથી તે કામ થઈ શકે છે તેનો ખ્યાલ આવતો હતો કીડાની ઉછેર ખાસ કરી એરી—દીવેલાના પાનપર કરતા કીડાની ઉછેર તેમણે એટલી બધી શાસ્ત્રીય કરી છે કે અત્યારે તેમની પ્રયોગશાળામાથી એ જાતના કીડાના ઇંડા બીજે સ્થળે મોટા પ્રમાણમા મોકલવામા આવે છે પુનાના સ્વદેશી બજારવાળા સ્ટોલમા કાગળમાથી બનતી ચીજો, રમકડા અને બીજી ઉપયોગી ચીજો ગોઠવવામા આવી હતી કાગળનો માવો, પોના લાકડાના ઘર, હાથી, ઘોડા, વગેરે નમુનાઓ આકર્ષક હતા એટલુજ નહિ પણ તેથી એમ સુચન થતુ હતુ કે આ ઉદ્યોગથી પણ કમાણી થઈ શકે તેમ છે કાતરવાનુ મોજા, ગમતાનુ કામ પણ આકર્ષક હતુ, પણ તેમા પરદેશી યંત્રો ખરીદવાની જરૂર જણાતી હતી હાથવણાટનુ મોટા પ્રમાણમા કામ મુબઈ જેલખાના તરફથી તેના એક ખાસ સ્ટોલમા રાખવામા આવ્યુ હતું સાથે ચાદર વણવા માટે તેમજ પાણી વણવા માટેની શાળા પણ ગોઠવવામા આવી હતી. સાગ અને મજબુત કામની કીમત કેટલી થાય છે તે આ સ્ટોલમાથી

ઉપડી ગએલા માલ ઉપરથી સહેજે માલમ પડી આવે તેમ હતું. દાહોદના ખેડુતો શણના રેસામાંથી બનતી તાડપત્રી અને વાંસની ટોપલીઓની બનાવટ પ્રત્યક્ષ કરી બનાવતા હતા. આ વિભાગની પાસેજ નાળિએરીમાંથી બનતી ઘરમાં વાપરવાયોગ્ય અનેક ચીજો તૈયાર કરેલી તેમજ પ્રત્યક્ષ થતી જોવામાં આવતી હતી, અને તેમાં નાનામાં નાની ચીજોથી માંડી એક ખેડુતને લાયક ઝુંપડી સુધીની તમામ ચીજોનો સમાવેશ થતો હતો. પેપરવેઇટ, ફ્લાવરપૉટ, મેજ, પેટી, લાકડીઓ, પારણું, મચ્છવો, એવી અનેક ચીજો આ વિભાગમાં રજુ કરવામાં આવી હતી.

વડોદરાનું કપડા ઉપર રંગોથી છાપ પાડવાનું કામ—છીંટનું કામ તેના પાસેના સ્ટોલમાં ગોઠવવામાં આવ્યું હતું.

મુંબઈ, ઉદ્યોગખાતા તરફથી રજુ થએલો હાથવણાટવિભાગ આ વિભાગમાં રજુ કરેલા નમુનાઓનો ઉદ્દેશ હાથવણાટકામમાં સુધારેલાં ઓજારો વાપરી સારો માલ કાઢી વણકર પોતાની પેદાશ કેવી રીતે વધારી શકે તે હતો. તેમાં જુદી જુદી જાતની શાળો—એટલે કે હાથે ફેંકવાના અને પગ ઉપાડી ચલાવવાના કાંઠલાવાળી શાળો ગોઠવેલી હતી. હાથશાળ હિંદુસ્તાનમાં જે ઉપયોગમાં લેવામાં આવે છે તે ખાડાની શાળ છે અને તેમાં વારાફરતી ડાબે જમણે હાથે કાંઠલો ફેંકવામાં આવે છે. આથી કામ ઘણું ધીમે થાય છે. હાથવણાટના ઉદ્યોગમાં 'ફ્લાઈ શટલ સ્લે'—એટલે વણકર એક હાથે દોરીઓ વડે જોડેલા કાંઠલાને ચલાવે એ પદ્ધતિ અખત્યાર કરવામાં આવે તો કામ ઝડપથી થાય એ બતાવવામાં આવ્યું હતું. રેશમ વણવા માટે, ચેક માટે તથા રૂમાલ વગેરે વણવા માટે બીજી સુધારેલી શાળોના નમુના પણ ત્યાં હતા. આ ઉપરાંત તાણાના બીમ ભરવાના તથા કાંજી પાવાના સાંચાઓ, તેમજ રંગવાનું તેમજ છીંટો છાપવાનું કામ ત્યાં ગોઠવેલું હતું. આ ઉપરાંત કપાસ પીલવાનો, હાથે સુતર કાંતવાનો સંચો, દરી વણવાનો સંચો, ઊન વણવાનો તથા કાંતવાનો સંચો વગેરે ગોઠવવામાં આવ્યા હતા. આંત્રનું હાથનું કાંતવું બે બાઈઓ કરી બતાવતી હતી, અને તેઓ ૪૦ થી ૧૨૦ નંબર સુધીનું સુતર કાઢી શકતી હતી.

આ વિભાગમાંથી પાછા ફરી, ડાબા હાથ તરફ રમતગમતના વિભાગને રસ્તે જતાં છેક ડાબા હાથ તરફ પ્રદર્શનનો બીજો ઘણો અગત્યનો વિભાગ આવે છે. પેસતાંજ કૃત્રિમ ખાતરનો વિભાગ અને તેથી આગળ ગ્રામ્ય વિભાગમાં શિક્ષણ વિભાગ, આરોગ્ય વિભાગ, રચનાવિભાગ એ અતિ મહત્વના વિભાગો હતા.

**કૃત્રિમ ખાતરવિભાગ**—જુદા જુદા અનાજ અથવા વનસ્પતિ કે ફળાદિને એકલું છાણીઆ ખાતર બસ થતુ નથી, એમ હાલમા કેટલાક અખતરાઓ ઉપરથી સિદ્ધ થયુ છે. જુદી જુદી વનસ્પતિને બીજાં ખાતરોની તેમની વૃદ્ધિ અર્થે જરૂર છે. એ સ્પષ્ટ કરવા માટે આ વિભાગ એક નાના પણ સૂચક ગ્રોલમા ગખવામા આવ્યો હતો. તેમા ખેતીવાડી ખાતા તરફથી જુદા જુદા નમુનાઓ તેમજ નકશાઓ ગોઠવવામા આવ્યા હતા. તેમાં ઇલાકાના જુદા જુદા પ્રદેશની માટીના નમુના અને તેનું પૃથક્કરણ કરીને જે પરિણામ આવેલુ તેના નકશા બતાવવામા આવ્યા હતા. જમીનના નમુનાઓ, જે ખડકમાથી જમીન બને છે તે ખડકોના નમુના અને ખડકોમા જે દવ્યો રહેલા છે તે ઇલાકામાથી જે જે સ્થળોએથી મળેલા હતા તેનાં નામ સહિત ગોઠવવામા આવ્યા હતા. ખાતરોના નમુનામા ખનિજ અને કૃત્રિમ ખાતરો, માછલીનુ ખાતર, હાડકાનો ભૂકો અને ખોળ વગેરેનો સમાવેશ કરવામા આવ્યો હતો તે ઉપરાત બીજી ખાનગી કપનિઓ તરફથી મકેલા ખાનગીના નમુના પણ બીજા તેમની તરફથી બાધેલા ખાસ મડપોમા ગોઠવવામા આવ્યા હતા

**ગ્રામ્ય કેળવણીવિભાગ**—આ વિભાગ ખરુ કહીએ તો ગ્રામ્યકેળવણીના પ્રશ્નના ઉકેલ રૂપે હતો ગ્રામ્યશિક્ષણમા જીવનભૂત તત્ત્વો કયા અને કેવા પ્રકારના હોવા જોઈએ એક ઘણો કૂટ પ્રશ્ન થઈ પડયો હતો પણ આ વિભાગમા શાળાઓ-વાવડીપા અને અમલાલી-તરફથી કામનું જે પ્રદર્શન થયુ હતુ તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આ પ્રશ્નનો વાસ્તવિક રીતે ઉકેલજ થઈ ગયો છે શાળાના વિદ્યાર્થીઓનું કામ જોતા એમ સ્પષ્ટ માલમ પડી આવે છે કે જો આવી રીતનું ખેતીને લગતું-એટલે કે ગામડામા બાળકો જે નૈસર્ગિક પરિસ્થિતિમા મૂકાએલા હોય છે તેને અથવા તેમના જીવનને અનુકૂળ શિક્ષણ આપવાથી તેઓ ભવિષ્યમા પોતાના ધંધાને વિસારી દેશે નહિ પણ ભવિષ્યમા ખેતીમા તેઓ ઘણો સુધારો કરી શકશે. કેળવણીનો ઘણો અંશ શહેરીજીવનને અનુરૂપ હોવાથી એવી જાતની કેળવણી ગામડાના બાળકોને શ્રેયસ્કર નથી એ બાબત હવે સ્પષ્ટ થઈ છે. સને ૧૯૨૧મા આવા ઉદ્દેશથી એક અખતર તરીકે આવી ગામડાને લગતી એક ઐચ્છિક ખેતીવાડીના અભ્યાસક્રમવાળી યોજના હાથ ધરવામા આવી હતી. પ્રાથમિક શાળાનાં ઉપલા ધોરણોમા ખેતીવાડીનો ઐચ્છિક અભ્યાસક્રમ હાલમા દાખલ કરવામા આવ્યો છે, અને એમા ખેતી શીખવવાનો નહિ પણ ખેડુતોને શિક્ષણ આપવાનો ખાસ હેતુ રાખવામાં આવેલો

છે. એ ઉદ્દેશ બર આવે એવા હેતુથી અને ગામડાંનાં ખેડુતનાં બાળકો નિરક્ષર ન રહે અને પોતાનો ધંધો બુદ્ધિ અને સમજપૂર્વક નિભાવે અને વધારે એ હેતુથી ઉત્તરભાગના એજ્યુ. ઇન્સ્પેક્ટર સાહેબની સૂચનાનુસાર સર પુરષોત્તમદાસ ઠાકોરદાસની મદદથી પારડી તાલુકામાં એક ફરતું પુસ્તકાલય રાખવાની યોજના અમલમાં મૂકવામાં આવી છે અને તેનો લાભ ગામડાંની ઘણી શાળાઓ લઈ શકી છે. આથી ખેતીવાડીના ઐચ્છિક અભ્યાસક્રમવાળી શાળાઓનાં બાળકોમાં વાચન, લેખન અને ગણિતનો તેમને અનુકૂળ અભ્યાસ રાખવાથી એ બાળકો પોતાનો ધંધો બુદ્ધિપૂર્વક ચલાવી શકે તેમજ શાળામાં હોય ત્યારે કામથી જે અનુભવ થયો હોય તેનો સંપૂર્ણ લાભ મોટપણમાં તેઓ લઈ શકે એવા પ્રત્યક્ષ દૃષ્ટાંતરૂપે વાઘછીપા અને અસલાલી શાળાના વિદ્યાર્થીઓનું કામ આ વિભાગમાં રાખવામાં આવ્યું હતું. રસ્તાની જમણી બાજુએ વાઘછીપા શાળાના કામની તેમજ અસલાલી શાળાના કામની ગોઠવણી તે તે શાળાઓના વિદ્યાર્થીઓએ **જાતે બાંધેલા મકાનોમાં** રાખવામાં આવી હતી. મકાનમાં ત્રણવિભાગ રાખવામાં આવ્યા હતા. પેસતાં વચલા ઓરડામાં તેમના હસ્તઉદ્યોગના તરેહતરેહના કામના નમુનાઓ હતા, જેમાં સુતર, દોરી, લાકડું, લોઢું વગેરે સાહિત્યોથી બનાવેલા જુદા જુદા ગ્રામ્યજીવન ઓળખાવતા નમુનાઓ હતા. હાથના વણાટકામમાં પાટી, ટુવાલ, ખાદી, દોરડાં, તેમજ મુંઝણાં, વગેરે નમુના હતા. ખેતીકામને ઉપયોગી થાય એવું તમામ લાકડ કામ વિદ્યાર્થીઓએ હાથે નીપજાવી કાઢ્યું હતું. આ વચલો ઓરડો વિદ્યાર્થીઓના કામનું એક સંગ્રહસ્થાનજ હતું એમ કહીએ તો ચાલે. જમણી બાજુએ ઓસરીમાં છેડે પાવડો, કોદાળી, સાણસી, વાંસલા, વગેરે વિદ્યાર્થીઓએ બનાવેલા લોટાના કામના નમુના ગોઠવેલા હતા. બાજુમાં વિદ્યાર્થીઓનું કારખાનું હતું; તેમા વિદ્યાર્થીઓ દેશી ઢબથી પોતાને જોઈતાં હથિયારો બનાવવામાં કામે લાગ્યા હતા. ઓસરીને બીજે છેડે રાત્રિશાળાનો ઓરડો હતો, જ્યાં તેમને શિક્ષણ આપવામાં આવતું. એકંદર આ ઓરડાઓની વ્યવસ્થાથી ગામડાંની આવી જાતની શાળાઓ કેવી સરસ રીતે ચલાવી શકાય તેનો પ્રત્યક્ષ ખ્યાલ આપવામાં આવ્યો હતો. બહાર વચલા ઓરડાના આંગણામાં ફરતા પુસ્તકાલયની પેટી પડેલી હતી; અને વિદ્યાર્થીઓ ત્યાં પણ તેનો ઉપયોગ કરવા ચૂકતા નથી એટલો તેમને વાચનમાં રસ ઉત્પન્ન થયો છે એ જણાતું હતું. કોમ્પાઉન્ડની બાજુમાં જતાં જમણા હાથ તરફ મોટાં મોટાં સાંતી અને હળના નમુના હતા. જે ખરેખર ઉપયોગમાં લેવા માટે વિદ્યાર્થીઓએ જાતે બનાવ્યા હતા.

તેમણે બાંધેલા ઓરડાઓની સામે અમનાલી શાળાઓના વિદ્યાર્થીઓએ તૈયાર કરેલો પાકવિભાગ આવી રહ્યો હતો તેમા જેમ પ્રદર્શનના પાકવિભાગમા જુદા જુદા પાક ઉગાડવામા આવ્યા હતા તેમ આ શાળા (અમનાલીની શાળા) તરફથી પાક ઉગાડવામા આવ્યા હતા વિદ્યાર્થીઓનુ આ વાવેતર મોટા પાકવિભાગમાના વાવેતર કરતા કોઈપણ રીતે ઉતરે તેમ હતુ નહિ જમીન શાસ્ત્રીય રીતે ખેડીને તેમજ વ્યવસ્થાપૂર્વક ખી વારીને શાકભાજી અને જુદા જુદા ધાન્યોનો પાક લીધો કર્યો હતો તેમા નગિઆળી, રીંગણા, જુવાર, કપાસ, વગેરેનો પાક બહુજ સુંદર વૃદ્ધિમા દેખાતો હતો ઉભા પાકની ક્યારાઓમાની સ્થિતિ જોતા આદિથી અંત સુધી વિદ્યાર્થીઓએ અને તેમના ખેતીકામમા નિષ્ણાત આચાર્ય કેવી કાળજીથી અને ખતથી કામ કર્યું હશે તે સ્પષ્ટ જણાઈ આવે તેમ હતુ ટુકામા યોગ્ય માર્ગસૂચનથી અને આદર્શ ગ્રામ્યકેળવણીથી ગામડાના ખેડુતના બાળકો ભાવિમા ગ્રામ્ય પ્રદેશની આબાદી વધારવામા શું શું કરી શકે તે મનોટ જણાતુ હતુ ગુજરાતના બાળકની આ પ્રગતિ તેની રેખા દોરનાર ઉત્તર ભાગના એ ડે ઇ મિ વગીને આભારી છે

**ગ્રામ્ય આરોગ્યવિભાગ**—ગ્રામ્ય શિક્ષણવિભાગ મૂકી આગળ ઉત્તર તરફ જતા ગામડામા કેવા પ્રકારનુ આરોગ્યનિક્ષણ આપવાની જરૂર છે તે પ્રદર્શિત કરવામા આવ્યુ હતુ હિંદુસ્તાનમા બાળકની માવજત એ વિષય ઉપર જનતાએ પુરતું ધ્યાન આપ્યુ નથી પ્રસૂતિગૃહ કેવા પ્રકારનુ હોવુ જોઈએ તે વિષે નમુનાઓથી અને સૂચનાઓથી સારુ ધ્યાન આપવામા આવતો હતો બાળકના જન્મથી તે તે મોટુ થાય ત્યાસુધીમા માતાની અને બાળકની તદુરસ્તી વિષે દુર્લક્ષ હોવાથી લાખો બાળકો અને માતાઓ કા તો રોગી થઈ જાય છે અથવા તો અકાળે મૃત્યુને શરણ થાય છે ગરીબ મજુર વર્ગ પણ મનુષ્યજાત છે અને તેથી સામાન્ય વર્ગ જેટલીજ તે વર્ગની તદુરસ્તી જાળવવા માટે પ્રજા જવાબદાર છે એ બાબત પણ વિભાગમા દૃષ્ટિ ગોચર થતી હતી સર્પ, વીંછી વગેરે ઝેરી જાનવરોના કરડથી કેવી રીતે બચવુ, મેલા પાણીથી શા શા ગેરફાયદા છે, વાળાનો રોગ શાથી થાય છે, પત એ કેવુ ભયકર દરદ છે, શીતળા ન કઢાવવાથી કેવી ભયકર બિમારી આવે છે, એ બધુ નકશા અને નમુનાઓથી બતાવવામા આવ્યુ હતું રવા ઉત્તમ માટે કેવા પ્રકારના ખેડુતના ઘર જોઈએ, જાજરૂની કેવી ગોઠવણ હોવી જોઈએ, પાણી શોષાઈ જાય તેવા કેવી રીતના ખાળકુવા જોઈએ, મોરીઓના રચના કેવી જોઈએ અને મકાનો વચ્ચેનુ અંતર પણ કેટલુ

જોઈએ—એ બધું નમુનાથી અને નકશાથી બનાવવામાં આવ્યું હતું. તેમજ ગ્રામરચના પણ કેવી હોવી જોઈએ, હાલ અમદાવાદમાં સહકારી યોજનાઓથી ક્યાં ક્યાં અને કેવી રીતે મકાનો બાધવામાં આવ્યાં છે અને હાલ બંધાય છે તે પણ નમુનાઓથી અને નકશાથી લોકને સમજાવવામા આવ્યું હતું. વળી ગામડામાં થના રોગો જણાવી તેને માટે ચાંપતા ઇલાજો પ્રથમથી કેવી રીતે લેવા જોઈએ અને રોગ થયા પછી તેને માટે શું કરવું જોઈએ તે સવિસ્તર વિવેચનથી, ચિત્રોથી અને આંકડાઓથી બતાવવામાં આવ્યું હતું. શારીર આરોગ્ય માટે બીજી પણ વસ્તુઓ રજુ કરવામાં આવી હતી. એક વિભાગમાં દેશદેશના મલ્લોનાં મજબુત શરીરોનો ખ્યાલ તે વિભાગમાં લટકાવેલાં ચિત્રોથી આવતો હતો. તેમજ બીજી જગાએ શરીરરચનાની સમજુતી અર્થે તે રચનાના ચિત્રો લટકાવવામા આવ્યા હતાં. એકંદર આ વિભાગો ગ્રામ્ય જીવનને સુખરૂપ બનાવવાના ઉચ્ચ આદર્શોથી રજુ કરવામાં આવ્યા હતા.

**ખેતીવાડી યંત્રવિભાગ**—આ વિભાગમા જે યંત્રો ગોઠવવામાં આવ્યાં હતાં તે બધાં ખેતીને ઉપકારક થાય એવા હેતુથી ગોઠવવામાં આવ્યાં હતાં. ગ્રામ્ય વિભાગમાંથી પાછા ફરતાં ડાબા હાથ તરફ વળતાં રસ્તા ઉપર ડાબી બાજુએ પહેલાં ચારણીનું યંત્ર ગોઠવવામાં આવ્યું હતું. તેમજ ડુંડાંમાંથી મકાઈદાણા છુટાપાડવાનું યંત્ર ગોઠવવામાં આવ્યું હતું. ત્યારપછી જમીનમાંથી પાણી કાઢવાનાં યંત્રો—બોરીંગ મશિનોની ગોઠવણી કરવામાં આવી હતી. તેમજ કુવામાંથી પાણી ખેંચવા માટે તરેહ તરેહના પંપો ગોઠવવામાં આવ્યા હતા. નવી ઢબની ઓરણીથી જો કામ લેવામાં આવે તો ખેડુતો પ્રથમથી જમીનના વિસ્તાર પ્રમાણે બીનો અંદાજ કાઢી શકે અને બીની વાવણી નિયમિત અને કરકસરથી થઈ શકે એ પ્રત્યક્ષ કામથી બતાવવામાં આવ્યું હતું. ખેતીવાડીને લગતાં ઓજારો અને યંત્રો બહુ મોટા પ્રમાણમાં ઘણી કંપનિઓ તરફથી ગોઠવવામાં આવ્યાં હતાં અને તેણે પ્રદર્શનનો બહુ મોટો વિભાગ રોક્યો હતો. આ વિભાગમાં લગભગ સત્તાવીશ સ્ટોલો હતા અને દરેક સ્ટોલમાં ખેતીને લગતાં નાનાં નાનાં યંત્રો-અથવા ઓજારોથી માંડી મોટાં મોટાં એન્જીનો ગોઠવવામાં આવ્યાં હતાં. તેમાં કેટલાંક દેશી બનાવટનાં ઓજારો હતાં. ટ્રેક્ટરોથી જમીન સારા પ્રમાણમાં ઉંડી જલદીથી ખેડી શકાય છે એ પ્રત્યક્ષ દેખાડવા માટે પ્રદર્શનમાં તેની અજમાયેશ દરરોજ સવારમાં કરવામાં આવતી હતી.

**નહેરવિભાગ**—યંત્રવિભાગ અને રમતગમત વિભાગના રસ્તે જતાં બાજુમાં નાનો સરખો પણ સુંદર અને નમુનારૂપે નહેરવિભાગ રાખવામાં આવ્યો હતો. ગુજરાતની જમીન નીચી અને સપાટ છે. વરસાદ પણ સારો પડે છે. એટલે મોસમમાં વરસાદનું પાણી યોગ્ય જગાએ તળાવો બાંધી ભરી રાખવામાં આવે તો જ્યારે જોઈએ ત્યારે ત્યાંથી નહેર વડે પાણી લઈ શકાય. ડાંગરના પાકને પુરતા પાણીની જરૂર છે. તે આવી રીતે પુરૂં પાડી શકાય. વળી વરસાદના સમયમાં નદીઓમાં પુર આવે ત્યારે નહેરો વડે પાણી ખેતરોમાં વાળી શકાય એવી રીતનો ખ્યાલ આપવા માટે આ વિભાગમાં યોજના કરવામા આવી હતી. હાથમતી, ખારીકટ, સાબરમતી, વગેરે નદીઓની નહેરો ગુજરાતમાં કેવી રીતે વાળવામાં આવી છે તેનો ખ્યાલ આપવામા આવ્યો હતો. તેવીજ રીતે વાત્રક અને મેશ્વો નદીની યોજના પણ થોડા વખતમાં અમલમાં મૂકાશે. આ બધા વિભાગમાં તમામ કામ અંતરપ્રમાણથી કરવામાં આવ્યું હતું; અને નાનું સરખું પણ સુઘડ કામ જોઈ આનંદ થતો હતો.

**ખેતીનીપજ વિભાગ**—નવરોજજી હોલના કોમ્પાઉન્ડમાં એક છેડે આ વિભાગ ગોઠવવામાં આવ્યો હતો અને તેમાં મુંબઈ ઇલાકાના બધા: જિલ્લામાથી આવેલા નમુનાઓ મૂકવામાં આવ્યા હતા. પાટલીઓ ઉપર ગોઠવેલા નમુનાઓ જોવા માટે જો ચારે બાજુ ફરીએ તો લગભગ ાા માઇલ જેટલું અંતર કાપીએ એટલા વિસ્તારમાં આ મંડપની રચના કરવામાં આવી હતી. એકંદર તેમાં ૫૮૮૦ ને આશરે નમુના ગોઠવવામાં આવ્યા હતા.

**ફળબાગ વિભાગ**—પ્રદર્શન જોઈ થાકી ગએલા પ્રેક્ષકોને માટે આ રળિઆમણું વિશ્રામસ્થાન હતું. એવી તેની સરસ મનોહારી રચના હતી. આ વિભાગ પણ નવરોજજી હોલના કોમ્પાઉન્ડમાં ગોઠવવામાં આવ્યો હતો. આ વિભાગમાં છોડ અને ઝાડ ઉછેરવાની રીતો બતાવવામાં આવી હતી તેમાં આંખ ચઢાવવી, કલમ-બાંધવી, ખુંટી મારવી વગેરેનો સમાવેશ થતો હતો. કેરા. રાયણ, બકુલ, મહુડો, આંબો વગેરે વૃક્ષોની નવીન જાતો કલમોથી કેવી રીતે ઉગાડી શકાય છે તેના નમુના રાખવામાં આવ્યા હતા. દ્રાક્ષ, કેળ, દાડમ, જામફળ વગેરે ફળોની સુધારણા કેવી રીતે થઈ શકે છે તેની રીતો સમજાવવામાં આવી હતી. ઝાડો વચ્ચે કેટલું અંતર રાખવું, તેને માટે કેવી ખેડ કરવી, પાણી અને ખાતર કેવી રીતે પુરાં પાડવાં વગેરે બાબતો એ વિભાગમાં એ દષ્ટિએ ગોઠવેલા અસંખ્ય નમુનાઓથી સ્પષ્ટ થાય

તેમ હતી. આ બધું જોતાં આંખ થાકી જાય તેમ હતું. વળી કેટલાંક જાણીતાં ફળો જેવાં કે કેળાં, કેરી, લીંબુ, જામફળ વગેરેને લીલાં રાખી શકાય નહિ; તો તેમને સુકવીને લાંબા વખત સુધી કેવી રીતે રાખી શકાય અથવા તેમાંથી મુરબ્બો બનાવી તેનો ઉપયોગ કેમ કરી શકાય વગેરે માહીતીઓ નમુનાદ્વારા આપવામાં આવી હતી. આ વિભાગમાં મુંબઈ, પુના, ગોવા, કારવાર, નડિઆદ વગેરે સ્થળોના વેપારીઓએ પોતપોતાના નમુના આકર્ષક રીતે ગોઠવી દીધા હતા. છોડઉછેરના નમુના મેસર્સ વી. પી. ભિલાડવાળા એન્ડ સન્સ પારડી, જિ. સુરત, મિ. એ. એમ. પટેલ, પટેલ નર્સરી, પોસ્ટ વાપી. (દમણ) અને મી. ડી. શી. અમીન, મુંબઈ, એ પેઢીઓ તરફથી રજુ કરવામા આવ્યા હતા. મુંબઈના મેસર્સ પાલેકર એન્ડ કંપનિ તરફથી બાગાયતી કામ માટેનાં ઓજારો રજુ કરવામાં આવ્યાં હતાં.

**સહકાર વિભાગઃ**—ખેડુતો તેમનો પાક વધારે સારી રીતે ઉગાડી શકે તેને લગતી તમામ યોજનાઓ પ્રદર્શનમા ગોઠવવાથી જાણે ખેતીને લગતા પ્રયત્નનો માંત્ર અર્ધો ઉકેલ થઈ શકે છે એમ જાણી બાકીના બીજા અર્ધાનો ઉકેલ કરવાના ઇરાદાથી પ્રદર્શનના કાર્યવાહકો તરફથી ખેડુતો ઉત્પન્ન કરેલી પેદાશથી વધારેમાં વધારે આર્થિક લાભ કેમ મેળવી શકે તેનો ખ્યાલ આપવા નવરોજજી હોલમા આ સહકાર વિભાગ ગોઠવવામા આવ્યો હતો. તેમાં સહકાર, બજારમાં કેવી રીતે માલનું વેચાણ કરી લાભ મેળવી શકાય તે યોજનાદર્શક વિભાગ, પ્રચારકાર્ય, અને વ્યવસ્થાવિભાગો રાખવામાં આવ્યા હતા. આ વિભાગ બહુ યુક્તિ અને બુદ્ધિપૂર્વક ગોઠવવામાં આવ્યો હતો. લોકોનાં ટોળેટોળાં આ વિભાગમા વખતો વખત જોવા અને સમજવા અર્થે ભેગાં થતાં જોવામા આવતાં હતાં. આખો વિભાગ જાણે સહકારી મંડળીઓની સંખ્યા, પૈસાની સગવડ અને નીતિબળની દૃષ્ટિએ આ સહકારી યોજનાના ફળીભૂત કાર્ય તરીકે એક સ્વરૂપમાં રજુ થયો હતો એમ જણાતું હતું.

હોલનાં બારણાંની સામેની દિવાલોપર નકશા અને ચિત્રો ટાંગેલાં હતાં તે ઉપરથી ગુજરાતમાં રૂના વેચાણ માટેની ૨૨ મંડળીઓએ કેટલી પ્રગતિ કરી છે તે માલુમ પડતું હતું. સને ૧૯૧૯ માં આવી માત્ર એક મંડળી (સોનસકની) હતી. પાછલાં ૧૦ વરસમાં તેની સંખ્યા ૨૨ ની થઈ છે, અને આ મંડળીઓ મારફતે સને ૧૯૨૮ની રૂની મોસમ ખતમ થયે તેમણે રૂ અને કપાસીઆ મળી ૧૦૩૩૧૪ મણનું વેચાણ કર્યું હતું. આ

મંડળીના સભાસદોની સંખ્યા ૩૦૪૫ જેટલી છે સુરત જિલ્લામાં આ મંડળી માટે અનુકૂળ વાતાવરણ થઈ ગયું છે સુરત જિલ્લામાં જે ગામડામાંથી ખેડુતો આવી મંડળીઓના સભાસદો થયા છે તેનો નકશો રજુ કરવામા આવ્યો હતો નીચે લટકાવેલા બીજા નકશાઓમા દક્ષિણ ભાગની મંડળીઓની પ્રવૃત્તિ આ બાબતમા કેટલી છે તે પણ જણાવવામા આવ્યુ હતુ બીજા નકશાઓ મુંબઈ, પ્રાંતિક સહકારી પેઢીની પ્રવૃત્તિને લગતી હકીકત જોવામા આવતી હતી સહકારી યોજનાના મુદ્રાલેખોવાળા તકતાઓની ઉપર મુંબઈ ઇલાકાની સહકારી મંડળીઓ અને પ્રવૃત્તિને લગતા નકશા ગોઠવવામા આવ્યા હતા સહકારી પદ્ધતિથી રૂનું વેચાણ કરવામા એટલી બધી સફળતા મળી છે કે ઓરપાડ તાલુકાના ખેડુતોએ સુરત પાસે જહાંગીરપુરામા એક તેમની જિનિંગ ફેક્ટરી કાઢી છે અને તેમા તેમને ઉત્તેજન મળવાથી તેઓ બીજા તેવા સાહસ કરવા ઉત્સુક થઈ રહ્યા છે. મોટા શહેરોમા વસ્તીનુ પ્રમાણ સહકારી મકાન બાંધવાની યોજનાથી ઘટાડી શકાય છે તે નકશા વડે બતાવવામા આવ્યુ હતુ તેમજ તે પદ્ધતિએ રાત્રિશાળાઓ-દ્વારા અજ્ઞાન, રસ્તા બાંધવાની યોજનાદ્વારા મજુરોની નાણાની તંગ હાલત, અને નહેરોદ્વારા ખેડૂતોને પાણીની પડતી તાણ કેવી રીતે દૂર કરી શકાય તેના નકશાઓ મૂકવામા આવ્યા હતા સુરત, અમદાવાદ, ખેડા, ભરુચ, અને પંચમહાલ જિલ્લાના નકશા ટાંગવામા આવ્યા હતા તેમા જુદા જુદા રંગની ટાંકણીઓ ભરાવીને તે તે જિલ્લામાની જુદી જુદી જાતની મંડળીઓ ઓળખાવવામા આવી હતી અને તેની ઓળખ-સમજુતી આપવા અર્થે તેમા પત્તા ગોઠવવામા આવ્યા હતા બે વર્ષ ઉપર આવેલા સાબરમતીના ભારે પુરથી કાંઠા ઉપરના સપાટ મેદાનમા વસેલા ગામડાઓ ભયમા આવી પડ્યા હતા ફરીથી એવો બનાવ બને તો ભય ઉત્પન્ન ન થાય એવા હેતુથી એક પ્રયોગરૂપે અચેર ગામની પુનર્રચના માટેની યોજના હાથમા લેવામા આવી છે અને તેને લગતો નકશો પણ સામે મૂકવામા આવ્યો હતો, અને નીચે મેજ ઉપર તેજ યોજના પ્રમાણે ગામની રચના કેવી સુંદર થઈ શકશે તેનો ખ્યાલ આપવા અર્થે એક મોડેલ-સુંદર નમુનો મૂકવામા આવ્યો હતો બીજા નકશાઓમા મુંબઈ ઇલાકાની મધ્યસ્થ પેઢીઓની અને સહકારી કાર્યની પ્રગતિ કેટલી થઈ છે તે બતાવવામા આવ્યુ હતુ આંકડાઓ ઉપરથી માલૂમ પડે છે કે ઇલાકામા આ કામમા ૮,૭૮૬૭૮૪૯ રૂ ની થાપણ રોકાઈ છે અને તેમા ૪૪૩૦૮૦૮ સભાસદો છે ૧૯૨૮ ના માર્ચની આખરે આવી ૫૩૮૦ સંસ્થાઓ હતી વ્યક્તિગત પ્રયત્નથી અને

સહકારી યોજનાથી લાભ કેટલા પ્રમાણમાં અને કેવી રીતના થાય છે તે પણ જણાવવામાં આવ્યું હતું.

સહકારી યોજનાને અંગે વણકરોએ તૈયાર કરેલી સુતરાઉ અને રેશમી સાડીઓ, ચાદરો, ધુંસાઓ વગેરેના નમુના મેજ ઉપર ગોઠવવામાં આવ્યા હતા.

ગ્રામ્ય પ્રદેશમાં અને ઉદ્યોગનાં સ્થળોએ ઘર બાંધવાની યોજના કેવી હોવી જોઈએ તે બતાવવા માટે બે નમુનાઓ ગોઠવવામાં આવ્યા હતા. જમીનના નાના ટુકડા પાડવાથી શા શા ગેરફાયદા થાય છે અને એથી ઉલટું મોટા વિસ્તારમાં જમીન એકત્ર હોય તો શા શા લાભો છે તે પણ પંજાબમાં બોયાપુર ગામડાના નકશાથી અને બીજા બે નમુનાઓથી બતાવવામાં આવ્યું હતું. ઘરગથુ ધંધાની ખીલવણી અર્થે તેમજ ગરીબ અને વિધવાઓના પોષણને અર્થે સહકારી યોજના લાભકારક છે એ બતાવવા મહારાષ્ટ્રના સહકારી સ્રીમંડળની છબી પણ ત્યાં મૂકવામાં આવી હતી.

આ ઉપરાંત દક્ષિણનું સુખડનું કારીગરી કામ તેમજ પિત્તળકામની કારીગરીના નમુના હોલના આગલા ભાગમાં નીચે બે દક્ષિણના ફર્મોએ સ્ટોલોમાં ગોઠવ્યા હતા. જાદુઈ ફાનસદ્વારા પણ સહકારી યોજનાનું સ્વરૂપ જુદી જુદી દષ્ટિએ સમજાવવામાં આવતું અને તે કામ મુખ્ય દરવાજા પાસે સિનેમા વિભાગમાં થતું હતું.

**દેશી રાજ્યોના મંડપો**—નવરોજજી હોલમાંથી પાછા વળી મુખ્ય રસ્તા ઉપર જતાં પહેલાંજ ડાબા હાથ તરફ વળીએ તો દેશી રાજ્યો તરફથી મંડપો રચાએલા હતા. રસ્તે જતાં અમદાવાદની ઇસ્લામ મેચ ફેક્ટરી, સ્ટોલ હતો. તેમાં દીવાસળીની બનાવટમાં દરેક કાર્યવિભાગ રજુ કરવામાં આવ્યો હતો. દેશી રાજ્યોમાં વડોદરા, ભાવનગર, ઈડર, ધરમપુર અને વાંસદા રાજ્યોના મંડપોમાં તે તે રાજ્યોની મુખ્ય પેદાશ તથા કારીગરીના નમુના ગોઠવવામાં આવ્યા હતા. વડોદરા રાજ્યના મંડપમાં ગ્રામ્ય કલ્યાણકામની પ્રગતિઓ, નકશાઓ, મોડલો, પુસ્તકાલય, બાળસાહિત્ય, રાજ્યની ખેતીવાડી, સહકારવિભાગ, સુધરાઈ, જંગલ વગેરે બાબતોને લગતું કામકાજ બતાવવામાં આવ્યું હતું. ભાવનગર રાજ્યના મંડપમાં જંગલની પેદાશો, ખેતીની પેદાશો, ઓજારો, વાસણો, દાંતની કારીગરી વગેરે બાબતોના સમાવેશ થયો હતો. વાંસદાનો જંગલવિભાગ આકર્ષક હતો. તેમજ ખેતી વિભાગ, બગીચા અને ફળઝાડ વિભાગ અને ઉદ્યોગ વિભાગ રજુ કરવામાં આવ્યા હતા. ધરમપુર રાજ્યની ખેતીની અને જંગલની નીપજો બતાવવામાં આવી હતી.

**રમતગમત વિભાગ**—આ વિભાગમાં પ્રેક્ષકોને ગમત પડે એવા

હેતુથી સારાં બેન્ડો તેમજ ખેડુતવર્ગની રમતની હરિફાઈઓ, અખાડાના વિદ્યાર્થીઓના રમત અને કસરતોના ખેલ, સ્કાઉટોની ડ્રિલ અને બીજી રમતોની વ્યવસ્થા કરવામાં આવી હતી.

**ઘોડાઓનું પ્રદર્શન**—પ્રદર્શનના દરવાજા બહાર કેમ્પની સડકના રસ્તાની જમણી બાજુએ આ વિભાગ રાખવામાં આવ્યો હતો તેમાં જુદી જુદી જાતના ઘોડાઓ હતા. તેની બાજુમાં પશુચિકિત્સાવિભાગ ગોઠવવામાં આવ્યો હતો. તેમાં જાનવરોને ઉપયોગી એવી દવાઓ, હથિયારો, ઓજારો, ખોરાક વગેરે બતાવવામાં આવ્યાં હતાં. સરકારી વેટરીનરી ખાતા તરફથી એક ખાસ વેટરીનરી હાસ્પિતાલ ખોલવામાં આવી હતી. તેમાં ઢોરને રસી મૂકવાની અને સુધારેલી રીતે ખસી કરવાની રીતોનો ખ્યાલ આપવામાં આવ્યો હતો.

**કેલીકો મિલનો સ્ટોલ**—મુખ્ય દરવાજાની સામે કેલીકો મિલ તરફથી એક સ્ટોલ રાખવામાં આવ્યો હતો તેમાં જુદી જુદી જાતનું કાપડ જે મિલ બનાવે છે તે બનાવવામાં આવ્યું હતું, અને તેની ઉત્તમ બનાવટથી લોકોની જમાવટ એ વિભાગમા ઘણી થતી હતી.

**પ્રદર્શનમાં સ્વયંસેવકોએ બતાવેલી કર્તવ્યનિષ્ઠા**—'સાવધાન !' અને વ્યાપક ભાતૃભાવના એ 'બાળવીર'ના મુદ્રાલેખોને જાણે અક્ષરશઃ અમલમાં મૂકતા હોય તેવી રીતે આ પ્રદર્શન વખતે બાળવીર અને બીજા સ્વયંસેવકોએ પોતાને સોંપેલી ફરજો અદા કરી હતી. સમુદ્રના મોજાંની માફક વારંવાર આવતા પ્રેક્ષકોના સમૂહને યોગ્યસ્થાને વાળવાનું કામ આ સ્વયંસેવકોના સૈન્યને સોંપવામાં આવ્યું હતું. હજારો ખેડુતો પરગામથી જે અત્રે આવતા હતા તેમને સ્ટેશન ઉપરથી છેક પ્રદર્શન સુધી રસ્તો બતાવવાનું, તેમની ઉતરવાની જગાએ તેમને પહોંચાડવાનું કામ, વગેરે દરેક પ્રકારનું દેખરેખનું કામ તેઓએ શુદ્ધ કર્તવ્યનિષ્ઠાથી બજાવ્યું હતું. સૈનિકોની તાલીમ અને તેમનું ચારિત્ર આ જગાએ ઉજ્જ્વલ દીપી રહ્યાં હતાં. પ્રદર્શનના દરેક વિભાગમાં રસ્તામાં અને સ્ટૉલોએ તેમનું અખંડ જાગૃતપણું પ્રદર્શનના આદિથી અંત સુધી એકસરખું રહ્યા કર્યું હતું. તેમને બીજાં કેટલાંક મોટી જવાબદારીનાં કામ સોંપવામાં આવ્યાં હતાં તે તેઓ સાંગોપાંગ પાર ઉતારી શક્યા હતા એ તેમની પોષળ રહેલી કેળવણી અને નીતિબોધના ઉત્તમ દૃષ્ટાંતરૂપ હતું. સઘળી વ્યવસ્થાનો ભાર એ સૈન્યના નાયક મિ. આર. ડી. દેરાસરી અને તેમની સાહાય્યક મંડળી ઉપર નાખવામાં આવ્યો હતો અને એ ભાર તેઓ ઉત્તમ રીતે વહન કરી શક્યા હતા એને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આ પ્રમાણે દેશનું સૌથી મોટું ખેતીવાડી પ્રદર્શન આદિથી અંત સુધી સફળ થયું હતું. ખરી રીતે કહીએ તો આ પ્રદર્શન ખેડુતો માટેની એક ખુલ્લા મેદાનની મહાનશાળા હતી. આ પ્રદર્શન જે હેતુથી ભરવામાં આવ્યું હતું તે હેતુ પાર પડે એમ ઇચ્છી આ વર્ણન સમાપ્ત કરીએ છીએ.

---

## બાળવર્ગ

### ગણિત

**સંખ્યા.**

નવા બાળવર્ગના અભ્યાસક્રમમાં સો સુધીની સંખ્યાનાં ગણતરી, લેખન અને વાચન રાખવામાં આવ્યાં છે.

(૧) શરૂઆતમાં ગણતરીનું શિક્ષણ પદાર્થ ગણાવીને આપવું. બાલ-જીવનમાં ગણતરીના ઘણા પ્રસંગો આવે છે, તેનો ઉપયોગ કરી લેવો. જેમ બને તેમ શીખવવાની બાબત રમતોમા ગુંથવી કે બાળકને શીખવામાં રસ કાયમ રહે. ગણતરી માટે જુદી જુદી વસ્તુઓ કચુકા, બટન, સળી. લખોટા વગેરે રમતમાં વાપરવી. પ્રથમ દસ સુધીની ગણતરી શીખવવી. સંખ્યાનું રીતસરનું શાસ્ત્રીય જ્ઞાન આપવાને બહુ ઉતાવળ ન કરવી. બાળક સમજપૂર્વક ગણતાં શીખશે તેમ તેમ તેને સંખ્યાનું શાસ્ત્રીય જ્ઞાન પણ મળતું જશે. આરંભમાં આખા વર્ગને ૫ સંખ્યા શીખવવી છે, પછી ૬ અને પછી ૭ એવો આગ્રહ રાખવો જરૂર નથી. વર્ગશિક્ષણ કરતાં વ્યક્તિગત શિક્ષણને જેમ બને તેમ વધારે સ્થાન આપવું જોઈએ.

બાળક એક, બે, ત્રણ, ચાર એમ બોલી જાય એટલે તેને ગણતાં આવડ્યું એ માનવું ભૂલભરેલું છે. વખતે તેઓ પોપટની માફક ફક્ત શબ્દોચ્ચારજ કરે છે. છાજલી પરથી ચાર ચોપડી લાવો, પેટીમાંથી ત્રણ લખોટા કાઢો, બારણાને કેટલા ખુણા છે? અંગુઠા વિના હાથને કેટલાં આંગળા છે? એવા પ્રશ્નોથી બાળક સમજપૂર્વક ગણતાં શીખે છે તેની ખાતરી કરી શકાશે. બાળક ચોકસાઈથી અને સમજપૂર્વક ગણતાં શીખ્યા પછી બહુ જલદી આગળ વધશે. તેથી આરંભમાં સંખ્યાની ગણતરી ઉપર શિક્ષકે ખાસ ધ્યાન આપવાની જરૂર છે. ગણિતના ચાર નિયમો સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, એ ગણતરીની જુદી જુદી રીત છે. આગળ ગણવું તે સરવાળા, પાછળ ગણવું તે બાદબાકી અને એક સરખી રકમથી આગળ ગણવું તે ગુણાકાર અને પાછળ ગણવું તે ભાગાકાર.

**સંખ્યાસમૂહનું જ્ઞાનઃ—**

(૨) સંખ્યાથી ક્રમિક તેમજ સામુદાયિક અર્થ સૂચવાય છે. ૬ એટલે ૫ અને ૭ ની વચ્ચેની સંખ્યા, તેમજ ૬ વસ્તુનો સમૂહ એટલે પાંચ તેવીજ વસ્તુના સમૂહ કરતાં મોટો અને સાત તેવીજ વસ્તુના સમૂહ કરતા નાનો સમૂહ.

બાળકને આરંભમા ગણતાં આવડે એટલે આ સમૂહસૂચક અર્થ પણ સમજે છે એમ નથી.

(अ) અમુક સંખ્યાથી અમુક કદનો સમૂહ બને તે સમજે છે. (ब) પછી તે સમૂહના બીજા નાના સમૂહ થાય છે તે ભાગ પાડી જુએ છે. જેમકે, ૬ નો સમૂહ ૧ ને ૫; ૨ ને ૪; ૨, ૨ ને ૨; એવા સમૂહ ગોઠવી શકાય છે. (क) ભાગ પાડયા પછી ફરીથી તે ભાગો એકત્ર કરી મૂળનો સમૂહ ઉપજાવી શકાય છે તે સમજે એ રીતે પૃથક્કરણ અને એકીકરણ કરવાથી સમૂહનું જ્ઞાન મળે છે. કોઈપણ સંખ્યાનો સમૂહ તરીકેનો અર્થ સમજવાને તે સમૂહની ચોક્કસ માનસિક મૂર્તિ કલ્પનામાં ખડી થવાની જરૂર છે. દાખલા તરીકે, આપણે ૫ વિચારતાં ०००००, અથવા $\overset{\circ\circ}{\circ\circ}$ અથવા $\overset{\circ\ \circ}{\circ}$ આવું કોઈ માનસિક ચિત્ર કલ્પનામાં લાવીએ છીએ; એકજ પ્રકારની મૂર્તિ ખડી થવી જોઈએ એવો નિયમ નથી. બાળકોને એ રીતે સમૂહનું ભાન કરાવતી વખતે જુદી જુદી રચના કામમાં લેવી અને જુદી જુદી વસ્તુથી એવી રચના રચવી. ૫નું જ્ઞાન આપતી વખતે ૫ સળીથી, ૫ કચુકાથી, ૫ લખોટાથી, ૫ પટીઓથી એમ જુદી જુદી વસ્તુઓથી જુદી જુદી રચનાકૃતિ કરાવવી. ૫ જુદી જુદી વસ્તુઓ લેવાથી ૫ નો અર્થ સરળતાથી સમજી શકશે.

વસ્તુના બબ્બે, ત્રણ ત્રણ, ચાર ચાર, પાંચ પાંચ અને દસ દસ જુથ બનાવતાં શીખવવું. ૧૬ વસ્તુ લઈ તેમાંથી બે બે વસ્તુનાં જુથ પડાવવાં. બાળકો ૧૬ વસ્તુ ( કચુકા, સળી, બટન કે એવી વસ્તુ લેવી ) લઈ તેનાં બે બેના જુથ બનાવે અને તે જુથ ગણીને કહે કે ૮ જુથ થયાં. એ પ્રમાણે કોઈપણ સંખ્યા લઈ જુથ પાડી જુથની ગણતરી કરવાને શક્તિવાન થાય એટલું આ વર્ગમાં જરૂરનું છે. સહજ સમજી શકાય છે કે આ વર્ગમાં બાળકો આંકના કોઠા શીખતા નથી પણ આંકનો પાયો રચે છે અને આંક શીખવાની તૈયારી કરે છે.

**મોંઢાના સરવાળા**–બાળકોને મણકા કે એવી બીજી વસ્તુઓ ગણવાનો એટલે ઉમેરવાનો મહાવરો કરાવવો. શરૂઆતમાં દરેકનો મોંઢાનો દાખલો ખરો છે કે ખોટો તે વસ્તુઓ પ્રત્યક્ષ ગણી સિદ્ધ કરાવવું. ઉમેરવામાં બાળકને તેના તે દશકની બહાર જવું પડે અને તેથી તેમના મનને વધારે મહેનત પડે તેવા મોંઢાના સરવાળા આ વર્ગમાંથી બાતલ કરવામાં આવ્યા છે.

આ પ્રમાણે અંકોના અર્થ સ્પષ્ટ સમજાવ્યા પછી તે લખાવવા જોઈએ. પ્રથમ અંકોના આકાર, મણકા, કચુકા વગેરેથી અને કડીઓથી શીખવવામાં આવશે તો તેમને વધારે રમુજ પડશે. આથી આકારોની છાપ તેમની યાદદસ્ત ઉપર પડશે. સંખ્યા લખેલાં પત્તાં અને તે સંખ્યા બતાવનાર વસ્તુનો ઉલટ સુલટ મુકાબલો કરાવવાથી પણ સંખ્યાવાચન અને લેખન સારૂં બનશે.

છોકરાં વીસ સુધી ગણી શકે ત્યારપછી તેમની પાસે દસ મણકા પરોવરાવી પરોવેલા મણકા દશક સૂચવે છે અને છુટા મણકા એકમ સૂચવે છે એમ બતાવવામાં આવશે તો તેથી લાભ થશે. દાખલા તરીકે, એક પરોવેલો દશક અને એક છુટો મણકો મળીને ૧૧ મણકા થશે. એક આવો દશક અને બે એકમ મળી ૧૨ થશે, એ પ્રમાણે દશકના સમૂહથી સંખ્યાનું જ્ઞાન આપી શકાશે અને ૧૧, ૧૨, ૧૩ માં પહેલો અંક દશકનો છે અને બીજો અંક એકમનો છે એ સહેલાઈથી સમજાવી શકાશે.

સંખ્યાનાં ગણતરી અને વાચન માટે થોડી રમતો શિક્ષકોને માર્ગસૂચક થઈ પડશે એમ માની આપવામાં આવે છે:—

(૧) કાળા પાટીઆમાં વચ્ચે સફેદ વર્તુલ દોરવો એ પાટીઉં વર્ગની સમક્ષ રાખવું, અને રબરનો દડો પાટીઆમાં વર્તુલ તાકીને ફેંકવો. કેટલી વખત વર્તુલ તાકવામાં વિજય મળે છે અને કેટલી વખત તાકી શકાતું નથી તેની બાળકો પાસે ગણતરી કરાવવી.

(૨) બાળકોને વર્તુળમાં બેસાડવાં. એક બાળક વર્તુળની આસપાસ ફરે અને બાળકના માથા પર હાથ મૂકી બાળકને ઉઠવાનું સૂચન કરે અને કેટલાં બાળકને ઉઠાડયાં તેની ગણતરી કરાવે. એજ રીતે બાળકને જાગૃત કરે અને તેની ગણતરી કરાવે.

(૩) બાળકોને ઘુંટણપર હાથ રાખવા કહેવું અને એક બાળક હાથને અડકે અને આંગળાંની ગણતરી કરે. આ રમતમા ૫ ના સમૂહથી ગણતરી થશે.

છેલ્લા પાંચ વરસથી ઘણી મગરૂરીથી ભોગવું છું તે છોડતાં મને ઘણી દીલગીરી થાય છે. આ ઓદ્દો છોડતી વખતે અમદાવાદ જિલ્લાના સઘળા રોવર, સ્કાઉટ અને કબ ભવિષ્યમા વધારે ભાગ્યશાળી થાય અને સારૂં સ્કાઉટિંગનું કામ કરે એવી મારી શુભેચ્છા જાહેર કરૂં છું. આ વિશ્વવ્યાપક ભ્રાતૃભાવમાં રહેલી ઉત્તમ ભાવના અનુસાર સઘળા સ્કાઉટ પોતાનું જીવન ઘડે એજ હિંદુસ્તાનના અને ખરી રીતે આખી દુનીઆના નાગરિક ધર્મને માટે અતિ મદત્વનું છે.



# મુંબઈ ઇલાકામાં મધ્યમવર્ગ, પછાત વર્ગ અને મુસલમાનો માટે માધ્યમિક શાળાઓની સ્કોલરશિપ માટે ધારા



## કેળવણીખાતું

*જાહેરે મુંબઈ, તા. ૫ મી જુલાઈ સને ૧૯૨૮. નં. ૨૪૯૬:—* મધ્યમવર્ગના અને પછાતવર્ગના હિંદુઓ તેમજ મુસલમાનો માટે આ ઇલાકાની માધ્યમિક શાળાઓમા આપવાની ખાસ સ્કોલરશિપો માટેના નીચે જણાવેલા ધારા સર્વેની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે:—

**૧. સ્કોલરશિપની સંખ્યા અને વહેંચણી**—નીચે પ્રમાણે જણાવેલી સ્કોલરશિપો (મધ્યમવર્ગ માટે ૧૬૮, પછાતવર્ગ માટે ૯૨, તથા મુંબઈ ઇલાકામાં મુસલમાનો માટે ૯૧ અને સિંધમાં મુસલમાનો માટે ૧૦૦) માટે દર વરસે હરિફાઈની પરીક્ષા લેવામા આવશે.

| જિલ્લો | મધ્યમવર્ગ માટે સ્કોલરશિપની સંખ્યા | પછાતવર્ગ માટે સ્કોલરશિપની સંખ્યા | મુસલમાનો માટે સ્કોલરશિપની સંખ્યા |
|---|---|---|---|
| મુંબઈ (પરાંવિભાગ સહિત) | ૧૦ | ૫ | ૧૩ |
| નાસિક | ૯ | ૬ | ૩ |
| થાણા | ૭ | ૮ | ૨ |
| રત્નાગિરિ | ૧૭ | ૩ | ૫ |
| કોલાબા | ૮ | ૨ | ૨ |
| પુના | ૧૨ | ૫ | ૩ |

| | | | |
|---|---|---|---|
| શોલાપુર | ૮ | ૪ | ૪ |
| સતારા | ૧૫ | ૪ | ૨ |
| પૂર્વખાનદેશ | ૧૨ | ૫ | ૭ |
| પશ્ચિમખાનદેશ | ૫ | ૮ | ૨ |
| અહમદનગર | ૯ | ૪ | ૩ |
| સુરત | ૩ | ૭ | ૪ |
| ભરુચ | ૧ | ૨ | ૫ |
| ખેડા | ૫ | ૨ | ૪ |
| અમદાવાદ (ડિસા કેમ્પ સાથે) | ૫ | ૪ | ૭ |
| પંચમહાલ | ૨ | ૪ | ૨ |
| ધારવાડ | ૧૨ | ૫ | ૧૦ |
| બેલગામ | ૧૨ | ૪ | ૫ |
| વિજાપુર | ૧૦ | ૪ | ૬ |
| કાનડા | ૫ | ૧ | ૨ |
| | | | ૯૧ |
| કરાંચી | | | ૧૬ |
| હૈદ્રાબાદ | | | ૧૭ |
| થરપારકર | | | ૯ |
| સક્કર | ૧ | ૫ | ૧૫ |
| સિંધનો ઉપલો સરહદનો મુલક | | | ૯ |
| લારખાના | | | ૨૧ |
| નવાબશાહ | | | ૧૩ |
| કુલ | ૧૬૮ | ૯૨ | ૧૯૧ |

કોઈપણ જિલ્લામાં જો જોઈએ તેટલા લાયક ઉમેદવારો નહિ હશે તો જિલ્લાના ઇન્સ્પેકટરો એક જિલ્લામાંથી બીજા જિલ્લામાં સ્કોલરશિપો ફેરવી શકશે.

૨. **સ્કોલરશિપની રકમ અને મુદ્દતઃ**—હાઇસ્કૂલ સ્કોલરશિપ ચાર વરસ સુધી અને મિડલસ્કૂલ સ્કોલરશિપ ત્રણ વરસ સુધી ચાલુ રહેશે.

દરેક સ્કોલરશિપની રકમ નીચે પ્રમાણે છેઃ—

ઇલાકામાં મધ્યમવર્ગના અને પછાત વર્ગના હિંદુઓ માટે અને આખા ઇલાકામાં મુસલમાનો માટેઃ—

| ધોરણ | માસિક રકમ |
|---|---|
| | રૂ. |
| ૧ થી ૩ સુધી | ૬ |
| ૪ | ૭ |
| ૫ | ૮ |
| ૬ અને ૭ | ૧૦ |

સિંધમા મુસલમાનો માટે —

| ધોરણ | માસિક રકમ |
|---|---|
| | રૂ. આ. પા |
| ૧ થી ૩ સુધી | ૧૦—૦—૦ |
| ૪ થી ૭ | ૧૨—૮—૦ |

૩ **ઉમેદવારોની લાયકાત**—(અ) જે બ્રિટિશ જિલ્લા માટે સ્કોલરશિપો રાખવામા આવી હશે તે જિલ્લાની ખાનગી સ્વીકારેલી કોઈ પણ શાળાના ગમે તે જાતિના (છોકરા અથવા છોકરી) ઉમેદવારો સ્કોલરશિપ માટે હરિફાઈ કરી શકશે, પણ જે ઉમેદવારે પુરા એક વરસ એટલે કે પરીક્ષાની પહેલાના વરસની શરૂઆતથી બરાબર અભ્યાસ નહિ કર્યો હોય તેને સ્પર્ધા કરવા દેવામા આવશે નહિ વિદ્યાર્થીના બાપ અથવા વાલીની વાસ્તવિક બદલી થઈ હોય અથવા એક જિલ્લામાથી બીજા જિલ્લામા તેણે કાયમનુ ઘર બદલ્યુ હોય તો ઉપરની શરતમા પોતાની નજરમા આવે તો એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર છૂટ મૂકી શકશે પોતાની આગલી નિશાળમા ઉપલા ધોરણો નહિ રાખવાના હોવાને લીધે જેણે (છોકરા અથવા છોકરીએ) શાળા બદલી હોય તેવા વિદ્યાર્થીઓની બાબતમા ૩૦ દિવસ કરતા વધારે દિવસોની તૂટ નહિ હોય તો પરીક્ષક કમિટી તેને પરીક્ષામા દાખલ કરી શકશે

(બ) જે ઉમેદવારો બ્રિટિશ જિલ્લામા નહિ હોય અથવા જેઓ દેશી રાજ્યોની શાળાઓમાથી આવેલા હોય તેઓ સ્કોલરશિપ માટે સ્પર્ધા કરી શકશે નહિ સિંધમા મુસલમાનો માટેની ખાસ સ્કોલરશિપો જે મુસલમાનો સિંધમા જન્મ્યા હોય અને જેઓ ત્યાંના વતની હોય તેમને માટેજ છે

(ક) જે વિદ્યાર્થીના માબાપ અથવા વાલી આવકવેરો (ઇન્કમટેક્સ) અથવા જમીનવેરા તરીકે, રૂ. ૨૦૦ અથવા આવકવેરો અને જમીનવેરો

મળી રૂ. ૨૦૦ અથવા તેથી વધારે રકમ ભરતાં હશે તે વિદ્યાર્થીને સ્કોલર્શિપ મળી શકશે નહિ.

(ડ) પરીક્ષા પછીના જુન માસની પહેલી તારીખે (સિંધમાં એપ્રિલની પહેલી તારીખે) મિડલસ્કૂલ સ્કોલર્શિપની પરીક્ષામાં બેસનાર ઉમેદવારની ઉંમર ૧૪ વરસ ઉપરની હશે અને હાઇસ્કૂલ સ્કોલર્શિપની પરીક્ષામાં બેસનાર ઉમેદવારની ઉંમર ૧૭ વરસ ઉપરની હશે તો તે સ્પર્ધા માટે લાયક ગણાશે નહિ. છોકરીઓની બાબતમાં ઉપર જણાવેલી ઉંમરનો બાધ ૧ વરસ પછી આવશે. (એટલે કે મિડલસ્કૂલ સ્કોલર્શિપ માટે છોકરીની ઉંમર ૧૫ વરસ ઉપરની અને હાઇસ્કૂલ સ્કોલર્શિપ માટે છોકરીની ઉંમર ૧૮ વરસ ઉપરની થાય તો તે સ્પર્ધા માટે લાયક ગણાશે નહિ.)

(ઇ) ઉંમરના પ્રમાણમાં સંતોષકારક અભ્યાસ જોવામાં નહિ આવે તો ઉમેદવારને સ્કોલર્શિપ આપવામાં આવશે નહિ.

(ફ) સ્પેશિઅલ મિડલસ્કૂલ સ્કોલર્શિપની બાબતમાં જે ઉમેદવાર ઍંગ્લોવર્નાક્યુલર ધો. પહેલામાં અથવા એથી ઉપલા ધોરણમાં ભણતો હશે તો તેને, અથવા સ્પેશિઅલ હાઇસ્કૂલ સ્કોલર્શિપની બાબતમાં જે ઉમેદવાર ઍંગ્લોવર્નાક્યુલર ધોરણ ચોથામાં અથવા એથી ઉપલા ધોરણમાં અભ્યાસ કરતો હશે તો તે સ્કોલર્શિપ માટે સ્પર્ધા કરી શકશે નહિ.

**૪. સ્કોલર્શિપ કેવી રીતે આપવામાં આવે છે**—એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરફથી દર વરસે સ્પર્ધા માટે પરીક્ષા લેવામાં આવશે અને તે પરીક્ષાના પરિણામ ઉપરથી સ્કોલર્શિપ આપવામાં આવશે, અને મિડલસ્કૂલ સ્કોલર્શિપની બાબતમાં તે સ્કોલર્શિપ સ્વીકારાએલી કોઈપણ માધ્યમિક શાળાના ઍંગ્લોવર્નાક્યુલર ધોરણ પહેલામાં અથવા કોઈ પ્રાથમિક શાળામાં ઉઘાડેલા અને સ્વીકારાએલા અંગ્રેજી વર્ગના ધોરણ પહેલામાં, અને હાઇસ્કૂલ સ્કોલર્શિપની બાબતમાં ઍંગ્લોવર્નાક્યુલર ધોરણ ચોથામાં, આપવામાં આવશે.

**૫. પરીક્ષાની તારીખ અને સ્થળ**—ફેબ્રુઆરિ અથવા માર્ચમાં સ્કોલર્શિપ માટેની પરીક્ષા અમુક મધ્યસ્થજોએ લેવામાં આવશે અને તે સ્થળો મુંબઈ ગવર્નમેન્ટ ગેઝેટમાં અથવા સિંધ ઓફિશ્યલ ગેઝેટમાં પ્રગટ કરવામાં આવશે.

**૬. અરજીઓ**—જે શાળામાં ઉમેદવાર ભણતો હોય તે શાળાના મુખ્ય શિક્ષક મારફત પરીક્ષામાં બેસવા માટેની અરજી, નક્કી કરેલા ફૉર્મમાં

સ્કોલરશિપ માટેની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને, જે માસમાં પરીક્ષા થવાની હોય તે માસના આગલા માસની પહેલી તારીખે અથવા તે પહેલાં મળી જાય તેવી રીતે મોકલવી.

અરજી કરવાથી પ્રેસિડેન્ટ પાસેથી ફૉર્મ મળી શકશે.

૭. **પરીક્ષાની ફી**—પરીક્ષામાં બેસવા માટે દરેક ઉમેદવાર પાસેથી રૂ. ૧ ફીનો લેવામાં આવશે. ફી અરજી સાથે દરેક ઉમેદવારે મોકલી આપવી.

જેમની અરજી નામંજુર થઈ હશે તે સિવાયના કોઈ ઉમેદવારને આ ફી પાછી આપવામાં આવશે નહિ.

૮. **પરીક્ષાના વિષયો અને ભાષા**—હાઇસ્કૂલ સ્કોલરશિપની બાબતમાં એંગ્લોવર્નાક્યુલર ધોરણ ત્રીજા માટે નક્કી કરેલા વિષયોની, અને મિડલસ્કૂલ સ્કોલરશિપની બાબતમાં વર્નાક્યુલર ધોરણ ચોથા માટે નક્કી કરેલા વિષયોની પરીક્ષા લેવામાં આવશે. હસ્તાક્ષરને ખાસ અગત્ય આપવામાં આવશે.

જે જિલ્લામાં પરીક્ષા લેવામાં આવશે તે જિલ્લાની ભાષામાં પરીક્ષા લેવામાં આવશે. સિંધ સિવાયમાં મુસલમાન ઉમેદવારો એને બદલે ઉર્દુમાં પરીક્ષા આપી શકશે.

ટીપઃ—કરાંચીમાં પરીક્ષા ગુજરાતીમાં આપી શકાશે.

૯. **પરિણામની જાહેરાત**—ફતેહમંદ ઉમેદવારોનાં તેમજ જે શાળાઓમાંથી તેઓ બેઠા હશે તે શાળાઓનાં નામ મુંબાઈ ગવર્નમેન્ટ ગેઝેટ અથવા સિંધ ઑફિસ્યલ ગેઝેટમાં પ્રગટ કરવામાં આવશે.

એક રૂપીઓ ફીનો આપ્યેથી ઉમેદવારે દરેક વિષયમાં મેળવેલા માર્ક મોકલી આપવામાં આવશે.

૧૦. **કઈ શરતોએ સ્કોલરશિપ ચાલુ રહેશે**—(અ) હાઇસ્કૂલ સ્કોલરશિપની બાબતમાં, ફતેહમંદ ઉમેદવારોએ ખાતાએ સ્વીકારેલી કોઈ માધ્યમિક શાળાના એંગ્લોવર્નાક્યુલર ધોરણ ચોથામાં, અને મિડલસ્કૂલ સ્કોલરશિપની બાબતમાં, સ્વીકારાએલી માધ્યમિક શાળાના ધોરણ પહેલામાં અથવા પ્રાથમિક શાળામાં ઉઘાડેલા અને સ્વીકારાએલા અંગ્રેજી વર્ગના ધોરણ પહેલામાં, તે શાળાના શરૂ થતા નવા વર્ષની શરૂઆતમાં દાખલ થવું જોઈશે. જો કોઈ સ્કોલર, પરીક્ષા પછીના જુલાઈ માસની પહેલી તારીખ પહેલાં (સિંધમાં મે માસની પહેલી તારીખ પહેલાં) તેવી

શાળા અથવા તેવા વર્ગમાં દાખલ નહિ થાય તો તેની સ્કોલરશિપ લઈ લેવામાં આવશે.

(ખ) દરેક સ્કોલરશિપ, પરીક્ષા પછીના જુન માસની પહેલી તારીખથી ( સિંધમાં એપ્રિલની પહેલી તારીખથી ) આપવામાં આવશે; પણ તે એવી શરતે કે સ્વીકારાએલી એંગ્લોવર્નાક્યુલર શાળામાં અથવા પ્રાથમિક શાળાના અંગ્રેજી વર્ગમાં તે હોય ત્યાં તેની નિયમિત હાજરી, સારી ચાલચલગત અને સંતોષકારક અભ્યાસ હોવાં જોઈએ.

આમાંની કોઈપણ શરતનો ભંગ થશે તો તે સ્કોલરની સ્કોલરશિપ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર બંધ કરી શકશે.

(ક) શાળામાં સ્કોલરો ભણતા હોય તે દરેકને શાળાની વાર્ષિક તપાસણી વખતે તપાસણી કરનાર સરકારી અમલદાર રૂબરૂ હાજર કરવામાં આવશે.

સરકારી ઇન્સ્પેક્ટર અથવા તેના ડેપ્યુટિ દરેક સ્કોલરની ગમે તે વખતે પરીક્ષા લઈ શકશે, અને તેનો અસંતોષકારક અભ્યાસ અથવા અનિયમિત હાજરી સાબીત થશે તો તે સ્કોલરની ( છોકરા અથવા છોકરીની ) સ્કોલરશિપ લઈ લેવામાં આવશે.

જો સ્કોલરશિપ ખાલી પડે તો મૂળ યાદી પ્રમાણે તેની પછીનો બીજો જે ઉમેદવાર હોય તેને જો ઇન્સ્પેક્ટર લાયક ગણે તો તેને અથવા સ્કોલરશિપ માટે ખાસ ભલામણવાળી કોઈ છોકરીને બાકીની મુદત માટે તે સ્કોલરશિપ ઇન્સ્પેક્ટર આપી શકશે.

(ડ) સ્કોલરશિપ લેનારે ( છોકરા અથવા છોકરીએ ) એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની અગાઉથી મંજુરી મેળવ્યા સિવાય શાળા બદલી શકશે નહિ.

(ઈ) કોઈપણ સ્કોલર, બીજી કોઈ સરકારી સ્કોલરશિપ અથવા તો સરકાર હસ્તક જે એન્ડાઉમેન્ટ ફંડ હોય તેમાંથી બીજી કોઈ સ્કોલરશિપ અગાઉથી ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની મંજુરી મેળવ્યા સિવાય, લઈ શકશે નહિ.

કોઈ સ્કોલર સરકારી શાળામાં ભણતો હોય અને જો વિદ્યાર્થીઓને માફી રાખવાના ધારા પ્રમાણે તે ( છોકરો અથવા છોકરી ) માફી થવાને લાયક હોય તો તેને આખા માફી વિદ્યાર્થી તરીકે અથવા અડધા માફી વિદ્યાર્થી તરીકે શાળામાં રાખવામાં આવશે.

**૧૧. સ્કોલરશિપ આપવાની ગોઠવણ**—બિનસરકારી સ્વીકારાએલી શાળાઓની બાબતમાં દર મહીને ચડેલી સ્કોલરશિપની રકમ સરકારે

નક્કી કરેલા છાપેલા ફૉર્મમાં (એન્યુ. ૧૨૭–ઇ અથવા ૧૨૮–ઇ) બિલ કરી લઈ લેવી. આ બિલમાં સ્કોલરે પોતાની સહી કરવી અને તેની સામે તેની (છોકરા અથવા છોકરીની) શાળાના મુખ્ય શિક્ષકે સહી કરવી અને તે બિલ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પાસે મંજુર કરાવવું. સરકારી માધ્યમિક શાળાઓની બાબતમાં તે શાળાના મુખ્ય શિક્ષક એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની સામે સહી વગર, પોતે બિલ ઉપર સહી કરી સ્કોલરશિપ લઈ શકશે અને જે રકમ લીધી હોય તેનો તે દર મહીને એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને રિપોર્ટ કરશે.

જે મહીનાની સ્કોલરશિપની રકમ લેણી થઈ હોય તે મહીનો વીત્યા પછી એક મહીનાની અંદર જો બિલ કરવામાં આવશે નહિ તો બિલ નામંજુર કરવામાં આવશે.

મુંબઈ સરકારના હુકમથી (ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ)

(અંગ્રેજીમાં સહી) આર. એમ. મેકસ્વેલ

ઓફિશિએટિંગ ગવર્નમેન્ટ સેક્રેટરિ.

---

## કેળવણીખાતું, સને ૧૯૨૮ તા. ૫ મી જુલાઈના સરકારી ઠરાવ નં. ૨૪૯૬ નું પરિશિષ્ટ

## કૉલેજ / માધ્યમિક શાળામાં સ્કોલર્શિપો માટે અરજીનું ફૉર્મ

ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, પુના ×

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ભાગ †

પ્રેસિડેન્ટ, સ્કોલરશિપ પરીક્ષા

કમિટી, મધ્યસ્થળ ‡

મહેરબાન સાહેબ,

હું સ્કોલર્શિપ માટે અરજી કરું છું.

‡ ૨. મધ્યસ્થળે લેવામાં આવનારી પરીક્ષામાં સ્કોલર્શિપ માટે મને સ્પર્ધા કરવા રજા આપવામાં આવશે. હું પરીક્ષાની ફીના રૂ. જુદા મોકલું છું.

---

× કૉલેજોમાંની જ સ્કોલર્શિપો માટે.

† સિલ્વર વેડિંગ ફન્ડ અને ઇંપિરિઅલ ઇન્ડિઅન રિલીફ઼ફ઼ંડ સ્કોલર્શિપો માટેજ

‡ સરકારી સ્પેશિઅલ, હાઇ અને મિડલસ્કૂલ સ્કોલર્શિપો માટેજ

૩. જે અભ્યાસક્રમ હું લેવા માગું છું તે છે. અને

એને માટે હું $\frac{\text{કૉલેજ}}{\text{શાળા}}$ અંગ્રેજીવર્ગ માં દાખલ થવા ઇચ્છું છું.

×૪. હું હિંદી સૈનિકનો $\frac{\text{પુત્ર}}{\text{પુત્રી}}$ છું એ હકીકતની ખાતરી માટે

જિલ્લાના કલેક્ટરનું સર્ટિફિકેટ આ સાથે મોકલું છું.

હું છું
સાહેબ
આપનો તાબેદાર સેવક
( ઉમેદવારની સહી

તા. ૧૯

૧. પિતાના નામ અને અટક સહિત નામ
૨. ધર્મ, જાતિ અને પેટાજાતિ
૩. જન્મતારીખ ( ઇસ્વી સન પ્રમાણે )
૪. આવતી જન્મતારીખે ઉંમર
૫. જન્મસ્થાન ( ગામ અને જિલ્લો )
૬. $\frac{\text{કૉલેજ}}{\text{શાળા}}$ અથવા ભણ્યાનું સ્થળ
૭. જે ધોરણ અથવા વર્ગમાં ભણતો હોય તે
૮. પાસ કરી હોય તે પરીક્ષા અને તેમાં મેળવેલા ટોકડા
૯. પરીક્ષામાં ઉમેદવારનો નંબર અને વર્ગમાં છોકરાની કુલ સંખ્યા
†૧૦. મધ્યસ્થળનું નામ અને યુનિવર્સિટીની છેલ્લી પરીક્ષામાં બેઠકનો નંબર
૧૧. ઉમેદવાર જેમાં દાખલ થવા ઇચ્છતો હોય તે $\frac{\text{કૉલેજ}}{\text{શાળા}}$
૧૨. બાપ અથવા વાલીનું:—
(અ) પુરેપુરૂં નામ
(બ) ધંધો
‡ (ક) તમામ પ્રકારની વાર્ષિક આવક
‡ (ડ) આપેલી વાર્ષિક આવકવેરા (ઇન્કમટેક્સ)ની રકમ
‡ (ઇ) આપેલી વાર્ષિક જમીનવેરાની રકમ

---

× સિલ્વર વેડિંગ ફંડ અને ઇમ્પિરિઅલ ઇન્ડિઅન રિલીફ ફંડ સ્કૉલરશિપો માટેજ
† કૉલેજમાંની જ સ્કૉલરશિપો માટેજ
‡ સરકારી સ્પેશિઅલ સ્કૉલરશિપો માટેજ

(ક) ચાલ્યન રૂ (ગામ જિલ્લો વગેરે)

×૧૩ પુત્ર

(અ) લડાઈમા માર્યા ગએના અથવા અપગ થઈ ગએના હિંદી અમલદારના

(બ) લડાઈમા માર્યા ગએના અથવા અપગ થઈ ગએના હિંદી સૈનિકનો

‡૧૪ કુટુંબના સામાન્ય સજોગો

૧૫ બીજી કોઈ સ્કોલરશિપ મળે છે કે નહિ, જો મળે છે તો તે કઈ અને કેટલી ?

૧૬ પોસ્ટ ઓફિસ સરનામુ

---

## અરજદારની $\frac{\text{કૉલેજ}}{\text{શાળા}}$ ના મુખ્ય શિક્ષકનુ સર્ટિફિકેટ

ખાતરીપૂર્વક જણાવુ છુ

થી સુધી મારી $\frac{\text{કૉલેજ}}{\text{શાળા}}$ નો સાપ્તાહિક વિદ્યાર્થી હતો એ $\frac{\text{કૉલેજ}}{\text{શાળા}}$ ના રજિસ્ટરમા નોધ્યા પ્રમાણે

તેની $\left(\frac{\text{છોકરાની}}{\text{છોકરીની}}\right)$ જન્મતારીખ છે એ ના માટે આવતા

જુનની પહેલી તારીખે તેની $\left(\frac{\text{છોકરાની}}{\text{છોકરીની}}\right)$ ઉમર વરસ અને

મહીનાની થશે

અરજદાર ઉપર જણાવેલી બીજી હકીકત મારી જાણ અને માન્યતા પ્રમાણે ખરી છે તેના અભ્યાસ ચાલચલગત વગેરે મારી માહિતી નીચે પ્રમાણે છે —

૧ ઉમેદવારની સામાજિકતા અને ખાતસહિત તેનુ ચારિત્ર્ય

૨ નમ્રતા

૩ નિયમિત હાજરી

૪ તદુરસ્તી

૫ રમતમા હોશિયારી

૬ સામાન્ય ટીકા અને ભલામણો

---

* સને ૧૯૨૮ ના ઑગસ્ટની ૪ થી અને નવેમ્બરની ૧૧ મી તારીખ વચ્ચેની લશ્કરની ચાકરી યાદીમા નામ હોય તેવો

‡ સિવલ વેટિંગ ફંડ અને ઇમ્પિરિયલ ઇન્ડિયન રિલીફ ફંડ સ્કોલરશિપો માટેજ

પ્રિન્સિપાલ
મુખ્ય શિક્ષક
તા. ૧૯ મુખ્ય શિક્ષિકા
કૉલેજ / શાળા

ટીપ.—જો ઉમેદવાર અરજી આપ્યા પહેલાં બાર મહીનામાં એકથી વધારે મંજુર થએલી કૉલેજ / શાળા માં ભણ્યો હોય તો તે દરેક કૉલેજ / શાળા ના ઉપરીએ સર્ટિફિકેટ આપવું.

---

## × બાપ અથવા વાલીની જામીનગીરી

હું મારા પુત્ર / પુત્રી / વૉર્ડ ને જ્યાંસુધી તે તેનો અભ્યાસ પુરો કરી રહેશે અથવા જેટલો સમય તે પછાત વર્ગની સ્કોલરશિપ લીધા કરશે ત્યાંસુધી માધ્યમિક શાળામાં રાખવા માથે લઉ છું.

(બાપ અથવા વાલીની સહી)

(સાક્ષી )

× માધ્યમિક શાળામાં પછાત વર્ગની સ્કોલરશિપ માટે

## સરકારી જાહેરખબર

### કેળવણીખાતું

નં. ૨૪૯૬-સને ૧૯૨૮ ના તા. ૫ મી જુલાઈની સરકારી જાહેરખબર ઇ. ડી. નં. ૨૪૯૬ જે સને ૧૯૨૮ તા. ૧૨ મી જુલાઈના મુંબઇ ગવર્મેન્ટ ગેઝેટના ભાગ ૧ ના ૧૪૧૪–૧૪૧૬ પાનાંમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે તેમાં નીચે પ્રમાણે સુધારો કરવોઃ—

નિયમ ૧. કરાંચી માટે ૧૬ એને બદલે નીચે પ્રમાણે વાંચોઃ—
કરાંચી શહેર. ૪
બાકીનો કરાંચી જિલ્લો. ૧૨

નિયમ ૮. જે ટીપ મૂકવામાં આવી છે તેને બદલે નીચે પ્રમાણેની ટીપ મૂકવીઃ—

કરાંચી શહેરમાં ગુજરાતી, મરાઠી અને ઉર્દુ મારફત પરીક્ષા આપી શકાશે.

મુંબઈ સરકારના હુકમથી,
(સહી) આર. એમ. મેકસ્વેલ
ઓફિશિએટિંગ ગવર્નમેન્ટ સેક્રેટરિ.

(ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના તા. ૨૮-૧૧-૨૮ ના પત્ર નં. ૯૯૩૯ માં રેહેલી સૂચના અનુસાર)

# છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના નવા ધારા

## કેળવણીખાતું

જાહેરે મુંબઈ, તા. ૧૯ મી સપ્ટેમ્બર સને ૧૯૨૮ નં. ૨૨૮૮.– છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા સંબંધી આગલી તમામ સરકારી જાહેરખબરો રદ કરી તે પરીક્ષા માટેના ધારા મુંબઈ સરકાર (ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ) તરફથી સર્વેની જાણ માટે નીચે પ્રમાણે પ્રગટ કરવામાં આવે છે:—

૧. તળ ઇલાકામાં એપ્રિલ માસમાં અને સિંધમાં સપ્ટેમ્બર માસમાં, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો તરફથી જે તારીખો (જે વિભાગના સઘળા જિલ્લાઓ માટે એકજ રહેશે.) નક્કી કરવામાં આવશે અને જે પ્રસિદ્ધ કરવામાં આવશે તે તારીખોએ, સગવડ પડતા મધ્યસ્થળોએ, દર વરસે કેળવણીખાતા તરફથી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા લેવામાં આવશે.

૨. વિભાગના ઇન્સ્પેક્ટર પરીક્ષા ઉપર દેખરેખ રાખશે અને તે એક પરીક્ષક કમિટી નીમશે તેમા એક પ્રેસિડેન્ટ અને બીજા બે અથવા વધારે સભ્યો રહેશે. સરકારી અમલદારોમાંથી અથવા બિનસરકારી સ્વીકારાએલી શાળાઓના જે પ્રતિનિધિઓ કામ કરવા ખુશી હશે તેમને ચુંટી કાઢવામાં આવશે.

૩. પરીક્ષામાં બેસવા માટેની અરજી છાપેલા ફૉર્મમાં (જુઓ પરિશિષ્ટ અ.) કરવી અને જે સ્થળે ઉમેદવાર પરીક્ષામાં બેસવા ઇચ્છતો હોય તે સ્થળની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને તે મોકલવી. તળ ઇલાકામાં, દર વરસે માર્ચ માસની પહેલી તારીખે અથવા તે પહેલાં અને સિંધમાં ઑગસ્ટ માસની પહેલી તારીખે અથવા તે પહેલાં અરજી મળી જવી જોઈએ.

ઉમેદવારે જે ભાષામાં પરીક્ષા આપવાનું પસંદ કર્યું હોય તે સંબંધી જો કંઈ મુશ્કેલી ઉભી થશે તો એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉમેદવારને અમુક મધ્યસ્થળે પરીક્ષામાં બેસવાની સૂચના આપશે.

ટીપઃ—અરજી કરવાથી પ્રેસિડેન્ટ તરફથી અરજીનાં ફૉર્મ તેને મફત મોકલી આપવામા આવશે.

૪. અરજી કર્યાની તારીખ પછીના (તળ ઇલાકામાં) એપ્રિલની પહેલી તારીખ / (સિંધમા) સપ્ટેમ્બરની પહેલી તારીખ સુધીમાં તેનું ૨૫ મું વરસ પુરૂં થયું નથી એવી મતલબનો સંતોષકારક ખુલાસો પરીક્ષામાં દાખલ થતાં પહેલાં ઉમેદવારે કમિટીને આપવો જોઈશે. જો એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરફથી ખાસ

છૂટ આપવામાં આવી નહિ હશે તો ઉમેદવાર છેલ્લા ૭ માસ સુધી જિલ્લામાં રહેલો હોવો જોઈએ. જે ઉમેદવારો સરકારી કાયમી નોકરીમાં હશે અથવા જેમણે કોઈ જાહેર કેળવણીની સંસ્થામાં ઓછામાં ઓછા બે વરસ સુધી શિક્ષક તરીકે નોકરી કરી હશે તેમના સંબંધમાં ઉંમરનો બાધ આવશે નહિ.

૫. જે ઉમેદવારો પરીક્ષામાં પાસ થયા હશે તેમને એન્યુકેશનલ ઇન્સ્પેકટર તરફથી સર્ટિફિકેટ આપવામાં આવશે. દરેક સર્ટિફિકેટ ઉપર ઉમેદવારની દેશી ભાષામાં સહી હોવી જોઈએ. મૂળ સર્ટિફિકેટ ખોવાઈ ગયું છે અથવા નાશ પામ્યું છે એ બાબતનો સંતોષકારક ખુલાસો મળશે તો બમણી ફી આપ્યાથી એન્યુકેશનલ ઇન્સ્પેકટર તરફથી સર્ટિફિકેટની નકલ ફરીથી આપવામાં આવશે.

સર્ટિફિકેટ ફૉર્મ પરિશિષ્ટ क માં આપેલું છે.

૬. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોની યાદી એન્યુકેશનલ ઇન્સ્પેકટર સરકારી ગેઝેટમાં દર વરસે પ્રસિદ્ધ કરશે અને જિલ્લાના મુખ્ય મથકે તે યાદી દેશી ભાષામાં ચોંટાડવામાં આવશે. પરીક્ષામાં મેળવેલા હોકડા પ્રમાણે જિલ્લા અથવા ભાગવાર નામો ગોઠવવામાં આવશે અને મેળવેલા કુલ હોકડા દરેક વિદ્યાર્થીના નામની સામે છાપવામાં આવશે.

દરેક જિલ્લામાંના ફતેહમંદ ઉમેદવારોનાં નામની યાદી જિલ્લાના ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડની ઓફિસે ચોંટાડવામાં આવશે.

૭. જે ઉમેદવારે પરીક્ષા પાસ કરી હશે અને સર્ટિફિકેટ મેળવ્યું હશે તેને કોઈપણ સંજોગોમાં પરીક્ષામાં ફરીથી બેસવા દેવામાં આવશે નહિ. બીજી ભાષામાં બધા વિષયોની પરીક્ષા આપવા દેવામાં આવશે.

૮. પરીક્ષામાં બેસનાર ઉમેદવારે પરીક્ષા શરૂ થાય તે પહેલાં ફીના રૂ. ૩ આપી દેવા જોઈશે.

૯. વિભાગોમાં થતી પરીક્ષા એકજ ધોરણ ઉપર થાય એટલા માટે આ ધારાને અનુસરતા વિગતવાર નિયમો ડિરેક્ટર ઑાવ પબ્લિક ઇન્સ્ટ્રકશન તરફથી વખતોવખત બહાર પાડવામાં આવશે.

૧૦. આ નિયમો સાથેના પરિશિષ્ટ ख માં પરીક્ષા માટેનો અભ્યાસક્રમ આપેલો છે.

## પરિશિષ્ટ अ.

(અરજીનું ફૉર્મ—આ ફૉર્મ ચાર ભાષામાં (વર્નાક્યુલરમાં) અને ઉર્દુમાં છાપવામાં આવશે.)

## વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેસવા માટે અરજીનું ફૉર્મ

(વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના ધારામા ત્રીજો નિયમ જુઓ.)

પ્રેસિડેન્ટ, વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષક કમિટી.

મધ્યસ્થળ.

સાહેબ;

હું મધ્યસ્થળે લેવામા આવનારી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેસવા માટે અરજ કરૂ છું. હુ માર્ગ પરીક્ષા આપવા અને† ભાષાદ્વારા પહેલા વિષયમા ઉત્તરો આપવા ઇચ્છું છું.

મારી બીજી ભાષા છે.

હું જણાવું છું કે નીચેની હકીકતો અને સર્ટિફિકેટો મારી જાણ અને માન્યતા પ્રમાણે સત્ય છે અને મેં પહેલા પરીક્ષા પાસ કરી નથી.

‡ વળી હું જણાવું છું કે કોઈ સ્વીકારાએલી શાળામા હુ ભણ્યો નથી.

હું છું
સાહેબ,
આપનો તાબેદાર સેવક

પિતાના નામ અને અટક સહિત નામ§

જાતિ અથવા ધર્મ અને જ્ઞાતિ

આવતા એપ્રિલ માસની પહેલી તારીખે / સપ્ટેમ્બર માસની પહેલી તારીખે ઉમરના પુરા થએલાં વર્ષ

ઇન્ગ્રી સન પ્રમાણે જન્મ તારીખ

ગામનું નામ તાલુકો જિલ્લો

જે શાળામાથી તે પરીક્ષામા બેઠો હોય તે શાળાનું નામ

પોસ્ટ ઑફિસ સરનામુ

તા. ૧૯

---

* મરાઠી, ગુજરાતી, કાનડી, સિંધી અને ઉર્દુ એમાથી એકનું નામ લખવું.

† ઉર્દુ–વર્નાક્યુલર અથવા વર્નાક્યુલર–ઉર્દુ ઉમેદવારોએ આ હકીકત ભરવી.

‡ જે ઉમેદવાર કોઈ સ્વીકારાએલી શાળામાં ભણતો હોય અથવા ભણ્યો હોય તેણે આ હકીકત છેકી નાખવી.

§ મુસલમાન ઉમેદવારો અટક લખે અથવા ન લખે.

**ઉમેદવાર છેલ્લી જે શાળામાં ભણેયો હોય તે શાળાના મુખ્ય શિક્ષકે આપવાનું સર્ટિફિકેટ.***

હું ખાતરીપૂર્વક જણાવુ છુ કે આ શાળાના જનરલ રજિસ્ટરમા નોધ્યા પ્રમાણે ની જન્મતારીખ છે.

મુખ્ય શિક્ષકની સહી અને હોદ્દો

તા. ૧૯

**ઉમેદવાર છેલ્લી જે શાળામાં ભણેયો હેય તે શાળાના મુખ્ય શિક્ષકે અથવા પ્રતિષ્ઠિત ગૃહસ્થે આપવાનુ સર્ટિફિકેટ**

હું ખાતરીપૂર્વક જણાવુ છુ કે છેલ્લા ૭ માસ દરમિઆન સ્થળે રહે છે અને તેનું ચારિત્ર સારૂં છે.

સહી, હોદ્દો અને પુરેપુરૂ સરનામુ

તા. ૧૯

---

* જે ઉમેદવારો કોઈપણ સ્વીકારાએલી શાળામા કોઈ દિવસ ભણ્યા ન હોય તેવાઓની બાબતમા "જનરલ રજિસ્ટરમા નોંધ્યા પ્રમાણે" એટલા શબ્દો કાઢી નાખી કોઈ પ્રતિષ્ઠિત ગૃહસ્થે પોતાની સહીવાળુ સર્ટિફિકેટ આપવુ.

---

## પરિશિષ્ટ ઘ

### (પરીક્ષા માટેનો અભ્યાસક્રમ)

મરાઠી, ગુજરાતી, કાનડી, સિન્ધી, વર્નાક્યુલર-ઉર્દુ અને ઉર્દુ-વર્નાક્યુલરદ્વારા પરીક્ષા લેવામા આવશે )

ગુણ—

**૧૨૫ પહેલો વિષય—**

૩૦ (અ) ખાતાની વાચનમાળાના સૌથી ઉપલા વાચનના પુસ્તકમાના ગદ્યપાઠોનુ વાચન અને પદ્યપાઠોની ૩૦૦ લીટીઓનો પાઠ, વાચેલા પાઠ અને મુખપાઠને લગતા ફકરાઓ સબંધી ઉમેદવારનું જ્ઞાન તપાસવા અર્થે મોઢાના પ્રશ્નો પૂછવામા આવશે

૪૫ (બ) ખાતાના વાચનના સૌથી ઉપલા પુસ્તકમાથી ગદ્યપાઠોની અને પદ્યપાઠોની ૩૦૦ લીટીઓની સમજુતી.

૨૦ (ક) વાક્યોનું પૃથક્કરણ, પદચ્છેદ અને વ્યુત્પત્તિ સાથે વ્યાકરણ પુરુ નક્કી કરેલી કવિતાની પંક્તિઓમાના છંદોનું જ્ઞાન.

૨૦ (ડ) અવરા દફતરી હસ્તલેખોનું સરળતાપૂર્વક વાચન. ઉર્દુ-વર્નાક્યુલર ઉમેદવારોની બાબતમા દફતરી વિષયના બીજા હાથના લખાણનુ વાચન લઈ શકાશે

ટીપ—(ગ) અને (ડ) ને માટે એક પ્રશ્નપત્ર નીકળશે

૭૫ બીજો વિષય—

૫૦ (અ) અમુક વિષય ઉપર ૩૦ અક્ષરમાં નિબંધલેખન અથવા રિપોર્ટ. જોડણી, વ્યાકરણ અને વિરામચિન્હો ઉપર ધ્યાન આપવામા આવશે

૨૫ (બ) ઉપરના વિષયમા હસ્તાક્ષર અને શબ્દો છુટા પાડવા માટે.

૨૦૦ ત્રીજો વિષય—

૧૦૦ (અ) રેખા, મપાટી અને ઘનમાપ સાથે ગણિત પુરૂ

૫૦ (બ) તળ ઇલાકા માટે

'નવી ભૂમિતિ' ભાગ વિભાગ ૧ પુરો, અને બીજા અને ત્રીજા વિભાગમાના સઘળા પ્રમેયો અને કૃત્યો; અને તે ઉપરના સાદા પ્રશ્નો.

સિંધ માટે

સિંધ માટે 'નવી ભૂમિતિ' પુરી

૫૦ (ક) દેશીનામુ

૧૦૦ ચોથો વિષય—

૫૦ (અ) રાજ્યતંત્રના પ્રાથમિક જ્ઞાન સહિત હિંદુસ્તાનનો ઇતિહાસપુરો.

૫૦ (બ) જુદા જુદા દેશોનો હિંદુસ્તાન સાથે વેપારી સબંધ અને અને બ્રિટિશ મુલકોના ખાસ જ્ઞાન સાથે દુનીઆની ભૂગોળ, કુદરતી બનાવોને લગતી સંજ્ઞાઓ સહિત પ્રાકૃતિક ભૂગોળના મૂળતત્વો, અક્ષાંશ અને રેખાંશ સાથે હિંદુસ્તાનનો નકશો કાઢવો

૧૦૦ પાંચમો વિષય—

(આર. એમ. ત્રેરી, એમ એ એન. એન બી. કૃત) "આરોગ્યવિજ્ઞાન" પુરૂ અથવા (જી. એમ. દેશમુખ કૃત) "શારીરશાસ્ત્ર અને આરોગ્ય" અને સાતમી ચોપડીમાં આપેલા વિજ્ઞાનના મૂળતત્વો

( ઉર્દુ–વર્નાક્યુલર ઉમેદવારો માટેજ )

૧૦૦ છઠ્ઠો વિષય (એચ્છિક)–

૫૦ (અ) ખાતાની વર્નાક્યુલર પાચમી ચોપડીમાંથી ૭૦ નવપાનાનુ વાચન અને સમજુતી
 વાંચેલા સાદુ વ્યાકરણ અને પ્રકરણે બનેલા પ્રકાર સબધી ઉમેદવારનુ જ્ઞાન એને તેની વાતચીત કરવાની શક્તિ તપાસવા અર્થે મોઢાના પ્રશ્નો પછવામા આવશે

૩૫ (બ) ૨૯ અક્ષરમા સાદા વિષય સબધી કાગળ લખવો અથવા રિપોર્ટ કરવો.

૧૫ (ક) છાપામા હાથના લેખોનુ વાચન

( વર્નાક્યુલર–ઉમેદવારો માટેજ )

૧૦૦ છઠ્ઠો વિષય—

૧૦૦ ખાતાની ઉર્દુ સાતમી ચોપડીમાથી ૭૫ પાનાનુ વાચન અને વાચેલા પાઠની સમજુતી, અને શબ્દોની વ્યુત્પત્તિ વ્યાકરણ પુરૂ વાચેલી ચોપડીમાથી ચિતાની ૨૦૦ લીટીઓ લીખની અને તેટલી લીટીઓનો મુખપાઠ અરગ ઉર્દુ હસ્તલેખોનુ વાચન ૨૯ અક્ષરમા સાદા વિષય સબધી રિપોર્ટ અથવા નિબધ લખવો

ટીપ—પરીક્ષાના સઘળા વિષયમા સ્વચ્છતાની ખામી અને ખરાબ અક્ષર હશે તો માર્ક કાપવામા આવશે

---

પરિશિષ્ટ ક

( સર્ટિફિકેટનુ ફોર્મ )

કેળવણીખાતું, મુબઈ.

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાનું સર્ટિફિકેટ

નબર

આથી સર્ટિફિકેટ આપવામા આવે છે કે

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

મધ્ય સ્થળે ભાગમા

સને ૧૯ ના માસમા નીચે જણાવેલા વિષયોમા

પાસ કરી છે—

૧. ભાષા (        )   ૫ આરોગ્ય વિજ્ઞાન અને વિજ્ઞાનના મૂળતત્ત્વો

૨ નિબંધ અને વ્યાકરણ   ૬ બીજી ભાષા (        )

૩ ગણિત

૪ ઇતિહાસ અને ભૂગોળ

ઉમેદવારની જન્મતારીખ

ઉમેદવારની સહી

પ્રેસિડેન્ટ                    એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા કમિટી                    ભાગ

તા        ૧૯

મુંબઈ સરકારના હુકમથી ( ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ )

(સહી) આર. એમ. મેક્સવેલ.

ગવર્નમેન્ટ ઑફિશિયેટિંગ સેક્રેટરિ

---

* ૨૧ [illegible] ઉમેદવારોએજ ભરવી.

---

( શિ. ખા. [illegible] ના તા ૨૭–૧૦–૨૮ ના પત્ર નં ૮૫૦૭૨ માં કરેલી સૂચનાનુસાર )

---

## સરકારી જાહેરખબર

## સ્કોલરશિપોની હરિફાઈની પરીક્ષાઓ

(૧)

હાઇ અને સ્પેશિઅલ સ્કૂલની સરકારી સ્કોલરશિપ માટે હરિફાઈની પરીક્ષા—

ઉત્તર ભાગ

૧ ઉ. વિભાગના દરેક જિલ્લાની એક સરખી સર્વે હરિફાઈ કરી શકે એવી (ઓપન) સ્કોલરશિપ માટેની હરિફાઈની પરીક્ષા તા ૫ મી માર્ચ સને ૧૯૨૯ મંગળવાર અને તે પછીના દિવસોએ ૧૧ વાગે નીચેના સ્થળોએ લેવામાં આવશે—

(૧) અમદાવાદ

(૨) નડિઆદ (ખેડા જિલ્લો)

(૩) ગોધરા (પંચમહાલ)

(૪) ભરુચ

(૫) સુરત

૨. સ્કોલરશિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે.

૩. દરેક મધ્યસ્થળે કમિટી આ પરીક્ષા લેશે, અને તે કમિટીના પ્રેસિડેન્ટ તે મધ્યસ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર રહેશે. પરીક્ષામા બેસવા માટેની અરજી નકી કરેલા છાપેલા ફૉર્મમા મોકલવી. આ અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાની પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલવી. પરીક્ષા માટેની અરજીઓ અને ફી તા. ૧ લી ફેબ્રુઆરિ, ૧૯૨૯ સુધીમાં કમિટી સ્વીકારશે તે દિવસ પછીથી અરજીઓ સ્વીકારાશે નહિ પરીક્ષાની અરજીનું ફૉર્મ પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી મળી શકશે.

૪. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, પરીક્ષામા બેસવા માટે ભરવાની ફી, વગેરે હકીકત નિયમોમા જણાવવામા આવી છે નિયમોની નકલો પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કર્યેથી મફત મળશે તે નકલો ઉત્તર વિભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ અગ્લોવર્નાક્યુલર (અગ્રેજી—ગુજરાતી) શાળાઓના નોટિસબોર્ડ ઉપર ચોડવામા આવી છે

ઉ. ભાગના એ ઇ. ની ઑફિસ, અમદાવાદ. તા ૨૮ મી નવેમ્બર સને ૧૯૨૮ — (અગ્રેજીમા સહી) કે. એસ. વકીલ એજ્યુ. ઇન્સ ઉત્તર ભાગ

**મિડલ અને સ્પેશિયલ સ્કૂલોની સરકારી સ્કોલરશિપો માટે હરિફાઈની પરીક્ષા:—**

ઉત્તર ભાગ

ઉત્તર ભાગના દરેક જિલ્લામા બે સરકારી સ્કોલરશિપોની સર્વ હરિફાઈ કરી શકે એવી (ઓપન) પરીક્ષા તા ૭ મી માર્ચ ૧૯૨૯ ને ગુરુવારે અને તે પછીના દિવસોએ ૧૧ વાગે નીચેના સ્થળોએ લેવામા આવશે.—

(૧) અમદાવાદ

(૨) નડિઆદ (ખેડા જિલ્લો)

(૩) ગોધરા (પચમહાલ)

(૪) ભરુચ

(૫) સુરત

૨ સદરહુ સ્કોલરશિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે

૩. દરેક મધ્યસ્થળે નીમાએલી કમિટી પરીક્ષા લેશે, અને તે કમિટી ના પ્રમુખ તરીકે તે સ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મમાં કરવી જોઈશે. એ અરજી ઉમેદવારોએ પોતાના જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલી આપવી. પરીક્ષા માટેની અરજીઓ અને ફી તા. ૧ લી ફેબ્રુઆરિ, ૧૯૨૯ સુધીમાં મોકલી આપવી. તે તારીખ પછી મળેલી કોઈપણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૪. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કૉલર્શિપની રકમ અને મુદત, પરીક્ષા માટેની ફી, વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. તે નિયમોની નકલો પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટને અરજી કર્યેથી કંઈ લીધા વિના મોકલી આપવામાં આવશે. તે નકલો ઉત્તર ભાગના સરકારી અને ગ્રાન્ટ લેતી ઍંગ્લોવર્નાક્યુલર શાળાઓ પૈકી મુખ્ય શાળામાં નોટિસ બોર્ડ ઉપર ચોટવામાં આવી છે.

ઉ. ભાગના એ. ઇ. ની ઑફિસ, અમદાવાદ.
તા. ૨૮ મી નવેમ્બર ૧૯૨૮

(અંગ્રેજીમાં સહી) કે. એસ. વકીલ
એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

## (૩)

## મધ્યમવર્ગના અને પછાતવર્ગના હિંદુઓ અને મુસલમાનો માટેની મિડલ સ્કૂલોમાં આપવામાં આવતી સ્પેશિઅલ સ્કોલર્શિપો:— ઉત્તર ભાગ.

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગના કેટલાક જિલ્લાઓમાં નીચે જણાવેલી વિગત મુજબ ઍંગ્લોવર્નાક્યુલર ધોરણ ૧ લા માટેની સ્કૉલર્શિપો આપવા માટે હરિફાઈની પરીક્ષા તા. ૭ મી માર્ચ ૧૯૨૯ ને ગુરવારે અને તે પછીના દિવસોએ નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશે.

(૧) આર. સી. હાઇસ્કૂલ, અમદાવાદ.
(૨) સરકારી હાઇસ્કૂલ, નડિઆદ.
(૩) તૈલંગ હાઇસ્કૂલ, ગોધરા.
(૪) આર. એસ. દલાલ. હાઇસ્કૂલ, ભરૂચ.
(૫) મેરામજી જે. જે. હાઇસ્કૂલ, સુરત.

૨. સદરહુ પાંચ જિલ્લામાં જુદી જુદી કોમો માટે નક્કી કરવામાં આવેલી સ્કૉલર્શિપોની સંખ્યા નીચે મુજબની છે:

| જિલ્લો | મધ્યમવર્ગ | પછાતવર્ગ | મુસલમાન |
|---|---|---|---|
| અમદાવાદ | ૫ | ૪ | ૭ |
| ખેડા. (નડિઆદ) | ૫ | ૭ | ૪ |
| પંચમહાલ. (ગોધરા) | ૨ | ૪ | ૨ |
| ભરૂચ | ૧ | ૨ | ૫ |
| સુરત | ૩ | ૭ | ૪ |

૩. પરીક્ષાની ભાષા ગુજરાતી રાખવામા આવી છે પણ મુસલમાન વિદ્યાર્થીઓ વર્નાક્યુલર તરીકે (ભાષાના વિષય તરીકે) ઉર્દુ ભાષાનો સ્વીકાર કરી શકશે, અને પોતાની પરીક્ષા ઉર્દુ ભાષામાં આપી શકશે.

૪. વર્નાક્યુલર ધોરણ ૪ થા માટે નક્કી કરેલા વિષયોની પરીક્ષા લેવામાં આવશે.

૫. સદરહુ પરીક્ષા દરેક મધ્યસ્થળે નક્કી કરવામાં આવેલી કમિટી લેશે, અને તે પાંચ મધ્ય સ્થળોમાંના દરેક મધ્ય સ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કમિટીના પ્રેસિડેન્ટ તરીકે કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મ મુજબ કરવી, અને તે માટેનાં કોરાં છાપેલાં ફૉર્મની નકલો જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને અરજી કર્યેથી ફી લીધા વિના મળી શકશે. અરજીઓ તારીખ ૧ લી ફેબ્રુઆરિ ૧૯૨૯ સુધીમાં અથવા તે પહેલા કરવી, તે પછી મળેલી અરજી ધ્યાનમાં લેવામાં આવશે નહિ. પરીક્ષાની ફીનો રૂ. ૧) નક્કી કરવામા આવ્યો છે અને તે કમિટીના પ્રમુખ ઉપર અરજી સાથે મોકલી આપવો.

૬. જે છોકરાની ઉંમર તા. ૧ લી જુન ૧૯૨૯ ના રોજ ૧૪ વર્ષ કરતાં વધુ થઈ હશે તેને તેમજ જે છોકરીની ઉંમર તા. ૧ લી જુન ૧૯૨૯ ના રોજ ૧૫ વર્ષ કરતાં વધુ થઈ હશે તેને પરીક્ષામાં બેસવા દેવામા આવશે નહિ.

૭. પરીક્ષાના પરિણામ પ્રમાણે સ્કોલરશિપો અંગ્રેજીવર્નાક્યુલર ધોરણ ૧ લામાં ભણતા વિદ્યાર્થીને તા. ૧ જુન ૧૯૨૯ થી આપવામાં આવશે, અને નિયમિત હાજરી, સારી ચાલચલગત અને સંતોષકારક અભ્યાસ હશે તો તેમને સ્કોલરશિપો ત્રણ વર્ષ સુધી સામાન્ય રીતે મળ્યા કરશે. વર્નાક્યુલર ધોરણ ૪ થામા અને તે ઉપરના ધોરણમાં ભણતા વિદ્યાર્થી સ્કોલરશિપ માટે દક્ષિણાફંડની પરીક્ષામાં બેસી શકશે.

૮. દેશી રાજ્યમાં આવેલી એંગ્લોવર્નાક્યુલર શાળામાં ભણતા કોઈ પણ વિદ્યાર્થીને સ્કોલરશિપ મળી શકશે નહિ.

૯ જાત અને પેટાજાત અને જન્મ તારીખ અરજીમા સ્પષ્ટ રીતે દર્શાવવી જોઈશે, અને અરજદારના માબાપ ઇન્કમટેક્સ કે જમીન વેરો જેટલો ભરતા હોય તેટલી રકમ અરજીમા પાડેલા વધારાના ખાનામા દર્શાવવી જે ઉમેદવારના માબાપ વાર્ષિક રૂ ૨૦૦ કે તેથી વધારે રકમ ભરતા હશે તેમને પરીક્ષામા બેસવા દેવામા આવશે નહિ

ઉ ભાગના એ ત્યુ ઇન્સની ઑફિસ, અમદાવાદ. તા ૨૮ મી નવેમ્બર ૧૯૨૮. (અંગ્રેજીમા સહી) કે. એસ. વકીલ. એજ્યુ ઇન્સ ઉત્તર ભાગ

(૪)

## હાઈ અને સ્પેશિઅલ સ્કૂલોની કાઝી શાહબુદ્દીન સ્કોલર્શિપ માટેની હરિફાઈની પરીક્ષા

### ઉત્તર ભાગ.

આથી ખબર આપવામા આવે છે કે અમદાવાદ અને ખેડા જિલ્લાઓની કોઈપણ જાહેર શાળાઓના મુસલમાન ઉમેદવારોને કાઝી શાહબુદ્દીન એન્ડાઉમેન્ટ ફડમાથી રૂ પાચની એવ, એવી બે, હાઇ અને સ્પેશિયલ સ્કોલર્શિપ (શિષ્યવૃત્તિ) માટેની હરિફાઈની પરીક્ષા તા ૫ મી માર્ચ સને ૧૯૨૯ મગળવાર અને તે પછીના દિવસોએ, અમદાવાદ અને નડિઆદ હાઇસ્કૂલના મકાનોમા અનુક્રમે ૧૧ વાગે, હમેશના ધોરણ પ્રમાણે લેવામા આવશે.

પરીક્ષા માટેની અરજીઓ અને દાખલ ફી, તા ૧ લી ફેબ્રુઆરિ, સને ૧૯૨૯ સુધીમા અમદાવાદ અને નડિઆદ મધ્યસ્થળના પ્રેસિડન્ટ સાહેબો સ્વીકારશે

ઉ ભાગના એજ્યુ ઇન્સ સાહેબની ઑફિસ, અમદાવાદ. તા ૨૮ મી નવેમ્બર ૧૯૨૮ (અંગ્રેજીમા સહી) કે. એસ. વકીલ. એજ્યુ ઇન્સ ઉત્તર ભાગ.

(૫)

(ઉ ભા ના એ ઇ સાહેબના તા ૨૮-૧૧-૨૮ ના ૫ત્ર નં. ૮૯૬૭ મા આપેલી સૂચનાનુસાર)

### કેળવણીખાતુ

જાહેરે મુબઈ, તા' ૧૧ મી સપ્ટેમ્બર સને ૧૯૨૮

નં ૧૦૮૨-હાઇ અથવા સ્પેશિયલ સ્કૂલોમાં અપવાની સર્વે અપેક્ષા કરી શકે એવી સ્કૉલર્શિપો માટે તા ૫ મી જુલાઈ સને ૧૯૨૮, નં. ૧૦૮૨ ના સરકારી જાહેરખબર પ્રમાણે સર્વેની જાણ માટે પ્રસિદ્ધ કરેલા અને સુધારેલા ધારાઓમા નીચે પ્રમાણે સુધારા કરવામા આવ્યા છે —

નિયમ ૧.—"કરાંચી ૧"

એને બદલે

કરાચી શહેર ૧

બાકીનો કરાચી જિલ્લો ૧" વાચવું.

અને આ નિયમમા સ્કોલરશિપની સંખ્યાના આસનમા "૨૭" બદરે "૨૮" વાચવું.

નિયમ ૮.—જે ટીપ છે તેને બદલે નીચે પ્રમાણે વાચવુંઃ—

**ટીપઃ**—કરાચી શહેરમા ગુજરાતી, મરાઠી, અને ઉર્દુ ભાષા મારફત પરીક્ષા આપી શકાશે.

મુંબઈ સરકારના હુકમથી (ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ)
(અંગ્રેજીમા સહી) **આર. એમ. મેકસ્વેલ.**
ગવર્ન્મેન્ટ ઑફિશિએટિંગ સેક્રેટરિ.

(૬)

કેળવણીખાતું

જાહેરે મુંબઈ, તા. ૧૧ મી સપ્ટેમ્બર સને ૧૯૨૮

નં. ૧૦૮૨ (અ)—મિડલ સ્કૂલોમા આપવાની સર્વે સ્પર્ધા કરી શકે એવી સ્કોલરશિપો માટે તા. ૫ મી જુલાઈ સને ૧૯૨૮ નં. ૧૦૮૨ (અ) ના સરકારી જાહેરખબર પ્રમાણે સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરેલા અને સુધારેલા ધોરાઓમા નીચે પ્રમાણે સુધારો કરવામા આવ્યો છેઃ—

નિયમ ૧.—"કરાચી ૨"

એને બદલે

કરાચી શહેર ૧

બાકીનો કરાંચી જિલ્લો ૧"

નિયમ ૮.—જે ટીપ છે તેને બદલે નીચે પ્રમાણે વાચવુ —

**ટીપઃ**—કરાચી શહેરમાં ગુજરાતી, મરાઠી, અને ઉર્દુ ભાષા મારફત પરીક્ષા આપી શકાશે.

મુંબઈ સરકારના હુકમથી (ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ)
(અંગ્રેજીમા સહી) **આર. એમ. મેકસ્વેલ.**
ગવર્ન્મેન્ટ ઑફિશિએટિંગ સેક્રેટરિ

(ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૩–૧૨–૨૮ ના પત્ર નં. ૧૦૪૯૩ માં કરેલી સૂચનાનુસાર.)

## શુદ્ધિપત્રક

પુસ્તક ૬૭ અંક ૧૨ પૃષ્ઠ ૭૫-૭૭ મે છપાએલા નામમા સુધારો.

નબર ૧૧ કસ્તુરબેન નારણભાઈ વસાણી
" ૧૬ મેનન બાબરભાઈ કોટવાળ
" ૧૮ શારદા ભીખાભાઈ દિવાસળી
" ૨૧ મરીયમ કાસમભાઈ વોરા
" ૭ ફુલમણી રણછોડ ખ્રિસ્તી
" ૧૩ એલીસાબેત ટીસા ખ્રિસ્તી

નબર. ૪ રીબકાહ મનજી ખ્રિસ્તી
" ૧૫ શાતાબેન ઉમીયાશંકર જોષી
" ૧૮ સવિતા દેવશંકર સેલત
" ૨૧ વદનબેન નગીનદાસ હીંગવાળા
" ૧૩ અમરતભાઈ પરશોતમ કડીઆ સુતાર
" ૨ ઉમતાલહફીઝ અબ્દુલ અઝીઝ

પુસ્તક ૬૮ અંક ૧ પૃષ્ઠ ૮ મે 'કનિવિષયક સરોધનવિભાગ"ને બદલે કૃષિવિષયક સંશોધનવિભાગ એમ વાંચવું.

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ. | ગ્રંથકર્તાનું નામ. | પ્રકટ કર્તા કે બુકસેલરનું નામ. | કિંમત રૂ આ પા | શામાટે મંજુરી આપવામા આવી છે. | રિમાર્ક. |
|---|---|---|---|---|---|---|
| ૧ | જદીદ સીલસીલા-એ-ખુશખતી એ ઉર્દુ ભા. ૧થી૪ | મૌલવી ફીરોઝુદ્દીન એન્ડ સન્સ | મૌલવી ફીરોઝુદ્દીન એન્ડ સન્સ, ફીરોઝ સ્ટ્રીટ, સરક્યુલર રોડ, લાહોર. | ૦—૧—૯ દરેક ભાગના | ઉર્દુ પ્રાથમિક સ્કૂલો માટે | |
| ૨ | ઉમર આખર ભાગ ૧ લો | અબુલઆસર 'હાફીઝ' જાલંધરી | દારૂલ ઇશાઅત-એ પંજાબ લાહોર. | ૦—૧૨—૦ | ઇનામે અને લાયબ્રેરી માટે | |
| ૩ | " ભાગ ૨ જો | " | " | ૦—૧૨—૦ | " | |
| ૪ | ઇમદાદ-એ-બાહામી | અબ્દુલ મજીદખાન 'સલીક' બી. એ. | " | ૧—૪—૦ | " | |
| ૫ | સીપાહીકી કહાનીયા | " | " | ૧—૦—૦ | " | |

| | | | | |
|---|---|---|---|---|
| ૬ ચંપા ઓર દુસરે અફસાને | ” | ” | ૧—૪—૦ | ” |
| ૭ દહનાયા–એ–રીરંગ | ” | ” | ૧—૮—૦ | ” |
| ૮ કારીગરી | ” | ” | ૦—૧૨—૦ | ” |
| ૯ અહ્લ–એ–મઝલુમાં | નાઝર સાજ્જાડ હૈદર | ” | ૦—૧૨—૦ | ” |
| ૧૦ દુખભરી કહાની | ” | ” | ૦—૧૨—૦ | ” |
| ૧૧ હીરમન નસીબ | ” | ” | ૦—૧૨—૦ | ” |
| ૧૨ હેંડ ફુલવ્યા | ” | ” | ૦—૧—૦ | ” |
| ૧૩ રાબુી કરશ્યારત | અંગ્રેજી ઉપરથી ભાષાંતર | ” | ૦—૧—૦ | ” |
| ૧૪ બાગ–એ–રહાત | મુહમ્મદી બેગમ | ” | ૦—૪—૦ | ” |
| ૧૫ હયાત–એ–અશરફ | ” | ” | ૦—૮—૦ | ” |
| ૧૬ પાન કી ગીલોરી | ” | ” | ૦—૧—૦ | ઇનામ માટે |
| ૧૭ અઇના–એ–હરામ | ઝેડ–કે–એસ. | ” | ૦—૧૦—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે |
| ૧૮ ચુપ–કી–દાદ. | ખ્વાજા આલ્તફ હુસેન 'હલી' | ” | ૦—૧—૦ | ” |
| ૧૯ આપ બીતી નં. ૧ અને ૨ | શેખ નુરઇલાહી, એમ એ આઇ. ઇ. એસ. | ” | ૧—૩—૦ દરેક ભાગના | ” |
| ૨૦ નુતર ઘું | ” | ” | ૦—૫—૦ | ” |
| ૨૧ મીઆઉ મીઆઉ | ” | ” | ૦—૮—૦ | ” |
| ૨૨ કુકરૂં કું | ” | ” | ૦—૭—૦ | ” |
| ૨૩ ચાહા મામું | ” | ” | ૦—૧૧—૦ | ” |
| ૨૪ સુંદરી ભાગ ૨ જો | મુહમ્મદ ઇનાયતુલ્લાખાન, બી. એ. | ” | ૦—૯—૬ | ” |

ડે. એ ઇન્સ. ઉર્દુ સ્કુલ્સ, ઑફિસ, મુંબઇ, તા. ૩૧–૭–૨૮.

(અંગ્રેજીમા સહી) આઇ. એ. એહમદી.
ડેપ્યુટિ એજ્યુ. ઇન્સ, ઉર્દુ સ્કૂલ્સ, બી. ડી. અને સેક્રેટરિ, ઉર્દુ સ્કૂલ્સ બુક કમિટી.

## પાઠ્ય પુસ્તક, ઈનામ અને લાય ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રકટકર્તા ( કાણા સ ૮) (નકલ દીઠ) | કિંમત રૂ આ.પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | પ્રાથમિક ભૂગોળવિદ્યા ભાગ ૨જો | મિ. એ. એમ. દીવાનજી | મિ એ એમ. દીવાનજી, સેનાનફળીઆ સુરત. | ૦—૫-૦ | પાઠ્ય પુસ્તક | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૨ | પુરુષસૂક્ત અને યજ્ઞવલ્ક્ય | મિ. પી. જે. ભટ્ટ | મિ. પી. જે. ભટ્ટ, માંડવીની પોળ, શેઠની પોળ, અમદાવાદ. | ૦—૩-૦ | ,, | ગુજરાતમા સંસ્કૃત પાઠશાળા માટે. |
| ૩ | ભૂગોળપાઠમાળા, પુસ્તક ૭જું હિંદુસ્તાન | મિ. પી. જે. અંબાણી મિ કે. ટી. આચાર્ય | મેસર્સ બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ. | ૦—૭-૦ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૪ | ઇંગ્લિશ લોકોનો ઇતિહાસ | મેસર્સ મેકમિલન એન્ડ કૉ., મુંબઈ | મેસર્સ મૅકમિલન એન્ડ કૉ હૉર્નબીરોડ, મુંબઈ | ૧—૪-૦ | ,, | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૫ | સરળ ગુજરાતી બાળવ્યાકરણ, ભાગ ૨જો તથા ૩જો. | મિ. પી. કે. શાહ. | મિ પી. કે. શાહ, કપડવણંજ. | ૦—૫-૦ | ,, | પ્રાથમિક સ્કૂલોના ધો, ૫, ૬ અને ૭મા માટે અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૬ | હિંદનું રાજ્યતંત્ર અને બ્રિટિશ રાજ્યબંધારણ | મિ એમ. વી. ગાંધી | મિ એમ. વી. ગાંધી, મોડાસા હાઇસ્કૂલ, મોડાસા | ૦—૮-૦ | ,, | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૭ | વિદ્યાર્થીઓ માટે ઇંગ્લંડનો ઇતિહાસ | મિ. એ. એમ. મોદી અને મિ. આર. પી. બક્ષી | ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, મુંબઈ. | ૧—૧૨-૦ | ,, | ,, |
| ૮ | મહાકવિ ભવભૂતિ તથા હર્ષદેવકૃત નાટ્યકથાઓ | મિ. જે. એ. મહેતા | મિ. જીવણલાલ એ. મહેતા પીરમશારોડ, અમદાવાદ. | ૦—૧૨-૦ કાગ. પૂંઠું ૧—૦-૦ લગ. પૂંઠું | વધારાનું વાચન | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૯ | નમસ્કાર દંડ અને બેઠક | મિ. માણેકરાવ | વ્યાયામવિજ્ઞાન પ્રચારક કાર્યાલય, બોરસદ | ૧—૦—૦ | લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૧૦ | ચાર બાલગીતો | મિ. રી. એમ. ભટ્ટ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, વડોદરા | ૦—૩—૦ | ઇનામ અને લાયબ્રેરી | ,, |
| ૧૧ | અમારી ત્રીજી વાર્તાઓ | સુમતી એન. પટેલ એન. આઇ. પટેલ | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૦—૧૨—૦ | ,, ,, | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૨ | બાલમિત્રની વાતો ભાગ ૧ લો. | મિ. ગીજુભાઈ અને મિ. ચંદ્રશંકર | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ વડોદરા | ૦—૯—૦ કાગ. પુંઠું ૦-૧૨-૦ લુગ. પુંઠું | ,, | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૧૩ | કનુંબર | મિ નટવરલાલ વી. માવાળા | ગાંડિવ સાહિત્યમંદિર, સુરત. | ૦—૩—૦ | ,, ,, | ,, |
| ૧૪ | બાળવિહાર ભાગ ૨ જો | મિ. ઇશ્વરલાલ વી માવાળા | ,, ,, | ૦—૬—[illegible] | ,, ,, | ,, |
| ૧૫ | ધૂપસળી | મિ. વલ્લભદાસ અક્કડ અને મિ. નટવરલાલ વીમાવાળા | ,, ,, | ૦—૪—૦ | ,, | ,, |
| ૧૬ | નાનાની ટિપુરો | ,, ,, | ,, ,, | ૦—૬—૦ | ઇનામ | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૭ | બે બાળ નાટકો | મિ. કે. એન. વાણીક | મિ. એ. ડી. શેઠ, રાણપુર | ૦—૬—૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૧૮ | વાર્તાસંગ્રહ અથવા વાવાખાની વાનગી | મિ એસ બી. પાઠકજી | મિ. એમ. બી. પાઠકજી, નવા ફળીઆ, કઠોર. | ૦—૪—૦ | ,, ,, | ,, |
| ૧૯ | ડોશીમાની વાતો | મિ ઝવેરચંદ મેઘાણી | મિ. એ. ડી. શેઠ રાણપુર | ૦—૮—૦ | ,, ,, | ,, |
| ૨૦ | રાજારાણી | ,, | ,, ,, | ૦—૧૦—૦ | ,, ,, | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૧ | સુંદર વાતો | મિ. ગીજુભાઈ | ગુજરાત સાહિત્યમંદિર, રીચીરોડ, અમદાવાદ | ૦—૬—૦ | ” ” | ” |
| ૨૨ | દેવકથાઓ | મિ સી એમ ભટ્ટ | ” ” | ૦—૬—૦ | ” ” | ” |
| ૨૩ | ભેરૂ | મિ ગીજુભાઈ અને મિ જુગતરામ | ” ” | ૦—૯—૦ | ” ” | ” |
| ૨૪ | ડહ્યા | મિ. ધૂમકેતુ | ” ” | ૦—૫—૦ | ” ” | ” |
| ૨૫ | શકુંતલા | મોટીબેન | ” ” | ૦—૫—૦ | ” ” | ” |
| ૨૬ | બોધક મણકો ૨ જો | મિ સી. ટી મોદી | મિ સી ટી. મોદી, બાલાજીરોડ, સુરત. | ૦—૩—૦ | લાયબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે |
| ૨૭ | સોરઠી બહારવટીઆ ભાગ ૧ લો | મિ. ઝવેરચંદ મેઘાણી | મિ. એ ડી. શેઠ, રાણપુર | ૦—૮—૦ કાચું પુઠું ૦—૧૨—૦ બુગ. પુઠું | ઇનામ અને લાયબ્રેરી ઇનામ અને રેફર લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે. માધ્યમિક સ્કૂલો માટે. |
| ૨૮ | કંકાવટી | ” | ” | ૦—૮—૦ | ઇનામ અને લાયબ્રેરી | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૨૯ | રઢિયાળી રાત ભાગ ૧ લો | ” | ” | ૦—૮—૦ | ઇનામ અને રેફરન્સ લાયબ્રેરી | છોકરીઓની માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૦ | ” ભાગ ૨ જો | ” | ” | ૧—૦—૦ | ” ” | ” |
| ૩૧ | ” ભાગ ૩ જો | ” | ” | ૦—૮—૦ કાચ પુઠું ૦—૧૨—૦ બુગ પુઠું | ” | ” |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૨ | કુરઆનીની કથાઓ | ,, | ,, | ૦—૮—૦ | ઇનામ અને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કૉલર લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને<br>ટ્રેનિંગ કૉલેજો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૩ | શીઘ્રલિખનપદ્ધતિ | મિ વી એસ બેન્દ્રે | મિ વી એસ બેન્દ્રે, કસબાપેઠ, પુના | ૨—૮—૦ | લાયબ્રેરી | માધ્યમિક સ્કૂલો અને<br>ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૩૪ | ઇસ્લામની ઓળખ | મિ. કરીમ મહમદ માસ્તર. | મિ કરીમ મહમદ માસ્તર નડિઆદ | ૧—૦—૦ | ઇનામ અને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કૉલર લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને<br>ટ્રેનિંગ કૉલેજો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૫ | આનંદકુંજ ભાગ ૧ લો. | મિ આર એન શાહ | માલજીવન કાર્યાલય, ઘીકાંટા, વડોદરા. | ૦—૮—૦ | ઇનામઅને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કૉલર લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને<br>ટ્રેનિંગ કૉલેજો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૬ | સ્નેહપૂર્ણો | મિ જી. ડી. રાયચુરા | મેસર્સ બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ. | ૩—૦—૦ | લાયબ્રેરી<br>સ્કૉલર લાયબ્રેરી | ટ્રેનિંગ કૉલેજો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૭ | સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧ લો | મિ ઝવેરચંદ મેઘાણી | મિ. એ ડી શેઠ, રાણપુર | ૧—૮—૦ | ઇનામઅને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કૉલર લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને<br>ટ્રેનિંગ કૉલેજો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૮ | ,, ભાગ ૨ જો | | | ૧—૪—૦ | ,, | ,, |
| ૩૯ | માસિકપત્ર "પ્રસ્થાન" | તંત્રી મિ આર.વી પાઠક. | પ્રસ્થાન કાર્યાલય, પારસી અગીઆરીની સામે, અમદાવાદ. | ૫—૦—૦ વાર્ષિક લવાજમ | વાચનાલય | માધ્યમિક સ્કૂલો અને<br>ટ્રેનિંગ કૉલેજો માટે. |

(અંગ્રેજીમા સહી) કે. એસ. વકીલ.

એ. ઇ. ઙ. ભા.

(ઙ આ ના મે ઓન્ય ઇન્સ. સાહેબના પત્ર નં. ૮૦૮૩ તા. ૯-૧૦-૧૯૨૮ માં કરેલી સૂચનાનુસાર)

# ગુજરાતના ઇતિહાસમાંથી
## સહેલી વાર્તાઓ

કિંમત. રૂ ૦-૮-૦ (સચિત્ર)

કર્તા — પ્રાણલાલ કીરપારામ દેસાઈ

**પ્રસ્તાવના**

આ પુસ્તકની યોજના કન્યાશાળાઓનો નવો અભ્યાસક્રમ લક્ષમાં રાખી કરવામાં આવી છે કન્યાશાળાઓના નવા અભ્યાસક્રમમાં ગુજરાતનો ઇતિહાસ ચોથા, પાંચમા અને છઠ્ઠા—એમ ત્રણે ધોરણમાં રાખવામાં આવ્યો છે ઘણે ભાગે ગુજરાતી કન્યાશાળાઓમાં રા૦ બ૦ રમણભાઈકૃત 'ગુજરાતનો ઇતિહાસ' ચલાવવામાં આવે છે ત્રણ ધોરણોને માટે એ પુસ્તક મને ઘણું ટુંકું લાગવાથી આ પુસ્તક મેં કંઈક વધારે વિસ્તારથી લખ્યું છે વાર્તાઓ બાળકોને આનંદ પડે એવી રસિક બનાવવા બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે

આ પુસ્તક લખવામાં 'રાસમાળા' તથા ગોવિંદભાઇકૃત 'ગુજરાતનો ઇતિહાસ' એ બે પુસ્તકોની મદદ મેં લીધી છે

---

Easy Stories from the History of Gujarat. By
Pranlal K. Desai. As 8.

---

મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ હાઈસ્કૂલો માટે ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરેલો

# ઇંગ્લૅંડનો અર્વાચીન ઇતિહાસ

(૧૪૮૫-૧૯૨૫)

કર્તા,—પરશુરામ હરિ બર્વે અને

ભાષાન્તર કર્તા,—નંદસુખરામ હરિરત્નરામ મહેતા.

૧૯૨૬. કિંમત રૂ ૨-૮-૦

આ પુસ્તક સરકારી કેળવણીખાતાએ હાઇસ્કૂલોમાં ધોરણ ૬ અને ૭ માટે ટેક્સ્ટબુક તરીકે દાખલ કર્યું છે. આ પુસ્તક સ્કૂલ લીવિંગ અને મેટ્રિક્યુલેશન પરીક્ષાના અભ્યાસક્રમને અનુસરીને લખવામાં આવ્યું છે. જેથી એ પરીક્ષા માટે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને તેમના અભ્યાસમાં મદદ મળી શકે. શિક્ષકોને પણ એજ કારણથી પુસ્તક ઉપયોગી થઈ પડે તેવું છે; એમાં પુષ્કળ નકશા, ચિત્રો વગેરે દાખલ કર્યાં છે વળી, એમાં ઇંગ્લંડની 'રાજ્યઘટના' વિષે અને 'બ્રિટિશ સામ્રાજ્યની રાજ્યવ્યવસ્થા' વિષે પ્રકરણો દાખલ કર્યાં છે, તે પણ શિક્ષકોને તેમજ વિદ્યાર્થીઓને ખરેખર ઉપયોગી થઈ પડે તેવાં છે.

---

પ્રસિદ્ધ કર્તા–મૅકમિલન ઍન્ડ કંપનિ લિમિટેડ, હૉર્નબી રોડ,–મુંબઈ.

Registered No. B. 43.

પુસ્તક ૬૮ ] [ અંક ૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## ફેબ્રુઆરિ, સને ૧૯૨૯.

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધી છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતાં તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થયેલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે." -ઈ

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ,
M.Ed., F.R.G.S. I.E.S.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું: સલાપોસ રોડ—અમદાવાદ.

૨. ગામડામા કામ કરના શિક્ષકને આવા એક કેન્દ્રરૂપ ગણવે જોઈએ અને સામાજિક પ્રવૃત્તિના ચાલક તરીકે તેને એક ઉપયોગી વ્યક્તિ માનવી જોઈએ, અને તેથી તેને ઉપર બતાવેલી દરેક પ્રકારની તાલીમ આપવી જોઈએ કે જેથી તે ગ્રામ્યજીવન ઉપર વહેવારૂ અસર કરી શકે. શાળામાં યોગ્ય અને પુરતી દેખરેખ છે એમ ધારી, ગામડામા કામ કરનાર શિક્ષકમાં નીચે પ્રમાણે લાયકાત હોવી જોઈએઃ—

(અ) તે નવી તાલીમ પામેલો સારો શિક્ષક હોવો જોઈએ અને નક્કી કરેલા ધોરણુ પ્રમાણે તેમજ ઉત્તમ પદ્ધતિથી, શાળા ચલાવવાની તેનામાં શક્તિ હોવી જોઈએ.

(બ) ગામડાનાં બાળકો શાળાને બાગ ખીલવી શકે એવી તેમને તાલીમ આપી શકે તેવો તે હોવો જોઈએ.

(ક) ગામડાના લોકનું આરોગ્ય વધે તેવાં ધરો બાધવામાં તેમને તેણે મદદ કરવી જોઈએ; એટલે કે શરીરઆરોગ્ય અને હવાઉજાસ સંબંધી તેમજ સુથારી અને બીજા ધંધા સંબંધીનાં જ્ઞાન અથવા તાલીમ તેનામાં હોવાં જોઈએ.

(ડ) ઊંચી ઓલાદના ઢોર ઉછેરવાનું, ડેરીની ચીજો (માખણ વગેરે) ઉત્પન્ન કરવાનું અને સારા મરઘાંબતકા ઉછેરવાનું તે ગામડાના લોકોને શીખવી શકે તેમજ તેમને મદદ કરી શકે તેવો એ શિક્ષક હોવો જોઈએ.

(ઈ) ખેતીકામની તેમજ પાક પેદાશની સુધારણામાં અને વ્યવસ્થા કરવામાં તે આગળ પડતો ભાગ લઈ શકે તેવો હોવો જોઈએ.

(ફ) ગામડાના જીવનની હરકોઈ યા બધી પ્રવૃત્તિમાં શિક્ષકે આગળ પડતો ભાગ લેવો જોઈએ અને તેથી શાળામાં તેણે કડીઆકામ, ઈંટ અને નળીઆ બનાવવાનુ કામ, કુંભારકામ, દોરડાં વણવાનું કામ, લુહારી કામ, તાત્કાલિક સારવાર (ફર્સ્ટ એઇડ) વગેરે બાબતમાં વિદ્યાર્થીઓને શિક્ષણ આપવું જોઈએ.

## ઐતિહાસિક અહેવાલ

ઉપર જણાવેલા ઉદ્દેશો ધ્યાનમા રાખી ધંધાદારી શિક્ષણની શાળા સને ૧૯૨૪ ના જુનની છઠ્ઠી તારીખે ખોલવામાં આવી હતી અને ૧૫ જુવાન માણસો શિક્ષકના વર્ગ માટે ઉમેદવાર તરીકે હાજર થયા હતા. આ વર્ગને લગતી એક પ્રાથમિક શાળા ઉઘાડવામાં આવી હતી અને તેમાં પાસેનાં ગામડાંનાં બાળકો ભણવા આવતાં. બીજા વર્ષની તાલીમ પામેલો

પહેલાં એકજ શિક્ષક પ્રાથમિક શાળા માટે હતો અને ફક્ત ૧૫ વિદ્યાર્થીઓ તેમાં ભણતા હતાં. તોપણ શરૂઆતથીજ આ શાળાને એક પ્રેક્ટિસિંગ સ્કૂલ તરીકે ઉપયોગમાં લીધી હતી. દર વરસે આ શાળાના કાર્યમાં અને બાળકોની સંખ્યામાં સુધારો થતો આવ્યો છે. આ સંસ્થામાં કેળવેલા વિદ્યાર્થીઓ છેલ્લા વરસથી આ શાળામાં શિક્ષકો તરીકે કામ કરે છે.

પહેલા વર્ષના શિક્ષકો માટે અમારી પાસે બે લાયકાત ધરાવતા શિક્ષકો હતા. એકની ખાસ લાયકાત શિક્ષણના સિદ્ધાંતો અને પદ્ધતિ સંબંધી હતી. બીજો શિક્ષક બી. એજી. હતો, તે ખેતીશિક્ષણનો સિદ્ધાંત-ભાગ અને કર્તવ્યભાગ શીખવતો. એક વરસ પછી બીજા સત્રના આરંભમાં સાતમા ધોરણના બધા વિદ્યાર્થીઓ અને પહેલા વર્ષના વિદ્યાર્થીઓનો બીજો વર્ગ—એ બધા વિદ્યાર્થીઓ મિશન તરફથી અમને મોકલવામાં આવ્યા. અમે સાતમા ધોરણના વિદ્યાર્થીઓને બે વરસ અને પહેલા વર્ષના બીજા વર્ગના વિદ્યાર્થીઓને દોઢ વરસ શીખવવાની પદ્ધતિ અખત્યાર કરી. સરકારી અભ્યાસક્રમ અને પરીક્ષાને અમે બંને બાબતમા વળગી રહ્યા છીએ. પણ બાઇબલ, ખેતીકામનો સિદ્ધાંત અને કર્તવ્યભાગ, સુથારી કામ, અંગ્રેજી, ગામડાના સામાજિક અને આર્થિક પ્રશ્નો વગેરે વિષયોનો સમાવેશ કરી અભ્યાસક્રમમાં સુધારો કર્યો છે. બની શકે તેટલી પ્રત્યક્ષ પદ્ધતિથી અંગ્રેજી શીખવવામાં આવે છે.

દરેક વર્ગના વિદ્યાર્થીઓ માટે સાત રૂપીઆની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. ખરી રીતે જોતાં તો ઉછરતા છોકરાઓ માટે એકલા સારા ખોરાક માટે આથી વધારે રકમની જરૂર છે. પથારી, કપડાંલતાં, અને બીજી પરચુરણ આવશ્યક ખરચી માટે વિદ્યાર્થીઓને દુકાન, ખેતર, કે વાડીમાં દરરોજ કામકરીને કમાઈ લેવાનું કહેવામાં આવે છે. માસિક કમાણી કરવા ઉપરાંત વિદ્યાર્થીનો કામ કરવાનો ઉત્સાહ વધે અને તેમને ક્રિયાત્મક શિક્ષણ મળે એવા હેતુથી, શાળામાં તેમજ બહારના કામમાં **યોજનાપદ્ધતિ** મુજબ કામ કરવાની ગોઠવણ કરી હતી; એટલે કે સિદ્ધાંત તેમજ માનસશાસ્ત્રની દૃષ્ટિએ યોજનાપદ્ધતિ સત્ય હોવાથી શાળાનું શિક્ષણકાર્ય એ પદ્ધતિ મુજબ ચલાવવામાં આવે છે. આ ઉદ્દેશ ધ્યાનમાં રાખી અમે આખા વર્ગને કે એક વિદ્યાર્થીને અમુક હેતુપુરઃસર કામ માથે લેવાનું અને તે પુરૂં કરવાનું કહીએ છીએ. રૂનો પાક થઈ શકે એવી કાળી જમીનવાળું એક મોટું ખેતર અમારી પાસે હોવાથી તેમજ શરૂઆતથીજ અમારી પાસે એક સારો સુથાર હોવાથી અમોએ

કુદરતી સ્થિતિને અનુસરતી યોજનાઓ હાથ ધરી. ઘણો પાક ઉગાડવાની અથવા વધારે વિસ્તારમાં પાક ઉગાડવાની, મરઘાંબતકાં ઉછેરવાની, ઢોરની સંભાળ રાખવા વગેરે બાબતની, તેમજ શિક્ષકને તેના વર્ગ માટે પણ, આવી રીતની યોજનાઓ ઘડી કાઢી.

પહેલવહેલા ખેતર તેમજ બાગમાંથી દરેક વિદ્યાર્થીને એકેક જમીનનો ભાગ કાઢી આપવામાં આવ્યો. આમાંથી ખરચ કાઢતાં જે ચોકખી બચત રકમ રહે તે તેમની માલીકીની ગણવામાં આવી. દરેક વિદ્યાર્થીને તે ઉપરાંત વધારાની આવકની જરૂર હતી, અને આ સ્થળે ખેતીકામના શિક્ષકની દેખરેખ નીચે તેને તે કમાઈ લેવાનો અવકાશ હતો. આ કામ ઠીક ચાલ્યું, અને જ્યારે પહેલા દશ મહીના સંખ્યા ઓછી હતી ત્યારે વિદ્યાર્થીઓએ માસિક રૂ. ૫–૮–૦ નો ચોકખો નફો મેળવ્યો. પછીનાં બે વર્ષો આ જિલ્લાને માટે નબળા નીવડવાથી છોકરાઓની કમાણી એટલી થઈ નહિ; પણ એથી તેઓ પોતે કરેલા ખરચને કેટલેક અંશે પહોંચી વળ્યા અને કેળવણી મળી શકે તેવી મહેનતનો જે લાભ મળવો જોઈએ તે તેમણે મેળવ્યો. શરૂઆતના વરસોમાં સારી વ્યવસ્થાના અભાવે અમારી દુકાન આજે છે તેવા સારા પાયા ઉપર નહોતી.

## ચાલુ વરસ

અમારી શાળા નવી છે અને અમે એક અખતરોજ કરીએ છીએ. કોઈપણ રીતે અમે એક છેવટના નિર્ણય ઉપર આવ્યા છીએ એમ કહેતા નથી. વધારામાં અમારી પાસે જોઈએ તેટલા શિક્ષકો નથી. ખરીરીતે કહીએ તો અમારા કાર્યક્રમ તેમજ ઉદ્દેશ પરત્વે પુરી સહાનુભૂતિ પણ નહોતી એવા શિક્ષકો સાથે અમારે કામ કરવાનું હતું. યોગ્ય શિક્ષકો પ્રાપ્ત કરવાની બાબત કનાચ હમેશાં અઘરીજ છે અને જોકે અમુક અમુક બાબતોમાં શિક્ષકો સારી રીતે તૈયાર નહિ હોય તોપણ અમારો કાર્યક્રમ અને નવો અભ્યાસક્રમ જે અમે ઘડયો છે તે એવો છે કે તે ભવિષ્યના છોકરાઓને ઉપયોગી છે એમ અમારા હાલના શિક્ષકો માને છે.

આ લેખ લખતી વખતે એટલે સને ૧૯૨૭ ના જુલાઈની ૧૯મી તારીખે શિક્ષકનો વર્ગ, સુથારી-કામનો વર્ગ, અને સાતમા ધોરણના બે વિભાગો એમ જુદા જુદા વર્ગમાં ૫૦ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવ્યા છે. નીચે જણાવેલી કેટલીક મગનડા મળેલી છે તે. ઉપરથી વાંચકને તેનો કાંઈક ખ્યાલ આપશે ખેતર અને ધંધાનું કામકાજ ચૈત્ર

આઈ. એમ્સ્યુ. મુમાવની દેખરેખ ચાલે છે. તેમણે આપેલી હકીકત હું અત્રે ટાંકું છું:—

## ખેતર

શાળાને લગતા ખેતરની ખેડી શકાય તેવી ૧૫૦ એકર જમીન છે અને તેમાંથી ૬૫ એકરમાં વિદ્યાર્થીઓ ખેતી કરે છે. બાકીની જમીન સાંથે આપી છે. વિદ્યાર્થીઓના નીચે પ્રમાણે પાંચ સમૂહ પાડેલા છેઃ—

પહેલા વર્ગના વિદ્યાર્થીઓ, વેપારી વર્ગ, અને સાતમા ધોરણના જિલ્લાવાર વિદ્યાર્થીઓના ત્રણ વિભાગ પાડ્યા છે. આ ઋતુમાં અમે જમીનના વ્યકિતગત વિભાગ કરવાના નથી. ખેતરના ભાગ એવી રીતે કરવામાં આવ્યા છે કે દરેક સમૂહ પોતાનો અલગ પાક તેમાં ઉગાડી શકે તેમ છે. મિશને આપેલી ત્રણ બળદની જોડથી ખેતી કરવામાં આવે છે, અને બળદની જોડીઓ વિદ્યાર્થીઓ પોતે હાંકે છે. અહીંઆં બનાવેલું એક સાંતી અને એક લોટાનું હળ કામમાં લેવામા આવે છે. ખેતરનું સાધારણ કામ શાળાને લગતી દુકાનમાં વિદ્યાર્થીઓએ બનાવેલાં દેશી ઓજારોથી હાલમાં કરવામાં આવે છે.

ખેતરમાં બળદોનો ઉપયોગ જેટલા દિવસ તેઓએ કર્યો હોય તેને માટે વિદ્યાર્થીઓ ચાલુ દરે ભાડું આપે છે. બીઆં અને બીજું ખેતીકામને અંગે થતું ખરચ તેઓ પોતે આપે છે. ઉત્તેજન ખાતર સરકારી વેરા કરતાં કાંઈક વધારે રકમ લઈને એટલે ઘણી ઓછી નાણાંરી લઈ તેમને જમીન ખેડવા આપવામા આવે છે.

## શાળાની દુકાન

દુકાનમા કંઈક પેદાશ કરી શકાય એવા ધોરણને અનુસરી તાલીમ આપવાનો યત્ન કરવામાં આવ્યો છે. અમુક અંશે અભ્યાસક્રમ પ્રમાણે કામ ચલાવવામાં આવે છે પણ જો હસ્તઉદ્યોગના શિક્ષણ કરતાં વધારે સારી રીતે વિદ્યાર્થીઓને વધુ શિક્ષણ આપવું હોય તો મુકરર કરેલા અભ્યાસક્રમને ગૌણ સ્થાન આપવું પડે એમ અમને માલમ પડ્યું છે. વિદ્યાર્થીઓને જો રીતસરની નાણાની મદદ મળે તો તેઓ શરૂઆતથીજ તેમને કંઈક આવક થાય એવી વસ્તુઓ તૈયાર કરી શકે છે એવો અમારો અનુભવ છે. નાના નાના નમુનાઓ બનાવવાનો મહાવરો કરી તેઓ જે કંઈ પ્રગતિ કરે તેના કરતાં આ પ્રમાણે કામ કરવાથી તેઓ વધારે ઝડપથી વધી શકે છે. શાળાની દુકાનની જરૂરિયાત વિસ્તૃત અને તરેહ તરેહની હોય છે. હમણાં થોડા વખત પહેલાં પાસેના ગામમાંથી એક બાવળનુ

ઝાડ ખરીદવામાં આવ્યું હતું. એમાંથી સાંતી અને હળ બનાવવાનું ચાલે છે. તેમાંના કેટલાક નમુના વેચવામાં આવશે અને બાકીના શાળાના ખેતર માટે કામમા લેવામાં આવશે ગયે વરસે સુથારની દેખરેખ નીચે કેટલાક મોટા મકાનો અને બે ઝુંપડાંઓ બાધતી વખતે સુથારી કામ કરવા માટે વિદ્યાર્થીઓને રોકવામા આવ્યા હતા. બીજાં બે ઘરો માટેનાં બારીબારણા પણ તેઓએ તૈયાર કર્યા હતા અને ગામડાના કેટલાંક ઘરોનું તેઓએ સમારકામ કર્યું હતુ. હંમેશા કેટલીક પરચુરણ સમારકામની માગ રહે છે અને તે ઉપરાન ખુરસીઓ, પુસ્તકો રાખવાના ઘોડા, મેજ, પહોળા પાટીઆ વગેરે માટે માગણી થયાજ કરે છે. યોજનાઓ જેમ બને તેમ વિવિધ જાતની રાખવાનો યત્ન કરવામા આવે છે. આવી વિવિધ પ્રવૃત્તિથીજ વિદ્યાર્થીઓમા હુન્નરઉદ્યોગની કુશળતા અને મહાવરો વધે તેના જોઈએ તેટલા પ્રસંગો ઉભા કરી શકાય છે.

જે ઓજારો વપરાય છે તે ઘણે ભાગે ગામડામા મળી શકે તેવા હોય છે. દરેક છોકરા પાસે એક કુહાડી, એક રંદો, કાટખુણો, ફુટપટી, ત્રણ ફરસીઓ, બે મૉરટિસ જાતની ફરસીઓ, અને એક નાનું કરવત, એટલા ઓજાર હોય છે. રીપ-સૉ* ક્રૉસ-કટ-સૉ,† પાનુ ઝાલવાની પકડ (ક્રાઇસ) અને પાનું (બીટ), લોઢાના મોટા કાટખુણા, વગેરે ઓજારો જેમ જોઈએ તેમ ખાસ એક કબાટમાથી તેમને કાઢી આપવામા આવે છે દરેક વિદ્યાર્થીને એક ખાનું સોપવામા આવ્યું હોય છે, તેમા તે તેના ઓજાર મકી તેને તાળું વાસે છે. દરેકના ઓજાર ઉપર તેનો બામ આંક ગજવેલના પાનાથી પાડેલો હોય છે. આથી ઓજાર જેમ બને તેમ ઓછા ખોવાય છે. ઓજાર બેદરકારીથી ખોવાઈ જાય અથવા ભાગી જાય તો વિદ્યાર્થીઓ તેના પૈસા ભરી આપે છે. સામાન્ય રીતે જમીન ઉપર બેસી વિદ્યાર્થીઓ કામ કરે છે ત્યારે તેઓ સારૂ કામ કરે છે એમ અમોને જણાયુ છે. આ લેખ લખતી વખતે અમે દુકાનમા લુહારી કામની શરૂઆત કરી છે. ગામડાના ખેતર માટે ઉપયોગી થાય તેવા લોઢાનાં ઓજાર બનાવવામા ધંધાને લગતી કુશળતા અને મહાવરો જરૂરના હોય તે ખીલવી શકાય એવા પ્રસંગો વિદ્યાર્થીઓ માટે ઉભા કરવા મુખ્ય દુકાનની માફક અત્રે પણ યત્ન કરવામાં આવશે.

---

* એક જાતનું કરવત

† એક જાતનું કરવત

# ફિલિપ્પીનની શાળાનો અભ્યાસક્રમ

## પ્રાથમિક અભ્યાસક્રમ

| પહેલો ગ્રેડ | બીજો ગ્રેડ | ત્રીજો ગ્રેડ | ચોથો ગ્રેડ |
|---|---|---|---|
| ભાષા, વાતચીતજોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન, સારી રીતભાત અને સદ્વર્તન, નાગરિકધર્મ, આરોગ્યવિજ્ઞાન, જાહેર-સુખાકારી (૫૨૫)<br>વાચન (૩૦૦)<br>સ્વરશાસ્ત્ર (૫૦)<br>સંખ્યાજ્ઞાન (૧૫૦)<br>લેખન (૧૦૦)<br>ડ્રોઇંગ (૭૫)<br>સંગીત (૧૦૦)<br>શારીરિક કેળવણી (૧૨૫)અ | ભાષા, વાતચીતજોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન, સારી રીતભાત અને સદ્વર્તન, નાગરિકધર્મ, આરોગ્યવિજ્ઞાન, જાહેર-સુખાકારી (૩૫૦)<br>વાચન (૩૨૫)<br>સ્વરશાસ્ત્ર (૫૦)<br>ગણિત (૧૫૦)<br>જોડણી (૫૦)<br>લેખન (૭૫)<br>ડ્રોઇંગ (૭૫)<br>સંગીત (૧૨૫)<br>શારીરિક કેળવણી (૧૨૫)અ<br>ઔદ્યોગિકકામ, છોકરાઓમાટે (હાથનું) વણાટકામ અથવા ટોપલી | ભાષા, વાતચીત જોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન, સારી રીતભાત અને સદ્વર્તન, નાગરિકધર્મ, આરોગ્યવિજ્ઞાન, જાહેરસુખાકારી (૩૫૦)<br>વાચન (૨૭૫)<br>સ્વરશાસ્ત્ર (૫૦)<br>ગણિત (૨૦૦)<br>જોડણી (૫૦)<br>લેખન (૭૫)<br>ડ્રોઇંગ (૭૫)<br>સંગીત (૧૦૦)<br>ઘરની ભૂગોળ (૧૫૦)<br>શારીરિક કેળવણી (૧૨૫)અ<br>ઔદ્યોગિક કામ<br>**છોકરાઓમાટે** સાદડી, હાથની થેલી, ટોપી, ટોપલીઓ બનાવવાનું, અથવા બાગબાનીનું કામ, અથવા સમૂહકામ, **છોકરીઓમાટે** સીવણ, | ભાષા, વાતચીત જોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન, સારી રીતભાત અને સદ્વર્તન, નાગરિકધર્મ, આરોગ્યવિજ્ઞાન, જાહેરસુખાકારી (૩૭૫)<br>વાચન (૨૫૦)<br>સ્વરશાસ્ત્ર (૫૦)<br>ગણિત (૨૦૦)<br>જોડણી (૫૦)<br>લેખન (૭૫)<br>ડ્રોઇંગ (૧૦૦)<br>સંગીત (૧૦૦)<br>ભૂગોળ (૧૭૫)<br>શારીરિક કેળવણી (૧૨૫)અ<br>ઔદ્યોગિક કામ<br>**છોકરાઓમાટે** સાદડી, હાથની થેલી, ટોપી, અથવા ટોપલી બનાવાનું, અથવા જોડા બનાવવાનું કામ, અથવા કાતરણીકામ, અથવા |

| | | |
|---|---|---|
| બનાવવાનું કામ, અથવા બાગબાની, અથવા સમૃદ્ધ-કામ; છોકરીઓમાટે સીવણ અથવા સમૃદ્ધકામ | અઠવાડીઆમાં ત્રણ વખત (૧૦૫) અને ભરતકામ, અથવા કોર ભરવાનું કામ, દોરાનું ગુંથણ કામ, અથવા ટોપી બનાવવાનું કામ, અથવા સમૃદ્ધ-કામ—અઠવાડીઆમાં બે વખત (૭૦) | લાકડાનું કામ, અથવા ઘાસ અને સાવરણી બનાવવાનું કામ, અથવા બાગબાની અથવા કુંભારીકામ, અથવા સમૃદ્ધકામ, (૨૨૫) છોકરીઓમાટે સીવણ—અઠવાડીઆમાં બે વખત (૯૦) અને ભરતકામ, કોર બનાવવાનું કામ, ગુંથણ, ટોપી બનાવવાનું કામ, અથવા સમૃદ્ધકામ—અઠવાડીઆમા ત્રણ વખત (૧૩૫) |

દર અઠવાડીએ કેટલી મિનિટ કામ કરવામાં આવે છે તે કૌંસમાં જણાવેલી સંખ્યા ઉપરથી માલમ પડશે. દર અઠવાડીએ દરેક વિષયના પાંચ પાઠ સમજી લેવા. જેમા જ્યા ફેરફાર છે ત્યા તે બતાવવામા આવ્યા છે.

અ. બુધવાર રમત અને મરજીમાં આવે તેવી રમત રમવા માટે ૧૫ મિનિટની રજા આપવામાં આવે છે તેનો કુલ વખતમાં સમાવેશ થતો નથી.

ઉપર બતાવેલા અભ્યાસક્રમ ઉપરથી સ્પષ્ટ જણાશે કે સારી રીતભાત, સદ્વર્તન, નાગરિકધર્મ, આરોગ્યવિજ્ઞાન, ઘરદેખરેખકારી, શારીરિક કેળવણી, સંગીત, ડ્રોઇંગ, અને બીજા ગ્રેડથી ઔદ્યોગિક કામ, પ્રાથમિક શાળામાં નિયમિત રીતે શીખવવામાં આવે છે. વળી એ પણ જણાશે કે ભૂગોળશિક્ષણનો આરંભ ત્રીજા ગ્રેડથી કરવામાં આવે છે અને પ્રાથમિક ધોરણ ૧ થી ૪ સુધીમાં ઇતિહાસ શીખવવામાં આવતો નથી.

ઉપર બતાવેલા અભ્યાસક્રમ ઉપરથી જણાશે કે ફિલિપીનલોકોની માતૃભાષાને પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાંથી તદ્દન મધી દેવામાં આવી છે અને અંગ્રેજીનું શિક્ષણ પહેલેથી દાખલ કરવામાં આવ્યું છે. એમ કરવાનો હેતુ એ છે કે એક સામાન્ય ભાષા એ લોકોમાં દાખલ કરીને એમનું સંગઠન કરવું અને ઐક્ય વધારવું, જેથી કરીને યુનાઇટેડ સ્ટેટસની સરકારે

તેમને જે સ્વરાજ્ય આપવાનું જાહેર કર્યું છે તે મળેથી તે સારી રીતે ચલાવવાને તેઓ લાયક થઈ શકે. જુદા જુદા પ્રાંતમાં જે જુદી જુદી અવિકસિત સ્થાનિક બોલીઓ ચાલે છે તેને પડતી મૂકી જો અંગ્રેજી ભાષા જે આખી દુનીઆમાં વેપારધંધાની ભાષા તરીકે વપરાવા માંડી છે તે પહેલેથી શીખવવામાં આવે તોજ આ હેતુ સિદ્ધ થઈ શકે.

## ઇન્ટરમિજિએટ અભ્યાસક્રમ

| પાંચમો ગ્રેડ | છઠ્ઠો ગ્રેડ | સાતમો ગ્રેડ |
|---|---|---|
| આરંભ (૫૦) | આરંભ (૫૦) | આરંભ (૫૦) |
| વાચન (૨૦૦) | વાચન (૨૦૦) | વાચન (૨૦૦) |
| ભાષા (૨૦૦) | ભાષા (૨૦૦) | ભાષા (૨૦૦) |
| જોડણી (૫૦) | જોડણી (૫૦) | જોડણી (૫૦) |
| સ્વરશાસ્ત્ર (૫૦) | સ્વરશાસ્ત્ર (૫૦) | સ્વરશાસ્ત્ર (૫૦) |
| વાતચીત જોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન—અઠવાડીઆમાં બે વખત (૪૦), સારી રીતભાત, સદ્વર્તન, નાગરિકધર્મ, જાહેરસુખાકારી અને આરોગ્યવિજ્ઞાન, અઠવાડીઆમાં ત્રણ વખત (૬૦) | વાતચીતજોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન— અઠવાડીઆમાં બે વખત. (૪૦), સારી રીતભાત, સદ્વર્તન, નાગરિકધર્મ, જાહેરસુખાકારી અને આરોગ્યવિજ્ઞાન—અઠવાડીઆમાં ત્રણ વખત (૬૦) | વાતચીતજોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન, અઠવાડીઆમા બે વખત (૪૦), સારી રીતભાત અને સદ્વર્તન અઠવાડીઆમાં, ત્રણ વખત (૬૦) |
| ગણિત (૨૦૦) | ગણિત (૨૦૦) | ગણિત (૨૦૦) |
| ભૂગોળ (૨૦૦) | ભૂગોળ (૨૦૦ | શારીરશાસ્ત્ર, આરોગ્યવિજ્ઞાન અને જાહેરસુખાકારી (૨૦૦) |
| લેખન (૧૦૦) | લેખન (૧૦૦) | ફિલિપ્પીનનો ઇતિહાસ અને ત્યાંની રાજ્યવ્યવસ્થા |
| ડ્રોઇંગ અઠવાડીઆમાં એક વખત (૮૦) | ડ્રોઇંગ—અઠવાડીઆમાં એક વખત, (૮૦) | ડ્રોઇંગ ફક્ત છોકરા માટે, અઠવાડીઆમાં બે વખત (૧૬૦) |
| સંગીત ૧૦૦ | સંગીત (૧૦૦) | |

ઔદ્યોગિક કામ—
**છોકરાઓ માટે**—સાદડી, હાથનીથેલી વગેરે બનાવવાનું કામ, ટોપી અથવા ટોપલીઓ બનાવવાનું કામ, જોડા બનાવવાનું કામ, લાકડાનુંકામ, ફરનિચર બનાવવાનું કામ, બાગબાની, અથવા સમૂહકામ—અઠવાડીઆમાં ચાર વખત (૩૨૦)

**છોકરીઓ માટે** રાંધણુ કામ, અને ગૃહવ્યવસ્થા—અઠવાડીઆમાં એક વખત (૮૦), સીવણુ—અઠવાડીઆમાં એક વખત (૮૦), ભરતકામ, કોર ભરવાનું કામ, દોરાનું ગુંથણુકામ અથવા સમૂહકામ—અઠવાડીઆમાં બે વખત (૧૬૦).
શારીરિક કેળવણી (૨૦૦).

ઔદ્યોગિક કામ—
**છોકરાઓ માટે**—બાગબાની અથવા સમૂહ કામ—અઠવાડીઆમાં ચાર વખત (૩૨૦)
**છોકરીઓ માટે**—રાંધણુકામ અને ગૃહવ્યવસ્થા—અઠવાડીઆમાં બે વખત (૧૬૦), સીવણુ—અઠવાડીઆમાં એક વખત (૮૦), ભરતકામ, કોર ભરવાનું કામ, દોરાનું ગુંથણુકામ, અથવા સમૂહકામ અઠવાડીઆમાં એક વખત (૮૦)

શારીરિક કેળવણી, (૨૦૦)

ઔદ્યોગિક કામ—
**છોકરાઓ માટે**—લાકડાનું અથવા રાચરચીલું બનાવવાનું કામ અઠવાડીઆમાં ત્રણુ વખત (૨૪૦), બાગબાની અથવા સમૂહકામ. (૪૦૦)
**છોકરીઓ માટે** રાંધણુકામ અને ગૃહવ્યવસ્થા. (૮૦), માંદાની માવજત, અનાજ અને ખોરાકની પસંદગી (૮૦), સીવણુ (૮૦) અને ભરતકામ અથવા કોર ભરવાનું કામ, દોરાનું ગુંથણુકામ, સાળનું વણાટકામ, અથવા સમૂહકામ. (૮૦)

શારીરિક કેળવણી (૨૦૦)

**ટીપ**—સાતમીગ્રેડના છોકરાને લાકડાના કામને બદલે જો બાગબાની કે બીજું ઔદ્યોગિક કામ લેવાની ખાસ રજા આપવામાં આવી હોય છે તોજ તેઓ ડ્રોઇંગનો વિષય મૂકી દઈ બાગબાની કે બીજું ઔદ્યોગિક કામ કરે.

દર અઠવાડીએ કેટલી મિનિટ કામ કરવામાં આવે છે તે કૌંસમાં જણાવેલી સંખ્યા ઉપરથી માલમ પડશે. દર અઠવાડીએ વિષયના પાંચ પિરિઅડ સમજી લેવા. તેમાં જ્યાં ફેરફાર છે ત્યાં તે બતાવવામાં આવ્યો છે.

ઉપરના અભ્યાસક્રમ ઉપરથી જણાશે કે સાતમા ગ્રેડથી ભૂગોળ તથા સંગીતના વિષયનું શિક્ષણ બંધ કરવામાં આવે છે અને તેને બદલે ઇતિહાસશિક્ષણ શરૂ કરવામાં આવે છે; તેમજ ૧ થી ૭ ગ્રેડ સુધીમાં શારીરશાસ્ત્ર, આરોગ્યવિજ્ઞાન, અને જાહેરસુખાકારી સિવાય બીજું વિજ્ઞાન શીખવવામાં આવતું નથી.

## ધંધાદારી શિક્ષણનો અભ્યાસક્રમ

| પાંચમો ગ્રેડ | છઠ્ઠો ગ્રેડ | સાતમો ગ્રેડ |
|---|---|---|
| વાચન (૨૦૦) | વાચન (૨૦૦) | વાચન (૨૦૦) |
| ભાષા (૨૦૦) | ભાષા (૨૦૦) | ભાષા (૨૦૦) |
| જોડણી (૫૦) | જોડણી (૫૦) | જોડણી (૫૦) |
| સ્વરશાસ્ત્ર (૫૦) | સ્વરશાસ્ત્ર (૫૦) | સ્વરશાસ્ત્ર (૫૦) |
| વાતચીતજોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન—અઠવાડીઆમાં બે વખત (૪૦), સારી રીતભાત, સદ્વર્તન, નાગરિકધર્મ, આરોગ્યવિજ્ઞાન, જાહેરસુખાકારી—અઠવાડીઆમાં ત્રણ વખત (૬૦) | વાતચીતજોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન— અઠવાડીઆમાં બે વખત (૪૦), સારી રીતભાત, સદ્વર્તન, નાગરિકધર્મ, આરોગ્યવિજ્ઞાન, જાહેરસુખાકારી— અઠવાડીઆમાં ત્રણ વખત (૬૦), | ફિલિપીનનો ઇતિહાસ અને રાજ્યવ્યવસ્થા (૧૦૦) |
| ગણિત (૨૦૦) | | ગણિત—અઠવાડીઆમા બે વખત (૧૬૦) |
| ડ્રોઇંગ (૪૦૦) | ડ્રોઇંગ અઠવાડીઆમા ત્રણ વખત— (૨૪૦) | ડ્રોઇંગ અઠવાડીઆમાં બે વખત (૧૬૦) |
| | | અડસટ્ટો કરવાનું કામ— અઠવાડીઆમા એક વખત (૮૦) |
| સુતારી કામ, અથવા લુહારી કામ (૪૦૦) | સુતારી કામ અથવા લુહારી કામ (૬૦૦) | સુતારી કામ અથવા લુહારી કામ (૬૦૦) |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે ધંધાદારી શિક્ષણનો અડધો વખત ડ્રોઇંગ અને સુતારી અથવા લુહારી કામ માટે રાખવામાં આવ્યો છે. સામાન્ય અભ્યાસક્રમની માફક બાકીનો અડધો વખત અંગ્રેજી અને ગણિતને માટે રાખ્યો છે.

[1] દર અઠવાડીએ કેટલી મિનિટ કામ કરવામાં આવે છે તે કૌંસમાં મૂકેલી સંખ્યા ઉપરથી માલમ પડશે. દર અઠવાડીએ વિષયના પાંચ પિરિયડ સમજી લેવા. તેમાં જ્યાં ફેરફાર છે ત્યાં તે બતાવવામા આવ્યો છે.

## ખેતીનો અભ્યાસક્રમ

| પાંચમો ગ્રેડ | છઠ્ઠો ગ્રેડ | સાતમો ગ્રેડ |
|---|---|---|
| વાચન (૨૦૦) | વાચન (૨૦૦) | વાચન (૨૦૦) |
| ભાષા (૨૦૦) | ભાષા (૨૦૦) | ભાષા (૨૦૦) |
| જોડણી (૫૦) | જોડણી (૫૦) | જોડણી (૫૦) |
| સ્વરશાસ્ત્ર (૫૦) | સ્વરશાસ્ત્ર (૫૦) | સ્વરશાસ્ત્ર (૫૦) |
| વાતચીતજોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન અઠવાડીઆમાં બે વખત (૧૬૦), સારી રીતભાત, સદ્‌વર્તન, નાગરિકધર્મ, આરોગ્યવિજ્ઞાન, જાહેરસુખાકારી— અઠવાડીઆમાં ત્રણ વખત (૬૦) | વાતચીતજોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન—અઠવાડીઆમાં બે વખત (૬૦), સારી રીતભાત, સદ્‌વર્તન, આરોગ્ય વિજ્ઞાન, જાહેરસુખાકારી— અઠવાડીઆમાં ત્રણ વખત (૬૦) | વાતચીતજોગું અંગ્રેજી ભાષાનું જ્ઞાન– અઠવાડીઆમાં બે વખત (૬૦), સારી રીતભાત, સદ્‌વર્તન, આરોગ્યવિજ્ઞાન, જાહેરસુખાકારી— અઠવાડીઆમાં ત્રણ વખત (૫૦) |
| ગણિત (૨૦૦) | ગણિત (૨૦૦) | ગણિત (૨૦૦) |
| કૃષિશાસ્ત્ર (૨૦૦) | કૃષિશાસ્ત્ર (૨૦૦) | કૃષિશાસ્ત્ર (૨૦૦) |
| ખેતીનું કામ (ઓછામાં ઓછી ૬૦૦) | ખેતીનું કામ (ઓછામાં ઓછી (૬૦૦) | ખેતીનું કામ (ઓછામાં ઓછી ૬૦૦) |
| ડ્રોઈંગ, સુતારી કામ, લુહારી કામ, વરસાદ આવે ત્યારે અથવા જ્યારે જરૂર પડે ત્યારે ઓજાર દુરસ્ત કરવાનું કામ. | ડ્રોઈંગ, સુતારી કામ, લુહારી કામ, વરસાદ આવે ત્યારે અથવા જ્યારે જરૂર પડે ત્યારે ઓજાર દુરસ્ત કરવાનું કામ. | ડ્રોઈંગ, સુતારી કામ, લુહારી કામ, વરસાદ આવતો હોય ત્યારે અથવા જરૂર પડે ત્યારે ઓજાર દુરસ્ત કરવાનું કામ. |

દર અઠવાડીએ કેટલી મિનિટ કામ કરવામાં આવે છે તે કૌંસમાં મૂકેલી સંખ્યા ઉપરથી માલમ પડશે. દર અઠવાડીએ વિષયના પાંચ પિરિઅડ સમજી લેવા. તેમાં જ્યાં ફેરફાર છે ત્યાં તે બતાવવામાં આવ્યો છે.

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે ખેતીને લગતા અભ્યાસક્રમમાં અડધો વખત કૃષિશાસ્ત્ર અને ખેતીકામને માટે રાખવામાં આવ્યો છે. સામાન્ય અભ્યાસક્રમ મુજબ બાકીનો અડધો વખત અંગ્રેજી અને ગણિત માટે રાખવામાં આવ્યો છે.

રીતે આપણા વાચનમાં અમુક શબ્દસમૂહ પછી વિરામ આવે છે તેથી જો આપણે અમુક વખતમાં વધારે શબ્દસમૂહ જોઈ શકીએ તો આપણા વાચનની ઝડપ વધે છે. આ પ્રમાણે દરેક વ્યક્તિની વાચનશક્તિનો આધાર તેની નેત્રક્રિયાની વારંવાર થતી હિલચાલ અને તેની સાથે થતા ઉચ્ચાર-સ્થાનના ઉપયોગ ઉપરજ છે એ હવે સ્પષ્ટ માલમપડે છે. એકજ ધોરણમાં વિદ્યાર્થીની વાચનશક્તિમાં જે તફાવત માલમ પડે છે તેનું કારણ ઉપર બતાવ્યું તે છે. એ બાબત ધ્યાનમાં રાખવાથી શિક્ષક વિદ્યાર્થીના વાચનના વેગમાં વધારો કરી શકશે.

વાચનમાં ત્રીજી બાબત અર્થગ્રહણની છે. વિદ્યાર્થી સરળતાથી વાંચી શકે, તે ઝડપથી બોલી શકે, પણ વાંચેલી બાબતનો જે અર્થ હોય છે તે જો તેના સમજવામાં આવે નહિ તો વાચનનો હેતુ ફળીભૂત થતો નથી. અન્ય મનુષ્યના વિચાર લેખી ચિહ્નદ્વારા સમજવા એ વાચનનો ઉદ્દેશ છે. આ દૃષ્ટિથી જોતાં એમ જણાય છે કે બાળકનામાં વાચનની સરળતા આવ્યા પછી તેનો અર્થ તેઓ ગ્રહણ કરે તે ઉપર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. બંને કામ એકી સાથે કરવાથી વિદ્યાર્થીને વધારે તસ્દી પડે છે અને તેથી વાચન ખામીવાળું માલમ પડે છે.

વાચન એ ખાસ અર્થગ્રહણ માટે છે તે વાત ધ્યાનમાં રાખીએ તો પ્રશ્ન એ છે કે વિદ્યાર્થીઓ જ્યારે બોલીને વાંચે છે ત્યારે તેઓ તેનો ભાવાર્થ ઝટ સમજી શકે છે કે જ્યારે તેઓ મનમાં વાંચે છે ત્યારે. વિદ્યાર્થી મોટે બોલીને વાંચે છે ત્યારે તેનું ધ્યાન ખાસ છાપેલાં ચિહ્નો ઉકેલવા તરફ અને તે બોલવા તરફ હોય છે; પણ જ્યારે તે મનમાં વાંચે છે ત્યારે તે તેનું તાત્પર્ય સમજવાને પ્રયત્ન કરે છે. આ ઉપરથી એ જણાય છે કે જો બાળકને થોડો વખત પાઠ મનમાં વાંચવા દઈએ તો તેઓ તેનો ભાવાર્થ વધારે જલદીથી સમજી શકશે; કારણ કે તેનું ધ્યાન તે એકજ બાબત પર લાગેલું હોય છે. આ કારણને લીધે શાળામાં વિદ્યાર્થીઓ મનમાં વાંચે અને તે ઝટ સમજે તેને માટે પ્રયાસ કરવો જોઈએ. મોટી ઉંમરના માણસો લગભગ બધું મનમાંજ વાંચી તેનો અર્થ ગ્રહણ કરે છે. સંસારવહેવારમાં પણ તે હેતુને અનુસરીનેજ અમુક બાબત વાંચવામાં આવે છે, તેથી વિદ્યાર્થીને પણ શાળામાં મનમાં વાંચવાની અને તેનો અર્થ જલદી ગ્રહણ કરવાની ટેવ પાડવી જોઈએ.× ઘણી વખત વિદ્યાર્થીઓ કડકડાટ

× આ વિષયની વિશેષ સૂચના માટે જુઓ શાળાપત્ર સને ૧૯૨૮, પૃ. ૧૩૧, ૧૫૮, ૨૩૪.

વાંચી જાય છે પણ તેનો ભાવાર્થ સમજતા નથી તેનું આજ કારણ છે.

જો શાળામાં વિદ્યાર્થીઓ મનમા શાંત વાચન કરે તો કઈ બાબત તેમણે ધ્યાનમાં રાખવી જોઈએ તે બાબત હવે જોઈએ. કોઈપણ પુસ્તક કે પાઠનું વાચન શરૂ કરતાં પહેલાં વાચકે વિચાર કરવો જોઈએ કે તે શા માટે વાંચે છે. કોઈ વિષયની માહીતી તેને મેળવવાની છે કે આનંદની ખાતર સાહિત્યની દૃષ્ટિથી તે જે બાબતો વાચે છે તેનો સ્પષ્ટ ખ્યાલ તેના મગજમાં હોવો જોઈએ. વાચનનો હેતુ જ્ઞાન કે આનંદ, ગમે તે હોય, પણ તે વાંચવાનો વિશેષ ઉદ્દેશ શો છે તે વાચનારની ધ્યાન બહાર હોવો જોઈએ નહિ; કારણ કે જો વાચનનો હેતુ સ્પષ્ટ હોય છે તો તેના ઉપર ખાસ ધ્યાન આપવામા આવે છે અને તે તેને ઝટ યાદી રહી શકે છે. શિક્ષકે વિદ્યાર્થીની આગળ પાઠનો હેતુ સ્પષ્ટ કરવો જોઈએ અથવા જો તેઓ કોઈ પુસ્તક વાંચતા હોય તો તેઓ તે શા માટે વાંચે છે તે બાબતની ટુંકી સમજણ તેમને આપવી જોઈએ. આવી રીતે તેમનું મન તૈયાર હોવાથી તેઓ તેની મતલબ જલદીથી ગ્રહણ કરી શકશે અને યાદ પણ રાખી શકશે. કોઈ દિવસ વાચનનો હેતુ સ્પષ્ટ સમજાવ્યા સિવાય વિદ્યાર્થી પાસે વંચાવવું નહિ.

બીજી બાબત એ છે કે જો આપણે આખું પુસ્તક કે પાઠ વાંચી જઈએ પણ જો તેનો મુખ્ય મુદ્દો શો છે તે સમજીએ નહિ તો આપણું વાચન નકામું છે. લેખકને તેના પુસ્તકમા અમુક મુખ્ય વિચાર સમજાવવાનો ઉદ્દેશ હોય છે અને તે જો આપણે ગ્રહણ ન કરીએ તો વાંચવાની મહેનત નકામી જાય છે. ઘણી વખત આપણે આખી ચોપડી વાંચી જઈએ છીએ તેમજ ભાષણ સાંભળીએ છીએ પણ જ્યારે તેની મતલબ પૂછવામાં આવે છે ત્યારે ગમે તેવો ઉડાઉ જવાબ આપીએ છીએ. આનું મુખ્ય કારણ એ છે કે વાંચતી વખત તેમાં પ્રધાન બાબત શી છે તે ઉપર આપણે લક્ષ આપતા નથી. માટે વિદ્યાર્થીઓ શાળામાં જે વિષય વાચે તે ઉપરથી તેમની પાસે મુખ્ય મુદ્દાના વિચાર શોધાવવા જોઈએ અને તેના અખતરા શિક્ષકે વર્ગમાં કરવા જોઈએ.

આ મુદ્દાને લગતી ત્રીજી બાબત એ છે કે વાચનના વિષયમાં અગત્યની વિગતોનો ભેદ સમજવાની વિદ્યાર્થીનામા શક્તિ હોવી જોઈએ. આખા પુસ્તકમાં કે પાઠમા બધી હકીકત એક સરખી રીતે ઉપયોગી હોતી નથી; તેમાં જે કોઈ મુખ્ય વિચાર હોય છે તેને સ્પષ્ટ કરવાને માટે દૃષ્ટાંત, દલીલો અને બીજી અનેક વિગતોની ગુંથણી લેખકે તેમા કરેલી હોય છે.

વળી પુસ્તકની બધી હકીકત કે વિગતો આપણે યાદ રાખવાની જરૂર નથી કારણ કે મન ઉપર નકામો બોજો નાખવાથી તે બીજું ઉપયોગી વિચાર કરવાનું કામ કરી શકશે નહિ, તેથી જે નિરુપયોગી વિગતો હોય તે ભૂલી જવાની જરૂર છે; પણ જે મુખ્ય બાબત હોય તેજ લક્ષમાં રાખવી જોઈએ. આ ઉદ્દેશને અનુસરીને વિદ્યાર્થીઓ જેમ જેમ વાંચના જાય તેમ તેમ તેઓને તેમાંથી અમુક ઉપયોગી વિચાર પૃથક્કરણ કરી શોધી કાઢવાની ટેવ પાડવી જોઈએ. તેને લીધે આખા પુસ્તક કે પાઠનો સાર તે ગ્રહણ કરી શકશે. ક. પા. ઉપર શિક્ષક જે નોંધ લખે છે તેનો પણ આજ હેતુ છે. ટુંકામાં વિદ્યાર્થીઓ જ્યારે વાંચે ત્યારે તેમને અગત્યની અને બીન અગત્યની હકીકતનો ભેદ પારખવાની ટેવ પાડવી જોઈએ.

વાચનમા ચોથી બાબત એ છે કે વિદ્યાર્થી જે જે હકીકત વાંચે તેમાથી ઉપર જણાવ્યા મુજબ અગત્યની બાબત તારવવાની તેને ટેવ પડવી જોઈએ તેની સાથે જુદા જુદા વિચાર તથા બીજી માહીતીની સંકલના લેખકે કેવી રીતે કરી છે તેનો વિચાર તેણે કરવો જોઈએ. કોઈપણ પુસ્તકમાં અમુક વિચારની ગુંથણી માલમ પડે છે. તેમાં વિચારનો ક્રમ હોય છે અને હકીકત વ્યવસ્થિત રીતે ગોઠવેલી હોય છે. જો આ બાબત ધ્યાનમાં રાખી વિદ્યાર્થીઓને વાચવાનું શીખવવામાં આવે તો જરૂર તેમને વિશેષ લાભ થવાનો સંભવ છે. વિચારનો સંબંધ કેવા પ્રકારનો ગોઠવ્યો છે, વારંવાર તેમા પુનરુક્તિ થાય છે કે કેમ, લેખકને જે કંઈ કહેવાનું છે તે સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે કે કેમ, દૃષ્ટાંતો સચોટ છે કે કેમ વગેરે બાબતોનો વિચાર કરવાથી તેનો ભાવાર્થ સારી રીતે સમજાય છે.

અત્યારસુધી આપણે કેવી રીતે વિષય સમજવો જોઈએ તેની વાત કરી પણ તેની સાથે વાચકના વિચાર અને તુલનાશક્તિ ઉપર તેની કેવી અસર થાય છે અથવા થવી જોઈએ તે મુદ્દાનું વિવેચન કર્યું નથી. કોઈપણ બાબત વાંચવી એટલે અન્ય મનુષ્યના વિચાર કે લાગણી આપણે ગ્રહણ કરીએ છીએ તે બાબત આગળ જણાવી છે. પણ વાંચેલી હકીકત સમજવાને માટે હંમેશાં વાચકના મનની તે પ્રત્યે પ્રતિક્રિયાની જરૂર છે. જે કંઈ કહેવામાં આવે કે વાંચવામાં આવે તે જો ગળી જવામાં આવે તો તેથી વિચારશક્તિનો વિકાસ થતો નથી. કેવી દૃષ્ટિથી અમુક બાબત કહેવામાં આવી છે કે અમુક વિચાર જણાવવામાં આવ્યો છે તેનો જ્યાંસુધી આપણે વિવેક ન કરીએ ત્યાંસુધી આપણું વાચન ફળદાયી નીવડતું નથી. વાચનની સાથે વિચાર અવશ્ય થવો

જોઈએ. જેમ ચાવ્યા વગરનો ખોરાક બરાબર પચી શકતો નથી તેમ મનન વગરનું વાચન ઉપયોગી થતું નથી, તેથી આપણે હંમેશાં વાચ્યા પછી તેના સારાસાર વિષે વિચાર કરવો જોઈએ. આપણા અનુભવ કે જ્ઞાનની દૃષ્ટિથી તેની તુલના કરવી જોઈએ, અને પછી તેનો સ્વીકાર કે ત્યાગ કરવો જોઈએ, પણ જ્યાંસુધી આપણા જ્ઞાન કે અનુભવની પ્રતિક્રિયા વાચેલી બાબત પરત્વે થતી નથી ત્યાંસુધી તે બાબત આપણે બરાબર સમજતા નથી અને તેથી વિચારશક્તિનો પણ વિકાસ થતો નથી

દરેક વ્યક્તિનું માનસ જુદું હોય છે. જેવા તેના અનુભવ, અવલોકન, વાચન અને વિચાર તે પ્રમાણે તેનું દૃષ્ટિબિંદુ ઘડાય છે. આવી રીતે દરેક વાચક તેનું જે વ્યક્તિત્વ હોય તેને અનુસરીને તે બીજાના વિચારની તુલના કરે છે. તેમાં તેના રાગદ્વેષની અસર માલમ પડે છે અને તેની સાથે તેનું વ્યક્તિત્વ પણ સ્પષ્ટ જણાઇ આવે છે આ ઉપરથી હવે ચોકખુ જણાય છે કે બીજાના વિચાર સમજવાને માટે આપણે પોતે તેનો વિચાર કરવો જોઈએ અને તે વિચાર કેટલે દરજ્જે ખરો છે તેની તુલના આપણે નિષ્પક્ષપાત રીતે કરવી જોઈએ. આપણા રાગદ્વેષનો રંગ તેના ,ઉપર ન લાગે તેને માટે કાળજી રાખવી જોઈએ આવી રીતે વાચેલી બાબતનો નિર્ણય કરવામાં આપણું વ્યક્તિત્વ જણાઈ આવે છે અને તેને લીધેજ વ્યક્તિના મત જુદા જુદા માલમ પડે છે જેવું વાચનારનું માનસ તે પ્રમાણે તે અર્થ ગ્રહણ કરે છે. જ્યારે નિષ્પક્ષપાતથી અમુક વિચાર ખરો છે કે ખોટો છે એવો વિવેક કરી મત નક્કી કરવામા આવે છે ત્યારે તેને આપણે વિચારનું સ્વાતંત્ર્ય કહીએ છીએ. જો કે દરેક મનુષ્યનું વ્યક્તિત્વ જુદું હોય છે તોપણ તે ઉપરથી મરજીમા આવે તેમ રાગદ્વેષથી અભિપ્રાય બાંધવો તે સ્વતંત્ર વિચારણા નથી આવી રીતે સ્વતંત્ર મનનથીજ આપણો મનોવિકાસ થાય છે અને આપણું વ્યક્તિત્વ ખીલે છે.

વાચનમા એક અગત્યની બાબત એ છે કે જે કંઈ વાચ્યું હોય તેનો ઉપયોગ-વહેવાર અમલ થાય તોજ તેથી વાચનારને લાભ થાય છે. જે વિચાર કેવળ માનસ-પ્રદેશમાં-મગજમા પડી રહે છે તે સ્પષ્ટ થતો નથી તેમજ ફળદાયી નીવડતો નથી માટે શિક્ષક કોઈ બાબત ફક્ત મોઢેથી કહી જઈનેજ સંતોષ પામે તો તેની છાપ વિદ્યાર્થીના મનમાં ઘણી અસ્પષ્ટ રહે છે; પણ જો તેજ બાબત વિદ્યાર્થી પામે ઓળખવામાં આવે તો તે સ્પષ્ટ થાય છે અને વળી જો-તે સ્લેટમા લખાવવામાં આવે તો તેનો સંસ્કાર વિશેષ દૃઢ થાય છે તેજ નિયમને અનુસરી વિદ્યાર્થીઓ જે કંઈ

વાંચે તેની મતલબ તેમની પાસે બોલાવરાવવી જોઈએ અને તેનો સાર નિબંધરૂપે તેની પાસે લખાવવો જોઈએ. આવી રીતે નવીન વિચાર દૃઢ અને સચોટ થવાથી વિદ્યાર્થીનું વિચારભંડોળ સારી રીતે વધતું જાય છે.

વાચન એ કળા છે તે હવે આપણને સમજાશે. તેને માટે અભ્યાસની જરૂર છે. હાલના જમાનામા વાંચવાનું પારાવાર છે તેથી શું વાચવું તેની પસંદગી કર્યા પછી કેવી રીતે વાંચવું તે માટે જે ઉપર જણાવેલી પદ્ધતિ ગ્રહણ કરવામાં આવશે તો થોડા વાચનથી અવશ્ય ઘણો લાભ થશે. જો થોડું પણ સંગીન વાચન હોય તો તે જીવનમાં ઉતારી શકાય છે, એટલે તે કળદાયી નીવડે છે. આપણે તો જે પુસ્તક ઉત્તમ પ્રકારનાં હોય તેનું પરિશીલન કરવું જોઈએ, એટલે તેનું વાચન વારંવાર કરવું જોઈએ. બીજાં જે ઉપયોગી પુસ્તકો હોય તેને એકજ વાર વાચવાની જરૂર છે. વાર્તાઓ, છાપા, ચોપાનીઆં વગેરે જેમાં પિષ્ટપેષણ હોય છે તેમજ સહેલી બાબતો હોય છે તે ઉપરથી વાંચવાથી ફાયદો થાય છે, એટલે તેમાંની કેટલીક બાબત વાંચતી વખતે મૂકી દેવી જોઈએ કે જેથી મગજ ઉપર નકામો બોજો પડે નહિ. આ પ્રમાણે પુસ્તકના વાચનમાં વિવેક કરવાની જરૂર છે.

---

## ગુજરાતનાં પ્રાચીન સ્થળ

### ( ૨ )

'ગુજરાત' દેશની પરિસીમા વિષે તેમજ લાટ, આનર્ત અને સૌરાષ્ટ્ર એ વિભાગો વિષે ટુંક વિવેચન પહેલાં કરવામાં આવ્યું છે. હાલ ગુજરાતમાં કેટલાક ગામો અથવા શહેરો જે નામથી ઓળખાય છે તે
—ના કેટ— .ાંના વખતમાં તે ઓળખાતાં નહતાં; એમનાં નામ એ સમયમા
કર્યું નથી. કે એટલા માટે એ શહેરો કે ગામોનો ઇતિહાસ ટુંકમાં જાણવો
લાગણી આપા ાડશે.
પણ વાચેલી દ
પ્રતિક્રિયાની જરૂર પલ્લી (અમદાવાદ) અને કર્ણવતી—હાલનું અમદાવાદ
ગણી જનામાં આવે તો તેથી ાને કર્ણવતી નગર વસેલાં હતા તે સ્થાનમા
દૃષ્ટિથી અમુક બાબત કહેવામાં ાને મુસલમાન લેખકોએ વેસાવલ તરીકે
આવ્યો છે તેનો બનાનુધી આપ હાલમાં અમદાવાદ પાસેજ છે અને
વાચન ફળદાયી નીવડતું નથી. વાન્ય છે. કર્ણરાજાના સમયમાં (ઇ.સ.
ી સત્તા નીચે હતું. કહેવું તે તેમની પશ્ચિમ

જીતી લીધું. આ ગામ જીત્યા પછી તેને ત્યાં કોઈ દેવી તરફથી સારા આશીર્વાદ મળ્યા અને તેથી તેના માનમાં કર્ણરાજાએ તે દેવી માટે એક દહેરૂં બંધાવ્યું અને સાથે સાથે જયન્તિ દેવીનું અને કર્ણેશ્વર મહાદેવનું, એમ બીજાં બે દહેરાં બંધાવ્યાં. આ કર્ણવતી નગરી જે સ્થળે વસાવવામાં આવી હતી તે સ્થળ પણ હાલ અમદાવાદના વિસ્તારમાં આવી જાય છે.

કર્ણવતી નગરી થોડા વખતમાં જૈનધર્મનું કેન્દ્રસ્થાન બન્યું. અરિષ્ટનેમિનું ત્યાં એક દહેરૂં બાંધવામાં આવ્યું. પ્રખ્યાત જૈન મુનિ દેવસુરિ આ સ્થળમાં રહેતા હતા અને લોકોને બોધ આપતા હતા. દેવચંદ્રાચાર્ય જૈન મુનિના સમજાવવાથી જ્યારે હેમચંદ્રનાં માતાપિતાએ તેને જૈન ભિક્ષુ થવાની રજા આપી ત્યારે દેવચંદ્રાચાર્ય હેમચંદ્રને આ સ્થળમાં વિદ્યાભ્યાસ કરાવતા હતા. જૈન લોકોનું જે રાજનગર તેજ કર્ણવતી અથવા અમદાવાદ. આ સ્થળ જૈનધર્મનું મુખ્ય સ્થળ હતું એટલુંજ નહિ પણ કર્ણરાજા પણ થોડો વખત અહીં રહ્યા હતા.

**हर्षपुर** (હરસોલ)—અમદાવાદ જિલ્લાના પ્રાંતિજ તાલુકાનું જે હરસોલ છે તે પહેલાનું હર્ષપુરજ છે એમ ખાતરીથી મનાય છે. અને હાલનું જે કપડવંજ છે તે હર્ષપુરનો પેટા ભાગ હોવો જોઈએ. હરસોલ એ હર્ષપુરનો અપભ્રંશ છે. પહેલાં આ એક શહેર હોવું જોઈએ કારણ કે આસપાસ ખંડેરો જોવામાં આવે છે. એ ગામની પૂર્વમાં એક બુરજ છે તેમાં આરબી લિપિમાં ૧૫૯૯ની સાલ નાખેલી છે. એટલે એ ઉપરથી એમ અનુમાન થાય છે કે ૧૬ મા સૈકા સુધી તે શહેર જાણીતું હશે.

**कर्पटवाणिज्य** (કપડવંજ)—અકાલવર્ષ સુભટુંગની આપેલી કપડવંજની ઈ.સ. ૮૬૭ ની સનંદમાં લખેલા ૮૪ ગામના સમૂહના પેટા વિભાગનું એ મુખ્ય ગામ હતું એમ જણાવવામાં આવેલું છે; અને હાલમાં જે તામ્રપત્રો મળી આવ્યાં છે તે ઉપરથી એમ ખાતરીપૂર્વક કહી શકાય છે કે કર્પટવાણિજ્ય અને કપડવંજ એ એકજ સ્થળનાં નામ છે. કપડવંજમાં કેટલાંક ઘરો. ૮૦૦ વરસનાં જુનાં છે. શહેરની દિવાલો પાસે એથી પણ પ્રાચીન કોઈ શહેરનાં ખંડેરો જોવામાં આવે છે.

કપડવંજની ખાસ અગત્ય એ છે કે મધ્યહિંદમાંથી પશ્ચિમ તરફના વેપારમાર્ગમાં તે આવેલું છે, અને ૯ મા સૈકામાં તેની અગત્ય એ માર્ગને લીધે હતી. મોલંકી વંશના સમયમાં સિદ્ધરાજ જેસિંહે તેને કિલ્લાના રૂપમાં ફેરવી નાખ્યું હતું, અને ત્યાં લશ્કર અને ગામનાં માણસો

માટે પીવાનું પાણી પુરૂ પાડવા તળાવ પણ બાંધ્યું હતુ. સોલંકી રાજ્યની દક્ષિણ સીમાના ગઢ તરીકે ઇ.સ. ૧૨ મા અને ૧૩ મા સૈકામા તે ઘણું અગત્યનું મથક થઈ પડ્યુ હતુ.

**ગોદ્રોહક** ( ગોધરા )—શિલાદિત્ય પાંચમા ( ગુપ્ત સંવત ૪૪૧, ઇ.સ. ૭૬૦ ) ના તામ્રલેખમા ગોધરા વિષે ઉલ્લેખ છે અને એમા એમ જણાવેલુ છે કે આ સ્થળે રાજાની છાવણી હતી અને ત્યાં આ સનંદ લખી આપવામા આવી છે. ગોદ્રોહક એટલે ગાયોને પાણી પીવા માટેનું સરોવર. ગોધરામાં હાલમાં પણ ત્યા એક મોટું તળાવ છે.

અણહિલપાટણથી આ સ્થળ દૂર આવેલુ હોવાથી વલભી રાજાઓની પડતી પછી ત્યાં કોઈ સ્થાનિક નાનું રાજ્ય ચાલતું હશે. કુમારપાળનો મંત્રી તેજપાળ જ્યારે ભરૂચના રાજા સામે ચડાઈ લઈ જતો હતો તે વખતે ગોદ્રોહકના કોઈ રાજાએ તેને દગો દીધો હતો.'

**શિવભાગપુર** ( શિવરાજપુર )—ધ્રુવસેન ત્રીજાની સનંદમાં (ગુ. સં. ૩૩૪ ) તેમજ ખરગ્રહ બીજાની સનદમા ( ગુ. સં. ૩૩૭ ) આ સ્થળ જિલ્લાના મુખ્ય શહેર તરીકે જણાવેલું છે. તે કપડવંજની પાસે છે. હાલનું શિવપુર તે પહેલાનું શિવભાગપુર છે એમ ઉપરના લેખો ઉપરથી માલમ પડી આવે છે, અને તે ગોધરાથી પૂર્વમાં પાચ માઇલ દૂર આવેલું છે.

**દધિચિપુર** (દાહોદ)—દાહોદનુ પ્રાચીન પૌરાણિક નામ દધિચિપુર છે; અને કથા પ્રમાણે દધિચિ ઋષિએ અહી મોટી તપશ્ચર્યા કરી હતી જે દેવોને લાભકારક થઈ પડી હતી. દધિમતી નદી ઉપર આ શહેર આવેલું છે, અને એ નદીનું દધિમતી નામ પણ ઋષિના નામ ઉપરથી પડ્યુ છે. તેમજ દૂધેશ્વર મહાદેવ પણ છે તે ઋષિના નામ ઉપરથી છે એમ માલમ પડે છે. કથા પ્રમાણે તે શહેર એટલું પ્રાચીન હશે કે કેમ તે શંકાભરેલું છે પણ ઇ.સ ૧૦૦૦ વર્ષનું તો તે જુનું છે. ત્યા ચગ તળાવ છે તે સિદ્ધરાજ જેસિંહનું બંધાવેલુ છે. ૧૩ મા સૈકામા બારીઆ રજપુતો ત્યા આવી વસ્યા હતા.

**કાશાદ્રહ** (કાસંદ્રા )—અમદાવાદની દક્ષિણે ૨૫ માઇલ ઉપર જે કાસંદ્રા છે તેજ કાશદ્રહ.સિદ્ધતલભટના ખગ પુત્ર સિંધપને જ્યારે મુંજે માલવામાંથી હાંકી કાઢયો ત્યારે સિંધલ કાશદ્રહમા આવી રહ્યો હતો એમ મેરૂતુંગ જણાવે છે. કર્ણાટકનો રાજા તૈલપ જેણે મુંજને મારી નાખ્યો હતો તે જ્યારે ઇ.સ. ૯૦૭ મા મરી ગયો તે વખતે કાસંદ્રા કોઈ નાના રાજ્યની રાજધાની હશે એમ અનુમાન થાય છે; અને ખેટક એટલે ખેડા

જેવુ મોટુ શહેર બહુજ પાસે હોવાથી તે ગઈ દિસમાવધારે પ્રખ્યાત થયુ નહિ હોય એમ માલમ પડે છે.

**ખેટક**—વેત્રવતી નદી ઉપર પ્રાચીન કાળમા વસેલુ ખેટક તેજ હાલનુ ખેડા. તે વાત્રક ઉપર આવેલુ છે, હુ-એન-સાગ તેને 'કેચ્' કહેતો. ૯ મા મૈત્રકના લેખોમા ને શહેર ખેટક તરીકે જણાવેલુ છે, ધરમેન બીજાની ગુ સ. ૨૫૨, અને ૨૭૦ ની સનંદમા 'ખેટક' નામથી એ શહેરનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. ધરમેન ચોથાની સનદમા પણ તેજ નામ જણાવેલુ છે. ખેટક, જિલ્લાનુ મુખ્ય સ્થળ હતુ. કેટલીક વખત તેને મડળ-જિલ્લાસમૂહના મુખ્ય મથક તરીકે પણ જણાવેલુ છે. એ ઉપરથી એમ જણાય છે કે તે ઘણુ અગત્યનુ મથક હશે, તેમજ એ નામનો એક મોટો રાજ્યવહીવટને અગે પાડેલા રાજકીય વિભાગ હશે. હુ-એન-સાગના કહેવા પ્રમાણે એ વિભાગનો વિસ્તાર ૬૦૦ માઇલમા હતો. કનિગહામના કહેવા પ્રમાણે એ વિભાગની સરહદ વધાને પશ્ચિમે સાબરમતી નદી સુધી, ઇશાનમા માહીના વાક સુધી, અને દક્ષિણ વડોદરા સુધી ગઈ હશે. વલભી રાજાઓના અમલ દરમિયાન તેમજ પછીથી રાષ્ટ્રકૂટોના સમયમા પણ તે એક મોટા વહીવટી વિભાગનુ મુખ્ય સ્થળ હતુ. ઇ સ ૯૭૫ ના અરસામા રાષ્ટ્રકૂટોની પડતી થઈ ત્યારપછી ૧૦૦ વરસ પછી સોલકી રાજાઓના કબજામા તે આવ્યુ. કર્ણ પહેલાની (ઇ.સ. ૧૦૬૪-૧૦૯૪) અને સિદ્ધરાજની સત્તા છેક ડભોઈ સુધી હતી. પુરાણોમા ખેટકનુ નામ ચક્રાવતી હતુ અને ત્યાના રાજાને પાડવોએ હરાવ્યો હતો.

---

## ઇગ્લંડની કેટલીક નવીન શાળાઓ

---

**વર્મ્વર્થની શાળા.—**

ઇ સ ૧૯૨૫-૨૬ મા આ શાળા બાધવામા આવી હતી. તેમા નાજુક બાધાવાળા છોકરાઓને દાખલ કરવામા આવે છે તેમા છોકરા અને છોકરીઓ મળીને ૨૪૦ વિદ્યાર્થી છે. તેમને બે વિભાગમા વહેચી દેવામા આવ્યા છે જેઓ શરીરે ખોડખાપણવાળા હોય, તેઓનો એક વિભાગ છે, અને બીજા વિભાગમા નબળી મગજશક્તિવાળા બાળકોને રાખવામાં આવ્યા છે. શહેરના ઉંચા વસ્તીવાળી જગા ઉપર આ શાળા બાધવામા આવી છે અને આગળ પાછળ જમીનનો વિસ્તાર ડ્ઢ એકર

જેટલો રાખવામાં આવ્યો છે. શાળામાં વર્ગના સાત ઓરડા છે અને દરેક ખાતાને લગતો એક હસ્તઉદ્યોગનો ખાસ અલાયદો ખંડ પણ છે, આ દરેક ઓરડાનાં બારણાં દક્ષિણ દિશાએ આવેલાં છે. એક ઓરડા આગળની પડશાળમાં થઈને બીજા ઓરડામાં જઈ શકાય છે. આ ખુલ્લી પડશાળ ઉપર કાચ જડી દેવામાં આવ્યા છે. દરેક ઓરડાના બારણે તેમજ પડશાળમાં પડદા રાખેલા હોય છે અને જ્યારે સખત ટાઢ કે વરસાદ હોય ત્યારે તે પડદા નીચે પાડી શકાય છે. દરેક ખાતાના છોકરા અને છોકરીઓને જવા માટે જુદાં જુદાં બારણાં રાખેલાં છે. શાળાના મકાન પાછળ વહીવટી વિભાગ માટે બીજું અલગ મકાન છે. તેમાં દાક્તરી તપાસ, અને માંદાની સારવાર માટે ઓરડી રાખવામાં આવી છે, તેમજ શિક્ષકો માટે અને ખાવાપીવા માટેના પણ જુદા ઓરડાઓ છે. વાઢકાપનાં ઓજારો અને સાહિત્યો એક ખાસ જુદા વિભાગમાં રાખવામાં આવ્યાં હોય છે.

નહાવાની ઓરડીમાં જોઈએ તેવા પ્રમાણમાં ગરમ અને ટાઢું પાણી મળે તેવા ફુવારા રાખેલા છે, તેથી જેવું ગરમ પાણી જોઈએ તેવું ત્યાં મળી શકે છે. કેડ સુધી નહાવાના કુંડ તેમજ ફુવારાની ધારથી નહાવાની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. તેમાં છોકરાઓ દરરોજ નહાય છે. ત્યાં વિજળીથી સાદો પણ પુષ્ટિકારક ખોરાક રાંધવામાં આવે છે. શાળાના જુદા જુદા ખંડની હવા ગરમ રાખવા માટે ભીંતની અંદર વ્યવસ્થા કરેલી હોય છે. તે ગોઠવણીને લીધે ભીંતમાંથી તેમજ ઉપરની છતમાંથી ગરમી ઓરડામાં એક સરખી રીતે આવી શકે છે. રમતગમત માટે ત્રણ મેદાનો છેઃ (૧) વર્ગના ઓરડાની સામે પથ્થર જડેલી જમીન, (૨) લીલા ઘાસ-વાળી જમીન, (૩) બાગબાની માટે એક બાગ. શાળાનો આગળનો કે પાછળનો ભાગ ગમે ત્યારે એકદમ ખુલ્લો મૂકી શકાય એમ છે. શાળામાં છોકરાંની તંદુરસ્તી સુધારવા માટે કેળવણીશાસ્ત્રમાં જે કંઈ નવામાં નવો અનુભવ તથા શોધ થઈ હોય છે તે મુજબ દરેક જાતની યુક્તિઓનો ત્યાં ઉપયોગ કરવામાં આવે છે. શાળા એવી જગાએ આવેલી છે કે ત્યાં કોઈ દિવસ આસપાસ ઘીચ વસ્તી થાયજ નહિ.

## હોલીકોર્ટની શાળા.—

૧૯૨૭માં લંડનની કાઉન્ટિ, કાઉન્સિલે આ શાળા ખુલ્લી મૂકી હતી. શાળા એક સુંદર જગા ઉપર બાંધવામાં આવી છે, અને ત્યાં આસપાસના

લતામાંથી ખુલ્લી હવામાં અપાતા શિક્ષણનો અને સારા ખોરાકનો લાભ લેવા બાળકો આવે છે. બાળકોની સંખ્યા ૧૫૦ જેટલી છે; પણ તેમાં ૨૫૦ બાળકો શિક્ષણ લઈ શકે તેવી વ્યવસ્થા રાખેલી છે. ઉનાળાના દિવસોમાં શાળા સવારના ૯ વાગ્યાથી સાંજના ૭ વાગ્યા સુધી અને શિઆળામાં સવારના ૯ થી સાંજના ૪-૩૦ વાગ્યા સુધી ચલાવવામાં આવે છે. નાજુક તબીઅતવાળાં બાળકો તેમા રજાના દિવસોમાં ભણવા આવે એવો તેનો હેતુ રાખેલો હતો પણ તે પ્રમાણે કામ થઈ શક્યું નથી. ખુલ્લા ઓરડાઓમાં વર્ગો ચલાવવામાં આવે છે; અને તેમાં વરસાદ અને બરફ અંદર પડી શકે નહિ એવી રીતે તે ખાસ બાંધેલા છે, કારણકે ભીંત આગળ ૩½ ફુટના પડદા નાખવામાં આવેલા હોવાથી વરસાદ અને બરફ અંદર આવી શકતાં નથી.

બેસવાની પાટલીઓ એવી રીતની બનાવી છે કે ધાબળા ઓઢીને પણ બાળકો તેના ઉપર સુખેથી બેસી શકે છે. શિઆળામા પણ વર્ગો ઓરડાની બહાર લેવામા આવે છે; તે વખતે બાળકો વારંવાર દોડે છે અને પગ ઠોકી ઠોકીને ચાલે છે કે જેથી તેમનામા ગરમી વિશેષ રહે. દરેક બાળક અઠવાડીએ એકવાર ગરમ પાણીથી નહાય છે, ઠંડું પાણી ધોવાના કામમાં લેવામાં આવે છે, તેથી પણ બાળકોનું શરીર દઢ થાય છે. કરકસરની જરૂર હોવાથી શાળાનો સરસામાન જોઈએ તેટલા પ્રમાણમાં હાલમાં નથી; તેમજ બાગકામ, સૃષ્ટિજ્ઞાન, હસ્તઉદ્યોગ જેવા ખાસ વિષયો શીખવવા માટે ખાસ શિક્ષકો પણ રોકેલા નથી; તોપણ આ શાળાએ કામની સુંદર શરૂઆત કરી છે, બહાર ખુલ્લામાં રહેવાથી બાળકોને સારો લાભ થયો છે. તેમને ત્રણ વખત ખાવાનું આપવામાં આવે છે અને તેનું ખર્ચ દર અઠવાડીએ માથા દીઠ ½ પાઉંડ જેટલું આવે છે. આમા માબાપો પોતાથી બની શકે તેટલો ખર્ચનો હિસ્સો આપે છે,

## ખોરાક વિષે અગત્યના નિયમો

જો કોઈપણ મનુષ્ય તંદુરસ્ત રહેવા તથા દીર્ઘાયુષી થવા ઇચ્છતો હોય તો તેણે ખોરાકની બાબતમાં નીચે જણાવેલા નિયમો પાળવા ખાસ આવશ્યક છે:—

૧. માણસને થાક લાગ્યો હોય ત્યારે તેણે ખાવું ન જોઈએ

૨. જ્યારે મન આવેશમા હોય કે ચિંતાગ્રસ્ત હોય ત્યારે ખોરાક ન લેવો.

૩. કામ કરતા માણસનું મન બેચેન હોય ત્યારે ખોરાક લેવો નહિ

૪ કકડતી ભૂખ લાગી હોય ત્યારે તેણે ખાવામા મિતાહારી રહેવું.

૫. માણસે દિવસમા ત્રણ વખત ખાવું તે કંઈ આવશ્યક નથી

૬. જ્યારે બાળકને ખાવાની ઇચ્છા ન હોય ત્યારે તેના પર ખાવાં માટે જોરજુલમ કરવો નહિ (સામાન્ય રીતે ઘરડાને આવી બહુજ ટેવ હોય છે, ખાસ કરીને બાળકની માંદગી સમયે તેમનુ એવું માનવું હોય છ કે દરદી ખોરાક વિના જીવી શકેજ નહિ, પણ તે માન્યતા ભુલભરેલી છે)

૭. બાળક આવેશમા આવે તેવા પ્રસંગો ન આણો.

૮. જમવાની વખતે બાળકને ઠપકો ન આપો. ઉપરાંત તેને ખાધા પછી પુરતો આરામ મળે તે બાબત પરત્વે લક્ષ આપો.

ખોરાક બાબતની સૂચનાઓ ઉપરાંત તંદુરસ્તી જાળવવા માટે બીજી અગત્યની બાબતો પણ ધ્યાનમા રાખવા જેવી છે

૧. રહેવાના મકાન યા તો ઓરડા પુરી હવાની આવજાવવાળા હોવા જોઈએ. ગામડાંઓમા આ બાબતમા ધ્યાન અપાએલુજ છે., દરેક ઘરને બારણા સામસામા આવી રહેલા હોય છે.

૨. જે કપડાનો ઉપયોગ કરીએ તે હલકા, ખુલતા અને છિદ્રાળુ હોવા જોઈએ. (ઉપરનો ડાળડમાક અને શોભાની વૃત્તિ પોષનાર નહિ).

૩ રાત દિવસનો ઘણો વખત ધંધા અર્થે કે આરામ અર્થે પણ ખુલ્લામા ગાળવો જોઈએ.

૪. બહુ કાંટાવાળા યા તો અતિશય મસાલાદાર ખોરાકનો ઉપયોગ કરવો નહિ. ખોરાકની પસંદગીમા કંઈક કઠણ, કંઈક પોચો ને કંઈક ભાગ કાચા ફળફળાદિનો હોવો જોઈએ. કેટલીક નાતિમા કાકડી, ચીભડાં, કોબીજ, વગેરેનું શાક ઘણું પરિપકવ કર છે તે ઇચ્છવાજોગ નથી.

૫. પીવામા જરૂર જેટલા પાણીનો ઉપયોગ કરવો પણ શરીર સ્વચ્છ રાખવા પુષ્કળ પાણી વાપરવું.

૬. આંતરડાં હમેશ સાફ રહે તે ખાસ લક્ષમા રાખવું.

૭. ટટાર ચાલો, ટટાર ઊભા રહો, તેમજ ટટાર બેસો; ત્યાર્થી

શરીરના ફેફસા જેવા અવયવો દબાઈ જતા નથી અને તેમની નિત્યક્રિયામા હરકત આવતી નથી

૮ દાંત, અન્નનળી તથા જીભ ચોખ્ખી ગણો, તેથી પાચનક્રિયાના અવયવોને ખરાબ પદાર્થ પહોચતુ નથી

૯ ઊંડા શ્વાસ લેતા જોઈએ તેમજ આખા દિવસમા ઊંડા શ્વાસ લેવાય તેવી કસરતો કરવી જોઈએ તથી તબીયત ઘણુજ સારી રહે છે જે કોઈ વ્યક્તિ પ્રફુલ્લિત અને આનંદી રહે છે તેજ ખરુ જીવન ગાળે છે.

મનુભાઈ મલુકચંદ પરીખ
પ્રે. ગ. ટ્રે. કોલેજ, અમદાવાદ.

---

# સૃષ્ટિનિરીક્ષણ

**વનસ્પતિના વિકાસનો આધાર**—વનસ્પતિના વિકાસનો આધાર મુખ્યત્વે નીચેની ત્રણ બાબતો ઉપર રહે છે —

(૧) જમીન (૨) ભેજ તથા ખાતર (૩) આબોહવા તથા પ્રકાશ.

પ્રથમ જમીનનો વિચાર કરીએ તો તેના અનેક પ્રકાર માલમ પડે છે નિશાળના બાળકોને જમીનના નાના પ્રકારના ભેદ જાણવાની આવશ્યકતા છે. તેમનુ ધ્યાન ફક્ત (૧) રેતાળ (૨) કાકરાવાળી અને (૩) ચીકણી જમીન પર દોરવામા આવે અને અવલોકનદ્વારા તેમના ગુણદોષ સમજાવવામા આવે તો ચાલે

આ પ્રકાર સમજવા માટે જમીન કેવી રીતે તૈયાર થાય છે તે જાણવાની પ્રથમ જરૂર પડે છે પૃથ્વી ઉપર અનેક નાના મોટા ડુંગરાઓ, ખડકો અને પથરો આવેલા હોય છે. સૂર્યના પ્રચંડ તાપની અને પૃથ્વીની અંદર રહેલી ગરમીની આ પથરો ઉપર અસર થાય છે. ગરમીથી તે ફૂલે છે અને ઠંડીથી પોતાની મૂળ સ્થિતિમા આવવા એકદમ સંકોચાય છે તેથી તેમના ટુકડા થઈ જાય છે પવનના સપાટાઓથી અને વરસાદના પાણીના પ્રબળ ઘસારાને લીધે નાના મોટા કાકરા તથા પત્થરોના બારીક રજકણો થઈ જાય છે. આવા રજકણો માટીના તથા રેતીના સ્વરૂપમા પાણીની સાથે ઘસડાઈ પૃથ્વી ઉપર આમ તેમ પથરાઈ જાય છે પત્થરો અને ખડકો અનેક પ્રકારના અને જુદા જુદા રંગના હોય છે, તે મુજબ

તેમના રજકણોથી બનેની જમીન પણ જુદા જુદા પ્રકારની અને જુદા જુદા રંગવાળી જણાય છે.

માટીની સાથે પથ્થરના રજકણોનું વધારે પ્રમાણમા મિશ્રણ થયુ હોય તો તે જમીન રેતાળ કહેવાય છે આવી જમીનની સપાટીપર પાણી રહી શકતું નથી પણ ઊંડે ઉતરી જાય છે. જે વનસ્પતિને બહુ પાણી જોઈતું ન હોય તેવી વનસ્પતિ અહીં ઉગી શકે છે. તેના મૂળ જમીનમા સહેલાઈથી ઊંડા ઉતરી શકે છે અને આસપાસ પથરાઈ જાય છે જમીનની સપાટીની નીચે ભેજ રહે છે તેથી વનસ્પતિનું પોષણ થાય છે. આવી જમીનમા મગફળી, બટાકા અને બીજા કંદમૂળ બહુ સારી રીતે ઉગી શકે છે

જે જમીનમા રેતીના રજકણો ન હોય અને ફક્ત માટીનોજ ભાગ મુખ્યત્વે હોય તેને ચીકણી જમીન કહેવામા આવે છે. આવી જમીનના રજકણો બહુ નજીક નજીક આવેલા હોવાથી વરસાદનુ પાણી બહુ ઊંડે ઉતરી શકતું નથી આ જમીનને સારી રીતે ખેડીને તેમા ક્યારાઓ બનાવવામા આવ્યા હોય તો તેમા વરસાદનું પાણી વધારે વખત સુધી રહી શકે છે અને જે વનસ્પતિને વધારે પાણીની જરૂર પડતી હોય તેને આવી જમીન બહુ માફક આવે છે.

જે જમીનમા મોટા મોટા કાકરાઓ વિશેષ પ્રમાણમા હોય તેને કાકરાવાળી જમીન કહેવામા આવે છે. આવી જમીન વનસ્પતિના વિકાસને માટે બહુ સારી ગણાતી નથી.

પાણી ઊંડે સુધી ઉતારી શકે અને વનસ્પતિ સહેલાઈથી પોતાના મુળીઆ પ્રસરાવી શકે એટલા માટે જમીનને ખેડીને પોચી બનાવવામા આવે છે. ખેડ કરવાથી સૂર્યનો તાપ અને પ્રકાશ જમીનમા ઊંડે સુધી અસર કરી શકે છે અને તેની અંદર નવીન જીવનતત્ત્વ આપે છે.

વનસ્પતિને ઉપયોગી જીવનતત્ત્વો નદીઓના વહનથી, જ્વાળામુખી પર્વતોના ફાટવાથી અને વરસાદના પાણીની રેલથી જમીનમા એકઠા થાય છે. જે જમીન ઉપર જ્વાળામુખી પર્વતોની, નદીના વહનની અને વરસાદના પાણીની રેલની અસર સારા પ્રમાણમા થાય છે તે જમીન વનસ્પતિના ઉપયોગ માટે બહુ કિંમતી ગણાય છે

જમીનના ઉપયોગી તત્ત્વોમા, સિલિકા, એલ્યુમીના, લોઢાનો કાટ, મેગ્નેશિઆ, પોટાશ, સોડા, ફૉસ્ફરસ, ગંધકનો તેજાબ, ક્લોરિન અને

વનસ્પતિજન્ય પદાર્થો મુખ્ય ગણાય છે. પાણીમાં ઓગળી જઈને જેટલા પ્રમાણમાં આ તત્ત્વો વનસ્પતિને મળે તેટલા પ્રમાણમાં તેનો વિકાસ થઈ શકે છે.

જે જમીનમાં ઉપરના પદાર્થો કુદરતી રીતે ન આવતા હોય ત્યાં ખાતર મારફત તેમને પૂરા પાડવા જોઈએ. જુદી જુદી વનસ્પતિને જુદાં જુદાં તત્ત્વોની જરૂર પડે છે, અને તે પ્રમાણે જુદું જુદું ખાતર આપવામાં આવે છે. સામાન્ય રીતે રાખ, કોહી ગએલાં પાંદડાં અને છાણ ઘણીખરી વનસ્પતિને અનુકૂળ આવે છે. ખાતરમાં રહેલા ક્ષારો પાણીમાં ઓગળી જાય છે અને મૂળ મારફત વનસ્પતિ તેને ચૂસી લે છે.

અનાજના છોડવાઓને ફોસ્ફરસ અને નાઇટ્રોજન બહુ માફક આવે છે. અને શીંગોવાળા છોડવાઓને ચૂનો પસંદ પડે છે.

દરેક વરસે એકની એકજ વનસ્પતિ ઉગાડવામાં આવે તો જમીનની અંદર રહેલાં અમુક અમુક તત્ત્વો ઓછા થઈ જાય છે અને જમીન નિર્બળ બની જાય છે. આમ ન થાય માટે ખેડુત ખેતીમાં વિવિધતા દાખલ કરે છે. એક વરસે અનાજના છોડ ઉગાડવામા આવે તો બીજે વરસે શીંગોવાળી વનસ્પતિ ઉગાડવામાં આવે છે. અનાજના છોડવાઓ ફોસ્ફરસ અને નાઇટ્રોજન જમીનના ઉપરના ભાગમાંજ મુળીઆંઓ પ્રસારી ખેંચી લે છે. બીજે વરસે જમીનને આરામ મળે એ હેતુથી શીંગોવાળી વનસ્પતિ વાવવામા આવે છે. તેનાં મુળીઆં જમીનમા ઊંડે સુધી ઉતરી ચૂનો ખેંચી લે છે. આ પ્રમાણે વિવિધતાને પરિણામે જમીનને કાંઈક અંશે આરામ મળે છે અને દરમિઆન તેના ગુમ થએલા તત્ત્વો ખાતરદ્વારા અને બીજી રીતે કુદરત તરફથી તેને મળે છે, એટલે જમીન કિંમતમાં ઉતરી જતી નથી.

આ ઉપરાંત જુદી જુદી આબોહવાવાળા પ્રદેશોમાં જુદી જુદી જાતની વનસ્પતિ ઉગે છે. ઠંડી, ઉષ્ણ અને સમશીતોષ્ણ આબોહવામાં વનસ્પતિના પ્રકાર અને વિકાસ જુદી જુદી જાતના હોય છે.

જમીનના પ્રકાર, જુદી જુદી જાતની વનસ્પતિને અનુકૂળ આવતી જુદી જુદી જાતની જમીન, યોગ્ય વિકાસને માટે જોઈતાં વનસ્પતિનાં ઉપયોગી જીવનતત્ત્વો અને તે મેળવવાની રીત તથા જુદી જુદી વનસ્પતિ માટે જુદી જુદી આબોહવાવાળા પ્રદેશો—એ સઘળું પર્યટનદ્વારા અવલોકવામા આવે તો શાળાના બાળકોને પુષ્કળ રસ પડે અને તેમને ઘણું ઉપયોગી જ્ઞાન મળે. ઉત્સાહી શિક્ષક જુદી જુદી યુક્તિઓદ્વારા આ

ડખલગીરી કરવામા આવતી તો તેઓ કકળી ઊઠતા. , કેળવણીનો બધો કારભાર કા તો ધર્મસંસ્થા મારફતે અગર ખાનગી વ્યક્તિઓદ્વારાજ ચાલતો. આમા એક બાબત એમ બની કે ફક્ત પૈસાવાળા લોકોજ નિશાળના શિક્ષણ-નો લાભ ઉઠાવી શકયા અને સામાન્ય પ્રજા કેળવણી ન પામી. આ નિશાળમાં વાચવા લખવાના અભ્યાસક્રમમા બાઇબલ અને ધર્મની બાબતો ઉપર વધારે ધ્યાન અપાતુ અને આમાજ ખરી કેળવણી સમાએલી છે એમ તેઓ માનતા.

આ બીજા પ્રકારના સંસ્થાનિકોના જેવાજ કેળવણી વિષે વિચારો ધરાવતા બીજા સંસ્થાનિકોએ દક્ષિણ અમેરિકામા વસવાટ કર્યો. આ લોકો અંગ્રેજો હતા પણ જેમ પ્યુરિટન લોકોએ ધાર્મિક સ્વતંત્રતાને માટે ઇગ્લંડ છોડયું હતું તે કારણથી આ લોકોએ છોડયું ન હતું. આ લોકોનો તો અહીં વસવાનો હેતુ ફક્ત વેપાર કરવાનોજ હતો. તેઓ તો ફક્ત ઇગ્લં-ડના ચર્ચમાજ માનતા. કેળવણી કે ધાર્મિક વિષયોમાં તેઓ ઝાઝો રસ લેતા નહિ.

તેઓ અહીં વસ્યા તે પછી છોકરાઓને ભણાવવા માટે તેઓએ ખાનગી અને ધાર્મિક નિશાળો સ્થાપી. તેમની કેળવણીની પદ્ધતિમા બધાને કેળવણી મળે એવું કાઈ હતુ નહિ અને આ લોકો પણ કેળવણીની બાબત-મા રાજ્યનો અંકુશ સાંખી શકતા નહિ. દરેક વિદ્યાર્થીને જાહેર કેળવણી મળે કેળવણીમા અને કોલેજોમાં અપાતી કેળવણીમા તેઓ ભેદ જોતા. એ લોકો તો એમજ માનતા કે જાહેર કેળવણી તો ફક્ત ગરીબ અને નિરાધાર છોકરાં-ઓને ઉપયોગની છે. આથી તેઓ એમ કહેતા કે એવી નિશાળો નિભાવવી એ કાંઈ રાજ્યની ફરજ નથી.

મધ્ય સંસ્થાન અને દક્ષિણમા વસનાર સંસ્થાનિકોના વિચારમા આપણને કાઈ સામ્ય જણાય છે. ન્યુ ઇગ્લંડમાં વસનાર પ્યુરિટન લોકો તો આગળ વધેલા હતા અને સર્વને કેળવણી આપવી એ ભાવના ગેમણેજ પહેલી દાખલ કરી હતી. આથી આપણે એમ કહી શકીએ કે અમે-રિકાની હાલની કેળવણીનો મૂળ પાયો નાખનાર આ પ્યુરિટન લોકોજ હતા.

આ ત્રણ પ્રકારના સંસ્થાનિકોના કેળવણી વિષેના વિચારો એ ત્યાંના અસલ વતનીઓ ઉપર ભારી અસર કરી. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ધાર્મિક ઝનુન ઓછું થતું ગયું અને ધર્મસંસ્થા જીવનના દરેક ક્ષેત્રમાં સર્વોપરિ ન રહેવી જોઈએ એમ તેઓ માનતા થયા; અને એમની આ માન્યતા ૧૭૫૦ માં તો સ્પષ્ટ જણાઈ આવે છે.

દરમિયાન લડાઈ જાગી અને કેળવણીના વિચારો વેગથી આગળ વધી ન શક્યા. લગભગ પચાસ વર્ષ સુધી તો આ વિચારોમાં સ્હેજ પણ ફેરફાર કે સુધારો ન થયો. પણ ફક્ત લડાઈને લીધેજ આવું બન્યું હતું તેમ આપણાથી કહી શકાય નહિ; કારણ કે લોકોનું મન આ વખતે ખેતી તરફ વળ્યું હતું; અને આમાં લોકોને વિજ્ઞાનની ખાસ જરૂર જણાતી ન હતી. ઉપરાંત, આ વખતે મોટાં શહેરો પણ ન હતા કે જેથી લોકોના મનમાં એમ થાય કે વેપારઉદ્યોગમાં—આર્થિક બાબતોમા આપણે આગળ વધવું જોઈએ. યંત્રકળાનો ઉપયોગ પણ આ સમયે ઝાઝો ન હતો. વળી રેલ્વે, મોટરો વગેરે આધુનિક અવરજવરનાં સાધનો પણ તે વખતે ન હતાં તેથી ગામડાંઓ એક એકથી જુદા પડી જતાં. દરેક પુરુષને મત આપવાનો હક્ક હોવો જોઈએ એ વિચાર પણ તે વખતે નહોતો. લોકોને ચોપડીઓ કે એવાં બીજાં સાધનોની જરૂરિઆત પોતાના કામમા જણાતી નહિ. ટુંકામાં લખવા વાંચવા ઉપરાંત બીજી કેળવણી છે એવો ખ્યાલ તેમને હતોજ નહિ.

પણ થોડો સમય ગયો અને સ્થિતિ બદલાઈ. દેશમાં સ્વતંત્રતાના વિચારો ફેલાયા અને બધે જાગૃતિ પ્રસરી રહી. જોતજોતાંમાં વેપારઉદ્યોગ વધ્યા અને ૧૮૦૦ ની સાલમાં 'એકેડેમિ' નામની જુદાજ પ્રકારની માધ્યમિક શાળા સ્થાપવામાં આવી, અને ૧૮૨૫ ની સાલ સુધીમાં તો હાલ છે તેમાંની ઘણી વિદ્યાપીઠોના પાયા પણ નખાઈ ગયા.

૧૮૦૫ થી ૧૮૪૨ સુધીમાં તો નાણા ઉઘરાવીને નિશાળો ચલાવવા કેટલાંએ કેળવણીમંડળો સ્થપાયાં. ઇગ્લંડની માફક મોન્ટીસોરી પદ્ધતિથી કેટલીક નિશાળો પૂર્વના શહેરોમાં ચલાવવામા આવી. એક સામટા પુષ્કળ વિદ્યાર્થીઓને લખતાં, વાંચતાં અને ધર્મના મુખ્ય સિદ્ધાન્તો સમજાવવામાં આ નિશાળોએ બહુ સારૂં કામ કર્યું.

જે પ્રમાણે વેપારઉદ્યોગ વધતો ગયો અને લોકોમાં વધારે ને વધારે જાગૃતિ આવી તેજ પ્રમાણે શહેરોના વિકાસથી પણ પ્રજાના માનસમાં જુદુંજ ચેતન રેડાયું. જાહેર પ્રજા માટે મફત શિક્ષણની લોકોએ માગણી કરવા માંડી. ચર્ચની સત્તા ધીમે ધીમે ઘસાતી ચાલી. 'ફ્રી ટેક્સ'માંથી નિશાળો માટે ખાસ માગણીઓ કરવામાં આવી. લોકોએ એવી માંગણી કરી કે કેળવણીના ખર્ચ માટે દરેક મિલકત ઉપર કર લેવો. બાતૃભાવ કેળવાય અને સમાનતાની લાગણી જાગે એ હેતુથી પૈસાદાર અને ગરીબ વિદ્યાર્થીઓ સાથે ભણાવવા જોઈએ એમ તેઓનું કહેવું હતું, અને લોકોને કેળવણીના

ધર્મમાંથી મુક્ત કરવા માટે કેળવણીની વ્યવસ્થા રાજ્યે સંભાળી લેવી તેઈએ એમ તેઓનું દૃઢ માનવું હતું. આ બધી માગણીઓ માટે ચળવળ લાવનારાઓમાં હોરેસ મેન અને હેનરિ બર્નાર્ડ મુખ્ય હતા.

આવી લડત પછીજ કેળવણીની પદ્ધતિના મૂળ વિચારોમાં ફેરફાર થયો. સ્વીટ્ઝર્લૅન્ડના વતની પેસ્ટોલોઝી અને જર્મનિના વતની ફ્રૉબલ એ બન્નેએ કેળવણીના આદર્શોમાં મોટા ફેરફાર કર્યા. બાળકોની કુદરતી શક્તિઓનો સંપૂર્ણ વિકાસ એજ ખરી કેળવણી એમ આ બન્ને માનતા હતા.

૧૮૬૦ પછી અમેરિકા ફક્ત ખેતી કરનાર દેશ ન રહ્યો. યાંત્રિક કળાનો વિકાસ દિવસે દિવસે વધતો ચાલ્યો અને અમેરિકાના લોકો પોતાનો માલ બનાવી પરદેશ મોકલવા લાગ્યા. આ પ્રમાણે શહેરોની વૃદ્ધિ થવાથી તેમજ ખેતીવાડી અને વેપારઉદ્યોગમાં ફેરફારો થવાથી અમેરિકાના લોકોનાં જીવન ઉપર કાંઈ જુદીજ અસર થવા માંડી. મોટાં શહેરોને લીધે કુટુંબની સંકુચિત ભાવના નષ્ટ થઈ અને અત્યારસુધીમાં તો ધર્મસંસ્થા (Church) એ પોતાની ઘણી સત્તા ગુમાવી દીધી હતી.

પ્રજાની આમ વધતી જતી જરૂરિઆતોને લીધે કેળવણીની જરૂરિઆત વધારે ને વધારે લાગતી જાય છે અને કેળવણીવિકાસ માટે વધારે પૈસાની જરૂર પડે છે. તેના ફેલાવા માટે વધુ માણસો જોઈએ છીએ અને તેની સંપૂર્ણ પુનર્રચના કરવાની જરૂર રહે છે.

કેળવણીનો હેતુ ફક્ત ભણેલા માણસો તૈયાર કરવાનો નથી. તેનો મુખ્ય હેતુ તો સારા નાગરિકો ઉત્પન્ન કરવાનો હોવો જોઈએ. હાલની અમેરિકાની બધી કેળવણીની સંસ્થાઓ પાછળ મુખ્ય ભાવના એ આવી રહી છે કે કેળવણી એ તો દેશનું અને રાજ્યનું સહાયકારક બળ છે, અને આથી કેળવણીની એક સુવ્યવસ્થિત પદ્ધતિ જોઈએ એ ઝટ સમજી શકાય તેવું છે.

આ ઉપરથી જણાશે કે અમેરિકાની કેળવણીની પદ્ધતિનો ઇતિહાસ અને યુરોપના બીજા દેશોની કેળવણીની પદ્ધતિનો ઇતિહાસ જુદોજ છે. યુરોપની પદ્ધતિ સ્વતંત્ર રીતે વિકાસ પામી અને તે પોતાની મૂળ પદ્ધતિમાંથીજ; જ્યારે અમેરિકાએ તો યુરોપના જુદા જુદા દેશોના વિચારો સ્વીકાર્યા હતા અને જરૂરિઆત અને પરિસ્થિતિને અનુકૂળ યોગ્ય ફેરફારો કર્યા હતા. અમેરિકાના રહેવાસીઓએ ધાર્મિક સ્વાતંત્ર્યની ખાતર યુરોપ છોડેલું તેથી તેમની દરેક ભાવનામાં સ્વતંત્રતાનું જોમ હોય એ સ્વાભાવિક છે

સ્વાતંત્ર્ય, અને સ્વતંત્રતાને માટે પ્રેમ વધારવા માટે પ્રયાસ કરી રહ્યા છે, ત્યાં સ્પષ્ટ જોઈ શકીએ છીએ.

હાલ અમેરિકામાં કેળવણીનો પ્રચાર ખૂબ વધી ગયો છે. અત્યારે પ્રાથમિક અને માધ્યમિક પ્રજાકીય અને ખાનગી શાળાઓમાં આસરે બે કરોડ અને ૬૫ લાખ વિદ્યાર્થીઓ ભણે છે. શિક્ષકો તૈયાર કરતી શાળાઓમા, વિદ્યાપીઠોમાં અને મહાવિદ્યાલયોમા ૧૦ લાખ વિદ્યાર્થીઓ ભણે છે; આ ઉપરાંત કોલેજોમાં જેમને અનુકૂળતા અને સાધનો ન હોય તેવા ઓછામાં ઓછા ૧૦ વિદ્યાર્થીઓ 'કારસ્પોન્ડન્સ કોર્સ' ઘેર બેઠાં શીખી પરીક્ષા આપવાની રીતનો લાભ લઈ રહ્યા છે. શિક્ષકોની સંખ્યા ૧૦ લાખની છે. આ ઉપરાંત સ્કૂલબોર્ડનાં સભ્યો, નિશાળના ટ્રસ્ટીઓ અને બીજા નોકરી કરનાર માણસો, પાઠ્ય પુસ્તકોના પ્રકાશકો, અને શાળાને અંગે જોઈતી વસ્તુઓ અને વિજ્ઞાનના સાધનો પુરા પાડનારા, અને શાળાની રચના અને બંધારણ ઘડનારાઓની સંખ્યા ઉમેરીએ તો કુલ સંખ્યા ૩ કરોડ અને વીસ લાખની થાય છે એટલે દરેક સાતમાંથી એ જણ યુનાઇટેડ સ્ટેટ્સમાં પોતાનો સમય નિશાળના વ્યવહારમાં ગાળે છે.

યુનાઇટેડ સ્ટેટ્સમાં પાચથી સત્તર વર્ષનાં બાળકો ૩ કરોડ છે, અને તેમાંથી બે કરોડ અને ૬૦ લાખ પ્રજાકીય નિશાળોમાં ભણે છે. ૧૯૨૬ ની ગણતરી પ્રમાણે શાળાની સરાસરી હાજરી બે કરોડ અને ૧૦ લાખ હતી, અને શાળાઓ પાછળનો ખર્ચ ૧૮૨ કરોડ અને ૧૦ લાખ ડોલરનો હતો. ૧૯૨૬ માં પ્રજાકીય નિશાળો પાછળ વસ્તી પ્રમાણે માથા દીઠ ૧૬·૨૫ સેન્ટ ખર્ચ થયું હતું જ્યારે વિદ્યાર્થીઓની સરેરાશ હાજરી પ્રમાણે ૭૬·૧૭ સેન્ટ હતો. વિદ્યાર્થીઓને કુલ ૧૭૦ દિવસ નિશાળોમાં જવાનું હતું, તેમાં પહેલાં વિદ્યાર્થીઓ ૫૨ દિવસ ભરતા પણ હાલ તેઓ ૧૧૪ દિવસ ભરે છે. અભ્યાસક્રમ વધારે સમૃદ્ધ બનાવવામા આવ્યો છે. શિક્ષકોને પોતાના ધંધા માટે સારી રીતે તૈયાર કરવામાં આવ્યા છે, અને હાલની નિશાળની વ્યવસ્થા અને રચના ઘર કરતા વધારે સુંદર અને સ્વાસ્થ્યવાળી છે. પ્રજાકીય નિશાળો પાછળ થતો પૈસાનો ખર્ચ છેલ્લાં ૫૦ વર્ષમાં ચાલીસ ગણો વધી ગયો છે; અને આમાં પણ છેલ્લાં દસ વર્ષમાં તો તે ખૂબ ઝડપથી વધી ગયા છે, અને મિલકતની કિમત ૧૫૭ ટકા વધી ગઈ છે. જેમ પ્રજાકીય નિશાળોની સંસ્થામાં વધારો થયો છે તેજ પ્રમાણે શાળાઓના મકાનોની રચનામા પણ સુધારો થતો ગયો છે. ૧૮૪૦ સામાન્ય

રીતે એક નિશાળનું મકાન બે માળનું રહેતું. આમાં ઉપર નીચે એક મોટો ખંડ કરવામાં આવતો. આવા મકાનમાં ૨૨૮ વિદ્યાર્થીઓ માટે ગોઠવણ થતી અને શિક્ષકો છોકરાઓને ભણાવતા. કોઈ કોઈ મકાનમાં સંગીત અગર ડ્રિલ માટે બાજુમાં અલગ ઓરડીઓ રાખવામાં આવતી. પણ અત્યારે તો એક લાખની વસ્તીવાળા શહેરની પ્રાથમિક નિશાળ માટે લગભગ ચારથી દસ એકર જમીન, મકાન અને રમવાના મેદાન માટે રોકવામાં આવે છે. આ આપણે જોઈએ છીએ ત્યારે કેળવણીની પ્રગતિ આપણને સ્પષ્ટ જણાય છે.

બાળક ચાર વર્ષનું થાય ત્યારથી તેને કિન્ડરગાર્ટન પદ્ધતિએ શીખવવામાં આવે છે. તે ૭ વર્ષનું થાયછે ત્યારે તેને પ્રાથમિક નિશાળના પહેલા ધોરણમાં મૂકવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટ્સના જુદાં જુદાં સંસ્થાનોમાં ધોરણની સંખ્યા જુદી જુદી હોય છે. કોઈ સંસ્થાનમાં ૭ હોય છે તો કોઇમાં સાત અને વળી કેટલાકમાં તો આઠ હોય છે. પ્રાથમિક નિશાળોમાં બાળકને અમુકજ વિષયો શીખવવાને બદલે તેના મનના વલણ અનુસાર વિષયોજ શીખવવામાં આવે છે. આથી બાળકો જીવનના ભાથા તરીકેજ કેળવણી નથી લેતા પણ કેળવણી એજ જીવન છે એમ માનતા થાય છે. આ માન્યતાના પરિણામે તેઓ ભવિષ્યના પ્રજાજીવનના નાગરિક અને સમાજના ઉપયોગી અંગ તરીકે સંપૂર્ણતા પ્રાપ્ત કરે છે.

હાલની પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ ત્રણ વિભાગોમાં વહેંચી નાખવામાં આવ્યો છે. પહેલા વિભાગમાં લેખન, વાચન, જોડણી, ભાષાજ્ઞાન, અને અંકગણિત, બીજા વિભાગમાં ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય, નાગરિકોની ફરજો સંબંધી જ્ઞાન, સદ્વર્તન અને નીતિનું શિક્ષણ. કુદરતનો અભ્યાસ, ખેતીવાડી અને આરોગ્યશિક્ષણ; અને ત્રીજા વિભાગમાં કિન્ડરગાર્ટન, સંગીત, ચિત્રકલા, બીજી કલાઓ, વ્યાવહારિક જ્ઞાન, બાગની ખીલવણી, ધંધામાં ઉપયોગી વિષયો, રમતગમતો, વિદ્યાર્થીજીવનની પ્રવૃત્તિઓ અને નાગરિકોની પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે.

આ ત્રણ વિભાગમાંનો પહેલો વિભાગ ખાસ જુની નિશાળોમાં હતો બીજા વિભાગની છેલ્લી બે બાબતો (એટલે ખેતીવાડી અને આરોગ્યશિક્ષણ) બાદ કરતાં બીજી બાબતો ૧૮૬૦ થી ૧૮૯૦ ના કેળવણીના વિકાસમાં ઉમેરવામાં આવી હતી. આખોય ત્રીજો વિભાગ એ આધુનિક

૧૯૨૪ ની સાલમા દરેક વિષય વાર નીચે જણાવેલા ટકા પ્રમાણે સમય નક્કી કરવામા આવ્યો હતો—

| | | | |
|---|---|---|---|
| વાચન | ૧૬.૮ | ચિત્રકલા | ૫.૫ |
| ગણિત | ૧૨.૨ | જોડણી | ૫.૦ |
| ભાષા | ૧૧.૯ | સંગીત | ૫.૦ |
| કસરત | ૬.૪ | લેખનકલા | ૪.૮ |
| રજા | ૬.૩ | હુન્નરકલા | ૩.૪ |
| ઇતિહાસ અને નાગરિકોના | | પરચુરણ વિષયો | ૩.૨ |
| ધર્મ સંબંધી જ્ઞાન | ૬.૨ | પ્રાર્થના વગેરે | ૩.૧ |
| | | વિજ્ઞાન | ૨.૯ |

હાલ એવો પ્રયાસ કરવામા આવે છે એક એક સાથે સંબંધ ધરાવના વિષયોને જોડી દેવા જેથી વિષયોની કુલ સંખ્યા ઓછી થાય. દાખલા તરીકે ઇતિહાસ ભૂગોળ અને નાગરિકોના ધર્મ સંબંધી જ્ઞાન એક બીજા સાથે જોડી દેવાય. વળી ડૉ. કિલપેટ્રિક નવી પદ્ધતિથી વિષયોની ગોઠવણી કરવા મથે છે. તેઓનું એમ કહેવું છે કે વિષયોનું શાસ્ત્રીય જ્ઞાન ન આપવું પણ તે વિષયો એવી રીતે શીખવવા જેથી તેના મુખ્ય સિદ્ધાન્તોનો સ્હેલાઇથી ઉપયોગ કરી શકાય અને ગહન વિષય સરળતાથી સમજી શકાય. યોજનાપદ્ધતિના અખતરા યુનાઇટેડ સ્ટેટ્સની ઘણી નિશાળોમા ચાલી રહ્યા છે. દરેક બાળકના મન અને લાયકાત જુદા હોય છે. આ માન્યતા હોવાને લીધે જુદા જુદા અભ્યાસક્રમનો ઉપયોગ થઈ રહ્યો છે.

સામાન્ય અભ્યાસક્રમનો અમલ કરવામા મુશ્કેલી નડતી હોવાથી યુનાઇટેડ સ્ટેટ્સમા ખાસ પદ્ધતિઓ શિક્ષકો વધારે પસંદ કરે છે.

અંતમા એટલું કહી શકાય કે આખા યુનાઇટેડ સ્ટેટ્સની બધી કેળવણી અને ખાસ કરીને પ્રાથમિક કેળવણી એમજ સૂચવે છે કે કેળવણી એજ જીવન છે અને તે જિંદગી પર્યંત ચાલુ રહે છે. આથી જીવનનો વિકાસ થાય છે અને એને માટે આત્મવિકાસ એ મુખ્ય સાધન છે અને બાળકનો નિરંકુશી સ્વભાવ તે તેનો ઉત્તમ શિક્ષક છે.

પ્રાથમિકશાળાના અભ્યાસક્રમનો એવો હેતુ હોય છે કે બાળકને સમૃદ્ધ સંસ્કારી અને સુચિત વાતાવરણમા રાખી તેને એવી પ્રવૃત્તિઓમાં રોકવો કે જેથી તેને આનંદ મળે અને જ્ઞાન વધારવા ઉત્સાહ તેમજ

પ્રેરણા મળે અભ્યાસક્રમ બાળકનું હંકાએલુ બળ સમજવા પ્રયત્ન કરે છે અને આથી તેની કુદરતી શક્તિઓ સતેજ થાય છે, અને હાલ બધા એમ જ માનતા થયા છે કે સ્વતંત્રતા અને આત્મઆવિર્ભાવથી બાળકની આંતરિક શક્તિઓ વધારે ને વધારે ખીલતી જાય છે બાળકને જેમા આનંદ પડે અને જેની જરૂરિઆત જણાય તેમાજ તે ખરી કેળવણી મેળવી શકે છે આજુબાજુઓની વસ્તુઓમાથી તે થોડું જ્ઞાન મેળવે છે, અને વખત જતા તે વિગતો અને આંકડા શીખે છે કેળવણી પામ્યાથી બાળકને અંધ પરંપરા ઉપર તિરસ્કાર છૂટે છે અને દરેક વસ્તુને ઝીણવટ અને ચોકસાઈથી તપાસવાનો તે પ્રયત્ન કરે છે. આત્મવિકાસનું પ્રથમ પગથીઉં બચપણ છે એમ માનવામા આવે છે, કારણ આ સમયે મોટપણનું નિરાશાનુ વાતાવરણ હરકતરૂપ થતું નથી આખા દેશની બધીય પ્રાથમિક નિશાળોમા સખ્તાઈ કરતા સ્વતંત્રતા ઉપર વધારે ધ્યાન આપવામા આવે છે.

મિસ પ્રાણઉજમ ઈશ્વરલાલ ઠાકોર

---

## બાળકોના સામાન્ય દરદોના ચિહ્નો

---

**શીતળા.**—એકદમ ઘણો સખ્ત તાવ આવે છે સખ્ત માથું દુખવા આવે છે કમરમાં દુખાવો થાય છે. અને ઘણી વખત ઉલટી થાય છે ત્રીજે દિવસે શીતળાના દાણા મ્હો તથા હાથના કાંડા ઉપર દેખાય છે અને આખા શરીર ઉપર પ્રસરે છે. તાવ ઓછો થાય છે તે ફરી સાતમે કે આઠમે દિવસે વધે છે, ૭ થી આઠ દિવસ સુધી રહે છે. એ રોગથી જો બળીઆ ટંકાવ્યા નહિ હોય તો ઘણાના જીવ જાય છે અને જેઓ બચે છે તેમનો ચહેરો બદશીકલ થાય છે તથા આંખ કાનની ઇન્દ્રિયોમાં ખામી આવી જાય છે.

**ઓરી–ગોબરૂ.**—એકદમ તાવ ભરાઈ આવે છે. આંખો અને નાક ગળે છે ને છીંકો આવે છે સ્હેજ ખાંસી પણ હોય છે. ચોથે દિવસે કાનની પછવાડેના ભાગ પર તથા ગરદનની બાજુએ અને મ્હો ઉપર દાણા દેખાય છે અને પછી નીચે ફેલાય છે આ દાણા આઠમે નવમે દિવસે મરી જાય છે.

**અછબડા.**—તાવ સાધારણ હોય છે અને અછબડાના દાણા પહેલે દિવસે છાતી તથા ગરદન ઉપર દેખાવાની શરૂઆત થાય છે અને જેમ અછબડા વધારે દેખાય તેમ તાવ વધે છે.

**મેલેરીઆ-ટાઢીઓ તાવ.**—શરૂઆતમા ટાઢ ભરાઈ તાવ આવે છે અને માથું દુખે છે. પછી પુષ્કળ પરસેવો થાય છે અને તાવ ઉતરી જાય છે. થોડા દિવસ અથવા મહિના અથવા વર્ષો પછી એ તાવ ફરીથી ઉથલો મારે છે. તાવ સાથે ખાંસી, મોઝો કે બીજા કોઈ ચિન્હ નહોય ત્યારે સમજવું કે તાવ મેલેરીઆનો છે.

**બરોળ-બરોળનું વધવું.**—જ્યારે મેલેરીઆ તાવ લાંબો વખત આવ્યા કરે તે વખતે ડાબી બાજુએ પાસળીઓ નીચે બરોળ વધે છે.

**ઇન્ફ્લુએન્ઝા.**—આ રોગમાં શરૂઆતમા માથું દુઃખે છે. અવયવોમાં દુઃખાવો થાય છે તથા ભરાઈ આવે છે. તાવ ઘણોજ વધે છે. તેથી પાંચ દિવસની અંદર ઘણોજ પરસેવો થઈ તાવ ઉતરી જાય છે. આંખો રાતી થાય છે અને ગળે છે. નાક ગળે છે ગળું આવે છે તથા છીંકો આવે છે. બેચેની તથા અશક્તિ ઘણીજ થાય છે.

**કોલેરા.**—ખુબ જોરમા ઝાડા તથા ઉલટી થાય છે. પિશાબ થતો નથી. હાથ પગમાં ગોટલા ચઢે છે. આંખો બેસી જાય છે અને ચહેરો ચિંતાતુર દેખાય છે. સાદ ઘણો નબળો પડી જાય છે.

**ખસ.**—એ ચામડીનો રોગ છે. તેથી ખંજવાળ અને ફુલ્લ્લસ ઉત્પન્ન થાય છે, તે શરીરના ગમે તે ભાગ ઉપર થાય છે, જોકે ઘણુંખરૂં આંગળીના જોડાઓમાં તથા જાંગના થાપાઓ ઉપર થાય છે.

**આંખ આવવી.**—આંખો રાતી થઈ પાણી ગળે છે. અને તડકો સહન થતો નથી. આંખમાં પછીથી પરૂ બંધાય છે અને આંખ સવારમા ઉઠતી વખતે ચોંટી જાય છે.

**ઉંટાટીઉ.**—એમાં ખાંસી બહુ જોરમાં આવે છે અને તે વખતે મોઢું રાતુંચોળ થઈ જાય છે અને શ્વાસ લેતા શ્રમ પડે છે.

દવે.

# સરકારી જાહેરખબરો

## (૧)

## કન્યાઓ માટેની (ગુજરાતી) વ. ફા. પરીક્ષા

### ઉત્તર ભાગ.

નં. ૧૧૮૦૮.—આથી જણાવવામાં આવે છે કે કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા સને ૧૯૨૯ ના એપ્રિલ તા. ૨ જીને મંગળવારે અને તે પછીના દિવસોએ ઉત્તર ભાગમાં નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશે:—

| સ્થળનું નામ | જિલ્લાનું નામ |
|---|---|
| અમદાવાદ | અમદાવાદ |
| ધંધુકા | " |
| નડિઆદ | ખેડા |
| આણંદ | " |
| બોરસદ | " |
| ખેડા | " |
| ગોધરા | પંચમહાલ |
| ભરૂચ | ભરૂચ |
| સુરત | સુરત |
| પારડી | " |

૨. સને ૧૯૨૫ ના ઑગસ્ટની તા. ૧૮ મીના કેળવણીખાતાની સરકારી નોટિફિકેશન (યાદી) નં. ૨૬૩૬, જે તા. ૧ લી ઑક્ટોબર, સને ૧૯૨૫ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ ના ૨૫૪૪–૨૫૪૮ મા પાનાં ઉપર છપાએલી છે તે પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે.

૩. દરેક સ્થળે તે સ્થળની કમિટી પરીક્ષા લેશે. પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ તરીકે સ્થાનિક ડેપ્યુટી ઇન્સ્પેક્ટર કામ કરશે.

૪. ઉમેદવારે જે સ્થળે પરીક્ષામાં બેસવું હોય તે સ્થળની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને છાપેલા ફૉર્મમાં અરજી મોકલવી. અરજી પ્રેસિડેન્ટને મોડામાં મોડી તા. ૧ લી માર્ચ સને ૧૯૨૯ સુધીમાં અથવા તે પહેલાં મળી જવી જોઈએ. એ તારીખ પછી મળેલી અરજી સ્વીકારાશે નહિ.

૫. પરીક્ષામાં બેસવા માટેની અરજીનું ફૉર્મ જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને અરજી કરવાથી ફી લીધા વિના મળી શકશે.

૬. પરીક્ષાની ફી રૂ. ૩) પરીક્ષાના પહેલે દિવસે પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ વસુલ કરી લેશે.

૭. પરીક્ષાનો અભ્યાસક્રમ ગયા વર્ષ પ્રમાણે રાખવામાં આવ્યો છે.

૮. ઉર્દુમાં વ. ફા. પરીક્ષા પણ તેજ વખતે ગુજરાતી પરીક્ષાનાં સ્થળોએ ઉર્દુ ઉમેદવારો માટે લેવામાં આવશે.

ઉ. ભા. ના મે. એન્યુ. ઇન્સ્પેક્ટરની ઑફિસ, અમદાવાદ, તા. ૧૬ મી જાન્યુઆરિ ૧૯૨૯ } (અંગ્રેજીમા સહી) કે. એસ. વકીલ. એ. ઇ. ઉત્તર ભાગ.

(ઉ. ભા. ના મે. એન્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૭ મી જાન્યુઆરિ ૧૯૨૯ ના પત્ર નં. ૧૧૮૦૯માં કરેલી સૂચનાનુસાર.)

(૨)

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

ઉત્તર ભાગ

નં ૧૧૮૦૯—આથી જાહેર કરવામા આવે છે કે ઉત્તર ભાગમાં છોકરાઓ મોટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા તા. ૮ મી એપ્રિલ ૧૯૨૯ ને સોમવાર અને તે પછીના દિવસોએ નીચેના સ્થળોએ લેવામાં આવશેઃ—

અમદાવાદ
નડિઆદ
ભરૂચ
સુરત
ગોધરા

૨. સદરહુ પરીક્ષા તા ૨૦ મી સપ્ટેમ્બર સને ૧૯૨૮ ના મુંબઇના સરકારી ગૅઝેટના ભાગ પહેલાના પૃષ્ઠ ૧૯૬૮ થી ૧૯૭૧ સુધીમાં પ્રકટ કરેલી તા. ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૨૮ ની નં. ૨૯૮૮ ની કેળવણીખાતાની સરકારી યાદીમા જણાવ્યા મુજબ લેવામા આવશે.

૩. દરેક સ્થળે પરીક્ષાનું કામ કમિટીને હસ્તક રહેશે. અમદાવાદ અને સુરત જિલ્લાના ડેપ્યુટી એન્યુ. ઇન્સ્પેક્ટરો અને નડિઆદ, ગોધરા અને ભરૂચની સરકારી હાઇસ્કૂલોના હેડ માસ્તરો તે તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ તરીકે કામ કરશે.

૪. નક્કી કરેલા છાપેલા ફૉર્મ ભરીને ઉમેદવારોએ પોતાની અરજી જે સ્થળે પોતે પરીક્ષા આપવા ઇચ્છતા હોય તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ ઉપર તા. ૧ લી માર્ચ ૧૯૨૯ મી સુધીમા મોકલી આપવી. તે તારીખ પછી મળેલી અરજીઓ ધ્યાનમા લેવામા આવશે નહિ.

પરીક્ષા માટેની અરજીના ફૉર્મ પ્રેસિડેન્ટ કનેથી વગર ફીએ અરજી કરવાથી મળી શકશે.

૫. પરીક્ષાની ફી પરીક્ષાના પહેલે દિવસે પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ વસુલ કરી લેશે.

૬. અભ્યાસક્રમની ચોપડીઓના નામ તા. ૨૮મી મે ૧૯૨૫ ના મુબઈના સરકારી ગૅઝેટના ભાગ ૨જા ના પૃષ્ઠ ૯૯૪ મે પ્રગટ કરવામાં આવ્યાં છે.

૭. દરેક પુખ્ત વિદ્યાર્થીએ તા. ૧ લી એપ્રિલ ૧૯૨૯ ને દિવસે ૨૫ મુ વર્ષ પુરૂ કરેલુ હોવું જોઈએ નહિ અને જે જિલ્લામા તે પરીક્ષા આપવા માગતો હોય તે જિલ્લામા છેલ્લા ૭ મહીનાથી તે રહે છે એમ હોવું જોઈએ.

૮. ફી ભરવા સંબંધી બીજી મળતી વધારાની હકીકત અને પરીક્ષાના વિષયોની સંપૂર્ણ વિગત વગેરે સદરહુ મુબઈ સરકારી ગેઝેટમા પ્રગટ કરેલા નિયમોમા લખી જણાવવામા આવેલી છે.

૯. તા. ૨૭ મી ફેબ્રુઆરિ ૧૯૧૯ ના નં. ૭૩૬ ના કેળવણીખાતાના સરકારી હુકમની રૂએ મંજુર કરવામા આવેલા અને તા. ૧૩ મી માર્ચ ૧૯૧૯ ના મુબઈના સરકારી ગેઝેટના ભાગ ૧ લાના પૃષ્ઠ ૬૪૧–૬૫૪ મે પ્રગટ કરેલા ઉર્દુ ગુજરાતી અને ગુજરાતી ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમા લેવાની ઉર્દુ ઉમેદવારો માટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા પણ સદરહુ સ્થળોએ તેજ વખતે લેવામાં આવશે.

૧૦. ખેતીકામના ઐચ્છિક અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા આપવાની ઇચ્છા કરનાર ઉમેદવારોની પરીક્ષા તા. ૬ ટ્ટી જુલાઈ ૧૯૨૫ ના નં. ૧૧૯૯ ના કેળવણીખાતાના સરકારી ઠરાવની રૂએ અમદાવાદ, નડિઆદ, ભરૂચ, સુરત અને ગોધરાના સ્થળોએ લેવામા આવશે.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ. તા. ૧૬ મી જાન્યુઆરિ, ૧૯૨૯. (અંગ્રેજીમાં સહી) કે. એસ. વકીલ. એ. ઇ. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજ્યુ કેશન્સ સાહેબના તા. ૧૭ મી જાન્યુઆરિ ૧૯૨૯ ના હુકમ નં. ૧૧૮૭૮ ના આધારે.)

## (૩)

## ઉત્તર ભાગમાં સને ૧૯૨૮ માં છોકરાઓ માટેની લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદી

| નંબર | નામ | માર્ક |
|---|---|---|
| | **અમદાવાદ સેન્ટર** | |
| ૧ | ચુનિલાલ નરભેરામ મોઢ | ૪૦૬ |
| ૨ | ચેનશંકર મોજીલાલ જાની | ૩૮૮ |
| ૩ | મોહનલાલ ભીખાલાલ શાહ | ૩૮૬ |
| ૪ | મણિલાલ જગન્નાથ જોશી | ૩૭૯ |
| ૫ | રતિલાલ ખોડીદાસ પારેખ | ૩૭૪ |
| ૬ | ગોરધનદાસ મુળજીભાઈ અજબાની | ૩૬૮ |
| ૬ | કાળીદાસ ચકુભાઈ દવે | ૩૬૮ |
| ૮ | રમણિકલાલ તુળજારામ અધ્વર્યુ | ૩૬૧ |
| ૯ | ભગવાન ભાઈચંદ સવદાગીઆ | ૩૬૦ |
| ૯ | કાન્તિલાલ અંબાશંકર રાવળ | ૩૬૦ |
| ૧૧ | રણછોડભાઈ નારણભાઈ ત્રવાડી | ૩૪૭ |
| ૧૨ | લાલજી અંબાશંકર ત્રવાડી | ૩૪૫ |
| ૧૨ | ઉમીઆશંકર લલ્લુભાઈ. ભચડા | ૩૪૫ |
| ૧૪ | છગન ખોડીદાસ પટેલ | ૩૪૨ |
| ૧૪ | હીરાલાલ ડાહ્યાભાઈ શાહ | ૩૪૨ |
| ૧૪ | મણિશંકર ભોળાશંકર પાઠક | ૩૪૨ |
| ૧૪ | યોયાન બેન્જામીન ફ્રેન્ક | ૩૪૨ |
| ૧૮ | નગીનદાસ જગજીવનદાસ મહેતા | ૩૪૦ |
| ૧૮ | નટવરલાલ જગન્નાથ જાની | ૩૪૦ |
| ૨૦ | શાલિલાલ મહાશંકર ઠાકર | ૩૩૮ |
| ૨૧ | વિભાગ માનંદ રાહોડ | ૩૩૭ |
| ૨૨ | ચુનિલાલ હરગોવિંદ પટેલ | ૩૩૬ |
| ૨૩ | જમનાશંકર નર્મદાશંકર પંડ્યા | ૩૩૪ |
| ૨૪ | સોમાલાલ લલ્લુદાસ પટેલ | ૩૩૨ |
| ૨૫ | પુંજાલાલ લલ્લુચંદ શાહ | ૩૩૧ |
| ૨૬ | કાન્તિલાલ મૂળજીભાઈ ત્રિવેદી | ૩૨૯ |
| ૨૬ | સદાશિવ જેઠાલાલ રાવળ | ૩૨૯ |
| ૨૮ | પોપટલાલ લલ્લુભાઈ પટેલ | ૩૨૭ |
| ૨૯ | અંબાલાલ ગોકળદાસ શાહ | ૩૨૬ |
| ૩૦ | ડાહ્યાભાઈ લલ્લુરામ રાવળ | ૩૨૪ |
| ૩૧ | હિંમતલાલ મગનલાલ પટેલ | ૩૨૩ |
| ૩૧ | પુંજીરામ મણીરામ જોશી | ૩૨૩ |
| ૩૧ | સોમાભાઈ નેહતાભાઈ પટેલ | ૩૨૩ |
| ૩૪ | જીવણલાલ ગંગારામ જોશી | ૩૨૧ |
| ૩૪ | મણિલાલ હરગોવિંદ ભાવસાર | ૩૨૧ |
| ૩૪ | રામલાલ અમરસીંગ ગઢવી | ૩૨૧ |
| ૩૭ | લાલસિંહજી રતનસિંહજી સિસોદીઆ | ૩૨૦ |
| ૩૮ | દાનિએલ વાલજી ચોહાન | ૩૧૭ |
| ૩૮ | ગિરજાશંકર નાનાલાલ ભટ્ટ | ૩૧૭ |
| ૪૦ | ઉમેદભાઈ હરગોવિંદ પટેલ | ૩૧૬ |
| ૪૧ | ગોકળદાસ પ્રભુદાસ મોદી. | ૩૧૫ |
| ૪૧ | શંકરલાલ ચુનિલાલ ત્રિપાઠી | ૩૧૫ |
| ૪૩ | જયંતિલાલ જગન્નાથ ઉપાધ્યાય | ૩૧૪ |
| ૪૩ | પરશોત્તમ ગંગારામ સાધુ | ૩૧૪ |
| ૪૫ | ધુળાભાઈ મગનલાલ શાહ | ૩૧૩ |
| ૪૫ | માનસીંગ મુળસીંગ ડાભી | ૩૧૩ |
| ૪૭ | અનુભાઈ ખોડીદાસ સાગર | ૩૧૨ |
| ૪૮ | ફિલિપ રણછોડભાઈ ખાર્ડીયા | ૩૧૦ |
| ૪૮ | રામકૃષ્ણ જેઠાલાલ અધ્વર્યુ | ૩૧૦ |
| ૫૦ | મૂળગર મોતીગર મહંત | ૩૦૮ |
| ૫૦ | નાનજી માધવજી રાઠોડ. | ૩૦૮ |
| ૫૨ | રમણલાલ ગણપતરામ પંડ્યા | ૩૦૭ |
| ૫૩ | ભોગીલાલ સાકળચંદ મહેતા | ૩૦૬ |
| ૫૩ | ક્લેમેંટ ગલસીંગ પટેલ | ૩૦૬ |
| ૫૩ | રામશુન ક્લેબ આરીયા | ૩૦૬ |
| ૫૩ | શાન્તિલાલ ગિરશંકર રાવળ | ૩૦૬ |
| ૫૩ | વલ્લભદાસ મનસુખરામ શાહ | ૩૦૬ |

# હિંદુસ્તાનનો ઇતિહાસ

અને

# રાજ્યવહીવટ

---

કર્તા

ગુલાબભાઈ નારણજી જોશી,
એમ, એ, એલ એલ. બી, એડવોકેટ.

મૅકમિલન અને કંપનિ, લિમિટેડ, મુંબઈ.

સર્વ હક સ્વાધીન] ૧૯૨૭ [કિંમત ૧-૮-૦

---

## પ્રસ્તાવના.

આપણા દેશનું ભાવી આપણી આંખ આગળ ઘડાઈ રહ્યું છે. રાજકીય, સામાજિક, ધાર્મિક અને આર્થિક સુધારાના મંડાણ મંડાયા છે. આ સર્વ દેશીય ઘડતર સમજવું એ આપણા દેશના વિદ્યાર્થીઓને જરૂરનું છે, તેથી વેદસમયથી તે અદ્યાપિ સુધીનો ઇતિહાસ ટુંકમાં પ્રસિદ્ધ કરૂં છું.

સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ પરીક્ષા માટે તેમજ ગુજરાતી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની જરૂરિઆતોને અનુસરીને આ પુસ્તક રચવામાં આવ્યું છે.

આ પુસ્તક રચવામાં અનેક ઐતિહાસિક પુસ્તકોનો આધાર લીધો છે, તેના ગ્રંથકર્તાઓનો તથા પ્રસિદ્ધકર્તાઓનો આ સ્થળે આભાર માનું છું.

વિલ્સન કૉલેજ, મુંબાઈ.
તા. ૧૫મી જુલાઈ, ૧૯૨૭

(સહી) ગુલાબભાઈ નારણજી જોશી.

Registered No. B. 43.

પુસ્તક ૬૮ ] [ અંક ૩

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

માર્ચ, સને ૧૯૨૯.

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરૂપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો દાદાના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮થી)

કૃ[illegible]લાલ સુરજરામ વકીલ,

MEd, FRGS IES

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

સલાપોસ રોડ—અમદાવાદ

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૮ ] માર્ચ, સને ૧૯૨૯ [ અંક ૩


## અંકલેશ્વરની ધંધાદારી તાલીમની સંસ્થાના ઉદ્દેશો અને તેની પ્રવૃત્તિ

(પુ ૬૮, અંક ૨, પૃષ્ઠ ૬૪ થી ચાલુ)

### મરઘાંબતકાંનો ઉછેર

વિદ્યાર્થીઓ ધોળા લેગહોર્ન મરઘાના એક નાનાશેળાની સંભાળ રાખે છે તેમને ત્રણ ત્રણ મહીને તેનો વારો કરવો પડે છે આ જાતનું કામ માત્ર એક વરસથી અહીં ચાલે છે, પણ સારે નસીબે શરૂઆતથી તેમાં થોડો નફો થયો છે. સ્થાનિક સંજોગોને લઈને મજબુત મકાનો બાંધવા પડયા છે. આ મકાનો પણ વિદ્યાર્થીઓએ જાતે બાંધ્યા છે. કેટલુંક ગામડાંની મરઘીઓદ્વારા સંકર જાતિ પેદા કરવાનું કામ પણ થાય છે. આ કામ એવી આશાથી કરવામાં આવ્યું છે કે આ જાતના મરઘાં બચ્ચાં જે પેદા થાય તે મૂળ જાતિના મરઘાં બચ્ચાં કરતા ગામડાની હાડમારીઓ વધારે સારી રીતે સહન કરી શકશે મરઘાના વાડામાં કેટલાક ઝાડો વાવવામાં આવ્યા છે, એથી જોઈએ તેટલો છાંયો મળી શકશે તેમજ તેથી ભવિષ્યમાં વધારાની આવક પણ થશે.

વિદ્યાર્થીઓને આ કામ ઘણું ગમે છે એમ જણાય છે. વળી એ મ માલમ પડયું છે કે પ્રમાણિકપણે મહેનત કરવાથી મરઘાં બતકાં ઉછેરવાને ધંધો ખાસ કરીને જેમને પોતાની જમીન ન હોય તેમને માટે ઉપયોગ થઈ પડે એમ છે.

## સહકારી પેઢી

વિદ્યાર્થીનો હિસાબ કઈ ઉત્તમ રીતથી રાખી શકાય તેનો પ્રશ્ન ખડે થાય છે. વિદ્યાર્થીઓ જે કંઈ કામ કરે અને કમાય તેનો હિસાબ બરાબ સાચો રાખવામાં આવે છે અને તેમને જે મળવું જોઈએ તે મળે છે એ જાણવાને માટે તેઓ ઇચ્છા ધરાવે છે. જે સંસ્થા અમે ઉઘાડીછે ; સંબંધી શંકા કે સંશય ભાગ્યેજ ઉત્પન્ન થઈ શકે તેમ છે.

જે છોકરાઓ અમારી પાસે આવે છે તે જેમને કેળવણીની કીમત નથી એવા બે દરકાર કુટુંબમાંથી આવે છે. કેટલાકની પાસે પથારી, કપડાં લતાં વગેરે નજીવાં સાધન હોય છે. ધંધાદારી શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ માસિક થોડીક આવક મળે છે. પણ જે વિદ્યાર્થીઓ જનર, અને રનું ખેતીકા કરે છે તેમને તેમની મહેનતનો લાભ મેળવતાં પહેલાં થોડાક મહીના રા જોવી પડે છે. કહેવાની મતલબ એ છે કે એકના ખપની ચીજ બીજ પાસે તો હોય છેજ. એક સમહને બીજો સમૂહ મદદ આપે એવી તક આપવ માટે અને નાણાની બાબતમાં સહકારનો વહેવાર લાભ બધાને આપવ માટે સને ૧૯૨૭ ના જાન્યુઆરિની ૧૧મી તારીખે એક શાળાની પેઢ ઉઘાડવામાં આવી છે. આથી જે વિદ્યાર્થીઓ કમાણી કરી શકે છે તેએ નાણાં અનામત મૂકે છે અને જેમને અમુક કારણો માટે અથવા તેમન વધતા જતા સમૂહ માટે નાણાં જોઈતાં હોય તેઓ તેમાંથી તેમની શા ઉપર નાણાં ઉછીનાં લઈ શકે છે. પેઢી એક સરકારી જુનિઅર સહાયકાર મંડળ છે. તેમાં નિયમસરનાં સરકારી ફારમો અને પદ્ધતિનો ઉપયોગ કર વામાં આવે છે. શાળાના ચાર વર્ગોમાંથી દરેક વર્ગ વ્યવસ્થાપક મંડળ માટે તેનો એક સભ્ય ચુંટી કાઢે છે. આ ચાર સભ્યો એક બીજો સભ સામાન્ય રીતે ચુંટી કાઢે છે, અને પછીથી પાંચમાંથી એકને મંત્રી તરી ચુંટી કાઢવામાં આવે છે. હાલમાં બે આનાથી આઠ રૂપીઆ સુધીન અનામત મુકાય છે. ચાર આનાના એક એક શેર હોય છે દરકોઈ છોકરો જે સભ્ય હોય તે ઉછીતાં નાણાં લઈ શકે છે અને દરે ઉછીતી લીધેલી રકમ (લોન) માટે વ્યાજનો દર ૭ ટકા રાખેલો છે. છો

કરાઓએ પોતે એવો ધારો ઘડ્યો છે કે જે કોઈને નાણાં ઉછીનાં લેવાં હોય તેણે બે સભ્યોને જામીનદાર તરીકે હાજર કરવા અને એ જામીનદારો-એ જે ઉછીતી રકમ લેવાની હોય તેના કરતાં વધારે રકમ પેઢીમાં પોતાને ખાતે જમાં કરાવેલી હોવી જોઈએ, અને જે છોકરાઓ જામીન થયા હોય તેઓ જ્યાંસુધી લોન ચાલુ હોય ત્યાંસુધી ખાસ પરવાનગી સિવાય પોતાની અનામત ઉપાડી શકતા નથી.

આ ખાસ સાહસ વિષે હમણાં કંઈ વધારે કહેવું તે અજુગતું ગણાય. ગમે તેમ, પણ છોકરાઓ આ યોજનાથી ખુશ થયા છે અને તેમનામાં વિશ્વાસ ઉત્પન્ન થયો છે. વધારામાં વ્યવસ્થાપક મંડળ છોકરાઓને નાણાં ધીરવાની ખોટી કે ખરી જરૂરિઆતમાંથી મુક્ત થયું છે. આ એક મોટો લાભ થયો છે. છોકરાઓ પોતે પોતાના પગ પર ઉભા રહે (સ્વાશ્રયી બને) અથવા તો ખપ પડે ત્યારે પોતાના સહાધ્યાયીઓની મદદ માગે એવી રીતનું એક શાંત પણ પ્રોત્સાહક બળ આ પેઢીથી ઉત્પન્ન થયું છે. ઉનાળા-ની રજા દરમિઆન પેઢીને ચાલુ અને વ્યવસ્થિત રાખવાની એકજ અને કદાચ ખરી મુશ્કેલી અનુભવવામાં આવી છે: કેટલાક સભ્યો રજા દરમિઆન નાણાં ઉપાડી લે અને શેરો વેચી નાખે તો તે લાભકારક નથી એ સ્વાભાવિક છે. જ્યાસુધી તેઓ શાળામાથી પૂરેપૂરા છુટા થાય ત્યાંસુધી અમુક નાણાં અનામત તરીકે રાખવાની જરૂર છોક-રાઓ જાતે જોઈ લેશે એમ આશા રાખવામાં આવે છે. જ્યારે તેમનીજ ગણતરીથી તેમનો સ્વાર્થ તેમાં જણાશે ત્યારે આ બાબત આપોઆપ સંભાળી લેવામાં આવશે.

## વસ્તુભંડાર

ચાલુ વરસના ફેબ્રુઆરિની બીજી તારીખે એક નાનો વસ્તુભંડાર ખોલવામાં આવ્યો છે. પરચુરણ કિંમતે નહિ પણ વેપારી દરે માલ ખરીદ-વામાં આવે છે. આ પ્રમાણે છોકરાઓને બચત થાય છે. એક છોકરો વેપારી તરીકે બેસે છે અને તે વેપારી અને દુકાનદાર તરીકે કામ કરે છે; પણ તે દર અઠવાડીઆના અમુક કલાકજ. તે સાબુ, દીવાસળી, શાહી, પેનો, છોકરાઓને માટે જોઈતું કાપડ, દાણા, શાકભાજી, ચા, ખાંડ વગેરે વેચે છે. છોકરાઓ તેમના પોતાના વસ્તુભંડારમાં રસ લે છે. તે એક ચાલુ ધંધો છે અને નવી શિક્ષણપ્રણાલિકા પ્રમાણે તેનું કામ ચાલે છે. આ સાહસથી તેઓ ઘણી વહેવારી બાબતો શીખે છે.

## વિદ્યાર્થીઓની વ્યવસ્થા

પહેલેથીજ શાળામા વહેવાર તંત્ર ચાલે છે. આ સિદ્ધાંતની આડે શિક્ષક માત્ર બે વાર આવ્યા હતા અને એથી વર્ગનો યોગ્ય ઠપકો તેમને સહન કરવો પડ્યો હતો. જરા યુક્તિપૂર્વકની સલાહથી, જે રીતે છોકરાઓનો સમૂહ તેમના મંડળને લગતી માંડલિક બાબતોની વ્યવસ્થા કરે છે તે રીતે જોતા તે ઘણું રમિક અને ઉત્સાહભર્યું કામ જણાય છે. અમારે ત્યા કોઈ ગૃહવ્યવસ્થા કરનાર પુરૂષ છે નહિ. એ વાત ખરી છે કે મુખ્ય શિક્ષક ખોરાક માટેના બિલ તપાસે છે પણ તે એટલા માટે કે સઘળા વિદ્યાર્થીઓએ બિલના નાણા ચૂકવ્યા છે કે નહિ અને દરેક છોકરાએ પોતાની ખાધાખોરાકીનું ખરચ આપ્યુ છે કે નહિ. વળી રાત્રે અભ્યાસ કરતી વખતે એક શિક્ષક છોકરાઓ સાથે રહે છે પણ તે એક મદદગાર શિક્ષક તરીકેજ અને નહિ કે બંદોબસ્ત રાખનાર સિપાઈ તરીકે રહે છે.

કામને માટે શાળાની સમિતિ નીચે મુજબ છે—

૧. ખોરાક માટેની સમિતિ જે મુખ્ય સમઇ માટેના સઘળા કામ ઉપર દેખરેખ રાખે છે.

૨. દીવાબત્તીની સમિતિ જે શાળા અને હોસ્ટેલ એ બંને માટેના દીવા-બત્તીઓની વ્યવસ્થા રાખે છે.

૩. તાત્કાલિક મારવાર સમિતિ જે માંદાની માવજત કરે છે.

૪. મ્યુનિસિપલ સમિતિ જે કમ્પાઉન્ડની દેખરેખ રાખે છે અને તેને અંદર અને બહારથી સાફ રાખે છે.

૫. સામાજિક સુધારણા સમિતિ.—માસિક રમતગમતની વ્યવસ્થા અને સાધનો પુરાં પાડવાં અને કાર્યક્રમ ઘડવો એ તેમનું કામ છે.

૬. પંચ દરેક જાતના તોફાનની તપાસ રાખે છે અને દંડ, શિક્ષા વગેરે આપે છે અને બીજી કમિટીઓ બરાબર કામ કરે છે કે નહિ તે પણ જુએ છે. તેમને દંડ કરવાનો પ્રસંગ આવતો નથી એ કહેતાં સંતોષ ઉપજે છે. બધીજ સમિતિઓ બહુ સારી રીતે કાર્ય કર્યે જાય છે એવું કહેવાની અમે હિંમત ધરાવતા નથી. સમિતિના સભ્યો દર માસે બદલાય છે. પંચમાં કંઈ ફેરફાર કરવામાં આવતો નથી.

સ્વાયત્ત તંત્ર કેવી રીતે ચાલે છે તેના નિર્દેશરૂપે હું એક નીચેનો દાખલો આપું છું. કેટલાક છોકરાઓને પ્રાર્થનામાં મોડા આવવાની ટેવ પડી હતી. તેમના મોડા આવવાથી બાકીનાઓનું ધ્યાન તેમની તરફ ખેંચાતું હતું. પંચે એવું નક્કી કર્યું કે દરેક મોડા આવનારે રસ્તો સુધારવા ખાતર ધૂળની ભરેલી ૨૦ ટોપલીઓ લાવવી. ત્યારથી આ છોકરાઓ વખતસર હાજર થાય છે. બીજા અમુક છોકરાઓ એવી રીતે વર્તતા હતા કે જાણે તેમને નાના છોકરાઓને ગાળો દેવાનો હક છે. શિક્ષકોમાંથી એકની મદદ લઈ કેટલાક અઘરા કેસો પતાવ્યા પછી સમિતિએ એવો નિર્ણય કર્યો કે દરેકે સમૂહનો ટેકો પંચને હોય તો તે પંચના નિર્ણયને માન આપવું જોઈએ; નહિતો તેણે શાળા છોડી દેવી. શાળામા સ્વરાજ્યતંત્રનો વિચાર આખરે પ્રબળ થયો છે.

## કુટુંબવ્યવસ્થા

શરૂઆતથીજ આ જાતની વ્યવસ્થા રાખવાની અમારી યોજના હતી પણ ઝુંપડાંઓના અભાવે ચાલુ સત્ર પહેલા અમો તે દાખલ કરી શક્યા નહોતા. હાલમાં છોકરાઓના ત્રણ સમૂહો કુટુંબની રીતે રહેતા જોવામા આવશે. તેઓ બજારનું કામકાજ કરે છે, રાંધે છે, અને બીજી સઘળી વ્યવસ્થા જાતેજ કરે છે, અને ખરેખર તેમા તેમને મજા પડે છે અને તેઓ જીવનનો સાચો અનુભવ મેળવે છે. આ કામ તેમને માથે નાખવામા આવ્યુ નહોતું પણ માત્ર તેને માટે પ્રસંગ આપવામાં આવ્યો હતો. વિદ્યાર્થીવર્ગે તે પસંદ કરવાનું હતું અને ચૂંટાએલા અમુક સમૂહે તેનો અખતરો કરવાનો હતો. તેમને જુદી જુદી જાતનુ ઘણું કામ કરવાનું હોય છે તેથી એકજ વિદ્યાર્થીસમૂહ પાસે આવું કામ ઘણા વરસ સુધી કરાવી તેમને તૈયાર કરવા એ આ વ્યવસ્થાનો હેતુ નથી. તેમને પુરતો અનુભવ મળે કે તેમને મુખ્ય બોર્ડિંગમા પાછા કરવા દેવામા આવે છે.

## આગલા વિદ્યાર્થીઓએ કરેલું કામ

જ્યારે કેટલાક મિત્રો આ સંસ્થા જુએ છે ત્યારે તેઓ સ્વાભાવિક રીતે પ્રશ્નો પૂછે છે કે આગલા વિદ્યાર્થીઓએ શું કામ કર્યું છે? તેથી આ હકીકત આપી છે. શિક્ષક માટેના પહેલા વર્ષના વર્ગમાંથી ૧૯ વિદ્યાર્થીઓ પાસ થાય છે અને તેમની પાસે પહેલા વર્ષનું સરકારી સર્ટિફિકેટ છે. બીજા કેટલાક નાપાસ થયા છે. આ બધાજ શિક્ષકો સ્નેહમદ નીવડ્યા છે એમ

કહીએ તો તે અસત્ય કથન ગણાય. પહેલા કેટલાક તો જરા આગળ વધવાને। આ એકજ માર્ગ છે એમ તેમને જણાવાથી આ વર્ગમાં દાખલ થયા. તેમના મિશનરીઓને ખબર આપવામા આવી હતી કે આ છોકરાઓ કોઈ દિવસ હોશિયાર શિક્ષક થઈ શકશે નહિ. કોઈપણ શાળા નવીન શક્તિ નીપજાવી શકતી નથી. તે તો કુદરતી શક્તિને ખીલવી શકે છે તોપણ અમે તેમને ધંધાદારી સૂચના આપી શકીએ એવી સ્થિતિમાં છીએ. વળી અમે એમ કહી શકીએ છીએ કે અમારા સાંભળવા પ્રમાણે એમાંના ઘણા શિક્ષકોનું વર્તન ભવ્ય છે, તેઓ મહેનતુ છે, અને તેમના હૃદયમાં તેમના શિષ્યો પ્રત્યે સારી લાગણી છે અને કેટલેક અંશે નવી પદ્ધતિ પ્રમાણે શીખવવા તેઓ શક્તિમાન હોય છે. 'વાર્તાપદ્ધતિ'એ શિક્ષણ આપવાનો વિચાર તેઓ સહેલાઈથી સમજી શકે છે; તોપણ માત્ર યાંત્રિક વલણવાળા માટે યોજનાપદ્ધતિથી શિક્ષણ આપવાનું કાર્ય સહેલું નથી. ચપળ અને મહેનતુ શિક્ષકને યોજનાપદ્ધતિને લીધે તેની પ્રવૃત્તિને સારો અવકાશ મળે છે. અમારા જે શિક્ષકો બહાર પડયા છે તેઓ જાતે એમ કબુલ કરે છે કે ઉત્તેજન અને યોગ્ય દેખરેખના અભાવે તેઓ નિષ્ફળ નીવડયા છે. જ્યારે તેઓ અમારી સાથે હતા અને તે વખતે જેમ તેમને વાર્ષિક અને માસિક કાર્યક્રમ ઘડવાનું અને બીજા દિવસના કામ માટે રાત્રે નોંધ કરવાનું સૂચવવામાં આવતુ હતુ તેમ જે શિક્ષકો કરે છે તેઓ અલબત ફતેહમંદ થાય છે. વારંવાર તૈયાર થયા વિના અને તપાસ કર્યા વિના માત્ર યોજનાપદ્ધતિથી જ કોઈ શીખવી શકયો નથી. આવો શિક્ષક બીજી કોઈ હલકા પ્રકારની પદ્ધતિથી ફતેહમંદ થાય ખરો.

અત્યારે માત્ર થોડાક સુથારોને તાલીમ આપવામાં આવી છે, પણ તેઓ ગામડાંના ઓજારો પુરા પાડવામાં તેમજ તે સુધારવામાં ઉપયોગી થાય તે માટે ગામડાંમાં પાછા ફર્યા છે એ લાભકર્તા છે. તેઓના આર્થિક સંજોગો તેટલા માટે સારા છે. તેઓ લાકડાનો સરસામાન બનાવી શકે છે અથવા તો તેઓ તેમનાં પોતાનાં ઘર પણ બાંધી શકે છે.

# ફિલિપ્પીનની શાળાનો અભ્યાસક્રમ

(પુ. ૬૮, અંક ૨, પૃષ્ઠ ૬૮ થી ચાલુ.)

## માધ્યમિક શાળાનો (સેકન્ડરી) અભ્યાસક્રમ

### સામાન્ય અભ્યાસક્રમ

#### ફરજિયાત વિષયો

| પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ |
| --- | --- | --- | --- |
| સાહિત્ય (૪)<br>વર્તમાનસાર (૧)<br>નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) |
| | સામાન્ય વિજ્ઞાન પ્રાકૃતિક ભૂગોળ સાથે (૫) | જીવનશાસ્ત્ર (૫)ડ | ફિલિપ્પીનની આર્થિક સ્થિતિ (૫) |
| નાઇટેડ સ્ટેટ્સનો ઇતિહાસ (૩)<br>યુનાઇટેડ સ્ટેટ્સની રાજ્ય-વ્યવસ્થા (૨) | સામાન્ય ઇતિહાસ (૪)<br>વર્તમાનસાર (૧) | સામાન્ય ઇતિહાસ તથા પૂર્વ દેશોનો ઇતિહાસ (૪)<br>વર્તમાનસાર (૧) | ફિલિપ્પીનનો ઇતિહાસ અને તેની રાજ્ય વ્યવસ્થા (૪)<br>વર્તમાનસાર (૧) |
| અક્ષરગણિત (૫) | ભૂમિતિ (૫) | અક્ષરગણિતનું વિશેષ જ્ઞાન અને ગણિતનું પુનરાવર્તન (૫) | પદાર્થવિજ્ઞાન (૫)ડ |
| શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી |

# ગૃહશાસ્ત્રનો અભ્યાસક્રમ

## ફરજિયાત વિષયો

| પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ |
|---|---|---|---|
| સાહિત્ય (૪)<br>વર્તમાનસાર (૧) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) |
| નિબંધ (૫) | પ્રાકૃતિક ભૂગોળ સહિત સામાન્ય વિજ્ઞાન (૫) | જીવનશાસ્ત્ર (૫) | અર્થશાસ્ત્ર (૫) |
| યુનાઇટેડ સ્ટેટ્સનો ઇતિહાસ (૩)<br>યુનાઇટેડ સ્ટેટ્સનું રાજ્યતંત્ર (૨) | સામાન્ય ઇતિહાસ (૪)<br>વર્તમાનસાર (૧) | સામાન્ય ઇતિહાસ તથા પૂર્વના દેશોનો ઇતિહાસ (૪)<br>વર્તમાનસાર (૧) | ફિલિપાઈનનો ઇતિહાસ અને રાજ્યતંત્ર (૪)<br>વર્તમાનસાર (૧) |
| ભરતકામ અથવા કોર ભરવાનું કામ (૩)<br>સાદું સીવણકામ (૨) | ગૃહવ્યવસ્થા અને રસોઇકામ (૩)<br>સાદું સીવણકામ (૨) | ખોરાક અને રસોઇકામ (૩)<br>ભરતકામ અથવા કોર ભરવાનું કામ (૨) | તાત્કાલિક સારવાર, માંદાની માવજત, બાળકની બરદાસ અને તેમનો ખોરાક (૩)<br>ભરતકામ અથવા કોર ભરવાનું કામ (૨) |
| શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી |

## ઐચ્છિક વિષયો

| પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ |
|---|---|---|---|
| સંગીત | સંગીત | સ્પેનિશ ભાષા (૫)<br>સંગીત | સ્પેનિશ ભાષા (૫)<br>સંગીત |

કૌંસમા મૂકેલા આંકડા ૪૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

* આવી નિશાનીવાળા આંકડા બેવડા પિરિઅડ એટલે કે ૮૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે માધ્યમિક શાળામા ભણતી જે છોકરીઓએ ગૃહશાસ્ત્રનો વિષય લીધો હોય તેમને અક્ષરગણિત, ભૂમિતિ અને પદાર્થશાસ્ત્ર જેવા વિષયો બીલકુલ લેવા પડતા નથી.

## શિક્ષકની તાલીમનો અભ્યાસક્રમ

| પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ |
|---|---|---|---|
| સાહિત્ય (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) |
| નિબંધ (૫) | વાચન (૫). | જીવનશાસ્ત્ર (૫) | અર્થશાસ્ત્ર • (૫) |
| યુનાઇટેડ સ્ટેટ્સનો ઇતિહાસ અને રાજ્યતંત્ર (૪) | સામાન્ય ઇતિહાસ (૪) | સામાન્ય ઇતિહાસ તથા પૂર્વના દેશોનો ઇતિહાસ (૪) | ફિલિપાઇનનો ઇતિહાસ અને રાજ્યતંત્ર (૪) |
| વર્તમાનસાર (૧) | વર્તમાનસાર (૧) | વર્તમાનસાર (૧) | વર્તમાનસાર (૧) |
| ગણિત (૫) | સામાન્યવિજ્ઞાન તથા પ્રાકૃતિક ભૂગોળ(૫) | કેળવણી વિષયક માનસશાસ્ત્ર (૫)<br>શિક્ષણના સિદ્ધાંતો (૫) | ભાષા તથા શારીરશાસ્ત્ર,આરોગ્યવિજ્ઞાન અને જાહેર સુખાકારી(૫) |
| સંગીત ક લેખન ક | ચિત્રકામ ક ઔદ્યોગિક કેળવણી ચ | ભૂગોળ ક તથા શિક્ષણનું અવલોકન ને શિક્ષણકામ ક | શિક્ષણનો મહાવરો (૫)ક |
| શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી |

કૌંસમાં મૂકેલા આંકડા ૪૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

પ્રાથમિક શાળાના તમામ વિષયો પુનરાવર્તનપદ્ધતિથી શીખવવામા આવે છે.

પ્રેક્ટિસિંગ સ્કૂલમાં જે કામ થતું હોય તેની નિરીક્ષા કરી શિક્ષક અને વર્ગ શિક્ષણપદ્ધતિ સંબંધી કામ કરે છે, અને તેટલા માટે શિક્ષણપદ્ધતિના શિક્ષકોની દેખરેખ નીચેજ નિરીક્ષાનું કામ ચારે વરસ થાય છે.

ચિત્રકામ, ઔદ્યોગિક કેળવણી અને જીવનશાસ્ત્ર—એ વિષયો માટે ૮૦ મિનિટના પિરિઅડ રાખેલા છે. નિરીક્ષા, શિક્ષણકામ અને શિક્ષણનો મહાવરો એ સિવાયના વિષયો દરરોજ ૪૦ મિનિટ ચાલે છે.

अ. દરેક વિષય આખું વરસ શીખવવામાં આવે છે: પહેલુંસત્ર, સંગીત ૩ દિવસ, લેખન ૨ દિવસ; બીજુંસત્ર, સંગીત ૨ દિવસ, લેખન ૩ દિવસ.

ब. દરેક વિષય આખું વરસ શીખવવામા આવે છે. પહેલું સત્ર, ચિત્રકામ ૩ દિવસ, ઔદ્યોગિક કેળવણી ૨ દિવસ; બીજું સત્ર, ચિત્રકામ ૨ દિવસ, ઔદ્યોગિક કેળવણી ૩ દિવસ.

क. આ બે વિષયો પરસ્પર બદલી શકાય છે. દરેક વિદ્યાર્થીને શિક્ષણઅવલોકન અને શિક્ષણકામ ૨૦ અઠવાડીઆં કરવું પડે છે.

ड. શિક્ષણનો મહાવરો દરેક વિદ્યાર્થીને ૨૦ અઠવાડીઆં કરવો પડે છે.

ઉપરના કોઠા ઉપરથી માલમ પડશે કે કેળવણીવિષયક માનસશાસ્ત્ર અને શિક્ષણના સિદ્ધાંતો જેવા વિષયો શિક્ષણના ત્રીજા વરસ પહેલાં શીખવવામા આવતા નથી અને મહાવરાનું કામ ચોથા વરસમાં રાખવામાં આવ્યું છે.

## વેપારી અભ્યાસક્રમ

| પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ |
|---|---|---|---|
| સાહિત્ય (૪)<br>વર્તમાનસાર (૧)<br>નિબંધ (૫) | અંગ્રેજીભાષાનું વેપારી ઉપયોગ પુરતું જ્ઞાન અને જોડણી (૫)<br>સાહિત્ય અને નિબંધ (૫) | વેપારી ઉપયોગ પુરતુ અંગ્રેજી અને જોડણી (૫)<br>સાહિત્ય અને નિબંધ (૫) | વેપારી ઉપયોગ પુરતુ અંગ્રેજી અને જોડણી (૫)<br>ફિલિપ્પીનનું રાજ્યતંત્ર અને અર્થશાસ્ત્રના મૂળતત્ત્વો (૫) |
| યુનાઇટેડ સ્ટેટ્સનો ઇતિહાસ (૩)<br>યુનાઇટેડ સ્ટેટ્સનું રાજ્યતંત્ર (૧) | શીઘ્રધ્વનિલેખન (સ્ટીનોગ્રાફી) અથવા નામું (૫) | શીઘ્રધ્વનિલેખન (સ્ટીનોગ્રાફી) અથવા નામુ (૫). | શીઘ્રધ્વનિલેખન (સ્ટીનોગ્રાફી) અથવા નામું અને હિસાબ (૫) |
| અક્ષરગણિત (૫)<br>લેખનકળા (૫) | વેપારી ગણિત (૫)<br>ટાઇપરાઇટિંગ (૫) | વેપારી ભૂગોળ તથા વેપારી કાયદો (૫)<br>સ્પેનિશ ભાષા (૫)<br>ટાઇપરાઇટિંગ (૫) | સ્પેનિશ ભાષા (૫)<br>ટાઇપરાઇટિંગ (૫) |
| શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી |

કૌંસમાં મૂકેલા આંકડા ૪૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

## ધંધાદારી અભ્યાસક્રમ

| | | | |
|---|---|---|---|
| નિબંધ (૧) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) |
| સાહિત્ય (૫) | સામાન્ય ઇતિહાસ (૫) | ઘન પદાર્થોને લગતી ભૂમિતિ તથા અક્ષરગણિત (૫) | પદાર્થશાસ્ત્ર (૫) |
| વર્તમાનસાર (૪) | | | |
| અક્ષરગણિતનાં મૂળતત્ત્વો (૫) | ભૂમિતિ (૫) | યંત્રશાસ્ત્ર (૫). | ત્રિકોણમિતિ તથા ગણિતનું પુનરાવર્તન |

| ચિત્રકામ (૧)* | ચિત્રકામ (૫)* | ચિત્રકામ (૫).* | ચિત્રકામ |
|---|---|---|---|
| દુકાનનું કામ (દરરોજ ત્રણ કલાક) | દુકાનનું કામ (દરરોજ ત્રણ કલાક) | દુકાનનું કામ (દરરોજ ત્રણ કલાક) | દુકાનનું કામ (દરરોજ ત્રણ કલાક) |
| શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી |

કૌંસમાં મૂકેલા આંકડા ૪૦ મિનિટના પિરિયડ બતાવે છે.

* આવી નિશાનીવાળા આંકડા બેવડા એટલેકે ૮૦ મિનિટના પિરિયડ બતાવે છે.

---

## ઉડી જતાં બુલબુલને

—: ગઝલ :—

પડયું ના ઠીક શું અહીંઆ, ઉડી બુલબુલ ક્યાં જાશે ?
હૃદય મમ આમ આકર્ષી, ભલા શું તું ઉડી જાશે ?—૧

ઝૂલી વાડી સદા મારી, વિહાગે ત્યાં જઈ કરજે;
મધુરા સૂર કાઢીને, ગજાવી વાટિકા દેજે !—૨

વિરહ પ્રેમીતણો સાથે, હૃદય મમ તું જતા રડશે;
દયા જો હોય ઉરમાં તો, જવાની વાત ના કરજે !—૩

તને મેં પ્રેમથી પાળ્યું, હૃદયમાં સ્થાન મેં આપ્યું;
નહોતું મેં કદિ ધાર્યું, તજી તું આમ બસ જાશે !—૪

મીઠા તેં સૂર કાઢીને, જીગર શું કામ લલચાવ્યું ?
દયા લાવી ભલા મારી, રહેવા દે ઉડી જાવું !—૫

મોજે આજે મજા કરજે, નિકટ મમ મન મુજબ કરજે;
ગૃહે મારાં સદા આવી, પ્રણયની સુરભિ ભરજે !—૬

મેટ્રીક કલાસ, એલ. ડી.
મુનીહાઈસ્કૂલ—સીહોર.
( કાઠિઆવાડ )

વૃજલાલ કાનજી આચાર્ય
( વિહારી ).

# ઇંગ્લન્ડની કેટલીક નવી શાળાઓ

( પુ. ૬૮, અં. ૨, પૃષ્ઠ ૭૯ થી ચાલુ )

**કેનેડિઅન ખુલ્લી શાળા.—**

આ જગા લડાઈના વખતમાં ના. શહેનશાહે કેનેડાની રેડક્રોસ સોસાએટીને વાપરવા માટે આપી હતી. ત્યાં એ સોસાએટીએ કામ ચલાઉ ઇસ્પિતાલનાં મકાનો બાંધ્યાં હતાં. લડાઈ પુરી થયા પછી લંડનની કાઉન્ટિ કાઉન્સિલને એ જગા સોંપી દીધી, અને હવે લંડનનાં નાજુક બાંધાનાં બાળકોની તંદુરસ્તી સુધારવા અર્થે તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે. અહીંઆં ૩૦૦ બાળકો નાતાલના પખવાડીઆ સિવાય આખું વરસ રહે છે. આ કામ માટે જે મકાનો છે તે નમુનારૂપ છે. ત્યાંની આસપાસની સુંદર વિશાળ જગાઓની વચમાં એ જાણે નાનું સંસ્થાન વસી રહ્યું હોય એમ લાગે છે. વારાફરતી લંડનના બધા વિભાગમાંથી, દર અઠવાડીએ ૭૦ બાળકોને આ શાળામાં અભ્યાસ કરવા પસંદ કરવામાં આવે છે, અને તેમને ચાર અઠવાડીઆ સુધી આ શાળામાં રાખવામાં આવે છે. જો કોઈપણ બાળક જોઈએ તેટલા યોગ્ય કપડાં પોતાની સાથે ન લાવી શકે તો તેમની સંભાળ રાખનાર એક શાળાની નીમેલી સમિતિ હોય છે તે તેની જાતની જરૂરિઆતો બને તેટલી પુરી પાડે છે. કોઈ બાળક પાસે કંઈ વાદ્ય હોય તો તે શાળામાં પોતાની સાથે લઈ જાય છે. છોકરાંના માબાપો પોતાની નાણાંની જોગવાઈ પ્રમાણે દર અઠવાડીએ અમુક રકમ આપે એમ શાળાના અધિકારીઓ તરફથી આશા રાખવામાં આવે છે. પોતાનું બાળક શાળામાં દાખલ થાય ત્યારપછી ત્રીજે શનિવારે તેના માબાપ તેની મુલાકાત લેવા આવે છે. બને ત્યાંસુધી શાળાનો ચાલુ અભ્યાસક્રમ એટલે કે સામાન્ય અભ્યાસક્રમ ત્યાં પુરો કરવામાં આવે છે, અને સાથે સાથે ભૂગોળ અને સૃષ્ટિજ્ઞાનનો કર્તવ્યભાગ પણ ચલાવવામાં આવે છે. જંગલ અને બાગ પાસેજ હોવાથી આ કામ માટે ત્યાં ઘણી સગવડ છે. શાળામાં, કુકર, ઘેટાં, મરઘાં, બતક અને પાળેલાં ઉંદર રાખવામાં આવે છે. સસલાં માટે ખાસ વાડા તૈયાર કરેલા હોય છે તેમાં તે પોતાનાં દરમાં રહે છે. હંસ, બતક, અને જંગલી મરઘાં પણ ત્યાં બાંધેલા તળાવ આગળ ફરતાં જોવામાં આવે છે. પાસેના જંગલમાંથી વહેતી આવતી એક નદીના પાણીને એ ખોદેલા ખાડામાં વાળેલું છે અને તેથી નહાવા માટે સારી સગવડ કરવામાં

આવી છે. એક ખાડો ખાસ તરવાનું જાણનારાઓ માટે રાખેલો છે. નાટ્યશાળામાં સિનેમા અને વાયરલેસના જલસા કરવામાં આવે છે અને દર અઠવાડીએ છોકરાઓ પોતે એક નાટ્યપ્રયોગ ભજવે છે. દરેક નાટ્ય-મંડળી જેટલી મુદ્દત શાળામાં હોય છે તે દરમિઆન અને તેના છેલ્લા અઠવાડીઆમાં જલસો કરી બતાવવા માટે ત્યા મુખપાઠ તૈયાર કરે છે. શનિવારની રાત્રે હંમેશાં જંગલમાં તેઓ મોટી તાપણી કરે છે અને છોકરાઓ તેની આસપાસ બેસી ગીતો ગાય છે અને રૅડીઆ ફરવે છે. નિયમિત દાક્તરી દેખરેખ, નિયમિત કસરત, સારા ખોરાક, વહેલા ઊઠવું, અને પુષ્કળ આરામ—આવી વ્યવસ્થાને લીધે થોડા વખતમા તેમની તંદુરસ્તી અને માનસિક શક્તિમાં અજાયબી ભરેલો ફેરફાર જોવામા આવે છે.

**સ્ટોવે હાઉસની શાળા:**—આ શાળા ૧૯૨૦ માં ખુલ્લી મૂકવામાં આવી હતી, અને તેમાં પ્રાથમિક શાળાઓમાંથી ચુંટી કાઢેલા ૩૦૦ બાળકો ભણવા આવે છે. આ બાળકોમાંનાં ઘણાં બાળકો ગંદા ગરીબવર્ગ-માંનાં હોય છે; ક્ષયથી પીડાતા કોઈ બાળકને એ શાળામા દાખલ કરવામાં આવતું નથી; પણ જે બાળકોની તબીયત નાજુક હોય છે અથવા જેમનો કૌટુંબિક અથવા માતાપિતા સંબંધોનો શારીરિક ઇતિહાસ દાક્તરી નજરે અસંતોષકારક હોય તેવાં બાળકોને આ શાળામાં દાખલ કરવામાં આવે છે. એક આયા આ બાળકોની સંભાળ રાખે છે. તે તેમનું નિયમિત વખતે વજન લે છે અને તેમની ઉંચાઈ વગેરેનું માપ લે છે. ત્યાં દર અઠવાડીએ દાક્તર તપાસ કરવા આવે છે. બાળકો શાળામા એક વરસ, બે વરસ અને ત્રણ વરસ સુધી પણ રહે છે. શાળાને લગતી ખુલ્લી જમીન ૨ૄ એકર જેટલી છે. તેમાં ખુલ્લા હવા ઉજાસવાળા જમવા માટે ઓરડાઓ તેમજ વર્ગના આઠ ખુલ્લા ખંડો બાંધેલા છે. ૩૦૦ બાળકો આરામ લઈ શકે એવી એક મોટી પડાળી વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ ભેગાં મળી બાંધી છે. ઇસ્ટરના તહેવાર પછી તરતજ બાળકોને શાળામાં દાખલ કરવામાં આવે છે; પણ દાખલ કરતાં પહેલાં તેમનામા જે ખોડખાપણ અથવા દરદ હોય છે તેની બારીક તપાસ કરવામાં આવે છે. પછીથી બને ત્યાંસુધી તેમની નિયમિત હાજરી માટે ઘણી કાળજી રાખવામાં આવે છે. આ એક ઘણી અગત્યની બાબત છે; કારણ કે જો એક વખત ફરીથી બાળકની તબીયત બગડે છે તો તેથી તે બાળક અમુક દિવસ સુધી શાળામાં હાજર થઈ શકતું નથી. શાળાનાં બાળકોના ખર્ચમાં તેમનાં માબાપો પોતાના ગજા પ્રમાણે ફાળો આપે છે. ઉનાળામાં સવારના ૯ વાગ્યાથી સાંજના

૭ વાગ્યા સુધી શાળા ચલાવવામાં આવે છે; શનિવારે ૯ થી એક વાગ્યા સુધી કામકાજ થાય છે અને તે દિવસે દરેક બાળકને હાજર રહેવાનું ફરજિઆત છે. શિઆળામા ૯ થી પાચ વાગ્યા સુધી શાળા ચાલે છે. વિદ્યાર્થીને જવા આવવા માટે ટ્રામની ફી લંડનની કાઉન્ટિ કાઉન્સિલ આપે છે શાળામા સવારમા પહેલા નાસ્તો આપવામા આવે છે અને પછી બપોર સુધી શાળાનુ કામકાજ ચાલે છે. બપોરે જમ્યા પછી ૧-૩૦ થી ૩-૧૫ સુધી બાળકો આરામ લે છે અને તે વખતે કેટલાક બાળકો તો હીંચકામા ઘસઘસાટ ઉંઘી જાય છે પછીથી થોડીક દીર્ઘ શ્વાસોચ્છ્વાસની કસરત થાય છે અને ત્યારપછી ફરીથી ૫-૧૫ વાગ્યા સુધી શાળાનુ કામ ચાલે છે. ૫-૩૦ વાગે તેઓ ચા પીએ છે. સૃષ્ટિજ્ઞાન અને બીજા હસ્તઉદ્યોગના વિષયોને અભ્યાસક્રમમા અગત્યનુ સ્થાન આપવામા આવ્યુ છે ચારિત્ર અને નાગરિકના ધર્મની લાગણી સામાજિક જીવનદ્વારા કેળવવામા આવે છે. વર્ગનુ વાતાવરણ જેમ બને તેમ પ્રવૃત્તિમય બનાવી દેવામા આવે છે અને બધા અભ્યાસક્રમનો આધાર બાળકોની સ્વત પ્રવૃત્તિ ઉપરજ રહે છે. દાખલા તરીકે, ઇતિહાસના નાટયપ્રયોગમા છોકરીઓ પોશાક વગેરે સીની તૈયાર કરે છે. છોકરા અને છોકરીઓ રાધવાના કામમા પણ યોગ્ય રીતે મદદ કરે છે કેટલાક ખાસ બાળકો માટે સૂર્યના તડકાનો ઉપચાર કરવામા આવે છે અને એ વખતે છોકરાઓ લુગી પહેરે છે અને છોકરીઓ ટુકી ચડી પહેરે છે અને તે ઉપર ઝેરવાળું લોનનુ ખમીસ પહેરે છે. આ બધો પોશાક તેઓ જાતે સીની તૈયાર કરે છે.

સૂર્યના કિરણો શરીરના સઘળા ભાગમા એક સરખી રીતે પડે તેને માટે તેમજ તે કિરણોની ચામડી ઉપર સરખા પ્રમાણમા અસર થાય તેને માટે ઘણી કાળજી રાખવામા આવે છે આ સારવારથી સૌથી વધારે જાણીતી અસર તો એ થાય છે કે તેને લીધે બાળકોમા ચપળતા અને સાવધાનતા વિશેષ આવે છે, એટલુજ નહિ પણ એક કામ જે હાથમા લીધુ હોય છે તે વિચારવા અને પુરૂ કરવા તેમનામાં સતત આગ્રહ અને ઇચ્છા ઉદ્દભવે છે. અનુભવથી એમ સિદ્ધ થયુ છે કે વિદ્યાર્થીની આખે કાળા ચસ્મા હોય અને તેનું માથું ઉઘાડુ રાખવામા આવે તો માથે ટોપી હોય અને આખ ખુલ્લી હોય તેના કરતા તે વધારે લાભકારક છે. જે શિક્ષક આ વર્ગમાં કામ કરે છે તેના હાથ પગ ઉઘાડા રહે છે અને તેની અસર તેની તંદુરસ્તી ઉપર થાય.છે. વિદ્યાર્થીની કામ કરવાની શક્તિમા, તેમજ તેના વજનમા અને તેની તંદુરસ્તીમા સારો સુધારો થાય છે.

**એકન હિલની શાળા.—**

આ ખુલ્લી હવામાંની એક બોર્ડિંગ સ્કૂલ છે. તેમાં નિર્બળ બાળકોને દાખલ કરવામા આવે છે. અહીંઆં બાળકો રાત અને દિવસ ખુલ્લીજ હવામાં રહે છે. ઉપર છાપરાવાળી પડાળીમા રાતે તેઓ સુએ છે. જ્યારે જ્યારે બની શકે છે ત્યારે તેમને સૂર્યના તડકામાં રસાણુ ખાવા દેવામાં આવે છે. આખા વરસમાં એકે મહીનો એવો નથી આવતો કે જે વખતે તેમને થોડો પણ તડકાનો લાભ ન મળી શકે. આને માટે એક ખાસ બાંધેલો ઓરડો છે તેમાં સૂર્યનાં કિરણો સારી રીતે પડે એવી યોજના કરવામાં આવી છે. તેમની ચામડી કઠણ થાય એવી રીતનાં કપડાં તેઓ પહેરે છે; શરીર ઉપર જુદા રંગ છાંટવામા આવે છે. બાળકના શરીરનો યોગ્ય વિકાસ થાય તેવો સાદો અને વિધવિધ જાતનો નિયમિત ખોરાક તેમને આપવામાં આવે છે. આવી વ્યવસ્થાના અદ્ભુત પરિણામો આવ્યાં છે અને તે જોઈએ તોજ માની શકાય એમ છે.

શાળાનાં બાળકો ભવિષ્યમાં ગમે તે પ્રવૃત્તિમાં પડે તોપણ તે કામ તેઓ સારી રીતે કરી શકે એ ઉદ્દેશ આ શાળાનો છે. તેને અનુસરી બાળકોની બુદ્ધિનો એક સરખો સર્વાંગી વિકાસ કરવામા આવે છે. આ કારણને લીધે તેમને વાંચવાનું શીખવવામાં આવે છે તેથી સારાં સાહિત્ય પ્રત્યે તેમની રુચિ વધે છે અને તેની સારી કદર તેઓ કરી શકે છે તેથી બીજા માણસોને તેમનું વાચન સાંભળી ઘણો આનંદ થાય છે. વળી સુંદર અને સ્પષ્ટ અક્ષર લખતા તેમને શીખવવામાં આવે છે; તેમજ શુદ્ધ જોડણી ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે, અને તેનો ઉપયોગ પત્રલેખનમા કરવામાં આવે છે. વહેવારના પ્રસંગો પુરતું બરાબર હિસાબી કામ તેઓ રાખી શકે તેટલું ગણિત તેમને શીખવવામાં આવે છે. તેમજ દુકાનેથી માલ ખરીદ કરતી વખતે તેઓ ઝટ હિસાબ ગણી શકે એટલા પુરતું સુખગણિત પણ શીખવવામાં આવે છે.

તેમનું દરરોજનું કામ સારી રીતે કરી શકે તેવા નાગરિકો તૈયાર કરવા તે ઉદ્દેશ આ શાળાનો છે. જે સ્ત્રી અથવા પુરુષ વર્ગ તેમના ઉપર સત્તા ચલાવે તેમને તેઓ બુદ્ધિપૂર્વક પસંદ કરી ચુંટી શકે, જેમનામાં સેવાના ઉચ્ચ આદર્શો હોય અને જેઓ જીવનની જોખમદારી પુરેપુરી સમજી શકે તેવા નાગરિક બનાવવા એ આ સંસ્થાની ઉમેદ છે. જેનામાં વિનાશક નહિ પણ રચનાત્મક શક્તિ હોય, અને જેમનામાં આત્મભોગનો જુસ્સો હોય અને જેઓ જગતની શાંતિ સ્થાપવાને માટે તેમના સુખનો ત્યાગ કર-

૭ વાગ્યા સુધી શાળા ચલાવવામાં આવે છે; શનિવારે ૯ થી એક વાગ્યા સુધી કામકાજ થાય છે અને તે દિવસે દરેક બાળકને હાજર રહેવાનું ફરજિઆત છે. શિઆળામાં ૯ થી પાંચ વાગ્યા સુધી શાળા ચાલે છે. વિદ્યાર્થીને જવા આવવા માટે ટ્રામની ફ્રી લંડનની કાઉન્ટિ કાઉન્સિલ આપે છે. શાળામાં સવારમાં પહેલાં નાસ્તો આપવામાં આવે છે અને પછી બપોર સુધી શાળાનું કામકાજ ચાલે છે. બપોરે જમ્યા પછી ૧–૩૦ થી ૩–૧૫ સુધી બાળકો આરામ લે છે અને તે વખતે કેટલાંક બાળકો તો હીંચકામાં ઘસઘસાટ ઉંઘી જાય છે. પછીથી થોડીક દીર્ઘ શ્વાસોચ્છ્વાસની કસરત થાય છે અને ત્યારપછી ફરીથી ૫–૧૫ વાગ્યા સુધી શાળાનું કામ ચાલે છે. ૫–૩૦. વાગે તેઓ ચા પીએ છે. સૃષ્ટિજ્ઞાન અને બીજા હસ્તઉદ્યોગના વિષયોને અભ્યાસક્રમમાં અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે. ચારિત્ર અને નાગરિકના ધર્મની લાગણી સામાજિક જીવનદ્વારા કેળવવામાં આવે છે. વર્ગનું વાતાવરણ જેમ બને તેમ પ્રવૃત્તિમય બનાવી દેવામાં આવે છે અને બધા અભ્યાસક્રમનો આધાર બાળકોની સ્વતઃપ્રવૃત્તિ ઉપરજ રહે છે. દાખલા તરીકે, ઇતિહાસના નાટ્યપ્રયોગમાં છોકરીઓ પોશાક વગેરે સીવી તૈયાર કરે છે. છોકરા અને છોકરીઓ રાંધવાનાં કામમાં પણ યોગ્ય રીતે મદદ કરે છે. કેટલાક ખાસ બાળકો માટે સૂર્યના તડકાનો ઉપચાર કરવામાં આવે છે અને એ વખતે છોકરાઓ લુગી પહેરે છે અને છોકરીઓ ટુંકી ચડ્ડી પહેરે છે અને તે ઉપર ઘેરવાળું લોનનું ખમીસ પહેરે છે. આ બધો પોશાક તેઓ જાતે સીવી તૈયાર કરે છે.

યવનચંગ તેને વિષે લખતાં જણાવે છે કે આ શહેરમાં વસ્તી ઘીચ હતી અને લોકો પૈસાદાર હતા, અને માળવાના તાબામાં એ પ્રદેશ હતો. આ શહેરમાં મુખ્ય વસ્તી બ્રાહ્મણની હતી તેથી એની રાજકીય અગત્ય બીલકુલ નહોતી. એમાં પુષ્કળ મંદિરો હતા. અબુલફાઝલ જણાવે છે કે તેમાં ૩૦૦૦ મંદિરો હતા.

**શ્રીમાલ** (ભિન્માલ):—આ શહેર ગુજરાતની સરહદ બહારનું છે પણ ત્યાં ગુર્જર રાજ્ય હતુ, અને એનો ઇતિહાસ જાણવા જેવો છે. સ્કન્દ પુરાણમાં શ્રીમાલમાહાત્મ્યમાં જણાવેલુ છે કે આ શહેરનાં નામ યુગ પરત્વે જુદાં જુદાં છે. શ્રીમાલ કૃતયુગમાં, રત્નમાલ ત્રેતાયુગમાં, પુષ્પમાલ દ્વાપરમાં અને ભિન્માલ કળિયુગમાં. યયાતિ રાજાએ આ શહેર વસાવ્યું હતું. ગૌતમે ત્યાં તપ કર્યું હતું, એમ પુરાણમાં જણાવેલુ છે. છઠ્ઠા સૈકામાં ગુર્જર લોકોએ અહીં રાજ્ય સ્થાપ્યુ હતું. યવનચંગના વખતમાં તે આબાદ શહેર હતું. સમય જતાં ગુર્જર રાજ્ય બળવાન બન્યુ અને એ શહેરની આસપાસ મજબુત કિલ્લો ચણવામાં આવ્યો હતો. આ શહેરમાં એક પ્રાચીન સૂર્યનું મંદિર છે.

સોલંકી રાજાઓની ચડતીના સમયમાં (૧૧ મા અને ૧૨ મા સૈકામા) આ રાજ્યની પડતી થઈ પણ ૧૩મા સૈકા સુધી ગુર્જરરાજાઓ તાબામાં રહીને પણ ત્યાં રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૨૯૭મા મુસલમાનોએ તે જીતી લીધુ.

શ્રીમાલ, શ્રીમાળી બ્રાહ્મણોનુ મૂળ સ્થળ છે. માઘ શ્રીમાળી બ્રાહ્મણ હતો તે અહીંનો વતની હતો, અને તે ૧૦ મા સૈકાના અંતમાં ત્યાં આ શહેર રહેતો હતો.

**ચંદ્રાવતી**—સિદ્ધપુરની વાયવ્ય દિશામાં ૪૦ માઇલ દૂર બનાસ નદીને કાંઠે આ નાનું ગામ આવેલું છે. એ એક વખતે પરમાર રજપુતોનું રાજધાનીનું શહેર હતું. આ પરમાર રજપુતો બળવાન હતા અને તેમની મદદ મુખ્ય રાજાને ઘણી કીમતી થઈ પડતી હતી. ભીમદેવ બીજાએ એના માંડલિક રાજા ધારાવર્ષ જે એ વખતે ચંદ્રાવતીમાં રાજ્ય કરતો હતો તેની મદદથી કુતબુદ્દીનને હરાવ્યો હતો.

ઇ. સ. ૧૩૦૩મા મુસલમાનોએ ગુજરાત જીતી લીધુ ત્યારથી ચંદ્રાવતીના પરમાર રાજ્યનો અંત આવ્યો. અને શહેર ખંડેર થઈ ગયું.

દેવને હરાવ્યો અને શહેર મુસલમાનોએ લુટયું. મુસલમાનોના ગયા પછી ભીમદેવે તે પાછું જીતી લીધું. ૧૧૯૭ માં ફરીથી કુતબુદીને તે શહેર ઉપર ચડાઈ કરી તે જીતી લીધું. કર્ણદેવ બીજાના વખતમાં ઉલુગખાને તે દેશ ઉપર ચડાઈ કરી ખજાનો લુંટી લીધો. દિલ્હીના ગુજરાતના સુબાએ દેવળોનો નાશ કર્યો અને મસીદો બાધી. ૧૪ મા સૈકા સુધી તે મુસલમાની સમયના ગુજરાતની રાજધાની તરીકે રહ્યું હતું. ઈ. સ. ૧૪૧૧ માં અમદાવાદ રાજધાની થઈ ત્યારે તેની અવગણના થઈ. વારંવાર થતી લુંટોને લીધે તેનું પ્રાચીન ગૌરવ જતું રહ્યું અને અત્યારે તેની પ્રાચીન આબાદીની ઝાંખી પણ થતી નથી.

**मोथेरा** ( મોઢેરા )—પાટણથી દક્ષિણે ૧૮ માઇલ પર આ ગામ આવેલું છે. આ સ્થળે સૂર્યપૂજાનો પ્રચાર હતો. આ સ્થળ પાસે એક મોટો પાણીનો બંધ બાંધેલો હતો, અને તે કર્ણે (૧૦૬૩–૧૦૯૪) બાંધ્યો હતો. લગભગ આઠસો વરસ સુધી એ બંધ ટક્યો હતો. ઇ. સ. ૧૮૧૪માં એ તુટી ગયો. આ બંધથી ૧૦ ચો. મા. મા સરોવર થઈ રહ્યું હતું. બારમા સૈકામાં સિદ્ધરાજ જયસિંહે એ શહેરને ફરતો કોટ ચણ્યો હતો.

## છાયાયંત્ર

( છાયાયંત્રની સાદી રચના વાચનમાળા ત્રીજી ચોપડીના ૭૦ પાઠમાં સમજાવવામાં આવી છે. આ ઉપરથી ઘણાખરા શિક્ષકોને એવો ખ્યાલ રહે છે કે આવું છાયાયંત્ર ઘડિઆળની જેમ ગમે તે સ્થળે ખરો વખત બતાવી શકે. પણ આ માન્યતા ખોટી છે. છાયાયંત્રથી ખરો વખત કેમ જાણી શકાય ? ઘડિઆળના વખત સાથે આ વખત તો એક થતો નથી. જુના સમયમાં વખત જાણવાનું આવું અટકળીઉં સાધન હતું ? ..આવા આવા અનેક પ્રશ્નો ઉકેલરૂપે આ લેખ લખવાને હું પ્રેરાયો છું')

છાયાયંત્ર એ વખત જાણવાનું ઘણા પ્રાચીન કાળનું સાધન મનાય છે. આ યંત્રને તડકામા યોગ્ય રીતે ગોઠવવાથી વચમાં ખોડેલ કલમ (લાકડી)ના પડછાયા ઉપરથી કેટલા વાગ્યા છે તે જાણી શકાય છે. છાયાયંત્રનો આ સાદો નિયમ દેખાય છે તેવો સહેલો નથી. કેવું છાયાયંત્ર સારી ઘડિઆળની ગરજ સારે છે, સ્થાનપરત્વે આ યંત્ર કેમ બનાવવું, તેની રચના કયા નિયમ ઉપર આધાર રાખે છે વગેરે બાબતો આ લેખમાં 'આકૃતિઓની મદદ' વડે (પ્રાકૃતિક ભૂગોળનું સામાન્ય જ્ઞાન દરેકને છે એમ સ્વીકારી) બનતી સરળતાથી સમજાવવા પ્રયાસ કરવામાં આવ્યો છે.

## ૧. પૃથ્વી ઉપરના જુદા જુદા સ્થળેથી દેખાતો આકાશી પદાર્થોનો ગતિમાર્ગ





પૃથ્વી પોતાની ધરીની આસપાસ પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે. કોઈપણ સ્થળેથી જોતા આપણને એકકી વખતે અર્ધ આકાશ દેખાશે; બીજું અર્ધ ક્ષિતજ નીચે રહેશે. પૃથ્વીની દૈનિક ગતિથી આકાશી પદાર્થો પૂર્વમા ઉદય પામી પશ્ચિમમા અસ્ત થતા જણાય છે. જો આપણે ઉત્તર ધ્રુવ ઉપર ઉભા હોઈએ તો આપણને નભમંડળ આકૃતિ ૧ મા બતાવ્યા પ્રમાણે ફરતુ દેખાશે. અ, બ આકાશી વિષુવવૃત્ત છે. ઉત્તરધ્રુવ પ્રદેશ ઉપરથી દેખાતી ક્ષિતિજમર્યાદા એનાથી નીચે કદી જશે નહિ. આ ઉપરથી સમજાશે કે અવની નીચેના અર્ધ નભમંડળના તારાઓ આ સ્થળે કદી પણ દેખી શકાય નહિ

આ છાયાયંત્ર, પુંઠા ઉપર આલેખતાં, આપણે સ્થળનાં અક્ષાંશ મુજબ ૨૪ રેખાંશવૃત્તો, જે પ્રમાણે તે સ્થળના ક્ષિતિજ સમસૂત્રપટને અસમાન અંતરે કાપી નાના મોટા ખુણાઓ બનાવે છે, તેજ માપ પ્રમાણે પુંઠા ઉપર ખુણાઓ દોરવા જોઈએ; અને તે પુંઠાના મધ્યબિંદુએ જે કલમ ખોડીએ તે પૃથ્વીની ધરીને સમાંતર (ધ્રુવનો તારો બતાવતી, સ્થળના અક્ષાંશ જેટલો પુંઠા સાથે ખુણો કરતી) રાખવી જોઈએ.

ચ

એક બીજી સહેલી રીત મુજબ ગમે તે સ્થળ માટેનું છાયાયંત્ર નીચે પ્રમાણે તૈયાર થઈ શકે છેઃ—

આકૃતિ ૯ માં **अ** અને **ब** સરખા પુઠાનાં ગોળ કટકા છે. **अ** પુંઠાના પરિઘના ૨૪ સરખા ભાગ કરી, તેને **ब** પુંઠાને લંબ રૂપ રાખેલા સળીઆમાં સ્થળના અક્ષાંસ જેટલું ઢળતું (૧૨ અંકવાળો ભાગ ઉપર રહે તેમ) રાખવું. હવે **क** સેટસ્ક્વેરને આકૃતિમાં બતાવ્યા પ્રમાણે **ब** પુંઠાને લંબરૂપ રાખી, **अ** પુઠાના પરિઘ ઉપર ગોળ ફેરવી, તેનાં અંકો **ब** ઉપર જ્યાં આવે ત્યાં ચિન્હ કરી લેવાં. **ब** પુંઠું તૈયાર થયા પછી તેની વચમાં કલમને ૧૨ અંક તરફ સ્થળના અક્ષાંશ જેટલી ઢળતી ખોડવાથી, તે સ્થળનું છાયાયંત્ર બને છે.

## વિષુવવૃત્ત ઉપરનું છાયાયંત્ર

ધ્રુવમાંથી નીકળતાં ૨૪ રેખાંશવૃત્તો વિષુવવૃત્તને સરખે અંતરે છેદે છે. અહીં સૂર્ય ૧૨ કલાક દેખાય છે, અને આકાશી ક્ષિતિજપટ પૃથ્વીની ધરીમાંથી પસાર થતો હોવાથી (આકૃતિ ૪), ધ્રુવ પ્રદેશ માટે તૈયાર કરેલું છાયાયંત્રનું ૧૨ અંક દર્શાવતું અર્ધગોળ, આ પ્રદેશનું છાયાયંત્ર થઈ શકે છે. કલમ છાયાયંત્રના પુંઠાને લંબરૂપ હોવાથી, છાયાયંત્રના આ અર્ધગોળને વિષુવવૃત્તની ક્ષિતિજસમસૂત્રસપાટીને લંબરૂપ ગોઠવવું પડશે, જેથી સૂર્ય માથે આવે ત્યારે કલમનો પડછાયો નીચે ૧૨ અંક ઉપર પડે.

## સાર્વત્રિક છાયાયંત્ર

ઉપરની બધી કડાકુટ કરવી ન પડે અને એકજ છાયાયંત્ર બધાં સ્થળે વાપરી શકાય એવાં સાર્વત્રિક છાયાયંત્રો હાલમાં બનાવવામાં આવે છે. તેની રચના એવી હોય છે કે એક લાકડાની પટ્ટીને છેડે અર્ધવર્તુલાકાર પિત્તળની પટ્ટી અને તેના મધ્યબિંદુમાંથી લંબરૂપે પસાર થતો એક સળીઓ લગાડવામાં આવેલ હોય છે. આ પટ્ટી એક લંબચોરસ ઘોડી ઉપર મજ-

ગરા વડે લંબરૂપ ફરી શકે છે. તે સ્થળે તે સળીઓ બરાબર ઉત્તર તરફ રાખી, પછીને ઘોડી સાથે સ્થળનાં અક્ષાંશ જેટલે ખુણે ગોઠવવાથી છાયાયંત્ર વાપરી શકાય છે.

## ૬ પૃથ્વીના ગોળાનો છાયાયંત્ર તરીકે ઉપયોગ

નિશાળોમાં વપરાતા પૃથ્વીના ગોળા ઉપર ફરી શકે તેવું વાળાનું અર્ધ રેખાંશવૃત્ત બેસાડયું હોય તો તેનો છાયયંત્ર તરીકે ઉપયોગ થઈ શકે છે. પૃથ્વીના ગોળાને તેની ઘોડી ઉપર સ્થળનાં અક્ષાંશ જેટલો ઢળતો રાખી, સ્થળના રેખાંશવૃત્ત અને વાળાના રેખાંશવૃત્તને આકાશી યામ્યોત્તર વૃત્તની સમાંતર ગોઠવવાં. આ સ્થિતિમાં સૂર્યનો પ્રકાશ પૃથ્વી ઉપર જેમ પડશે તેમજ આ ગોળા ઉપર પડશે. બાર વાગે વાળાનાં અર્ધરેખાંશવૃત્તનો પડછાયો બરાબર ગોળાના રેખાંશવૃત્ત ઉપર પડશે. જે સ્થળ માટે સમય જોવો હોય તે જગાએ એક ટાંકણી ખોડી રાખવાથી તેના પડછાયા પડે વખત જાણી શકશે.

## ૭ ક્ષતિપૂરક વખત—(સામયિક સમીકરણ)

હવે છાયાયંત્ર વડે વર્ષના જુદા જુદા ભાગમાં જે વખત જાણી શકાય છે તે સૌર વખત છે. આ વખત ખરા સ્થાનિક વખતથી જુદો હોય છે. પૃથ્વી સૂર્યની આસપાસ એક વર્ષમાં ફરી રહે છે અને પોતાની ધરી એકજ દિશા તરફ ઢળતી રાખે છે તેથી ઋતુઓ અને દિવસની લંબાઈમાં તફાવત પડે છે. આ બધા દિવસોની લંબાઈ ઉપરથી એક દિવસની સરેરાશ લંબાઈ ૨૪ કલાક આવે છે. ઘડિઆળ આ સરેરાશ વખત બતાવે છે. જ્યારે પૃથ્વી સૂર્યથી ઓછામાં ઓછે અંતરે આવે છે. (શિઆળામાં, ૯૧૩૦૦૦૦૦ માઇલ) ત્યારે મહાન ખગોળવેત્તા કેપ્લરના નિયમાનુસાર, પૃથ્વીના વેગમાં થતાં વધારાને અંગે સૂર્ય ઝડપથી ચાલતો દેખાશે અને તેથી છાયાયંત્રનો સૌર વખત ખરા સ્થાનિક વખતથી આગળ હશે. તેવીજ રીતે જ્યારે પૃથ્વી સૂર્યથી વધુમાં વધુ અંતરે આવે છે (ઉન્હાળામાં, ૯૪૫૦૦૦૦૦ માઇલ) ત્યારે પૃથ્વીના વેગની મંદતાને લઇને સૂર્ય ધીમેથી ખસતો દેખાશે; અને તેથી છાયાયંત્રનો સૌ વખત ખરા વખતથી પાછળ રહેશે.

છાયાયંત્રના સૌર વખત અને ખરા વખત વચ્ચેના ફરકને ક્ષતિપૂરક સુધારાનો વખત-સામયિક સમીકરણ કહે છે. આ તફાવત જો આપણે છાયાયંત્રના વખતમાં ઉમેરીએ કે બાદ કરીએ તો ખરો વખત આવે છે.

# છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

## ઉત્તરભાગ

---

### શુદ્ધિપત્રક

કેળવણીખાતાની ઉર્દૂ માનની ચોપડી (સને ૧૯૨૮ ના બીજી આવૃત્તિ) માંના નીચે પ્રમાણેના પાઠ—સને ૧૯૨૯ ના એપ્રિલ માસમાં છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના અભ્યાસક્રમ માટે (જુઓ શાળાપત્ર પુ. ૬૭ અંક ૬-૭ પૃષ્ઠ ૨૦૩-૨૦૫ તથા જુઓ શુદ્ધિપત્રક. પુ. ૬૭, અંક ૯, પૃષ્ઠ ૩૧૦-૩૧૧) કેળવણીખાતાની ઉર્દૂ માનની ચોપડી ૧૯૨૮ ની આવૃત્તિમાંના ગદ્ય અને પદ્ય પાઠો જે નક્કી કરવામાં આવ્યા છે તેને બદલે —

## મુંબાઇ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રકટ કર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | મેકમિલનની ન્યુ ઉર્દુ લીટરરી રીડર. | લેખક મોલ્વીઅશીર અહમદ, બી. એ. | મેકમિલન એન્ડ કૉ, મુબઇ, હૉર્નબીરોડ, કોટ | ૦—૬—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૨ | ઉર્દુકી પહેલી, દુસરી, વ તીસરી કિતાબ. | મૌલ્વી સૈયદ મુમ્તાઝઅલી | દારૂલ ઇશાઅત–એ–પંજાબ. લાહોર. | ૦—૮—૦<br>૦—૯—૦<br>૦—૧૦—૦ | ,, | |
| ૩ | ઉર્દુકા કાઇદા. | ,, | ,, | ? ? | ,, | |
| ૪ | હિંદુસ્તાન હમારા. | અબ્દુલ અસર હાફીઝ જાલંદરી. | ,, | ૧—૧૨—૦ | ,, | |
| ૫ | આઇન–એ–હુકુમત–એ–હિંદ. | અબ્દુલ મહમ્મદખાન સલીક બી. એ. | ,, | ૧—૧૨—૦ | ,, | |
| ૬ | રાહે–એ–રાસમ–એ–મંઝીલા. | ,, | ,, | ૦—૮—૦ | ,, | |
| ૭ | નાઘમ–એ–ઝાર. | અબ્દુલ અસર હાફીઝ, જાલંદરી. | ,, | ૧—૪—૦ | ,, | |
| ૮ | મોઆશ્ઝા–એ–આલ–એ–નબી. | મૌલ્વી સૈયદ મુમ્તાઝઅલી | ,, | ૦—૨—૦ | લાયબ્રેરી માટે. | |
| ૯ | મુશીર–એ–બતીન. | ખાનબાહદૂર મોલ્વી મીરઝા સુલતાન અહમદ. | ,, | ૦—૧૨—૦ | ,, | |
| ૧૦ | ખુનાબ–એ–ઇશ્ક. | પ્રોફેસર ગીઆઝુદ્દીન મુરાદ. | ,, | ૨—૦—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે. | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | હિંદુસ્તાનકા જોગ્રફીઆ ભાગ ૧. | જ્ઞાનદઅલી, બી. એ. | મેકમિલન એન્ડ કૉ., મુંબઈ. | ૧—૦—૦ | લાયબ્રેરી માટે. |
| ૧૨ | તંદુરસ્તીકી પેહલી કિતાબ | ” | ” | ૦—૪—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૩ | જોહર–એ–ઇન્તેખાબ. | બાબુ એમ. એલ. ભારગવ, બી. એ. | નવલકિશોર પ્રેસ. લખનૌ. | ૦—૮—૦ | ” |
| ૧૪ | ઉર્દુકા કાયદા, ભાગ ૧–૨ | એ. સત્તારખાન એન્ડ કાઝી ઇનાયતુલ્લા. | ફિરોઝ પ્રિન્ટિંગ વર્કસ, લાહોર. | ૦—૧—૦<br>૦—૧—૬ | ” |
| ૧૫ | મુખ્તસીર–તારીખ–એ–ઇસ્લામ ભાગ ૧–૮. | મહમદ ખલીલ રહેમાન. | ૯/એ, બેલી રોડ. પોસ્ટ કતરા, અલ્હાબાદ, (યુ.પી.) | ? ? | ” |
| ૧૬ | રામ ઔર મીર્તા. | | લોંગમેન્સ ગ્રીન એન્ડ કૉ., મુંબાઈ. | ૦—૨—૦ | ” |
| ૧૭ | સુરજ બાઈ. | | ” | ૦—૨—૦ | ” |
| ૧૮ | કનૈયાકા બાલપન. | | ” | ૦—૩—૦ | ” |
| ૧૯ | પંચતંત્ર કે કિસ્સે. | | ” | ૦—૩—૬ | ” |
| ૨૦ | મઝમીન–એ–હીકમીયા. | મહમદ આઝીઝ હસન ઇબ્ને મૌલ્વી આલ્તફ હસન | ૯/એ બેલીરોડ., પોસ્ટ કતરા, અલ્હાબાદ, યુ. પી. | ? ? | ” |
| ૨૧ | તંબાકુ નુશી. | ડૉ. અમાનુલ્લા, બી. એ., એમ. બી. એચ. | રેલ્વેરોડ, લાહોર. | ૦—૨—૦ | ઇનામ માટે. |
| ૨૨ | શરાબ નુશી. | ” | ” | ૦—૪—૦ | ” |
| ૨૩ | ઝરીફ મોઆલ્લીમ. ભાગ ૧–૨. | બાબુ ઓદિત્યપ્રસાદ, એડવોકેટ. | આમ્નિત ભવાન લખનૌ. | ૦—૪—૦<br>૦—૫—૦<br>(અનુક્રમે) | ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૪ | મેખઝાન–એ–નજાત. | શરીફુદ્દીનખાન અહમદખાના કમ્પાયલર. | માસરીફ પ્રેસ, આઝમગઢ | ૦—૨—૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | (માસિક); | | | (ગાળ્ય) | |
| ૨૬ | પયધામ સરોશ. | મહમદ અસ્લામ, લાહોર. | નાગીમ બુકડીપો, લાહોર. | ૧—૧૨—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૭ | સુખુન—એ—તાલીમ. | | ગુલાબસીંગ એન્ડ સન્સ, લાહોર. | ૨—૦—૦ | લાયબ્રેરી, માટે. |
| ૨૮ | ચીરાધ—એ—સાયન્સ, ભાગ ૧. | લાલા દીનાનાથ ડોસાંઝ. | મેનેજીંગ પ્રોપ્રાએટર "એન્યુ. ગેઝેટ", જાલંદર સીટી. | ૦—૮—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે. |

(અંગ્રેજીમાં સહી) આઈ. એ. એહમદી.

ડે. ઓ. ઇન્સ. ઉર્દુ સ્કૂલ, ઑફિસ, મુંબઈ, તા ૭-૧૧-૧૯૨૮. } ડેપ્યુટિ. એજ્યુ. ઇન્સ, ઉર્દુ સ્કૂલ્સ, બી. ડી. અને સેક્રેટરી, ઉર્દુ સ્કૂલ્સ બુક કમિટી.

## મૉન્ટેસોરી સમ્મેલન

આથી પ્રાથમિક શાળાના માસ્તરોને ખબર આપવામાં આવે છે કે દ્વિતીય મૉન્ટેસોરી સંમેલન તા. ૨૨, ૨૩ અને ૨૪ મી માર્ચ ૧૯૨૯ ના રોજ, સરએજ રોડ, શારદા મંદિરમાં ભરવામાં આવશે.

## વસંત—આશ્રમ અથાવા. (જિલ્લે સુરત.)

સુરત જિલ્લામાં એક નવીન શિક્ષણ સંસ્થા—સ્કૂલ તથા આશ્રમનાં મકાનો ગામથી દૂર છે. સ્કૂલ કેળવણીખાતાએ મંજુર કરી છે. અંગ્રેજી પાંચ ધોરણો સુધી શીખવાય છે. છઠ્ઠું Std VI ધોરણ આવતી સાલ-૨૦ વિદ્યાર્થીઓ થયે ખોલવામાં આવશે. બોર્ડિંગ સ્કૂલ હોઈ—શિક્ષકો અને વિદ્યાર્થીઓ—આશ્રમના મકાનોમાં જ રહે છે. શિક્ષક મંડળ અનુભવી અને ઉત્સાહી છે. ગામડાના વાતાવરણમાં કેળવણી આપવા ઇચ્છનાર માબાપોને સુંદર તક છે. વધુ વિગત માટે લખો:—

ગંગાદાસ છ. પટેલ. બી. એ. બી. ટી. (Nat.) હેડમાસ્તર.

**જોઇએ છીએ**—શેઠ ભગવાનદાસ લક્ષ્મીચંદ સ્થાપિત ગુજરાતી કન્યાશાળા માટે સિનિયર શિક્ષિકા. જાત, ઉંમર અને સર્ટિફિકેટ સાથે લખો:—

શેઠ ભગવાનદાસ દામોદર. ઠે. મકાતા, દીવબંદર—કાઠીયાવાડ.

Registered No. B 43.

પુસ્તક ૬૮ ] [ અંક ૪

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## એપ્રિલ, સને ૧૯૨૯.

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા ધનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણું મૂર્ત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે"

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ,
MEd, FRGS IES
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા

गुजरात शाळापत्र

પુસ્તક ૬૮ ] એપ્રિલ, સને ૧૯૨૯ [ અંક ૪


## વ્યાકરણશિક્ષણ

**ભાષાના અભ્યાસની અગત્ય—**

આપણા વિચાર તથા લાગણી આપણે મુખ્યત્વે શબ્દદ્વારા જણાવીએ છીએ. ભાષાનું ટુંકામા ટુંકું અંગ વાક્ય છે, કારણકે કોઈપણ વાક્ય પ્રથમ કર્તા અને પછી ક્રિયાપદ એમ ,જુદા જુદા પદનું બનેલુ નથી પણ તે તો આપણા વિચારનું બાહ્ય સ્વરૂપ છે તેથી તેના દરેક શબ્દનો અરસપરસ સંબંધ અંગરૂપ છે, એટલે અમુક વાક્યમા આપણે જડ પદાર્થની માફક ગમે તે શબ્દ લઈને મૂકી શકતા નથી, કારણકે તેથી વિપરીત અર્થ થાય છે. આવી રીતે આપણને માલમ પડે છે કે વાક્યમા વપરાએલા શબ્દો એક બીજાની સાથે સાપેક્ષ સંબંધ ધરાવે છે અને તેમના આવા સંબંધને લીધેજ તેનો અમુક અર્થ ધ્વનિત થાય છે. ભાષા એ આવા અર્થયુક્ત શબ્દનો સમૂહ છે અને અમુક સંબંધમા વપરાતા શબ્દનો, એક પ્રકારનો અનન્ય અર્થ ઉદ્‌ભવે છે તેથી ભાષાના અભ્યાસમા શબ્દનો સંબંધ અને તેના વ્યાપારનો વિચાર આવશ્યક લાગે છે, નહિતો લેખકનો ધારેલો વિચાર સમજી શકાતો નથી અને તેથી કોઈ કોઈ વાર ઘણો અનર્થ પણ થાય છે. આ કારણને લીધે શબ્દોનો યથાર્થ અર્થ સમજવા માટે તેમનો અરસપરસ સંબંધ જાણવાની ખાસ જરૂર પડે છે.

ભાષાનો અભ્યાસ એટલે શબ્દનું અર્થગ્રહણ એમ તેનો હેતુ હોઈ શકે, પણ શબ્દ એ તો આપણા વિચારનું સ્થૂળ સ્વરૂપ છે. તેથી સાહિત્યના

**વ્યાકરણની શિક્ષણશૈલી—**

આ મુશ્કેલી ઉપરાંત શિક્ષણશૈલી ઘણી ખામીવાળી હોય છે. જો કુદરતી પદ્ધતિ પ્રમાણે આ વિષય શીખવવામાં આવે તો બાળકો એ વિષય સ્પષ્ટ રીતે સમજી શકે. જો તેમને 'નામ' શીખવવાનું હોય છે તો ઘણા શિક્ષકો પ્રથમ નામની વ્યાખ્યા સમજાવે છે અને ગોખાવે છે. પ્રાણી, પદાર્થ, ગુણ કે ક્રિયા બતાવનાર શબ્દને 'નામ' કહે છે; આવી વ્યાખ્યા બાળકો પ્રથમ તો સમજતાજ નથી. તો પછી 'નામ'નું પદચ્છેદ શી રીતે કરી શકે? ખરી રીત તો એ છે કે શિક્ષકે આરંભમાં ઘણા દાખલાનો ઉપયોગ કરવો જોઈએ. તેની આસપાસના ખુરસી, મેજ, ખડીઓ વગેરે પદાર્થનાં નામ તેમની પાસે દેવરાવવાં જોઈએ. પછી પ્રાણીનાં નામ કઢાવવાં અને ત્યારબાદ ગુણ કે ક્રિયાદર્શક શબ્દ, જેવા કે ભલાઈ, ગળપણ, વાચન, જમણ વગેરે શબ્દો બાળકો પાસે સુચક પ્રશ્નથી કઢાવવા અને ત્યારપછી પ્રાણી, પદાર્થ, ગુણ કે ક્રિયા ઓળખાવનાર શબ્દો જે કા. પા. માં લખ્યા હોય તે ઉપરથી તેણે 'નામ'ની વ્યાખ્યા કઢાવવી અને તે સુધારી પાટીઆ ઉપર લખવી. જો વિદ્યાર્થીને 'નામ'નો સ્પષ્ટ ખ્યાલ આવ્યો હશે તો તેઓ હવે તેને લગતા બીજા દાખલાઓ આપી શકશે. પ્રાણી અને પદાર્થનાં નામ તે ઝટ આપશે પણ ગુણ કે ક્રિયાસૂચક નામના દાખલામાં તે ગુંચવાઈ જશે; તેથી તેણે ધીમે ધીમે પ્રાણી, પદાર્થ કે ગુણના નામનો ભેદ બતાવવા ઘણાં મનોબલ લેવા પડશે. શરૂઆતમાં તો છોકરાઓ ગમે તેવા દાખલા આપશે પણ તે શેને માટે વપરાએલા છે તે તેમની પાસેથી કઢાવી શકાશે. જ્યાં તેઓ ભૂલ કરે ત્યાં તેનું કારણ આપવું અને તે સુધારવું.

આવી રીતે ઘણા દાખલાના ઉપયોગથી તેમને 'નામ'ની સ્પષ્ટ સમજણ પડશે. શીખવતી વખતે ઉતાવળ કરવી નહિ અને કા. પા. નો સારો ઉપયોગ કરવો. જે શબ્દ મહત્વનો હોય તે નીચે લીટી દોરીને છોકરાનું ધ્યાન તે તરફ ખેંચવું. હવે સમજી શકાશે કે વ્યાકરણનું કોઈપણ પદ શીખવું હોય તો પ્રથમ તેને લગતા ઘણા દાખલા લેવા જોઈએ. ને ઉપરથી તેની સામાન્ય વ્યાખ્યા ઉપજાવી કઢાવવી, અને તેમાં જરૂર પડે સુધારો કરી તે પાટીઆ પર લખવી અને પછી તે પાકી કરાવવી. ત્યારબાદ તેનો બીજો ક્રમ શરૂ થાય છે. હવે જે વ્યાખ્યા છોકરાઓ જાણે છે તે સમજ્યા છે કે કેમ તેની પરીક્ષા માટે તેમની પાસેથી બીજા દાખલા મોઢેથી કઢાવવા. ચોપડીના અમુક પાઠમાંથી તે શોધવા અને શિક્ષકે પાટીઆ પર વાક્ય લખી તેમાંથી તે પદ શોધવા તેમને કહેવું. અને વિશેષમાં તેવાં પદ પૂછીને

કે લખીને તેનો ઉપયોગ વાક્યમાં તેમની પાસે કરાવવો. આ પ્રમાણે વ્યાકરણ શીખવાથી તે વિષય સરળ થાય છે. શીખવવામા ઉતાવળ કરવી નહિ કારણકે તેમા કંઈ પ્રત્યક્ષ બાબત નહિ હોવાથી તેનો ખ્યાલ બાળકના મગજમાં લાવવો કઠણ પડે છે. 'નામ' શીખવ્યા પછી તેના પ્રકાર શીખવવાના હોય છે, તો તેને માટે જુદા જુદા દાખલા લેવા. જેવા કે, નદી વહે છે, પર્વત ઉંચો છે, છોકરો વાચે છે, ગાય ચરે છે. પછી પૂછવું કે 'નદી' એ શું બતાવે છે? એ શબ્દ ઉપરથી તમને કઈ 'નદી'નો ખ્યાલ આવે છે? તેઓ ગમે તે નદીના નામ આપશે. તે પ્રમાણે 'પર્વત' 'છોકરો', 'ગાય', વગેરે શબ્દ તેમાંની કોઈપણ એક વસ્તુને લાગુ પડે છે એમ તેઓ કહેશે. ત્યારે આવી રીતે જે નામ એક વર્ગની કોઈપણ વસ્તુને લાગુ પડે તેને કેવું નામ કહીશું? છોકરા કહેશે કે 'વર્ગનામ', હવે શિક્ષકે પૂછવું-કે વર્ગને માટે બીજો કોઈ શબ્દ છે? તે ઉપરથી 'જાતિવાચક' શું છે તેની વ્યાખ્યા સમજાવી પાટીઓ પર લખવી અને પાકી કરાવવી, અને પછી ઉપર જણાવ્યા મુજબ બીજા દાખલા લઈને તેની સમજ સ્પષ્ટ અને દૃઢ કરવી. હવે જાતિવાચકની સાથેજ સાપેક્ષરૂપ સંજ્ઞાવાચક નામ છે. જાતિવાચક નામનુ પુનરાવર્તન કરી શિક્ષકે 'નદી વહે છે' એ વાક્યમા કોઈ અમુક નદીનું નામ મૂકાવવું. જેવું કે 'સાબરમતી નદી વહે છે'; તેજ પ્રમાણે 'પર્વત ઉંચો છે' તેમાં 'આબુ પર્વત ઉંચો છે' એમ કહાવવું. તેવી રીતે 'મોહન વાચે છે', 'જમના ચરે છે', એમ દાખલા લઈ પૂછવુ કે 'સાબરમતી' એ શબ્દ શેના માટે વપરાએલો છે? તે ગમે તે નદી દર્શાવે છે કે અમુકજ નદી બતાવે છે? છોકરાઓ કહેશે કે તેનાથી અમુક એકજ નદી સમજાય છે. તેવી રીતે 'આબુ', 'મોહન' 'જમના' વગેર શબ્દ એક ખાસ વ્યક્તિને લાગુ પડે છે માટે તેને સંજ્ઞાવાચક નામ કહીશું. આ પ્રમાણે તેની વ્યાખ્યા સમજાવ્યા પછી તેને લગતા બીજા દાખલા લઈ તેનુ જ્ઞાન પાકું કરાવવું. તેજ પ્રમાણે 'નામ'ના દાખલા લઈ તેના અર્થમા વધારો કરનાર શબ્દ વાપરી-વિશેષણ સમજાવવું. 'ગાય ચરે છે,' 'લાલ ગાય ચરે છે' એમા બીજા વાક્યથી આપણને 'ગાય'નું શું વિશેષ જ્ઞાન થાય છે? તેજ પ્રમાણે બીજા સરળ દાખલા લઈ કેવળ નામવાળા વાક્ય કરતા વિશેષણવાળા વાક્યથી કેવી રીતે નામનો વધારે અર્થ સમજાય છે તે સ્પષ્ટ કરવું અને પછી વિશેષણની વ્યાખ્યા લખીને પાકી કરાવવી. પછી બીજા દાખલા લઈ તેઓ તેનો અર્થ બરાબર સમજ્યા છે કે કેમ તેની ખાતરી કરવી. બનતા સુધી અમુક શબ્દો આપી છોકરાંઓ પાસે વાક્ય બનાવરાવવાં અથવા તેઓ

# ફિલિપ્પીનની શાળાનો અભ્યાસક્રમ

## ખેતીનો અભ્યાસક્રમ

| પહેલુ વર્ષ | બીજુ વર્ષ | ત્રીજુ વર્ષ | [illegible] વર્ષ |
|---|---|---|---|
| સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) |
| ખેતીને લગતુ ગણિત (૫) | સામાજિક જીવનશાસ્ત્ર (૫) | ખેતીને લગતા જતુઓનો અભ્યાસ (૫)* | ખેતીને લગતુ પદાર્થવિજ્ઞાન (૫)* |
| શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | શારીરિક કેળવણી |
| ખેતરનુ કામ અ (અઠવાડી-આમા ૬ દિવસ દરરોજ ચાર કલાક) | ખેતરનુ કામ અ (અઠવાડી-આમા ૬ દિવસ દરરોજ ચાર કલાક) | ખેતરનુ કામ અ (અઠવાડી-આમા ૬ દિવસ દરરોજ ચાર કલાક) | ખેતરનુ કામ અ (અઠવાડી-આમા ૬ દિવસ દરરોજ ચાર કલાક) |
| બાગબાની (૫) અથવા ખેતીને લગતુ ઇજનેરી કામ (૫) | ઢોર ઉછેરવાનુ કામ (૫) અથવા ખેતીને લગતુ ઇજનેરી કામ | ખેતરનો પાક (૫) અથવા ખેતીને લગતુ ઇજનેરી કામ (૫) અથવા ખેતરની વ્યવસ્થા | ખેતીને લગતુ ઇજનેરી કામ (૫) અથવા ખેતરની વ્યવસ્થા (૫) |

કૌસમા મૂકેલા આંકડા અઠવાડીઆના ૪૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

*—આવી નિશાનીવાળા બેવડા અથવા ૮૦ મિનિટના પિરિઅડ બતાવે છે

...ખેતરમાં કામ કરવામાં આવે છે.

જ—દરરોજ નક્કી કરેલે વખતે નહિ પણ જ્યારે જરૂર પડે ત્યારે કારખાના અથવા ખેતરમાં કામ કરવામાં આવે છે.
દર વર્ષે વિદ્યાર્થીને કારખાનામાં અને મકાન બાંધવાના કામમાં ૩૩૬ કલાક કામ કરવું પડે છે તેમાં ૮૪ કલાક યંત્રો
સંબંધી ચિત્રકામ માટે (પહેલું અને બીજું વરસ), રેખાચિત્રકામ માટે (ત્રીજું વરસ) અને નકશા અને ખર્ચનો અંદાજ
કાઢવા માટે (ચોથું વરસ) રાખેલા છે. દરરોજના કામ ઉપરાંત દરેક વિદ્યાર્થીને આખા વરસ દરમિયાન દરરોજના ૧૦
કલાક કામ કરવું પડે છે. તે પ્રમાણે પુરા ૨૪ દિવસ. આ એક જાતની અનામત મહેનત છે. મકાનો બાંધવામાં, બી
રોપવામાં અને પાક લણવાના કામમાં, પાકને ઉપદ્રવ કરતાં જંતુઓનો નાશ કરવામાં તથા સારી ઉપજવાળાં મોટાં
ખેતરની વ્યવસ્થા સંબંધી વખતોવખત જે કંઈ મુશ્કેલીઓ ઉભી થાય તે દૂર કરવામાં એ અનામત મહેનતને પોતાને યોગ્ય
લાગે ત્યારે શાળાનો પ્રિન્સિપલ ઉપયોગમાં લઈ શકે છે.

જે શાળાઓમાં આવો માધ્યમિક અભ્યાસક્રમ ચાલતો હોય છે તે આખું વરસ ચાલુ રહે છે. વરસના કામકાજના
આ પ્રમાણે વિભાગ કરવામાં આવેલા હોય છેઃ (૧) ૪૨ અઠવાડીઆનો જ્ઞાન મેળવવાનો સમય; (૨) અઠવાડીઆના ૬
દિવસ અને દરરોજના ૧૦ કલાક પ્રમાણે ચાર અઠવાડીઆનું ખેતીનું ઝીણું ઝીણું કામ, (૩) પરીક્ષા અને ફરીથી વર્ગો
બાંધવા માટે બે અઠવાડીઆનો સમય અને (૪) ચાર અઠવાડીઆની રજા.

## નૌકાશાસ્ત્રનો અભ્યાસક્રમ

| પહેલું વર્ષ | બીજું વર્ષ |
|---|---|
| અંગ કસરત ૧૦૦ | |
| હોકાયંત્રના કાંટાનું યોગ્ય દિશાથી આઘુંપાછું ફરવું, તેની ગણતરી, એના જ્ઞાન સાથે નૌકાશાસ્ત્રનાં મૂળતત્ત્વો, નકશો, દરીઆની ઉંડાઈ માપવા માટે સીસાના ગઠ્ઠાનો ઉપયોગ, | ખગોળ, વક્રસપાટીને લગતી ત્રિકોણમિતિ, અક્ષાંશ, રેખાંશ, વહાણોની અથડાઅથડી અટકાવવાના નિયમો, વાયુશાસ્ત્ર, સમર અને સેંટ હિલેરની પદ્ધતિ અને |

| | |
|---|---|
| વહાણની ઝડપ જાણવાના યંત્રનુ જ્ઞાન, અક્ષરગણિત, ભૂમિતિ, ઘાતપ્રકાશક સખ્યાઓ, અને સપાટીને લગતી ત્રિકોણમિતિ, આગબોટનું સુકાનીકામ. (૯૦૦) | વહાણવટુ, આ વિષયોના જ્ઞાન સાથે નૌકાશાસ્ત્રનું વિશેષ જ્ઞાન (૯૦૦) |
| સિગનલ આપવાનું જ્ઞાન અને અભ્યાસ (૩૦૦) | તરવાનુ કામ (૧૦૦) |
| દોરડાની ગાંઠો બાંધવી અને તેના સાંધા મેળવી દેવા, એ વિષય સહિત વહાણવટાનું પ્રાથમિક જ્ઞાન (૩૦૦) | સઢ બનાવવાના જ્ઞાનસહિત વહાણવટાનુ વિશેષ જ્ઞાન સિગ્નલિંગ, આંતરરાષ્ટ્રીય સંજ્ઞાઓ (૩૦૦) |

હોડી ચલાવવાની અને મરદાની કસરતો—અઠવાડીઆમા બે વખત, લશ્કરી કવાયત અઠવાડીઆમા બે વખત, આગ ઓલવવાની ડ્રિલ અઠવાડીઆમા એક વખત, (૩૦૦)

કૌંસમા મૂકેલા આંકડા અઠવાડીઆનુ કામ બતાવે છે, અને જ્યા ખાસ જણાવેલુ ન હોય ત્યા અઠવાડીઆના પાંચ પિરિઅડ સમજવા

ઉપરના પ્રાથમિક અને માધ્યમિક શાળાના અભ્યાસક્રમ ઉપરથી જણાશે કે ફિલિપ્પીનની જાહેર શાળામા ધાર્મિક શિક્ષણ તદ્દન મૂકી દેવામા આવ્યુ છે, અને એ પણ જણાઈ આવશે કે શારીરિક કેળવણી અને હસ્તઉદ્યોગને જુદા જુદા અભ્યાસક્રમમા યોગ્ય સ્થાન આપવામા આવ્યુ છે.

## ફિલિપ્પીનની શિક્ષકને તાલીમ આપવાની સંસ્થાનો અભ્યાસક્રમ

પ્રાથમિક શાળાના શિક્ષકો માટે તાલીમની સસ્થામા બે વરસનો તેમજ ચાર વરસનો અભ્યાસક્રમ રાખેલો હોય છે આમા પહેલો (બે વરસનો) અભ્યાસક્રમ જે શિક્ષકોએ માધ્યમિક અભ્યાસક્રમ ચાર વરસ પુરા કર્યાં હોય તેને માટે છે, અને જેમણે માધ્યમિક અભ્યાસક્રમનુ બીજુ વરસ પુરૂ કર્યું હોય તેમને માટે બીજો છે વળી એ અભ્યાસક્રમ પુરુષો માટે 'સામાન્ય અભ્યાસક્રમ' રૂપે અથવા સ્ત્રીઓ માટે "ગૃહશાસ્ત્રના અભ્યાસક્રમ" રૂપે હોય છે

## બે વરસનો સામાન્ય અભ્યાસક્રમ

દાખલ થવાની લાયકાત—હાઇસ્કૂલનો ગ્રેજ્યુએટ

| પહેલું વર્ષ | | બીજું વર્ષ | |
|---|---|---|---|
| સાહિત્ય અને નિબંધ | (૫) | સાહિત્ય અને નિબંધ | (૫) |
| વાચનપદ્ધતિઓ | (૫) | ભૂગોળની પદ્ધતિઓ | (૫) |
| કેળવણી વિષયક માનસશાસ્ત્ર | (૫) | બાળસ્વભાવનો અભ્યાસ | (૫) |
| શિક્ષણના સિદ્ધાંતો | (૫) | શાળાની દેખરેખ અથવા શારીરશાસ્ત્ર અને આરોગ્યવિજ્ઞાન | (૫) |
| સંગીત | (૫) | શાળાનો વહીવટ અથવા શિક્ષણના પરિણામનું માપ | (૫) |
| ચિત્રકામ | (૫)* | ભાષાની પદ્ધતિઓ | (૫) |
| ગણિતની પદ્ધતિઓ | (૫) | શિક્ષણનો ઇતિહાસ | (૫) |
| નિરીક્ષા અને શિક્ષણકામ | | શિક્ષણના સિદ્ધાંતો | (૫) |
| શારીરિક કેળવણી | | શિક્ષણનો મહાવરો | (૫) |
| | | શારીરિક કેળવણી | |

કૌંસમાં મૂકેલા આંકડા અઠવાડીઆના ૪૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

* આવી નિશાનીવાળા બેવડા એટલે ૮૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

જે પ્રાંતમાંથી વિદ્યાર્થી આવતો હોય તે પ્રાંતના સુપ્રિન્ટેન્ડેન્ટની પરવાનગીથી તે વિદ્યાર્થી ત્રીજા અથવા ચોથા વર્ગના સત્રનો કોઈપણ એક વિષયને બદલે પુસ્તકાલયપદ્ધતિએ શીખવાનું પસંદ કરી શકે છે. એક પ્રાંતમાંથી એકી વખતે એકજ વિદ્યાર્થી આ અભ્યાસક્રમમાં દાખલ થઈ શકે છે.

વહાણની ઝડપ જાણવાના યત્નનુ જ્ઞાન, અક્ષરગણિત, ભૂમિતિ ધાતપ્રકાશક સંખ્યાઓ, અને સપાટીને લગતી ત્રિકોણમિતિ, આગબોટનું સુકાનીકામ (૮૦૦)
સિગ્નલ આપવાનુ જ્ઞાન અને અભ્યાસ (૩૦૦)
હોડીની માહો બાધવી અને તેના સાધા મેળવી દેવા, એ વિષય સહિત વહાણવટાનુ પ્રાથમિક જ્ઞાન (૩૦૦)

વહાણવટ, આ વિષયોના જ્ઞાન સાથે નૌકાશાસ્ત્રનું વિશેષ જ્ઞાન (૯૦૦)
તરવાનુ કામ (૧૦૦)
સઢ બનાવવાના જ્ઞાનસહિત વહાણવટાનુ વિશેષ જ્ઞાન સિગ્નલિંગ આતંરરાષ્ટ્રીય મહાશો (૩૦૦)

હોડી ચલાવવાની અને મરદાની કસરતો—અઠવાડીઆમા બે વખત; લશ્કરી કવાયત અઠવાડીઆમા બે વખત, આગ ઓલવવાની ડ્રિલ અઠવાડીઆમા એક વખત (૩૦૦)

કૌંસમા મૂકેલા આંકડા અઠવાડીઆનુ કામ બતાવે છે, અને જ્યા ખાસ જણાવેલુ ન હોય ત્યા અઠવાડીઆના પાચ પિરિઅડ સમજવા

ઉપરના પ્રાથમિક અને માધ્યમિક શાળાના અભ્યાસક્રમ ઉપરથી જણાશે કે ફિલિપ્પીનની જાહેર શાળામા ધાર્મિક શિક્ષણ તદ્દન મૂકી દેવામા આવ્યુ છે, અને એ પણ જણાઈ આવશે કે શારીરિક કેળવણી અને હસ્તઉદ્યોગને જુદા જુદા અભ્યાસક્રમમા યોગ્ય સ્થાન આપવામા આવ્યુ છે

## ફિલિપ્પીનની શિક્ષકને તાલીમ આપવાની સંસ્થાનો અભ્યાસક્રમ

પ્રાથમિક શાળાના શિક્ષકો માટે તાલીમની સંસ્થામા બે વરસનો તેમજ ચાર વરસનો અભ્યાસક્રમ ગણેલો હોય છે આમા પહેલો (બે વરસનો) અભ્યાસક્રમ જે શિક્ષકોએ માધ્યમિક અભ્યાસક્રમ ચાર વરસ પુરો કર્યો હોય તેને માટે છે, અને જેમણે માધ્યમિક અભ્યાસક્રમનુ બીજુ વરસ પુરૂ કર્યું હોય તેમને માટે બીજો છે વળી એ અભ્યાસક્રમ પુરુષો માટે ' સામાન્ય અભ્યાસક્રમ ' રૂપે અથવા સ્ત્રીઓ માટે " ગૃહશાસ્ત્રના અભ્યાસક્રમ ' રૂપે હોય છે

## બે વરસનો સામાન્ય અભ્યાસક્રમ

દાખલ થવાની લાયકાત—હાઇસ્કૂલનો ગ્રેજ્યુએટ

| પહેલું વર્ષ | | બીજું વર્ષ | |
|---|---|---|---|
| સાહિત્ય અને નિબંધ | (૫) | સાહિત્ય અને નિબંધ | (૫) |
| વાચનપદ્ધતિઓ | (૫) | ભૂગોળની પદ્ધતિઓ | (૫) |
| કેળવણી વિષયક માનસશાસ્ત્ર | (૫) | બાળસ્વભાવનો અભ્યાસ | (૫) |
| શિક્ષણના સિદ્ધાંતો | (૫) | શાળાની દેખરેખ અથવા શારીરશાસ્ત્ર અને આરોગ્યવિજ્ઞાન | (૫) |
| સંગીત | (૫) | શાળાનો વહીવટ અથવા શિક્ષણનાં પરિણામનું માપ | (૫) |
| ચિત્રકામ | (૫) | ભાષાની પદ્ધતિઓ | (૫) |
| ગણિતની પદ્ધતિઓ | (૫) | શિક્ષણનો ઇતિહાસ | (૫) |
| નિરીક્ષા અને શિક્ષણકામ | (૫) | શિક્ષણના સિદ્ધાંતો | (૫) |
| શારીરિક કેળવણી | | શિક્ષણનો મહાવરો | (૫) |
| | | શારીરિક કેળવણી | |

કાસમાં મૂકેલા આંકડા અઠવાડીઆના ૪૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

∴ આવી નિશાનીવાળા બેવડા એટલે ૮૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

જે પ્રાંતમાંથી વિદ્યાર્થી આવતો હોય તે પ્રાંતના સુપ્રિન્ટેન્ડેન્ટની પરવાનગીથી તે વિદ્યાર્થી ત્રીજા અથવા ચોથા વરસના સત્રનો કોઇપણ એક વિષયને બદલે પુસ્તકાલયપદ્ધતિએ શીખવાનું પસંદ કરી શકે છે. એક પ્રાંતમાંથી એકી વખતે એકજ વિદ્યાર્થી આ અભ્યાસક્રમમાં દાખલ થઇ શકે છે.

## ચાર વરસનો ગૃહશાસ્ત્રનો અભ્યાસક્રમ

દાખલ થવાની લાયકાત–માધ્યમિક અભ્યાસક્રમનું બીજું વરસ પુરું

| પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ |
|---|---|---|---|
| સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) | સાહિત્ય અને નિબંધ (૫) |
| સંગીત (૫) | રાંધવાનું કામ (૫) | કેળવણી વિષયક માનસશાસ્ત્ર (૫) | ખોરાકનું વિજ્ઞાન (૫) |
| ચિત્રકામ (૫)* | સોયકામ (૫) | ગૃહવિદ્યાની પદ્ધતિઓ (૫) | ઘરગથ્થુ સારવાર (૫) |
| સીવણ (૫)* | આધુનિક ઇતિહાસ (૫) | સીવણ (૫) | રાંધવાનું કામ (૫) |
| વાચનની પદ્ધતિઓ (૫) | ભાષાની પદ્ધતિઓ (૫) | અર્થશાસ્ત્ર (૫) | ભૂગોળની પદ્ધતિઓ (૫) |
| ઉદ્યાનશાસ્ત્ર (૫)* | શારીરશાસ્ત્ર અને આરોગ્ય વિજ્ઞાન (૫) | ખોરાકનું રસાયણશાસ્ત્ર (૫) | વ્યાપારી ભૂગોળ (૫) |
| શારીરિક કેળવણી | શારીરિક કેળવણી | નિરીક્ષા અને શિક્ષણકામ (૫) | ધંધાને લગતું હિસાબી કામ (૫) |
| | | શારીરિક કેળવણી | શિક્ષણકામનો મહાવરો |
| | | | શારીરિક કેળવણી |

કૌંસમાં મૂકેલા આંકડા ૪૦ મિનિટના પિરિઅડ બતાવે છે.

* આવી નિશાનીવાળા બેવડા–અથવા ૮૦ મિનિટના–પિરિઅડ બતાવે છે.

જે પ્રાંતમાંથી વિદ્યાર્થી આવતો હોય તે પ્રાંતના સુપ્રિન્ટેન્ડેન્ટની પરવાનગીથી તે વિદ્યાર્થી ત્રીજા અથવા ચોથા વરસના એક સત્રનો ફરજિયાત એક વિષયના બદલે પુસ્તકાલયપદ્ધતિએ શીખવાનું પસંદ કરી શકે છે. એક પ્રાંતમાંથી એકજ વિદ્યાર્થી આ અભ્યાસક્રમમાં દાખલ થઈ શકે છે.

# અંકલેશ્વરની ધંધાદારી તાલીમની સંસ્થાના ઉદ્દેશો અને તેની પ્રવૃત્તિ

## સંસ્થા કેમ ચાલે છે.

આ વિષે કદાચ કાંઈ ઝાઝું કહેવાનુ નથી. પહેલા વર્ષના વર્ગના દોઢ વરસને બદલે હાલમા અમે લોકરૂઢિ પ્રમાણે દસ માસનું વરસ રાખ્યું છે. આ કારણથી અને અંગ્રેજી ઝટ શીખી શકે એવા થોડાકજ છોકરા મળતા હોવાથી અત્યાર આગમચ જે અંગ્રેજી શીખવવામાં આવતુ હતું તેના કરતાં ઘણું થોડું અંગ્રેજી શીખવવામા આવે છે. શિક્ષકવર્ગના છોકરાઓ ઘણું સારૂં કામ કરતા જણાય છે અને તેનુ કારણ કદાચ એમ પણ હોય કે તેમના શિક્ષકો યોજનાઓ વધારે સારી રીતે સમજી શકે છે. આ છોકરાઓ બીજા આગળના વર્ગના છોકરાઓ કરતા કામની યોજનાઓના સમૂહ સારી રીતે પાડી શકે છે.

છોકરાઓએ થોડાક વખતથી ચર્ચામંડળ સ્થાપ્યું છે અને દર શનિવારે રાત્રે ત્યાં ચર્ચા થાય છે. તેઓ કેટલાક રવિવારની શાળાઓ ચલાવે છે અને પાસેના ગામડાંઓમાં દર રવિવારે પ્રાર્થના કરાવે છે. અભિનય સાથે ગાવાની તેમની પદ્ધતિ છે. કારણકે શાળામાં અમારી પાસે એક સારૂ સંગીતમંડળ છે. તેઓના પ્રયત્નથી બધાને ઘણો કીમતી અનુભવ મળે છે.

ખેતરમાં અને બાગમાં સમૂહનું કામ સારી રીતે આગળ વધે છે અને તેથી દરરોજના કામમાં વ્યક્તિગત બાગકામ કરતાં તેમા ઝીણી ઝીણી બાબતોની ઓછી હકીકતની જરૂર રહે છે. બીજા ધંધા ઉપરાંત લુહારની દુકાન એ ઉપયોગી અને ધ્યાન ખેંચે તેવા ઉમેરારૂપ નીવડી છે. છોકરાઓ જોઇતાં ઓજારો બનાવી લે છે અને તેની ધાર ચડાવે છે.

સહકારી પેટી જે છોકરાઓને નાણાંની ભીડ હોય તેમને માટે ખરી કીમતની થઈ પડી છે અને જીવનને માટે કેળવણીના ખરા સાધનરૂપ તે છે. વસ્તુભંડારની વ્યવસ્થા પણ સારી રીતે ચાલે છે અને જેમ વર્ષ જાય છે તેમ તેની વધારે કિંમત થતી જાય છે.

દરેક જણ સુખી જણાય છે તેથી પાક પણ સારો થશે એમ લાગે છે. આ સત્ર દરમિઆન ખેતરમાંથી નિંદણ કાઢવા માટે અથવા તો બીજી રીતે તેમના પાકની સંભાળ રાખવા માટે છોકરાઓના સમૂહ શાળામાંથી

અમારી શાળા પાસે આ દેશના ૭૦૦,૦૦૦ ગામડાંના ઉદ્ધારનો પ્રશ્ન ઉપસ્થિત છે. અમારા કાર્યક્ષેત્રમાં મોટા શહેરને સ્થાન નથી. (મોટા શહેરને ઉદ્દેશી અમારૂં લક્ષ રાખ્યું નથી). સરકારી નવો ખેતીનો અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો છે, અને એને અંગે જે કાંઈ કરવાનું છે તે અને નવા જમાનાના પ્રકાશથી જેમ દોરાઈશું તેમ વધારે કામ કરવાની અમો આશા રાખીએ છીએ.

ટુંકામાં ડેરીનું કામકાજ દાખલ કરવા અને સારી ગાયોના ઉછેરને ઉત્તેજન આપવાની યોજના ઘડવા અમે વિચાર કરીએ છીએ. અમે માનીએ છીએ કે સારી સંભાળ રાખવાથી ગાયો સારૂં દુધ પુરૂં પાડશે એટલુંજ નહિ પણ વધારે સારી જાતના બળદો પણ પુરા પાડવામાં તેઓ કીમતી થઈ પડશે. જો એમ થશે તો આપણા જિલ્લાને મોટો લાભ થશે.

છેવટમાં, અમોને જો કે રહેવાના મકાનની–ખાસ કરી ઝુંપડાંઓની ખેંચ છે તોપણ અમારી શાળામાં બીજાં મિશનનાં અને બીજી કોમોનાં અમુક સંખ્યામાં છોકરાઓ દાખલ કરવાના છીએ. આમ બની શકે તેમ છે તેથી અમોને આનંદ થાય છે. અમારે અહીં સેવા કરવી છે અને અમે આશા રાખીએ છીએ કે આ દેશના આ ભાગના કેળવણીખાતામાં અમારી શાળા વધારે મોટું સ્થાન લેશે, અને નિરાશાભર્યા ઘણા જુવાનીઆઓના હૃદયમાં આશાઓ ઉત્પન્ન કરવાના સાધનરૂપ બનશે.

## જાપાનના છોકરાઓ

જાપાનના લોકોને તેમનાં બાળકો ઘણા વહાલાં હોય છે અને તેઓ એવી ઇચ્છા રાખે છે કે દરેક કુટુંબમાં જેમ વધારે છોકરાં હોય તેમ સારૂં. છોકરાં ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે અને તેના ઉછેર અને કેળવણીની ખાસ સંભાળ રાખવામાં આવે છે. જાપાનની શાળામાં વિદ્યાર્થી અમુક જાતનોજ પોશાક પહેરે છે. જ્યારે તેઓ બહુ નાના હોય છે ત્યારે ભૂરા રંગના ફુદાવાળો ડગલો (ઝીમાનો) ઉપર પહેરે છે અને જ્યારે તેઓ મોટા થાય છે ત્યારે ખાખી રંગનો પોશાક પહેરે છે. શાળામાં જતી વખતે વિદ્યાર્થીઓ જ્યારે એકબીજાને મળે છે ત્યારે તેઓ ટોપી ઉંચી કરીને અભિનંદન આપે છે. તેમની કેડે બાંધેલા પટામાં તેઓ પોતાનો ખડીઓ, પેન્સિલ અને કલમ લટકતા રાખે છે. તેમને મરદાની રમતનો ઘણો શોખ હોય છે અને તેમાં ખાસ કરીને ગેડી દડા જેવી રમત તેમને

ગતું ગમે છે હમેશાં રસ્તામાં છોકરાં એકબીજા સાથે દડો ફેંકતાં તેમજ મગદળની કસરત કરતાં માલમ પડે છે પણ આવી રીતે તેઓ રમતગમત કરતાં હોય ત્યારે પોલિસ તેમનામાં કંઈપણ ડખલગીરી કરતા નથી.

માબાપ અને છોકરાંનો એકબીજા પ્રત્યે સારો ભાવ હોય છે અને તેમનું માબાપ પ્રત્યેનું વહાલ જીવનપર્યંત સુધી આવું રહે છે. ગરીબ કુટુંબનાં છોકરાંઓ નાનાં હોય છે ત્યારે પણ તે તેમના માબાપના કામમાં મદદ કરે છે. નાના છોકરાની પીઠ ઉપર બાંધેલી એક નાની પેટી માલમ પડે છે, અથવા બાઇસિકલ ઉપર તેમનો સામાન લઈને બીજાને તેઓ પહોંચાડે છે. બાઇસિકલનો તેમને ઘણોજ શોખ હોય છે, અને તેનો ઉપયોગ જુદું જુદું કામ કરવા માટે થાય છે. જાપાનના યુવાનો જેટલી બને તેટલી ઝડપથી બાઇસિકલ ચલાવે છે. રસ્તામાં અને તેની બહાર ગમે તેમ તે ફેરવે છે અને જો તે વચ્ચે અથડાઈ પડે તો તે જોઈને રાહદારીઓ ઘણું હસે છે અને તે પણ હસીને જાણે કંઈપણ બન્યું હોય નહિ તેમ આગળ ચાલે છે. જાપાનમાં દરેક યુવાનને ફરજિઆત લશ્કરી નોકરી કરવી પડે છે પણ આવા પ્રકારની લશ્કરી તાલીમ લોકપ્રિય નહિ હોવાથી જેને તેમાંથી મુક્ત કરવામાં આવે છે તે નસીબદાર ગણાય છે. ત્યાં ઘણા યુવકસંઘ માલમ પડે છે. ખાસ કરીને સ્કાઉટની તાલીમ હજારો યુવાનો ઉત્સાહપૂર્વક લે છે. હંમેશાં યુવકો તેમની સ્થિતિ અને જ્ઞાનમાં સુધારો કરવાને માટે ઘણા ઇંતેજાર હોય છે. જો કોઈ ઓફિસમાં તેઓ દાખલ થાય છે તો તેઓ અંગ્રેજીનો અભ્યાસ ફુરસદના વખતમાં કરે છે. જો કોઈ ધંધો તેઓ કરતા હોય તો સાંજે તેને લગતાં પુસ્તકોનો અભ્યાસ કરે છે. યુરોપી મહાન વિગ્રહ પછી તેઓ પાશ્ચાત્ય રીતરિવાજને વધારે પસંદ કરે છે. હાલમાં ત્યાં જેમ બને તેમ છેલ્લામાં છેલ્લી પદ્ધતિ મુજબ કામ કરવાની ઇચ્છા માલમ પડે છે. જ્યારે તેઓ તેમના દેશમાં હોય છે ત્યારે તેમનો પોતાનો પહેરવેશ જે ખાસ કરીને ગરમ ઋતુમાં વધારે સારો હોય છે તે પહેરે છે, પણ પરદેશમાં તેઓ વિદેશી પોશાક પહેરે છે.

"કામ કામને શીખવે" એ કહેવતમાં તેમને ઘણી શ્રદ્ધા હોય છે. તેમને જે કામ કરવાનું હોય છે તે તેઓ ઘણી કાળજીથી સંપૂર્ણ રીતે કરે છે, પછીથી તેમાં ગમે તેટલી મહેનત કરવાની હોય. તેઓ ઘણા વિવેકી અને સભ્ય હોય છે અને વિદેશીને તેઓ હંમેશાં મદદ કરવા તત્પર હોય છે.

માલની આવકનિકાસ માટે સ્તંભતીર્થ–ખંભાત એ અગત્યનું બંદર હોવાથી ધોળકા અગત્યનું મથક થઈ પડયું હતું કારણકે ઉપરનાં બે સ્થળો વચ્ચે તે આવેલું છે, એટલુંજ નહિ પણ ગુજરાત અને કાઠિઆવાડના રસ્તાની વચમાં પણ હતું, અને બધો વેપાર આ સ્થળે થઈ ચાલવાથી સ્વાભાવિક રીતે તે આબાદ થઈ શહેર બન્યું અને જિલ્લાના મુખ્ય મથક તરીકે પણ રહ્યું.

**ધંધુક** (ધુંધુકા).—આ ગામ દસમા સૈકામાં હૈયાતિમાં આવ્યું હશે. પ્રખ્યાત જૈન સાધુ અને ગ્રંથકાર હેમચંદ્રની આ જન્મભૂમિ હતી (ઇ. સ. ૧૦૮૯). દેવચંદ્રાચાર્ય આ સ્થળે જ્યારે તેઓ આઠ વર્ષની ઉંમરના હતા ત્યારે તેમને જોયા હતા. એ ઉંમરે તેમનો બુદ્ધિવાળો ચહેરો અને કેટલાંક ઉંચા લક્ષણો જોઈ દેવચંદ્રાચાર્યે તેમના માબાપને જૈન સંપ્રદાયને એ બાળકને સોંપી દેવા કહ્યું હતું. સિદ્ધરાજે સૌરાષ્ટ્રને જીતી લઈ પોતાના રાજ્યમાં જોડી દીધો ત્યારથી એ સ્થળની અગત્ય વધી હતી. (૧૦૯૪–૧૧૪૩). વાઘેલા વંશના રાજાઓના વખતમાં (૧૩મા સૈકામાં) તેમના પ્રદેશના મધ્ય સ્થળે હોવાથી એ અગત્યનું મથક થયું હતું.

**બાહુલોડ** (ભોલાદ).—કર્ણાટકના રાજા જયકેશિનને મિનળદેવી નામે એક કન્યા હતી. કથા પ્રમાણે, તે સોલંકી વંશના કર્ણરાજા જોડે (૧૦૬૪–૧૦૯૪) પરણવા માગતી હતી. કર્ણ વૃદ્ધ હતો છતાં તેને પરણવાનું કારણ એ હતુ કે પ્રભાસ જતા જાત્રાળુઓ પાસેથી બાહુલોડ ગામે જે કર લેવાતો હતો તે રાજાને સમજાવી માફ કરી શકાય. આ બાહુલોડ અને ધોળકાની નૈઋત્યમાં ૨૦ માઇલ પર આવેલું ભોળાદ એ બે એકજ સ્થળનાં નામ છે. ૧૧ મા, ૧૨ મા અને ૧૩ મા સૈકામાં આ અગત્યનું ગામ હશે, કારણકે એ સ્થળે લેવાના વેરાની રકમ ઘણી મોટી થતી હતી.

**વલભિ** (વળા).—ભાવનગરની ઉત્તરે પશ્ચિમ દિશામાં ૧૮ માઇલ પર જે વળા ગામ છે તેજ પ્રાચીન વલભિ શહેર હતું. ૨૦૦ વરસના પહેલાંના દસ્તાવેજોમાં વલેહ તરીકે તે ગામનું નામ જણાવેલું છે, અને એ નામ જૈન વલહિ અને સંસ્કૃત વલભિના અપભ્રષ્ટ નામ તરીકેજ છે. હાલનું વળા એ બંદર નથી. અલ્બેરૂનિ જણાવે છે કે વલભિપુરનો નાશ સિંધ તરફથી આવેલી દરિઆઈ ચડાઈથી થયો છે; એટલે એ પહેલાં બંદર હોવું જોઈએ, અને વળા તો બંદર નથી. પણ એમ કહી શકાય કે પહેલાં ત્યાં દરીઆનો કાંઠો અથવા ખાડી હશે તે હાલ માટીથી પુરાઈ ગઈ છે.

ગુપ્ત સરદાર ભટાર્ક જેણે ગિરિનગર (જુનાગઢ)ના શાહી સુબા પર્ણ-દત્તને હરાવ્યો હતો તેણે વલભિ વસાવ્યું હતું. પહેલાં તો ભટાર્ક સ્કંદગુપ્તને નિમકહલાલ રહ્યો હતો પણ તેના મરણ પછી તે સ્વતંત્ર થયો અને તેણે વલભિ શહેર વસાવી ત્યાં રાજધાની કરી અને જુનાગઢમાં પોતા તરફથી એક સુબો નીમ્યો. ઇ. સ. ૭૭૦ માં વલભિનો નાશ થયો હતો અને એ વખતે પત્થરના ચણતરવાળા મકાનો નહિ હોવાથી ત્યાં ખંડેરો જોવામાં આવતાં નથી. ૯ મા સૈકામા પત્થરનાં મકાનોનું ચણતર અસ્તિત્વમાં આવ્યું છે. યવનસંગ જણાવે છે કે તે શહેરનો ઘેરાવો ૭ માઇલનો હતો અને ૧૦૦ નાગરિકો તો લક્ષાધિપતિ હતા. દૂરના દેશોની દુર્લભ ચીજો પુષ્કળ પ્રમાણમા આ શહેરમાં જોવામા આવતી. આ ઉપરથી જણાય છે કે વલભિ મોટું આબાદ શહેર હતું. વલભિ રાજ્યની સીમા (ઇ. સ. ૭૬૦) ઉત્તરમા વડનગર, પૂર્વમાં ગોધરા, અને પશ્ચિમે જુનાગઢ સુધી હતી.

રાજધાની અને બંદર હોવા ઉપરાત બૌદ્ધ વિદ્વાનોનુ તે પ્રસિદ્ધ મથક હતુ. યવનસંગ શહેરથી થોડેક દૂર એક 'વિહાર' વિષે લખે છે. શહેરમા પણ એક વિહાર હતો એમ તામ્રપત્રોમા લખેલુ માલમ પડે છે. શહેર બહારનો વિહાર 'સ્થિરમતિ' નામના બૌદ્ધ સાધુએ સ્થાપ્યો હતો અને શહેરનો વિહાર ધરસેન ૧ લાની બેનની દીકરી દદ્દાએ બાંધ્યો હતો. આ મઠો વિદ્યાનાં સ્થળ હતાં.

વલભિ રાજાઓ વિદ્યાના ઉત્તેજક હતા. ધર્મ અને વિદ્યાને સરખી રીતે ઉત્તેજન આપતા. તપસ્વી સાધુઓની માફક વિદ્યાના ઉપાસકો-વિદ્વાનો ત્યાં આવી વસતા. નાળંદની માફક વલભિ એ વખતે બૌદ્ધધર્મનું કેન્દ્રસ્થળ બન્યું હતુ. ઇ. સ, ૬૭૨-૬૯૫ ના અરસામા આખા હિંદુસ્તાનમાં નાળંદ અને વલભિ એ બેજ સ્થળો એવા હતા કે ચીનદેશના પ્રખ્યાત વિહારસ્થળોની સાથે તેનો મુકાબલો થઈ શકે. વિદ્યામા આગળ વધેલા પુરુષો ગુરુઓ પાસેથી અહીં વિદ્યા ગ્રહણ કરતા અને બીજાને તે આપતા. તેઓ અહીં બે ત્રણ વરસ સુધી રહેતા. સંખ્યાબંધ પ્રખ્યાત શાસ્ત્રીઓ અનેક સિદ્ધાંતોની ચર્ચા કરતા. ભટ્ટિકાવ્યનો કર્તા ભારતીહરિ શ્રીધરસેન ચોથાના સમયમાં અહીં વસ્યો હતો.

શહેરને કિલ્લેબંદી હતી અને કોટ બહાર વિશાળ મેદાન હતું ત્યા લશ્કર એકઠું થઈ શકતું અને મેળાઓ ભરાતા. કેટલીક જગા બાગબગીચા માટે

અલગ રાખવામા આવી હતી. વલભિ રાજાઓ તરફથી દરેક ધર્મને દાન આપવામાં આવતું તેથી દરેક ધર્મનો વૈભવ એ સ્થળે જોવામાં આવતો.

ત્રણસો વરસ સુધી વલભિની આબાદી રહી. સિથિઅન અથવા બેકિટ્રઅન લોકોના હાથે એ શહેરનો નાશ થયો નથી કારણકે ઇ. સ. ૬૪૦ માં તે આબાદ હતુ, અને તે સાલમાં ચ્વનસંગ તે શહેરમાં આવ્યો હતો. મેરતુંગના જણાવ્યા પ્રમાણે 'રંક' સિંધમાથી મુસલમાની હુમલો લાવવામા પૈસાની મદદ આપી અને શહેરનો નાશ કરાવ્યો એ ઐતિહાસિક બીના છે; અને આલ્બરૂનિ પણ તે જણાવે છે. રત્નજડિત કાંસકી માટે કે પોતે મોંઘા ભાવે લીધેલી જગા લેવાના રાજાના ઈરાદા માટે 'રંક' હુમલાનું કારણ બન્યો તે વાત બાજુએ મકતા એટલું તો નક્કી છે કે સિંધના રાજાએ દરીઆ મારફતે વલભિ ઉપર ચડાઈ કરી: દરિઆઈ લશ્કરે રાતના ઓચિંતો હુમલો કર્યો તેમા રાજા મરાયો, શહેર લુંટાયુ અને તેનો નાશ થયો. (ઇ. સ. ૭૭૫). દસમા સૈકાના અંતે મળરાજે એ શહેર કબજે કર્યું હતું.

---

## ગુજરાતી નવલકથાનું સાહિત્ય

અત્રેની પી. આર. ટ્રેનિંગ કૅાલેજના વિદ્યાર્થીઓને ગુજરાતી નવલકથાના સાહિત્યનો સામાન્ય ખ્યાલ આપવા અર્થે શ્રીયુત નવલરામ જગનાથ ત્રિવેદીએ તેમની સમક્ષ એ વિષય ઉપર એક ભાષણ આપ્યું હતુ તેનો સાર નીચે પ્રમાણે આપવામા આવ્યો છે —

ગુજરાતમાં જુના કાળથી કથાઓ તથા વાર્તાઓ પ્રચલિત હતી. જુના વખતમાં વાર્તાઓ લખાતી તે મુખ્યત્વે કરી ત્રણ જાતની હતીઃ (૧) ઐતિહાસિક વાર્તાઓ; (૨) સામાજિક વાર્તાઓ; (૩) ધાર્મિક વાર્તાઓ અથવા દેવકથાઓ.

ઐતિહાસિક વાર્તાઓમાં મુખ્યત્વે 'રાસા' હતા અને તેના લેખકો જૈન હતા. 'હીરવિજયસુરીનો રાસ' એ પુસ્તકમાં અકબરે ગુજરાત કેવી રીતે જીત્યું તે વિષે હકીકત આવે છે. બીજું 'કાન્હડદે પ્રબંધ' નામનું પ્રસિદ્ધ પુસ્તક છે તેનો લેખક પદ્મનાભ નામે નાગર છે. એમાં અલાઉદ્દીન ખિલજીના રાજ્યપ્રકરણની હકીકત આવે છે, ઈડરના રાજા વિષેનું 'રણમલ છંદ' એ નામનું પુસ્તક પણ ઐતિહાસિક હકીકતવાળું છે.

સામાજિક વાર્તાઓ શરૂઆતમાં ઘણી ઓછી લખાતી. એ વર્ગના પુસ્તકમાં જંબુસના વત્સરાજનું 'રસમંજરી' નામનું પુસ્તક આવે છે.

દેવકથાઓ સૌથી વધારે લખાતી. તેમા પુરાણોની હકીકતો આવતી. આ કથાઓ લખવાનો હેતુ ખાસ કરી અવતારોની લીલા ગાઈ સંભળાવવાનો હતો, અને ઘણે ભાગે માણભટ્ટો આ કથાઓ ગામમાં ચોરે બેસી મોંએથી બોલતા.

ઐતિહાસિક વાર્તાઓ લખનારા જૈન સાધુઓ હતા. સામાજિક વાર્તાઓ લખનારામાં શામળકવિ સૌથી વધારે પ્રખ્યાત છે. આ વાર્તાઓમાં નરનારીની ચાતુરી વિષે ઘણી હકીકતો આવે છે, અને તેમા સ્ત્રીઓની ચાતુરીનાં વર્ણન હોય છે. દેવકથાઓ પ્રેમાનંદે લખેલી છે. નળાખ્યાન, સુદામાખ્યાન વગેરે જાણીનાં પુસ્તકો છે.

આ પ્રમાણે વાર્તાનું સાહિત્ય ગુજરાતમા જુના વખતથી હતું પણ હાલ જે સ્વરૂપમાં વાર્તાઓ પુસ્તકોદ્વારા બહાર પડે છે તે સ્વરૂપમાં તેમજ તેવા ઉદ્દેશથી તે લખાતી નહિ. અંગ્રેજી કેળવણીના સંસ્કાર પછી અંગ્રેજી ભણેલાઓએ વાર્તાનું સ્વરૂપ ફેરવ્યું અને ઐતિહાસિક અને સામાજિક વાર્તાઓ નવા સંસ્કારથી લખાવા માંડી. આ બંને પ્રકારની વાર્તાઓ લગભગ એકજ વખતમાં શરૂ થઈ છે. રા. નંદશંકર તુલજાશંકરનો 'કરણઘેલો' એ ઐતિહાસિક વાર્તા છે. રા. સા. મહીપતરામ રૂપરામની 'સાસુવહુની લડાઈ' એ સામાજિક વાર્તા છે. આ બંને વાર્તાઓ લગભગ એકજ વખતે પ્રકટ થઈ. એમાં માત્ર લેખન, ઉદ્દેશ વગેરે પહેલાની કથાઓ કે વાર્તાઓ કરતાં જુદાં છે. 'સાસુવહુની લડાઈ'માં પાત્રાલેખન તેમજ ઉદ્દેશ જે રાખવામાં આવ્યાં છે તેમાં સંસાર સુધારાનો બોધ છે, અને તે સમયની પ્રચલિત સમાજરૂઢિના દોષ બતાવવામાં આવ્યા છે.

'કરણઘેલો' અને 'સાસુવહુની લડાઈ' એ બંને પુસ્તકોમા 'કરણઘેલો' ઘણું લોકપ્રિય થઈ પડચું હતું. એનું કારણ મુખ્યત્વે વર્ણનશૈલીનો નવો માર્ગ છે. ભાષા સરળ, સાદી, અને વર્ણનશૈલિ તાદ્દશ. આ વર્ણનશૈલી ગુજરાતમાં પહેલ વહેલી શરૂ થઈ. જુની વર્ણનશૈલિ મુખ્યત્વે યાદીના જેવી હતી. વનનું વર્ણન આવે તો આંબા, આંબલી, વડ, સાગ, તાડ, મીસમ એમ ઝાડનાં નામ આવ્યે જાય; પછી મોર, પોપટ, કાબર, મેના, ઘુવડ, એમ પક્ષીનાં, પછી પશુઓનાં, એમ નામોની યાદી આવ્યેજ જાય. સ્ત્રીનું વર્ણન કરવું હોય તો હરણ જેવી આંખો, સાપ જેવો ચોટલો, સિંહ

જેવી કટિ, મગફળી જેવી આંગળીઓ એ વસ્તુઓ આવેજ આવે. આ રીતે જ્યાં જ્યાં વર્ણનનો પ્રસંગ આવે ત્યાં ત્યાં એકજ રૂઢ વર્ણન થએલું જોવામાં આવે છે, અને એ પ્રમાણે વર્ણન સંબંધી જેટલી જાતની હકીકત આવતી હોય તેટલી બધી હકીકત કહી નાખવામાં આવે. પરિણામે વર્ણન અરસિક થઈ જાય છે. કરણઘેલામા જે વર્ણન શૈલી છે તેમાં તાદશ અથવા સ્વાભાવિક વર્ણન છે.

રા. સા. મહીપતરામભાઈએ 'વનરાજ ચાવડો' 'સધરા જેસિંહ' વગેરે પુસ્તકો કરણઘેલાની શૈલીથી લખ્યા છે. આમાં જુદી જુદી જાતનાં વર્ણનો આવે છે; અને એ વર્ણનો બધા એક બીજાં જોડે ગોઠવી દીધાં છે, એટલે કે તેમાં જુદી જુદી બાબતોના થીગડાં દીધેલાં હોય એમ જણાય છે. આવી શૈલી 'ચંદરવાશૈલી' ગણાય. આ પુસ્તકોમાં જે શૈલી છે તે 'કરણઘેલા' કરતા ઉતરતી છે. આવા આવા પુસ્તકોદ્વારા સાહિત્યમાં એક નવા પ્રકારની પ્રણાલિકા પડી, અને તેનું અનુકરણ બીજા લેખકોએ કર્યું. રા. અનતપ્રસાદ ત્રિકમલાલ વૈષ્ણવકૃત રાણકદેવી' તેમજ રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈનું 'વીર દુર્ગાદાસ', એ પુસ્તકો એ શૈલીથી લખાએલાં છે. રા. બા. હરગોવનદાસ કાંટાવાળાનું 'અંધેરીનગરી અને ગર્ધવસેન રાજા' નામનુ પુસ્તક સંસારસુધારાના ઉપદેશથી લખાએલું છે. દેશી રાજ્યોમાં કેવી જાતની ગેરવ્યવસ્થા હોય છે તે સમજાવવાનો હેતુ છે. પણ પરિણામ સંતોષકારક જણાતુ નથી.

ગોવર્ધનરામભાઈના 'સરસ્વતીચંદ્ર'માં કલ્પનાને ઉત્તેજવામાં આવી; અને પ્રભાવશાળી શૈલીથી એ પુસ્તક ગુજરાતમાં ઘણું પ્રશંસા પામ્યું. ગુજરાતે એ પુસ્તકની કદર કરી. એનું કારણ એ છે કે પહેલાંનાં પુસ્તકોમાં જેમ આપણા સંસારની કાળી બાજુજ ચીતરી બતાવવામાં આવી છે તેમ આમાં નહોતું. આ પુસ્તકમા આપણા જીવનની ઉજળી બાજુ ચીતરવામાં આવી છે. આ પુસ્તકમાં ખામીઓ પણ છે. એક તો એમાં ઘણી ઘણી બાબતો ચર્ચાએલી છે; અને એક બાબતનો નિર્ણય આવતો નથી, અને વાચક બંને પક્ષ પ્રત્યે સંશયાત્મક રહે છે. પણ વધારે ભારે ખામી તો એ કે તેમાં જે પરિણામ આવે છે તે ખોટું છે. પુસ્તક વાંચનાં સર્વ હકીકતો તથા દાખલા જોતાં એમજ લાગે કે કુમુદ અને સરસ્વતીચંદ્રનું લગ્ન થશે, પણ એમ બનતુંજ નથી પણ કુસુમ જે પરણવા માગતીજ નથી તેનું સરસ્વતીચંદ્ર સાથે લગ્ન થાય છે. પરિણામ એ આવ્યું છે કે ભીરતા ઉત્પન્ન થઈ છે. પણ સાહિત્યના પુસ્તક તરીકે તે સુંદર પુસ્તક છે. પાત્રા-

લેખન પણ તેમાં ઘણું સારૂ છે. આ પુસ્તકમા વસ્તુની જે ગુંથણી છે તેનું અનુકરણ પાછળ ઘણું થએલું માલમ પડી આવે છે. દાખલા તરીકે, નાયક ઘરમાંથી નાસી જાય તે અને રાજ્યખટપટની વાત; વળી ઘણી બાબતો અંગ્રેજીમાં અવતરણરૂપે છે; તેમજ પાત્રો પણ અંગ્રેજીમા વાતચીત કરે છે. આ ઘટના પ્રત્યે કેટલાક તરફથી વાંધો લેવામા આવે છે કે ગુજરાતી નવલકથામાં શા માટે પાત્રો ગુજરાતીમાંજ વાતો ન કરે ! આવા દોષ છતાં સાહિત્યમાં તે એક શ્રેષ્ઠ ગ્રંથ છે. સરસ્વતીચદ્ર પછી ગુજરાતમાં નિબંધરૂપે કે નિબંધયુક્ત નવલકથાઓનો યુગ શરૂ થયો.

'ગુજરાતી' પત્રદ્વારા ઐતિહાસિક નવલકથાઓની હારમાળા શરૂ થઈ. રા. ઇચ્છારામ સૂર્યરામે 'હિંદ અને બ્રિટાનિઆ' નામની નવલકથા લખી છે. 'ગંગાગોવિંદસિંહ', 'હેસ્ટિંગ્સની સોટી', 'બેગમસાહેબ', 'નંદનવનનો નાશ', આ કથાઓ ગુજરાતી પત્રદ્વારા ભેટરૂપે પ્રસિદ્ધ થઈ છે; ઉદ્દેશ એવો, છે કે પ્રજાકીય અસ્મિતા જાગૃત થાય. સારી નવલકથાઓમા 'કત્લે આમ', 'પેશ્વાઈની પડતી', 'હેસ્ટિંગ્સની સોટી', 'શિવાજીનો વાઘનખ', 'ભદ્રકાલી' એ ઘણી સારી નવલકથાઓ છે. 'પદ્મિની' અથવા 'ભસ્મીભૂત ચિતોડ' એ પણ ઘણી સારી નવલકથા છે. ગંગા અર્ધ સામાજિક અને અર્ધ ઐતિહાસિક નવલકથા છે. સામાજિક નવલકથામાં પણ ગુજરાતીએ સારો ફાળો આપ્યો છે. 'મહંત મહારાજનું મિશન', 'એમ. એ બના કે કર્યો મેરી મિટ્ટી ખરાબ કી ?' આ ઉચ્ચવર્ગની કથાઓ છે. 'નવો જમાનો અથવા અમૃત કે ઝેર', 'આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા' એ મધ્યમ વર્ગની કૃતિ છે. તેમાં પરદેશી અનુકરણથી કેટલું નુકસાન થાય છે તે બતાવવામા આવ્યું છે.

ગુજરાતી પત્રનું અનુકરણ પ્રજાબંધુએ પણ કર્યું; અને એ પત્રમાં ધારાવાહી કથાઓ શરૂ થઈ. વાર્ષિક ભેટના પુસ્તકમા તે બહાર પડે છે. એમાં 'સોમનાથનું શિવલિંગ' સારામા સારી છે. સદ્દાવાળા કૃત 'વિક્રમની વીસમી સદી'માં આખા સંસારનું ચિત્રપટ આવેએલું છે. તેમા શેઠીઆઓની, વિદ્યાર્થીઓની, અને ગરીબવર્ગની સ્થિતિનું દર્શન છે. સર રમણભાઈના 'ભદ્રંભદ્ર' નામના પુસ્તકમાં સનાતનીઓની સુધારકોની દૃષ્ટિથી ટીકા કરી છે. એના જવાબરૂપે કેટલાંક પુસ્તકો લખાયા છે, પણ તેમાંથી એકે અત્રે ગણાવવા લાયક મહત્વનું નથી.

ત્યારપછી નવલકથાઓમાં નવો પ્રકાશ આવ્યો. ગુજરાતી માટે 'ઘનશ્યામ'ના ઉપનામથી રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ ' પાટણની

પ્રભુતા ' અને 'વેરની વસુલાત', નામની નવલકથાઓ લખી. આ કથાઓમાં રસનિષ્પત્તિ ઉંચા પ્રકારની છે. વાંચનારને તે રસથી તરબોળ કરી નાખે છે. અત્યારસુધીની નવલકથાઓમાં એકાદ રસ ઉત્પન્ન થતો. પણ રા. મુનશીની નવલકથાઓમાં પ્રસંગને અનુસરી દરેક જાતનો રસ ઉત્પન્ન થાય છે. આપણે સરસ્વતીચંદ્ર વાંચીએ છીએ ત્યારે આપણને હસવાનો કોઈ જગાએ પ્રસંગ આવતોજ નથી. એ પુસ્તકનાં બધા પાત્રો ગંભીર છે. પણ રા. મુનશીની નવલકથાઓમા વીરરસ, શૃંગારરસ, હાસ્યરસ વગેરે જુદા જુદા રસ જણાઈ આવે છે. એમના પાત્રો ચેતનાવાળા છે. વળી તેમાં વસ્તુવિધાન, પાત્રાલેખન, પણ ઉત્તમ કૃતિનાં છે. એમના પાત્રોમાં વેગ-ઉત્સાહ , જુસ્સો છે. 'ગુજરાતનો નાથ' 'પૃથિવી વલ્લભ' એ એમની દેશાભિમાનની લાગણીથી રચાએલાં પુસ્તકો છે. સરસ્વતીચંદ્રમા જેવી રીતે સંશય રહી જાય છે તેવી રીતે રા. મુનશીના પુસ્કોમા થતું નથી. દરેક બાબત પરિણામાત્મક રહે છે. રા. મુનશીમાં નીડરતા છે. આ નવા યુગની નવલકથાઓમાં રસ, વેગ, ઉત્સાહ, જુસ્સો, વસ્તુસંકલના, પાત્રાલખન, વગેરે ઉત્તમ કળાએ પહોંચેલાં છે, અને તેના અનુયાયીઓએ પછીથી તેવી શેલીનાં પુસ્તકો રચ્યાં. કાપડીઆ કૃત 'સોહીનો વેપાર'. 'અંધકાર પર પ્રકાશ', 'ધીકતો જ્વાળામુખી' એ આ વર્ગનાં પુસ્તકો છે રા. ધૂમકેતુએ 'પૃથ્વીશ', 'રાજમુગટ', પુસ્તકો એ શૈલીએ લખ્યાં છે. આ પ્રમાણે હાલમા નવુ સાહિત્ય-નવલકથાનું સાહિત્ય ઘડાતું જાય છે. અત્યારસુધી શ્રેષ્ઠ નવલકથાકાર તરીકે રા. ગોવર્ધનરામભાઈ હતા. પણ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ એમના " Further Mile Stones in Gujarati Literature" નામના પુસ્તકમાં રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીને પહેલા નંબરના અને શ્રેષ્ઠ નવલકથાકાર તરીકે ગણ્યા છે, અને રા. ગોવર્ધનરામભાઈને બીજે નંબરે મૂકયા છે.

આ ઉપરાંત બીજી ભાષામાંથી ભાષાન્તરરૂપે પણ નવલકથાનું સાહિત્ય ઉત્પન્ન થએલુ છે. તેમા બંગાળીમાંથી બંકીમ, શરત્ચંદ્ર અને રવિન્દ્રનાથ ટાગોરની નવલકથાઓમાંથી મુખ્યત્વે કરી ભાષાન્તરો થયાં છે. બંકીમની નવલકથાઓનું ભાષાન્તર રા. નારણ હેમચંદ્રે કર્યું છે. તે ઉપરાંત મરાઠીમાં હરિનારણ આપ્ટેના 'ઉષા' નામના પુસ્તકનું ભાષાન્તર થએલું છે. હિંદી પુસ્તકોમાંથી સેવાસદન, વગેરે કેટલાંક ભાષાન્તરો થયા છે. અંગ્રેજીમાંથી થએલ ભાષાંતરોમા રા. મણિલાલ નભુભાઈનું 'ગુલાબસિંહ' ઉત્તમ છે.

# સને ૧૯૨૮ ની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના

ગુજરાતીઃ—સંબંધપૂર્વક હકીકત અથવા સમજુતીને લગતા જે પ્રશ્નો હતા તેના ઉત્તરો વિદ્યાર્થીઓએ બહુ બેદરકારીથી આપ્યા હતા, તેમજ તેઓ પોતાની સાદી ભાષામાં અને મુદ્દાપૂર્વક પ્રશ્નોના ઉત્તર આપી શક્યા નહોતા. કવિતાની લીટીઓ સમજાવતી વખતે તેઓ માત્ર લીટીઓને ગદ્યમાંજ મૂકી દેતા પણ અંદરનો ભાવાર્થ સમજાવી શકતા નહિ.

'નરસિંહ મહેતા'નું જીવનચરિત્ર ઘણા થોડાજ વિદ્યાર્થીઓએ સવિસ્તર લખ્યું હતું. કાઇલનું વાચન બરાબર કરી શક્યા નહોતા. કેટલાક વિદ્યાર્થીઓ ટુંકા અક્ષરથી બાંધેલાં મથાળા વાચી શકતા નહોતા. દા. તરીકે 'વ. કા.' અને 'તા૦ મા૦;' એટલે આ વાચન સંબંધી તેઓને બીલકુલ જ્ઞાન હતું નહિ.

લખાણકામ પરત્વે એક પાના ઉપર એકજ પ્રશ્નનો ઉત્તર આપવો એવી સૂચના છતાં કેટલાએક વિદ્યાર્થીઓએ એકજ પાના ઉપર બે ત્રણ પ્રશ્નોના ઉત્તર આપ્યા હતા. વળી લખાણ લીટી ઉપર કરેલું હતું અને તેમાં વિરામચિન્હોનો ઉપયોગ કર્યો જણાતો નહોતો. આ વરસે હસ્તાક્ષરમાં કાંઈક સુધારો જોવામા આવ્યો હતો. એકંદર લખાણ બધી રીતે જોતાં અસંતોષકારક જણાતુ નહોતું.

વ્યાકરણઃ—વ્યાકરણને લગતા પ્રશ્નો સામાન્ય બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ સમજી શકે તેવા હતા અને વિદ્યાર્થીઓના ઉત્તરો સંતોષકારક હતા; પણ કેટલાક વિદ્યાર્થીઓને પૃથક્કરણ બીલકુલ આવડ્યુ નહોતું. ઘણા વિદ્યાર્થીઓ 'વિશેષણ વિભક્તિ' અને 'દ્વિગુસમાસ' દષ્ટાંત આપી સમજાવી શક્યા નહોતા. દાહોદ બોય સ્કૂલનું કામ સુઘડ, વ્યવસ્થિત અને પદ્ધતિસર હતુ.

મુખપાઠઃ—મુખપાઠ માટે નક્કી કરેલી પંક્તિઓ બધી ઘણા વિદ્યાર્થીઓએ મોઢે કરી નહોતી; કવિતાનું વાચન ધીમે અને સ્પષ્ટતાપૂર્વક થવું જોઈએ તે હતું નહિ, તેમજ વિરામચિન્હોનો ઉપયોગ વાંચવામા કેવી રીતે કરવો તે સમજતા નહોતા. એકંદર વાચન અને સમજુતી ઠીક હતાં.

ઉપર જણાવેલા દોષોનું ઘણુંખરું કારણ વિદ્યાર્થીઓને ચોકસાઈથી કામ કરવાની ટેવ પાડવામાં આવી હોતી નથી તે છે. શિક્ષકે વર્ગમાં વિદ્યાર્થીઓ પાસે પ્રશ્નના ઉત્તર લેતાં તેઓ મુદ્દાપૂર્વક અને ચોકસાઈથી

જવાબ આપે એવો આગ્રહ રાખવો જોઈએ. વળી આ બાબતમાં તેમની પાસે લેખી કામદ્વારા મહાવરો કરાવવાની જરૂર છે.

વ્યાકરણના વિષયની–સામાન્ય રીતે ભાષાના વિષય તરીકે અવગણના કરવામાં આવે છે. ભાષામાંથી વ્યાકરણના નિયમો સમજાવી પદચ્છેદની માહીતી આપવામા આવે તો વિષય રસિક થાય તેમ છે.

રિપોર્ટ, નિબંધ અને હસ્તાક્ષરઃ—ઘણા વિદ્યાર્થીઓએ 'જળપ્રલય' ઉપર નિબંધ લખ્યો હતો. ઘણા થોડા વિદ્યાર્થીઓએ 'ખેતી સુધારવાના ઉપાય' અથવા 'કસરત' એ વિષયો ઉપર નિબંધ લખ્યો હતો. 'જળપ્રલય' વિષે નિબંધ લખ્યો હતો તેમાં માત્ર તેનાથી થએલા નુકસાન વિષેજ હકીકત લખી હતી; પણ તે વખતની સ્થિતિ, લોકોના ઉપર તેની અસર વગેરેનું જે રસિક અને સચોટ વર્ણનશૈલીમાં લખાણ થવું જોઈએ તે તેઓએ કર્યું નહોતું. બાકીના નિબંધો જેઓએ લખ્યા હતા તેઓ તે વિષયને સમજ્યાજ નહોતા. કેટલાકે 'પ્રદર્શન'નો અર્થ 'તબીઅત સુધારવાનું સ્થળ', 'રેલથી થએલું નુકસાન' એટલે આગગાડીના ગેરફાયદા જણાવી નિબંધ લખ્યો હતો અને વિષયાન્તર કરી ઇંગ્લંડ, અમેરિકા અને જાપાનને તેનાથી થતા ફાયદા જણાવ્યા હતા લેખન પરત્વે પણ દોષો હતા. જોડણી ઘણી અશુદ્ધ હતી. જ્યા જોઈએ ત્યા અનુસ્વાર મૂકવામાં આવ્યા નહોતા. વાકયરચના ઘણી શિથિલ હતી અને જ્યાં ત્યા 'અને' નો ઉપયોગ કરેલો હતો.

નિબંધમા વિદ્યાર્થીઓ મુદ્દાપૂર્વક લખાણ કરી શકતા નથી અથવા વિરામચિન્હોનો ઉપયોગ તેમને આવડતો નથી. એ ખામીઓ નિબંધલેખનના અભાવને આભારી છે એમ કહીએ તો ખોટું નથી. વિચારવાની શક્તિ તેમનામા નથી હોતી તેનું મુખ્ય કારણ વિદ્યાર્થીઓ વિશેષ વાચન કરતા નથી તે છે. શિક્ષકોએ વધારાના વાચન પરત્વે રસ ઉત્પન્ન કરવો જોઈએ. વાંચેલું હોય તેનો ટુંકમાં સાર લખવાની તેમને ટેવ પાડવી જોઈએ.

પ્રસંગોપાત સારો નિબંધ વાંચી સંભળાવવો જોઈએ અને તેમાં લેખન, વિચાર, ક્રમિકતા, હેતુ વગેરે બાબતમાં શી શી ખુબીઓ રહેલી છે તે પરત્વે તેમનું વિવેચનદ્વારા ધ્યાન ખેંચવું જોઈએ. વ્યાકરણના દોષ આવી રીતે દૂર કરી શકાય છે વિદ્યાર્થીઓ અને શિક્ષક પરસ્પર વિષયનું વિવેચન કરે અને મુદ્દાઓ તારવી કાઢે તો તેમાં પણ ઘણો લાભ થાય તેમ છે. અમુક નિબંધનાં પુસ્તકો હોય તેમાથી નિબંધના સાર ગોખી કાઢવાથી નિબંધ લખાણ સુધરે નહિ. શિક્ષકોએ વિદ્યાર્થીની આ ટેવ દૂર કરવી જોઈએ.

ગણિતઃ—એકંદર કામ સંતોષકારક હતું પણ તેમના લખાણમાં

વ્યવસ્થા અને પદ્ધતિ નહોતાં. કેટલાક વિદ્યાર્થીઓએ એકજ પ્રશ્નના ઉત્તર જુદાં જુદાં પાનાં ઉપર ફરી ફરી આપ્યા હતા. કેટલાકે પેન્સિલથી લખાણ કર્યું હતું.

ગણિતમાં દાખલા કરવાની પદ્ધતિમાં વ્યવસ્થા અને ક્રમિકતા તો મહાવરા અને ખાસ દેખરેખથી ઉપજાવી શકાય. ક્રમિક પગથીઆંથી દાખલો અથઇતિ સુધી ગણવાની ટેવ પાડવી જોઈએ એટલુંજ નહિ, પણ ક્રમિકતાની એમાં શી જરૂર છે તેનો પણ ખ્યાલ શિક્ષકોએ વિદ્યાર્થીઓને આપવો જોઈએ. ગણિતમાં નાની નાની બાબતો પણ જરૂરી છે એ ભૂલવું જોઈએ નહિ.

ભૂમિતિઃ—વિદ્યાર્થીઓએ જે વ્યાખ્યા આપી હતી તે અપૂર્ણ હતી તેમજ આકૃતિઓની મદદ વડે તે વિદ્યાર્થીઓ સમજાવી શક્યા નહોતા. આકૃતિઓ પણ બરાબર ચોકસાઈથી કાઢવામા આવી નહતી; તેમજ સાહિત્યોનો ઉપયોગ તેઓ બરાબર કરી જાણતા નહોતા.

દેશીનામુંઃ—ઘણા વિદ્યાર્થીઓએ વ્યાખ્યાઓ સમજ્યા વિના ગોખી કાઢેલી હતી. હુંડી અને 'કેશ સર્ટિફિકેટ' એ શું છે તે તેઓ બીલકુલ જાણતા નહોતા. 'કેશ' એટલે "કોઈનું માથું ફોડીએ કે ખુન કરીએ ને ચાલે તે" અને 'સર્ટિફિકેટ' એટલે "પાસ થવાથી મળે તે" એવો અર્થ કરવામાં આવ્યો હતો. કેટલાક વિદ્યાર્થીઓને 'કાપી વ્યાજ' ગણતાં આવડતું નહોતું, તેમજ 'રોજમેળ,' 'ખાતું સરભર કરવું', 'ચેક જમા કરવા' વગેરે સંબંધીનું જ્ઞાન તેમને નહોતું. વ્યાજનો પ્રશ્ન સામાન્ય હતો તોપણ ઘણા વિદ્યાર્થીઓએ તેનો ઉત્તર આપ્યો નહોતો. એકંદર વિદ્યાર્થીઓનું કામ ઉતરતા પ્રકારનું હતું.

ઇતિહાસઃ—પ્રાચીન સમયનું જ્ઞાન સંતોષકારક નહોતું. અર્વાચીન સમયનું જ્ઞાન ઠીક હતું અને ઉત્તરો પણ સારા હતા. બ્રાહ્મણીરાજ્ય (પ્રશ્ન ૨.)—નો તેમને ખ્યાલ નહોતો અને એ વિષે લખતાં તેઓએ બ્રાહ્મણ ધર્મના ઉપદેશકો અને આચાર્યોની સમાજ ઉપર શી અસર થઈ તે અથવા બૌદ્ધ અને શૈવ મતાનુયાયીઓ વચ્ચે ઝઘડા વિષે લખ્યું હતું. દ્રાવિડ અને આર્યો કોણ હતા તે તેઓ સમજતા નહોતા. હિંદુસ્તાનના બીજા વાઇસરૉયોએ કરેલા સુધારા તેમજ લૉર્ડકર્ઝને કરેલા સુધારા કયા કયા હતા તે તેઓ જાણતા નહોતા. પ્રશ્નોના ઉત્તરો અનિશ્ચિત અને સમજ વિના આપેલા હતા. વિદ્યાર્થીઓએ ઐતિહાસિક બનાવો સમજ્યા વિના ગોખી નાખેલા હતા.

ભૂગોળઃ—ભૂગોળ સંબંધી છેલ્લામાં છેલ્લી માહીતીથી વિદ્યાર્થીઓ અજ્ઞાત છે. રેલ્વેમાર્ગો સંબંધી લખતાં તે કયે કયે રસ્તે થઈને

જાય છે તે વિદ્યાર્થીઓ બતાવી શક્યા નહોતા. આકૃતિક ભૂગોળનું જ્ઞાન સંતોષકારક નહોતુ. નકશો કાઢવા તરફ બેદરકારી જોવામાં આવી હતી.

ઇતિહાસ ભૂગોળ સંબંધી જે દોષો જોવામાં આવે છે તે તે વિષયો વિદ્યાર્થીઓ સમક્ષ સ્પષ્ટ રીતે રજુ થએલા નથી તેને લીધે છે. ઇતિહાસનું જ્ઞાન સચોટ કરવા અર્થે વિદ્યાર્થીઓ પાસે નકશાઓ, કઢાવવા અને જીવનચરિત્રો વિષે લેખો માગવા જોઈએ. ચિત્રોનો પણ ઉપયોગ થવો જોઈએ. રાજ્યતંત્ર સંબંધી જે અજ્ઞાન જોવામાં આવે છે તેને માટે તો શિક્ષકજ જવાબદાર ગણાય. એ વિષય કોઠાઓ કાઢી સમજાવવામા આવે તો આવી ભૂલો થવાનો સંભવ રહે નહિ.

ભૂગોળ સંબંધી ચાલુ સમયની માહીતી શિક્ષકોએ વિદ્યાર્થીઓને આપવી જોઈએ. રેલ્વેમાર્ગોનો નકશો કઢાવવો જોઈએ અને તે કયા રસ્તે શા કારણથી જાય છે તે પણ સમજાવવું જોઈએ. એકલી નામાવલિથી ભૂગોળનું રહસ્ય સમજાય નહિ. ચાલુ સમયમાં જે રાજકીય સરહદોમાં ફેરફાર થયા છે તે શિક્ષકે કાળજીપૂર્વક શીખવવા જોઈએ.

વિજ્ઞાનઃ—પદાર્થ અને રસાયણવિજ્ઞાનના પ્રાયોગિક કામને લગતા પ્રશ્નના ઉત્તર જોઈએ તેવી સારી રીતે વિદ્યાર્થીઓએ આપ્યા નહોતા. આરોગ્યશાસ્ત્રનું વહેવારૂ દૃષ્ટિથી જ્ઞાન મેળવ્યું નહોતું, અને પ્રશ્નના ઉત્તર સંતોષકારક હના નહિ. કેટલાએક વિદ્યાર્થીઓનો અભ્યાસ કાચો હતો; કેટલાકે વિષય ગોખી નાખેલો જણાતો હતો, અને તેમને પ્રશ્નો અઘરા થઈ પડ્યા હતા. સૂર્યગ્રહણ વિષે વિદ્યાર્થીઓ અલ્પ જાણતા હતા. દાંત, તેની રચના, સંભાળ, તેનું કાર્ય, એ સંબંધી વિદ્યાર્થીઓનું જ્ઞાન સાધારણ રીતે ઠીક હતું. દાહોદ બાલ સ્કૂલનું કામ પ્રશંસનીય હતું. વિજ્ઞાન અને આરોગ્યશાસ્ત્ર વહેવારૂ દૃષ્ટિથી શીખવવા જોઈએ.

ઉર્દુ ફાઇનલ પરીક્ષામા બેઠેલા વિદ્યાર્થીઓ ગુજરાતી અને ઉર્દુમાં રૂઢ હોય તેવાં વાક્યો સંતોષકારક રીતે સમજાવી શક્યા નહોતા. શબ્દોને ક્રિયાપદનું રૂપ આપી શક્યા નહોતા. ઘરઅથ્થુ શબ્દોની સમજુતી મુષ્પાંધભિરેલી રીતે આપવામા આવી હતી. વ્યાકરણ પરીક્ષામાં પેટા વિષય તરીકે છે તોપણ તે તરફ ઘણા વિદ્યાર્થીઓએ દુર્લક્ષ બતાવ્યું હતું. પદચ્છેદ અને પૃથક્કરણ અસંતોષકારક હતાં. ઘણા સહેલા શબ્દોની જોડણી આવડતી નહોતી, અને એકંદર જોડણી, કાચી હતી. લખાણકામ એકંદર સાધારણ હતું.

મુખપાઠ (ગુજરાતી અને ઉર્દુ)—ખાસકરી ગામડાંઓમાંથી જે વિદ્યાર્થીઓ આવ્યા હતા તેમના ઉચ્ચાર બહુજ અશુદ્ધ હતા. દરેક મુખ્ય.

સ્થળના ઘણા વિદ્યાર્થીઓ પોતે વાંચેલું હોય તેનો સાર કહી શકતા નહોતા. અમદાવાદ સ્થળના વિદ્યાર્થીઓનું ફાઇલનું વાચન સંતોષકારક હતું.

નિબંધ તથા રિપોર્ટ:—નડિઆદના વિદ્યાર્થીઓનું ઉર્દુ લખાણ ખરાબ હતું. અમદાવાદ સિવાયનાં બીજાં મધ્યસ્થળોના વિદ્યાર્થીઓએ અમુક મુસાફરી જે તેઓએ કરી હોય તેના વિષે નિબંધ લખવાને બદલે સામાન્ય 'મુસાફરી' ઉપર નિબંધ લખ્યો હતો. નાના ભાઈ ઉપર કેવી રીતે મથાળું બાંધી પત્ર લખવો તે જાણતા નહોતા. ગુજરાતીમાં નિબંધલેખન સંતોષકારક હતું.

ઇતિહાસ-ભૂગોળ:—જિલ્લા લોકલબોર્ડ, મ્યુનિસિપાલિટિ તેમજ ધારાસભા (પ્રાંતિક) અને વડી ધારાસભાના બંધારણ વિષેનું વિદ્યાર્થીઓનું જ્ઞાન ઘણું અલ્પ હતું

ભૂગોળ (ગુજરાતી અને ઉર્દુ), મોસમ (મોન્સુન), ગલ્ફ સ્ટ્રીમ, બરફનું તોફાન, ઝાકળ, ધુમસ વગેરે ભૂગોળની સંજ્ઞાઓ વિદ્યાર્થીઓ બરાબર સમજ્યા નહોતા.

ગણિત:—ગયા વરસ કરતાં આ વખતે કામ સારૂં હતું, પણ કામની પધ્ધતિ વિષે સામાન્ય બેદરકારી દરેકે દરેક વિદ્યાર્થીમાં જોવામાં આવતી હતી. 'ઘનમૂળ'નો દાખલો અભ્યાસક્રમ બહારનો હતો અને થોડાકજ વિદ્યાર્થીઓએ તે ગણ્યો હતો.

ભૂમિતિ:—કર્તવ્યભાગ સંબંધી પ્રશ્નોના ઉત્તરો થોડા વિદ્યાર્થીઓએ આપ્યા હતા.

દેશીનામું:—વ્યાખ્યા સંબંધી પ્રશ્નના ઉત્તર ઘણા વિદ્યાર્થીઓએ આપ્યા હતા અને એથીજ આ પ્રશ્નપત્રમાં તેઓ પાસ થઈ શક્યા હતા. ખાતું સરભર કરવા બાબતના પ્રશ્નનો ઉત્તર સાચી રીતે થોડાકજ વિદ્યાર્થીઓએ આપ્યો હતો.

આરોગ્ય અને વિજ્ઞાન:—ગોધરા અને ભરૂચના વિદ્યાર્થીઓએ વિજ્ઞાનમાં સારૂં કામ કર્યું હતું પણ અમદાવાદ અને નડિઆદના વિદ્યાર્થીઓ કાચા માલમ પડ્યા હતા. હાઇડ્રોમિટર સંબંધી કોઇકજ વિદ્યાર્થીએ ઉત્તર આપવા યત્ન કર્યો હતો. અમદાવાદ અને ભરૂચના વિદ્યાર્થીઓનું આરોગ્ય સંબંધીનું કામ સંતોષકારક હતું.

પત્રલેખન અથવા રિપોર્ટ:—સમાજના જુદા જુદા હોદ્દેદારોને કાગળ લખતી વખતે કેવાં મથાળાં બાંધી કાગળ લખવા તે વિદ્યાર્થીઓ જાણતા નહોતા. સઘળા પરીક્ષકોની એવી સામાન્ય ફરિયાદ છે કે વિદ્યાર્થીઓના અક્ષર ખરાબ હતા અને જોડણી ઘણી કાચી હતી.

## પાઠય પુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રકટકર્તા (ઠેકાણા સહિત) (નકલ દીઠ) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે | માટે |
|---|---|---|---|---|---|---|
| ૧ | કાવ્ય સમુચ્ચય ભાગ પહેલો | મિ. આર. વી. પાઠક | મિ. આર. વી. પાઠક, આદિત્ય પ્રકાશન મંદિર, અમદાવાદ. | ૧—૦—૦ | પાઠય પુસ્તક | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજ માટે. |
| ૨ | „ ભાગ બીજો | „ | „ | ૧—૮—૦ | „ | „ „ |
| ૩ | ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ (સંક્ષિપ્ત આવૃત્તિ) (બીજી આવૃત્તિ) | મિ. બી. પી. શાહ | મિ. બી. પી. શાહ, હેડ-માસ્તર, તાલુકા સ્કૂલ, ડભોડા. | ૦—૪—૦ | „ | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૪ | ક્રિયાત્મક ભૂગોળમાળા મુબઇ ઇલાકો અને હિંદુસ્તાન (સામાન્ય) | મિ. સી. જે. પરીખ | મિ. સી. જે. પરીખ, મોજીત્રા હાઇસ્કૂલ. | ૦—૫—૦ | „ | પ્રાથમિક સ્કૂલો ટ્રેનિંગ કૉલેજો અને એ. વી. મિડલ સ્કૂલોમાં ઉપયોગ માટે. |
| ૫ | બાળ ભાગવત | મિ. પી. સી. દિક્ષિત | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત. | ૦—૧૦—૦ | ઇનામ અને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કોલરસ લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે.<br>માધ્યમિક સ્કૂલો માટે. |
| ૬ | કાલરડાં | મિ. ઝવેરચંદ મેઘાણી | મિ. એ. ડી. શેઠ રાણપુર. | ૦—૪—૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૭ | એક હતો કુતરો | મિ. નટવરલાલ વીમાવાળા | ગાંડિવ સાહિત્યમંદિર, સુરત | ૦—૪—૦ | „ | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૮ | મોતીના દાણા | „ | „ | ૦—૫—૦ | „ | „ |
| ૯ | ઢીંગલીનાં ભાઈઆં | „ | „ | ૦—૩—૦ | „ | „ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | રાજાધિરાજ | મિ. કે. એમ. મુન્શી | મિ. એમ. સી. કોઠારી, રાવપુરા, વડોદરા. | ૪—૮—૦ | વધારાનું વાચન | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૧૧ | મારી કમળા અને બીજી વાતો | ,, | ,, | ૧—૮—૦ | ,, | ,, |
| ૧૨ | (સંસદ ગ્રંથાવલી નં. ૬) ગુજરાતનો નાથ (ત્રીજી આવૃત્તિ) | ,, | ,, | ૪—૦—૦ | વધારાનું વાચન | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૧૩ | પાટણની પ્રભુતા | ,, | ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઇ. | ૨—૦—૦ | ,, | ,, |
| ૧૪ | (સંસદ ગ્રંથાવલી નં. ૫) પૃથ્વિવલ્લભ | ,, | મિ. એમ. સી. કોઠારી, રાવપુરા, વડોદરા. | ૧—૮—૦ | ,, | ,, |
| ૧૫ | પુરંધર પરાજય તથા અવિભક્ત આત્મા | ,, | ,, | ૦—૧૨—૦ | લાયબ્રેરી | ,, |
| ૧૬ | મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસ પ્રણિત શ્રી મહાભારત ભ.ગ ૧ થી ૭ | ભાષાંતર કર્તા મિ. જી. એમ. શાસ્ત્રી | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ. | ૩૬—૦—૦ | ,, | ,, |
| ૧૭ | ત્રિમાસિક પત્ર સૌરાષ્ટ્ર શિક્ષક | પ્રકાશક મિ. એમ. સી. પટેલ | મિ. એમ. સી. પટેલ, હેંડરમેલ ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ. | વા. લ. ૧—૮—૦ | લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૧૮ | ત્રિમાસિક પત્ર (શ્રી દક્ષિણામૂર્તિ) | પ્રકાશક મિ. એન. કે. ભટ્ટ | દક્ષિણામૂર્તિભુવન, ભાવનગર. | ૪—૦—૦ | ,, | ,, |
| ૧૯ | ગુજરાત મિત્ર હીરકમહોત્સવ અંક, ૧૯૨૩ | મિ.. ,, | ગુજરાતમિત્ર અને ગુજરાત દર્પણ, સુરત. | ૨—૦—૦ કા. પુંઠું. ૩—૦—૦ લુ. પુંઠું. | લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૦ | બાળગીત | મિ. જી. કે. મહેતા | મિ. જી. કે. મહેતા, નીચલી શેરી, ઢાળની પોળ, અમદાવાદ. | ૦—૧—૦ | ઇનામ | છોકરાઓની પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૨૧ | બાલીકાગીત | " | " | ૦—૧—૦ | " | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૨૨ | બાળકાવ્યો ભાગ પહેલો | મિ. એ. એન. પટેલ અને મિ. સી. એમ. ભટ્ટ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, વડોદરા. | ૦—૩—૦ | " | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૨૩ | પૂર્વરંગ | મિ. ડી. બી. કાલેલકર અને મિ એન. ડી. પરીખ | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. | ૧—૮—૦ | લાયબ્રેરી | ટ્રેનિંગ કૉલેજો અને માધ્યમિક સ્કૂલો માટે. |

ટીપ—"ટોલસટોયની ત્રણ વાર્તાઓ" ચોથી આવૃત્તિ, ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત એ પુસ્તકની કિંમત વધારી રૂ. ૦-૫-૦ આના કરવામા આવ્યા છે અને પ્રાથમિક શાળાઓ માટે ઇનામના પુસ્તક તરીકે મંજુર થએલા પુસ્તકની યાદીમા રાખવામા આવ્યુ છે. મિ બી. પી. શાહની મહિકાંઠા એજન્સિની ભૂગોળ, પાચમી આવૃતિ, એ પુસ્તક પ્રાથમિક શાળાઓ માટે લાયબ્રેરીના પુસ્તક તરીકે યાદીમાં ચાલુ રાખવામાં આવ્યું છે.

(સહી) **કે. એસ. વકીલ.**

(ઉ. ભા. ના મે. એજ્યુ ઇન્સ. સાહેબના પત્ર નં. ૧૧૮૦૫ તા. ૧૬-૧-૨૯ માં કરેલી સૂચનાનુસાર) એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

## રેડ ક્રૉસ સોસાયટી ટેમ્બલ ડિસ્પેન્સરી, ભરૂચ

તા. ૩૧ મી ડિસેમ્બર ૧૯૨૮ ના દિવસે પુરા થતા ત્રિમાસિક દરમિઆન ભરૂચ જિલ્લાની ટેમ્બલ ડિસ્પેન્સરીઓ જે સૉસાયટીના શિક્ષકો તરફથી ચલાવવામાં આવે છે તેમાં બધા મળી ૮૬૬૩ દરદીઓની માવજત કરવામાં આવી હતી. આ ડિસ્પેન્સરીનો આખા વર્ષ દરમિઆન લાભ લીધેલા દરદીઓની કુલ સંખ્યા ૨૪,૭૨૫ હતી.

## ઉત્તર ભાગમાં સને ૧૯૨૮ માં છોકરાઓ માટેની લેવાએલી વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદી

| નંબર | નામ | માર્ક |
|---|---|---|
| | **નડિઆદ સેન્ટર.** | |
| ૧ | મણીભાઈ મોતીભાઈ સોઝભાઈ પટેલ | ૪૧૯ |
| ૨ | ચુનિલાલ શંકરભાઈ પટેલ | ૪૧૦ |
| ૩ | ભીખાભાઈ ઝવેરભાઈ પટેલ | ૪૦૬ |
| ૪ | ફુલાભાઈ રણછોડભાઈ પટેલ | ૩૮૯ |
| ૫ | કાન્તિલાલ નારણદાસ ડોશી | ૩૮૩ |
| ૬ | શીવાભાઈ દેસ ઇભાઈ પટેલ | ૩૭૬ |
| ૭ | ધુળાભાઈ ઘેલાભાઈ પટેલ | ૩૭૩ |
| ૮ | ઓચ્છવલાલ ભોગીલાલ ભટ્ટ | ૩૭૧ |
| ૯ | શીવસિંહ રાયસિંહ તનતોડ | ૩૬૮ |
| ૧૦ | ચુનિભાઈ સોમાભાઈ પટેલ | ૩૬૫ |
| ૧૧ | દરમાનભાઈ ઉકજીભાઈ પટેલ | ૩૬૪ |
| ૧૨ | અંબાલાલ મૂળજીભાઈ બારોટ | ૩૬૦ |
| ૧૨ | લક્ષ્મીશંકર ગણપતરામ ગોર | ૩૬૦ |
| ૧૨ | ચંદુલાલ ગણપતરામ પંડયા | ૩૬૦ |
| ૧૨ | રણછોડલાલ છગનલાલ શાહ | ૩૬૦ |
| ૧૬ | રવજીભાઈ ગોરધનભાઈ પટેલ | ૩૫૯ |
| ૧૭ | મણીલાલ જેઠાલાલ ભટ્ટ | ૩૫૮ |
| ૧૮ | ભીખાભાઈ તળશીભ ઈ પટેલ | ૩૫૭ |
| ૧૯ | પુરશોત્તમ માણેકલાલ શાહ | ૩૫૪ |
| ૨૦ | ગોકળદાસ કુબેરદાસ ભાવસાર | ૩૫૩ |
| ૨૧ | ચીમનલાલ પુરષોત્તમદાસ શાહ | ૩૫૨ |
| ૨૨ | મોહનભાઈ જેસંગભાઈ બારોટ | ૩૫૧ |
| ૨૨ | ઈશ્વરભાઈ મોતીભાઈ ધનજી-ભાઈ પટેલ | ૩૫૧ |
| ૨૨ | નગીનદાસ કેવળદાસ પરીખ | ૩૫૧ |
| ૨૨ | શાન્તિલાલ મોમાભાઈ તલાટી | ૩૫૧ |
| ૨૬ | રણછોડલાલ મોહનલાલ ભટ્ટ | ૩૪૯ |
| ૨૭ | મગનભાઈ બેચરભાઈ કાછીયા | ૩૪૮ |
| ૨૮ | ચંદુલાલ છોટાલાલ શાહ | ૩૪૭ |
| ૨૮ | વિમળકાન્ત કેશવલાલ ત્રવાડી | ૩૪૭ |
| ૩૦ | અંબાલાલ મથુરભાઈ બીન ત્રીકમભાઈ પટેલ | ૩૪૬ |
| ૩૧ | છગનભાઈ ઇશ્વરભાઈ પટેલ | ૩૪૪ |
| ૩૨ | ચંદુલાલ મૂળજીભાઈ બારોટ | ૩૪૩ |
| ૩૨ | આશાભાઈ શંકરભાઈ બીન રણછોડભાઈ પટેલ | ૩૪૩ |
| ૩૨ | ગોવિંદભાઈ ભૂપતભાઈ પગી | ૩૪૩ |
| ૩૫ | વેલરીભાઈ સોમાભાઈ પટેલ | ૩૪૨ |
| ૩૬ | મોહનલાલ સોમેશ્વર સેવક | ૩૪૦ |
| ૩૬ | મોતીભ ઈ મથુરભાઈ પટેલ | ૩૪૦ |
| ૩૮ | મણીભાઈ ત્રીભોવન શાહ | ૩૩૭ |
| ૩૯ | અંબાલાલ નારણજી ભટ્ટ | ૩૩૬ |
| ૩૯ | અભાભાઈ ફૂલાભાઈ વાઘરી | ૩૩૬ |
| ૪૧ | કાન્તિલાલ ભોગીલાલ ભટ્ટ | ૩૩૫ |
| ૪૨ | જ્યોર્જ એબેડ ક્રિશ્ચિઅન | ૩૩૪ |
| ૪૨ | ચંપકલાલ જયશંકર ઠાકર | ૩૩૪ |
| ૪૪ | શાંતિલાલ પીતાંબરદાસ ઠક્કર | ૩૩૩ |
| ૪૫ | છોટાલાલ પરભુભાઈ બારોટ | ૩૩૨ |
| ૪૬ | આદીતભાઈ સોમાભાઈ પટેલ | ૩૩૦ |
| ૪૬ | રણછોડભાઇ કુબેરભાઈ પટેલ | ૩૩૦ |
| ૪૮ | અપાભાઈ જેઠાભાઈ પટેલ | ૩૨૭ |
| ૪૮ | રણછોડભાઈ દ્વારકાંદાસ પટેલ | ૩૨૭ |
| ૫૦ | શાંતિલાલ છોટાલાલ દવે | ૩૨૪ |
| ૫૦ | બાબરભાઈ ગલાબભાઈ પટેલ | ૩૨૪ |
| ૫૦ | સાકળલાલ ભાઈલાલ શાહ | ૩૨૪ |
| ૫૩ | પરસોતમ બાબરભાઈ શંકર-ભાઈ રણછોડભાઈ પટેલ | ૩૨૩ |
| ૫૩ | રામગોવિંદ શંકરલાલ ત્રિપાઠી | ૩૨૩ |
| ૫૩ | આનંદશંકર પુનમચંદ ત્રિવેદી | ૩૨૩ |
| ૫૩ | ચકુભાઈ બથાભાઈ વાઘરી | ૩૨૩ |
| ૫૭ | ગોરધનભાઈ શનાભાઈ પટેલ | ૩૨૨ |
| ૫૮ | ચીમનલાલ ગીરધરદાસ શાહ | ૩૨૧ |
| ૫૯ | પ્રભુદાસ રણછોડભાઈ બારૈયા | ૩૨૦ |

| | | |
|---|---|---|
| ૫૯ | ઘનશ્યામ ગોવિંદલાલ દેસાઈ | ૩૨૦ |
| ૫૯ | શાંતિલાલ નારણભાઈ પંડ્યા | ૩૨૦ |
| ૫૯ | નટવરલાલ ગોપાળદાસ શાહ | ૩૨૦ |
| ૫૯ | વિષ્ણુપ્રસાદ હરિલાલ વ્યાસ | ૩૨૦ |
| ૬૪ | અંબાલાલ ઝવેરભાઈ પટેલ | ૩૧૯ |
| ૬૪ | હીમતલાલ મૂળજીભાઈ પંડ્યા | ૩૧૯ |
| ૬૪ | બુધાભાઈ ફુલાભાઈ વાઘેલા | ૩૧૯ |
| ૬૭ | પુરુશોત્તમ વાઘજીભાઈ ગણેશભાઈ પટેલ | ૩૧૮ |
| ૬૭ | રતનલાલ છોટાલાલ શાહ | ૩૧૮ |
| ૬૭ | ઝવેરચંદ ચુનિલાલ શાહ | ૩૧૮ |
| ૭૦ | દિગંબર રઘુનાથ મોદક | ૩૧૬ |
| ૭૦ | પુરુશોત્તમ મોતીભાઈ પટેલ | ૩૧૬ |
| ૭૨ | મનુભાઈ લાલભાઈ પરીખ | ૩૧૫ |
| ૭૨ | રતનલાલ મૂળજીભાઈઉપાધ્યાય | ૩૧૫ |
| ૭૪ | ભવાનભાઈ ઉકાભાઈ પટેલ | ૩૧૪ |
| ૭૪ | રામભાઈ બાબરભાઈ પગી | ૩૧૪ |
| ૭૬ | સીતારામ કરસનભાઈ ભટ્ટ | ૩૧૩ |
| ૭૭ | પુજાભાઈ બાબરભાઈ બારૈયા | ૩૧૨ |
| ૭૭ | નંદુલાલ મથુરદાસ શાહ | ૩૧૨ |
| ૭૯ | રવજીભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૩૧૦ |
| ૭૯ | શાંતિલાલ કાળીદાસ બારોટ | ૩૧૦ |
| ૭૯ | અંબાલાલ મંગળભાઈ પાટીદાર | ૩૧૦ |
| ૮૨ | સોમાભાઇ માવસીંગ બારૈયા | ૩૦૯ |
| ૮૨ | દેસાઈભાઈ શનાભાઈ પટેલ | ૩૦૯ |
| ૮૨ | વીઠલભાઈ ઇશ્વરભાઈ સુથાર | ૩૦૯ |
| ૮૫ | બળદેવ હરગોવિંદ જોશી | ૩૦૮ |
| ૮૫ | ડાહ્યાભાઈ લલ્લુભાઈ બીન વરજભાઇ પટેલ | ૩૦૮ |
| ૮૫ | મોતીભાઈ ગીરધરભાઈ પટેલ | ૩૦૮ |
| ૮૮ | જયંતીલાલ મગનલાલ પંડ્યા | ૩૦૭ |
| ૮૮ | નગીનલાલ ચુનિલાલ સોની | ૩૦૭ |
| ૯૦ | મોહનલાલ જીવાભાઈ વાળંદ | ૩૦૬ |
| ૯૧ | રૂઘનાથભાઈનારણભાઈ બારોટ | ૩૦૫ |
| ૯૧ | હરિનારાયણ પુનમચંદ ભટ્ટ | ૩૦૫ |
| ૯૧ | ડાહ્યાભાઈ કાળીદાસ પટેલ | ૩૦૫ |
| ૯૪ | પાઉલ કાળીદાસ ખ્રિસ્તી | ૩૦૪ |
| ૯૪ | ડાહ્યાભાઈ હરમાનભાઈ પટેલ | ૩૦૪ |
| ૯૪ | અંબાલાલ ચુનિલાલ શાહ | ૩૦૪ |
| ૯૭ | હેમતમીઆં રસુલમીઆં મલેક | ૩૦૩ |
| ૯૭ | છોટાભાઈ મંગળભાઈ પટેલ | ૩૦૩ |
| ૯૭ | ગોવિંદભાઈ દ્વારકાંદાસ પટેલ | ૩૦૩ |
| ૯૭ | રમણલાલ કેશવલાલ શાહ | ૩૦૩ |
| ૯૭ | ચંદ્રકાન્ત બાપુલાલ પટેલ | ૩૦૩ |
| ૯૭ | શીવાભાઈ હીરાભાઈ વાઘરી | ૩૦૩ |
| ૧૦૩ | મગનભાઈ મોતીભાઈ પરશોત્તમભાઈ પટેલ | ૩૦૨ |
| ૧૦૩ | સોમાભાઈ હરિભાઈ પટેલ | ૩૦૨ |
| ૧૦૫ | આશાભાઈ નાથાભાઈ પટેલ | ૩૦૧ |
| ૧૦૫ | મણીભાઈ ઉમેદભાઈ પટેલ | ૩૦૧ |
| ૧૦૫ | રામભાઈ સોમાભાઈ ધનજીભાઈ પટેલ | ૩૦૧ |
| ૧૦૮ | ખોડાભાઈ ભાઇજીભાઈ મીર | ૩૦૦ |
| ૧૦૮ | અંબાલાલ ગોરધનભાઈ રાણા | ૩૦૦ |
| ૧૦૮ | શનાભાઈ કીશાભાઈ વાઘરી | ૩૦૦ |
| ૧૧૧ | મનોરભાઈ મોતીભાઈ પટેલ | ૨૯૯ |
| ૧૧૧ | કનૈયાલાલ પરસોત્તમ શુક્લ | ૨૯૯ |
| ૧૧૧ | ફુલાભાઈ બાજીભાઈ વાઘરી | ૨૯૯ |
| ૧૧૪ | રણછોડભાઈ ઝવેરભાઈ હરિભાઈ પટેલ | ૨૯૮ |
| ૧૧૪ | મણીલાલ નરોત્તમદાસ ભટ્ટ | ૨૯૮ |
| ૧૧૬ | પુરાજી લહેરાજી બારૈયા | ૨૯૭ |
| ૧૧૬ | જીવાભાઈ સોમાભાઈ પટેલ | ૨૯૭ |
| ૧૧૬ | જશવંતલાલ જેઠીશનભાઈ ત્ર. | ૨૯૭ |
| ૧૧૬ | પરીક્ષત ભોગીલાલ ત્રિવેદી | ૨૯૭ |
| ૧૨૦ | રમણલાલ માણેકલાલ દેસાઈ | ૨૯૬ |
| ૧૨૦ | હુસેનમીઆં અબાસમીયાં સૈયદ | ૨૯૬ |
| ૧૨૦ | પંજુલાલ રણછોડદાસ શાહ | ૨૯૬ |
| ૧૨૩ | ડાહ્યાભાઈ તળશીભાઈ પટેલ | ૨૯૫ |
| ૧૨૩ | ઝીણાભાઈ શીવાભાઈ સોલંકી | ૨૯૫ |
| ૧૨૩ | મોહનલાલ નાનાલાલ ઠક્કર | ૨૯૫ |
| ૧૨૩ | ચંદુલાલ જેશંકર ત્રિવેદી | ૨૯૫ |
| ૧૨૩ | રાયજી માલજી વાઘરી | ૨૯૫ |
| ૧૨૮ | રમણલાલ ગીરધરલાલ બ્રહ્મભટ્ટ | ૨૯૪ |
| ૧૨૮ | ફુલાભાઈ શનાભાઈ પટેલ | ૨૯૪ |
| ૧૨૮ | મણીભાઈ ફુલાભાઈ પટેલ | ૨૯૪ |
| ૧૨૮ | રૂપાભાઈ રણછોડભાઈ વાઘરી | ૨૯૪ |
| ૧૨૮ | ભાઇલાલ ચુનિલાલ વ્યાસ | ૨૯૪ |
| ૧૩૩ | પરસોત્તમ બાબરભાઈ શંકરભાઈ દાજીભાઇ પટેલ | ૨૯૩ |

| | | |
|---|---|---|
| ૧૩૩ | પુલાભાઈ રામસીંગ પરમાર | ૨૯૩ |
| ૧૩૫ | કેશવલાલ છોટાલાલ બારોટ | ૨૯૨ |
| ૧૩૫ | માણેકલાલ ડાહ્યાભાઈ બારોટ | ૨૯૨ |
| ૧૩૫ | સુલેમાન દેવજીભાઇ ખ્રિસ્તી | ૨૯૨ |
| ૧૩૫ | છોટાભાઈ ભગવાનદાસ પટેલ | ૨૮૨ |
| ૧૩૫ | રણછોડભાઈ લલુભાઇ વરજ-ભાઇ પટેલ | ૨૯૨ |
| ૧૪૦ | જીવણલાલ મોતીરામ ધાગટ | ૨૯૧ |
| ૧૪૦ | વનાજી રણછોડજી ખાંટ | ૨૯૧ |
| ૧૪૦ | કનૈયાલાલ ત્રીભોવનદાસ શાહ | ૨૯૧ |
| ૧૪૩ | નાથાભાઈ જેઠાભાઈ બારૈયા | ૨૯૦ |
| ૧૪૩ | સોમાભાઇ ધનાભાઈ ભોઈ | ૨૯૦ |
| ૧૪૩ | નાથાભાઈ શનાભાઈ વાળંદ | ૨૯૦ |
| ૧૪૩ | ચીમનલાલ છોટાલાલ ઉપાધ્યાય | ૨૯૦ |
| ૧૪૭ | પરસોત્તમ તળશીભાઈ પટેલ | ૨૮૯ |
| ૧૪૮ | હાકોરલાલ ચીમનલાલ વ્યાસ | ૨૮૮ |
| ૧૪૯ | શંકરલાલ ગણપતરામ દવે | ૨૮૭ |
| ૧૪૯ | ચીમનલાલ મણીલાલ જોશી | ૨૮૭ |
| ૧૪૯ | ભાઇલાલ મોતીભાઇ લલુભાઈ પટેલ | ૨૮૭ |
| ૧૪૯ | છોટાલાલ બકોરભાઈ પટેલ | ૨૮૭ |
| ૧૪૯ | મફતલાલ મોહનલાલ શાહ | ૨૮૭ |
| ૧૪૯ | રમણલાલ દામોદર શાહ | ૨૮૭ |
| ૧૪૯ | લખાભાઈ લહેરાભાઈ વાઘરી | ૨૮૭ |
| ૧૪૯ | ડાહ્યાભાઈ નાથાભાઈ વાળંદ | ૨૮૭ |
| ૧૪૯ | દેસાઇભાઈ ચુંથાભાઈ બારૈયા | ૨૮૭ |
| ૧૫૮ | ભાખાભાઈ ધુળાભાઈ બારૈયા | ૨૮૬ |
| ૧૫૮ | ગાંડાભાઈ લલ્લુભાઈ પટેલ | ૨૮૬ |
| ૧૫૮ | ઇશ્વરભાઈ મનોરભાઈ પટેલ | ૨૮૬ |
| ૧૫૮ | સોમાભાઈ છગનભાઈ પટેલ | ૨૮૬ |
| ૧૫૮ | વિષ્ણુરામ લલ્લુરામ ત્રિવેદી | ૨૮૬ |
| ૧૬૩ | શીવશંકર શંકરલાલ દવે | ૨૮૫ |
| ૧૬૩ | મોંઘાભાઈ મથુરભાઈ પટેલ | ૨૮૫ |
| ૧૬૩ | જયંતીલાલ જમનાદાસ શાહ | ૨૮૫ |
| ૧૬૬ | મગનભાઇ દેસાઇભાઇ પટેલ | ૨૮૪ |
| ૧૬૭ | અહમદમીઆ હીસામમીઆ મલેક | ૨૮૩ |
| ૧૬૭ | વાઘજીભાઈ પ્રભુદાસ પટેલ | ૨૮૩ |
| ૧૬૭ | નટવરલાલ ભોગીલાલ ગરબડદાસ શાહ | ૨૮૩ |
| ૧૬૭ | દેવશંકર નર્મદાશંકર ત્રિવેદી | ૨૮૩ |
| ૧૭૧ | રામપ્રસાદ હરિશંકર દવે | ૨૮૨ |
| ૧૭૧ | લાલાભાઈ વલ્લવભાઈ પટેલ | ૨૮૨ |
| ૧૭૧ | નટવરલાલ ભાઈલાલ પટેલ | ૨૮૨ |
| ૧૭૧ | નાથાભાઈ તળશીભાઈ પટેલ | ૨૮૨ |
| ૧૭૫ | ચીમનલાલ જગન્નાથભાઈ ભટ્ટ | ૨૮૧ |
| ૧૭૫ | ચીમનલાલ દેસાઇભાઈ પટેલ | ૨૮૧ |
| ૧૭૭ | મહમદઅલી અમીરમીઆ સૈયદ | ૨૮૦ |
| ૧૭૭ | મીખાભાઇ ધનજીભાઈ પટેલ | ૨૮૦ |
| ૧૭૭ | મગનભાઈ લખાભાઈ પટેલ | ૨૮૦ |
| ૧૭૭ | કચરાલાલ જમનાદાસ શાહ | ૨૮૦ |
| ૧૭૭ | ચુનીભાઈ નાગરભાઇ સુતાર | ૨૮૦ |
| ૧૭૭ | અંબાલાલ કુવરભાઈ વાળંદ | ૨૮૦ |
| ૧૮૩ | રણછોડભાઈ ભગવાનદાસ પટેલ | ૨૭૯ |
| ૧૮૩ | હીરજીભાઈ દયારામ સુનાર | ૨૭૯ |
| ૧૮૫ | રમણલાલ ઉમીઆશંકર પંડયા | ૨૭૮ |
| ૧૮૬ | રતીલાલ હીરાલાલ દેસાઈ | ૨૭૭ |
| ૧૮૬ | બાલાશંકર મોતીરામ ઉપાસણી | ૨૭૭ |
| ૧૮૮ | રમણલાલ ગીરીજાશંકર દવે | ૨૭૬ |
| ૧૮૮ | ગાંડાભાઈ વલ્લવભાઈ પટેલ | ૨૭૬ |
| ૧૮૮ | વાસુદેવ મણીલાલ પંડયા | ૨૭૬ |
| ૧૯૧ | શંકરભાઈ મંગળભાઈ બારૈયા | ૨૭૫ |
| ૧૯૧ | નારણલાલ બાપાલાલ જોશી | ૨૭૫ |
| ૧૯૧ | ચતુરભાઈ મોતીભાઈ વીઠલ-ભાઈ પટેલ | ૨૭૫ |
| ૧૯૧ | લલ્લુભાઈ શંકરભાઈ પટેલ | ૨૭૫ |
| ૧૯૧ | સોમાભાઈ પુંજાભાઈ પરમાર | ૨૭૫ |
| ૧૯૬ | સીંદુલ્ફ એડવર્ડ મકવાણા | ૨૭૪ |
| ૧૯૬ | ડાહ્યાભાઈ ગરબડભાઈ પટેલ | ૨૭૪ |
| ૧૯૬ | ડાહ્યાભાઈ શંકરભાઈ પટેલ | ૨૭૪ |
| ૧૯૯ | શંકર નાથા બારૈયા | ૨૭૩ |
| ૧૯૯ | બાબુભાઈ લલ્લુભાઈ ગાંધી | ૨૭૩ |
| ૧૯૯ | મોહનલાલ મણીલાલ જોશી | ૨૭૩ |
| ૨૦૨ | લક્ષ્મીશંકર મૂળજીભાઈ ભટ્ટ | ૨૭૨ |
| ૨૦૨ | વિલીયમ એડમંડ મકવાણા | ૨૭૨ |
| ૨૦૨ | ગફુર મીઆંજી વ્હોરા | ૨૭૨ |
| ૨૦૨ | કેશવલાલ કરસનજી વ્યાસ | ૨૭૨ |
| ૨૦૬ | સીટલેસ ભીખા મકવાણા | ૨૭૧ |
| ૨૦૬ | શનાભાઈ વેચરીભાઈ નારણભાઈ પટેલ | ૨૭૧ |

| | | |
|---|---|---|
| ૨૦૬ | જેહાલાલ મગનલાલ પંડયા | ૨૭૧ |
| ૨૦૬ | રમણલાલ વ્રજલાલ શાહ | ૨૭૧ |
| ૨૦૬ | િભોવન શંકરભાઈ સુતાર | ૨૭૧ |
| ૨૧૧ | મેચરભાઈ ઇચ્છાભાઈ પટેલ | ૨૭૦ |
| ૨૧૧ | રમેન્દ્રલાલ સાંકળચંદ ત્રિવેદી | ૨૭૦ |
| ૨૧૩ | પુંજાભાઈ ઘેલાભાઈ ગોલા | ૨૬૯ |
| ૨૧૩ | ગજાનંદરાવ શંકરરાવ રાજુલકર | ૨૬૯ |
| ૨૧૫ | ત્રીકમભાઈ રાયજીભાઈ બારૈયા | ૨૬૮ |
| ૨૧૬ | ગુલામનબી છોટુભાઈ મલેક | ૨૬૭ |
| ૨૧૬ | સાકળચંદ હરિભાઈ મીસ્ત્રી | ૨૬૭ |
| ૨૧૬ | હીરાલાલ મણીભાઈ પટેલ | ૨૬૭ |
| ૨૧૬ | અમરતલાલ દલપતભાઈ શાહ | ૨૬૭ |
| ૨૧૬ | નટવરલાલ હરગોવંદદાસ શાહ | ૨૬૭ |
| ૨૧૬ | પરસોત્તમ હરિવલ્લભદાસ શાહ | ૨૬૭ |
| ૨૨૨ | મગન મોરારભાઈ ખ્રિસ્તી | ૨૬૬ |
| ૨૨૨ | શેમ્યુલ નાગજી ખ્રિસ્તી | ૨૬૬ |
| ૨૨૨ | છોટાભાઈ ફુલાભાઈ પટેલ | ૨૬૬ |
| ૨૨૨ | મોતીભાઈ ફુલાભાઈ પટેલ | ૨૬૬ |
| ૨૨૬ | ચીમનલાલ છોટાલાલ જોશી | ૨૬૫ |
| ૨૨૬ | પુરશોત્તમ સોમાભાઈ વહેરીભાઈ પટેલ | ૨૬૫ |
| ૨૨૮ | હીરાલાલ તીલકદાસ સાધુ | ૨૬૪ |
| ૨૨૮ | ચીમનલાલ મગનલાલ વાળંદ | ૨૬૪ |
| ૨૨૮ | રતિલાલ ચુનિલાલ શાહ | ૨૬૪ |
| ૨૩૧ | ભીખાભાઈ શનાભાઈ પટેલ | ૨૬૩ |
| ૨૩૧ | મંગુએલીઆસ હીરાલાલ ભાઈલાલ શલાટ | ૨૬૩ |
| ૨૩૧ | હરિલાલ મણીલાલ ઉપાધ્યાય | ૨૬૩ |
| ૨૩૪ | ભુપતસિંહ ઝીણાભાઈ મહીડા | ૨૬૨ |
| ૨૩૪ | કાળીદાસ બાપુજી પટેલ | ૨૬૨ |
| ૨૩૪ | નરભેરામ શીવરામ ઠાકર | ૨૬૨ |
| ૨૩૪ | હીરાભાઈ ખોડાભાઈ વાળંદ | ૨૬૨ |
| ૨૩૪ | જટાશંકર નાગેશ્વરભાઈ વ્યાસ | ૨૬૨ |
| ૨૩૯ | મંગળભાઈ ભાઈલાલ ગોલા | ૨૬૧ |
| ૨૩૯ | અંબાલાલ રણછોડભાઈ પટેલ | ૨૬૧ |
| ૨૩૯ | રામચંદ્ર ફુલાભાઈ પંડયા | ૨૬૧ |
| ૪૨ | ઇશ્વરભાઈ ભીખાભાઈ પટેલ | ૨૬૦ |
| ૨૪૨ | પરસોત્તમ સોમાભાઈ વીઠલ-ભાઈ પટેલ | ૨૬૦ |
| ૨૪૨ | ધુળાભાઈ હીરાભાઈ પગી | ૨૬૦ |

| | | |
|---|---|---|
| ૨૪૨ | અમરતલાલ છગનલાલ ભટ્ટ | ૨૬૦ |
| ૨૪૬ | ફકરૂદ્દીન સરફુદ્દીન મલેક | ૨૫૯ |
| ૨૪૬ | નારણભાઈ કુબેરભાઈ ભોઈ | ૨૫૯ |
| ૨૪૬ | ભીખાભાઈ શંકરભાઈ વરજ-ભાઈ પટેલ | ૨૫૯ |
| ૨૪૯ | ભાઈલાલભાઈ મથુરભાઈ પટેલ | ૨૫૮ |
| ૨૪૯ | શાંતિલાલ કાળીદાસ શાહ | ૨૫૮ |
| ૨૫૧ | ચતુરભાઈ ત્રીકમભાઈ આશા-ભાઈ પટેલ | ૨૫૭ |
| ૨૫૧ | મણીલાલ પરસોત્તમદાસ પટેલ | ૨૫૭ |
| ૨૫૩ | ફુલાભાઈ દાજીભાઈ ચોહાણ | ૨૫૬ |
| ૨૫૩ | રામભાઈ સોમાભાઈ કાળીદાસ પટેલ | ૨૫૬ |
| ૨૫૩ | માણેકલાલ અમૃતલાલ શાહ | ૨૫૬ |
| ૨૫૩ | રતિલાલ ગોરધન શાહ | ૨૫૬ |
| ૨૫૩ | ીરજલાલ જીવણલાલ ઠાકર | ૨૫૬ |
| ૨૫૮ | ચીમનલાલ ઓચ્છવલાલ ભટ્ટ | ૨૫૫ |
| ૨૫૮ | નાનાભાઈ ચતુરભાઈ પટેલ | ૨૫૫ |
| ૨૫૮ | લક્ષ્મીશંકર ભોગીલાલ પંડયા | ૨૫૫ |
| ૨૫ | ઉમીઆશંકર કહાનજી પંડયા | ૨૫૫ |
| ૫ | નમચંદ ઇશ્વરદાસ શાહ | ૨૫૫ |
| ૨૬ | ગટાલાલ કેદારસિંહ બારોટ | ૨૫૪ |
| ૨૬૩ | ંકરભાઈ અંબાઈદાસ પટેલ | ૨૫૪ |
| ૨૬૫ | ઉમેદભાઈ લાલભાઈ બારીઆ | ૨૫૩ |
| ૨૬૫ | ચતુરભાઈ કાળીદાસ પટેલ | ૨૫૩ |
| ૨૬૫ | રિભાઈ ઝવેરભાઈ પટેલ | ૨૫૩ |
| ૨૬૮ | સ.ઇભાઈ અભેસીંગ બારૈયા | ૨૫૨ |
| ૨૬૮ | વલ્લભભાઈ નાનાભાઈ પટેલ | ૨૫૨ |
| ૨૬૮ | રમણલાલ ગણપતરામ પાઠક | ૨૫૨ |
| ૨૬૮ | મગનલાલ હરિલાલ ઠક્કર | ૨૫૨ |
| ૨૭૨ | કાટા ધના કુંભાર | ૨૫૧ |
| ૨૭૨ | અંબાલાલ નારણભાઈ પટેલ | ૨૫૧ |
| ૨૭૨ | શંકરલાલ મગનલાલ શાહ | ૨૫૧ |
| ૨૭૫ | ચુનિલાલ મનસુખભાઈ દલવાડી | ૨૫૦ |
| ૨૭૫ | ગોરધનભાઈ નારણભાઈ પટેલ | ૨૫૦ |
| ૨૭૫ | રસિંહભાઈ ચતુરભાઈ પટેલ | ૨૫૦ |
| ૨૭૫ | મણીશંકર ફુલારામ પંડયા | ૨૫૦ |
| ૨૭૯ | નટવરલાલ લલ્લુભાઈ વાણીઆ | ૨૪૯ |
| ૨૭૯ | રામાભાઈ શનાભાઈ પટેલ | ૨૪૯ |
| ૨૭૯ | ચીમનલાલ સોમાભાઈ પંડયા | ૨૪૯ |

| | | |
|---|---|---|
| ૨૮૨ | ભાઈલાલભાઈ ભીમભાઈબારોટ | ૨૪૮ |
| ૨૮૨ | મણીલાલ આનંદરામ જોશી | ૨૪૮ |
| ૨૮૨ | આશાભાઈ શંકરભાઈ બીન શનીભાઈ પટેલ | ૨૪૮ |
| ૨૮૨ | છોટાભાઈ પરસોતમભાઈ પટેલ | ૨૪૮ |
| ૨૮૬ | નારણભાઈ મથુરભાઈ પટેલ | ૨૪૭ |
| ૨૮૬ | વીઠલભાઈ વાઘજીભાઈ પટેલ | ૨૪૭ |
| ૨૮૬ | હુસેનભાઈ અનવરભાઈ સિપાઈ | ૨૪૭ |
| ૨૮૯ | શંકરભાઈ મોમાભાઈ બેલદાર | ૨૪૬ |
| ૨૮૯ | જગજીવન સોમચંદદાસ ભાવસાર | ૨૪૬ |
| ૨૮૯ | નસરતખાન બહાદરખાન પઠાણ | ૨૪૬ |
| ૨૮૯ | હરિનારાયણ લલ્લુભાઈ ત્રવાડી | ૨૪૬ |
| ૨૯૩ | હમીદમીઆં રસુલમીઆં મલેક | ૨૪૫ |
| ૨૯૩ | રામસંગ પ્રભાતસંગ સોલંકી | ૨૪૫ |
| ૨૯૫ | ભીખાભાઈ કાળીદાસ બારૈયા | ૨૪૪ |
| ૨૯૫ | મણીલાલ મનસુખભાઈ રાણા | ૨૪૪ |
| ૨૯૭ | વિરામભાઈ નાથાભાઈ રબારી | ૨૪૩ |
| ૨૯૭ | બબાભાઈ નાગરરાત વાળંદ | ૨૪૩ |
| ૨૯૯ | કાન્તિલાલ મણીલાલ દવે | ૨૪૨ |
| ૨૯૯ | રતિલાલ નાથાલાલ ગામડીઆ | ૨૪૨ |
| ૨૯૯ | દોલતસિંહ સાહેબસિંહ મહીડા | ૨૪૨ |
| ૨૯૯ | જયંતીલાલ સોમેશ્વર ઉપાધ્યાય | ૨૪૨ |
| ૩૦૩ | સોમાભાઈ રાયજીભાઈ બારીઆ | ૨૪૧ |
| ૩૦૩ | રતિલાલ છગનલાલ ધ્રુવ | ૨૪૧ |
| ૩૦૩ | રતિલાલ હીંમતલાલ જોશી | ૨૪૧ |
| ૩૦૩ | બાબુભાઈ પુરસોત્તમ પટેલ | ૨૪૧ |
| ૩૦૩ | કેશવલાલ પુરૂશોત્તમ પુરાણી | ૨૪૧ |
| ૩૦૩ | જેઠાલાલ પુરૂશોત્તમદાસ ઠાકર | ૨૪૧ |
| ૩૦૩ | કાન્તિલાલ શંકરલાલ ત્રિવેદી | ૨૪૧ |
| ૩૧૦ | જીવણલાલ તખ્તસિંહ ચાવડા | ૨૪૦ |
| ૩૧૦ | કાન્તિલાલ ચંદુલાલ દેસાઈ | ૨૪૦ |
| ૩૧૦ | દેવજીભાઈ પ્રભુદાસ કુંભાર | ૨૪૦ |
| ૩૧૩ | ગંગાલાલ મથુરભાઈ બીન રામદાસ પટેલ | ૨૩૯ |
| ૩૧૪ | મોહનભાઈ લલ્લુભાઈ બારૈયા | ૨૩૮ |
| ૩૧૪ | ભાઈલાલ કાળીદાસ પટેલ | ૨૩૮ |
| ૩૧૪ | છગનભાઈ લલુભાઈ વસનભાઈ પટેલ | ૨૩૮ |
| ૩૧૭ | કદુમીઆં અભાથી મલેક | ૨૩૭ |
| ૩૧૭ | જયંતીલાલ રણછોડદાસ શાહ | ૨૩૭ |
| ૩૧૭ | હીરાલાલ મોતીલાલ ઠક્કર | ૨૩૭ |
| ૩૨૦ | પ્રભુદાસ આશીર્વાદ ખ્રિસ્તી | ૨૩૬ |
| ૩૨૦ | શંકરપ્રસાદ મોહનલાલ દેસાઈ | ૨૩૬ |
| ૩૨૦ | ભાઈલાલ જેઠાલાલ પટેલ | ૨૩૬ |
| ૩૨૩ | કાળાભાઈ પુંજાભાઈ કાછીઆ | ૨૩૫ |
| ૩-૪ | શનાભાઈ તળશીભાઈ પટેલ | ૨૩૪ |
| ૩૨૪ | શાંતિલાલ છોટાલાલ શાહ | ૨૩૪ |
| ૩૨૬ | પરવતસિંગ શીવાભાઈ બારૈયા | ૨૩૩ |
| ૩૨૬ | રણછોડ ગીરધરભાઈ વાળંદ | ૨૩૩ |
| ૩૨૮ | કાશીભાઈ નાગરભાઈ પટેલ | ૨૩૨ |
| ૩૨૮ | સોમેશ્વર નાથાલાલ ઉપાધ્યાય | ૨૩૨ |
| ૩૩૦ | ડાહ્યાભાઈ આશાભાઈ પટેલ | ૨૩૧ |
| ૩૩૧ | ભીખાભાઈ શંકરભાઈ ગરાસીઆ | ૨૩૦ |
| ૩૩૧ | રસુલમીઆં સાથીમીઆં મીરઝા | ૨૩૦ |
| ૩૩૧ | આત્મારામ ભાઈજીભાઈ પટેલ | ૨૩૦ |
| ૩૩૧ | પ્રમોદરાય ઓચ્છવલાલ ત્રિવેદી | ૨૩૦ |
| ૩૩૫ | ખોડાભાઈ કુંવરભાઈ પટેલ | ૨૨૮ |
| ૩૩૬ | અભેસીંગ અંદારસીંગ ડાભી | ૨૨૭ |
| ૩૩૬ | જમીઅતમીઆં મીરૂમીઆં મલેક | ૨૨૭ |
| ૩૩૬ | છોટાભાઈ સોમાભાઈ પટેલ | ૨૨૭ |
| ૩૩૬ | મોહનલાલ મણીલાલ ઠાકર | ૨૨૭ |
| ૩૪૦ | મગનભાઈ ઝવેરભાઈ પટેલ | ૨૨૫ |
| ૩૪૦ | રણછોડ સીતારામ પરમાર | ૨૨૫ |
| ૩૪૦ | લક્ષ્મીપ્રસાદ મણીલાલ પુરાણી | ૨૨૫ |
| ૩૪૩ | નરસિંહભાઈ દુર્લભદાસપઢીઆર | ૨૨૪ |
| ૩૪૪ | વાડીલાલ શીવાભાઈ બારોટ | ૨૨૨ |
| ૩૪૫ | ચંદુલાલ ભોગીલાલ સોની | ૨૨૦ |
| ૩૪૬ | વજેસંગ અંદેરસંગ ખાંટ | ૨૧૯ |
| ૩૪૬ | બેચરભાઈ ગોવિંદભાઈ પટેલ | ૨૧૯ |
| ૩૪૮ | મૂળચંદદાસ ગોકળદાસ શાહ | ૨૧૮ |
| ૩૪૯ | પુનમભાઈ રણછોડભાઈ પટેલ | ૨૧૭ |
| ૩૪૯ | અમીરમીઆં [illegible] મલેક | ૨૧૭ |
| ૩૫૧ | કાન્તિલાલ મણીલાલ જોશી | ૨૧૫ |
| ૩૫૨ | અસરફમીઆં દલુમીઆં મલેક | ૨૧૪ |
| ૩૫૩ | ભોગીલાલ જાદવભાઈ ઠક્કર | ૨૧૩ |
| ૩૫૪ | ગુલામહુસેન લાલભાઈ સુડગર | ૨૦૯ |

| | | |
|---|---|---|
| ૩૫૫ | અકબરમીઆં જપુમીઆં મલેક | ૩૦૩ |
| | **ખેતીવાડી વિષય** | |
| ૧ | પુંજીઆ અભાજી બારૈયા | ૩૧૪ |
| ૨ | છોટાજી શંકરજી બારૈયા | ૩૧૦ |
| ૩ | મણીભાઈ દેસાઇભાઈ પટેલ | ૨૭૧ |
| ૪ | રવજીભાઈ ધનાભાઈ પટેલ | ૨૬૮ |
| ૫ | ઉમેદભાઈ દેસાઇભાઈ પટેલ | ૨૬૬ |
| ૬ | વલ્લવભાઈ ખુશાલભાઈ પટેલ | ૨૬૩ |
| ૭ | કેશવલાલ સદારામ ઠાકોર | ૨૬૦ |
| ૮ | રણછોડભાઇ ભાઇજીભાઈ પટેલ | ૨૪૯ |
| ૯ | ઇશ્વરભાઈ બેચરભાઈ બારોટ | ૨૪૩ |
| ૧૦ | ગણપત શંકર વાળંદ | ૨૪૧ |
| | **ઉર્દુ–ગુજરાતી** | |
| ૧ | અહમદમીઆં નથુમીઆ મલેક | ૩૩૮ |
| ૧ | મહમદહુસેન ગુલામહુસેન શેખ | ૩૩૮ |
| ૩ | હુસનખાન અબ્દુલ લતીફખાન પઠાણ | ૩૧૯ |
| ૪ | ગુલામ મહમદ ઉસમાન મલેક | ૨૯૨ |
| ૫ | લાલમહમદ જાનમહમદ શેખ | ૨૮ |
| ૬ | મોહીઉદ્દીન સરદારભાઈ મલેક | ૨૭ |
| ૭ | ઇમામખાન આલમખાન પઠાણ | ૨૬ |
| ૭ | અમીરદ્દીન ફૈઝુદ્દીન શેખ | ૨૬ |
| ૯ | અબ્દુરહીમ હાજીભાઈ શેખ | ૨૫ |
| ૧૦ | આલીમીઆ હસુમીઆ સૈયદ | ૨૫ |
| ૧૧ | મહમદમીઆં ઇમામમીઆં મલેક | ૨૪ |
| ૧૨ | કરીમમીઆં ઝનુમીઆં મલેક | ૨૪ |
| ૧૩ | અમીનમીઆં બનુમીઆ મલેક | ૨૩ |
| ૧૪ | ઇબ્રાહીમ અહમદભાઈ શેખ | ૨૨ |
| ૧૫ | અઝાદઅલી ઇદાઅલી ફકીર | ૨૨ |
| ૧૬ | રહેમાનભાઈ કરીમભાઈ વોહરા | ૨૧ |
| ૧૭ | અહમદમીઆં ઇમામમીઆ સૈયદ | ૨૧ |
| ૧૮ | મહમદખાન નાથુખાન પઠાણ | ૨૦ |
| ૧૯ | અહમદમીઆં સેફુમીઆ મલેક | ૨૦ |

એક તપાસણી અમલદાર નીચે પ્રમાણે જણાવે છે—

૧ ટન = ૫૬ મણ ગણવા વ્યાજબી નથી. રતલ અને કાચો શેર સરખા નથી. ૧ રતલ = ૭૦૦૦ ગ્રેન; ૧ શેર = ૭૨૦૦. ગણિતમા પણ બરોબર ૩૫ શેર = ૩૬ રતલ બતાવ્યા છે. ૯ ટન = ૪૯૦ મણ બરોબર થાય પણ ૯ ટન = ૫૦૪ એ જવાબ ખોટો છે.

## વસંત–આશ્રમ અબ્રામા. (જિલ્લે સુરત.)

સુરત જિલ્લામા એક નવીન શિક્ષણ સંસ્થા—સ્કૂલ તથા આશ્રમનાં મકાનો ગામથી દૂર છે. સ્કૂલ કેળવણીખાતાએ મંજુર કરી છે. અંગ્રેજી પાંચ ધોરણો સુધી શીખવાય છે. છઠ્ઠુ Std VI ધોરણ આવતી સાલ—૨૦ વિદ્યાર્થીઓ થયે ખોલવામાં આવશે. બોર્ડિંગ સ્કૂલ હોઈ–શિક્ષકો અને વિદ્યાર્થીઓ–આશ્રમનાં મકાનોમાં જ રહે છે. શિક્ષક મંડળ અનુભવી અને ઉત્સાહી છે. ગામડાના વાતાવરણમાં કેળવણી આપવા ઇચ્છનાર માબાપોને સુંદર તક છે. વધુ વિગત માટે લખો:—

**ગંગાદાસ ઈ. પટેલ.** બી. એ. બી. ટી. (Nat.) હેડમાસ્તર.

**જોઇએ છીએ**—શેઠ ભગવાનદાસ લક્ષ્મીચંદ સ્થાપિત ગુજરાતી કન્યાશાળા માટે સિનિયર શિક્ષિકા. જાત, ઉંમર અને સર્ટિફિકેટ સાથે લખો:—

**શેઠ ભગવાનદાસ દામોદર,** ઠે. મકાતા, દીવબંદર—**કાઠીયાવાડ.**

## પંચમહાલ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| કાલોલ | મિ. મામલતદાર સાહેબ અનેમે. ડોકટર સાહેબે | ૭—૮—૦ | ઉર્દુ સ્કૂલમા બેકું આપ્યું. |
| ગાગરડી | અમદાવાદના શેઠ બાલુભાઇએ | ૨૫—૦—૦<br>૧—૦—૦ | સ્કૂલ ફંડમાં આપ્યા.<br>પતાસા વ્હેંચ્યા. |
| ઘુમસવાડા | સ્કૂલકમિટિનામેમ્બર પઠાણુ ફ્સીફુદ્દા સરીફુદ્દિયાએ | ૨—૦—૦ | સાકર વ્હેંચી. |
| નાડુકણુ | રામપુરના શેઠ કેશવલાલ પુનમચંદ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ભાદરવા | શાહ બહેચરદાસ ભાઇજીએ | ૨૫—૦—૦ | કન્યાશાળામા જર્મનના પ્યાલા વ્હેંચ્યા. |
| કાકણપુર | સ્કૂલ કમિટિના મેમ્બર મિ. નારણભાઈ ભાઇજીભાઈ એ તથા બહેચરભાઈ અમથાભાઈએ | ...... | સ્કૂલ જમાડી. |
| જીતપુરા | કાકણપુરના વાળંદ નાગરભાઈ બેચરભાઈ એ | ૪—૦—૦ | પતાસા તથા બાગકામ માટે મદદ આપી. |
| બજેડોળ | મણસોલીના વાળંદ ભીખાભાઈ ગોકળે | ૪—૮—૦ | પતાસાં વ્હેંચ્યા. |
| અંબાલી | પટેલ બાજીભાઈ જગાભાઈએ<br>તથા તેમના વેવાઇ ગભીરભાઇ માનસીંગે | ૧૫—૦—૦<br>૨—૦—૦ | સ્કૂલ જમાડી.<br>ફંડમા આપ્યા. |
| વાઘજીપુર | મામલેદારે | ૨૦—૦—૦ | ઘડિઆળ આપ્યું. |
| અંબાલી | મીજા આસ. સોમાભાઈ રણછોડભાઈએ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| કાલોલ | મિ. ચેરમેન સાહેબ જેઠાલાલ રણછોડ વેદ | ૫—૦—૦ | કન્યાશાળામા પુસ્તકો વ્હેંચ્યા. |
| મલાવ | મુવાલના પટેલ જેઠાભાઈ ગોવિંદભાઈએ | ૩—૦—૦ | સાકર વ્હેંચી. |
| | ધર્મજના પટેલ રાવજીભાઈ દાભાઈએ | ૪૦—૦—૦ | જર્મનના રકાબી પ્યાલા તથાપતાસા વ્હેંચ્યાં. |
| જેતપુર | મે. મહારાજા સાહેબ નટ-વરસિંહજી તરફથી | ૧૦—૦—૦ | સાકર વ્હેંચી. |

પુસ્તક ૬૮ ] [ અંક ૫-૬

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

મે-જુન, સને ૧૯૨૯.

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધી છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખચીત આપણા મૃત્યુ-પછી જગતના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ,

M.Ed., F.R.G.S. I.E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



પા "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ.

## અનુક્રમણિકા




પુસ્તક ૬૮ ]  મે-જુન, સને ૧૯૨૯  [ અંક ૫-૬

## ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચેનો સો વર્ષ પહેલાંનો ટપાલમાર્ગ

૧૭૧ મે પાને ટપાલના વિમાનમાર્ગનો નકશો કાઢેલો છે. આ રસ્તે "સીટી ઑવ ગ્લાસ્ગો" નામનુ વિમાન ક્રોયડન ( લન્ડન ) થી તા. ૩૦મી માર્ચ, ૧૯૨૯ને રોજ ટપાલ લઈ કરાંચી આવવા માટે ઉપડયું હતું અને ૭ દિવસમા ઇંગ્લંડથી ટપાલના કાગળો તે કરાચી લાવ્યુ હતું. આ પ્રમાણે ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે વિમાનદ્વારા ટપાલની આવજા શરૂ થઈ છે. ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે જમીનમાર્ગે ટપાલની લાવલઇજા કરવામા પણ આજથી બરાબર ૧૦૦ વરસ ઉપર ઇંગ્લંડેજ પહેલ કરી હતી અને એ વખતે જે જમીનમાર્ગે હિંદુસ્તાન તરફ મુસાફરી કરવામા આવી હતી તેજ રસ્તે અત્યારે પણ મુસાફરી કરવામાં આવે છે.

૧૦૦ વરસ ઉપર લેફ્ટેનન્ટ થોમસ વેગહોર્ન નામના માણસે લંડનથી મુબઈ અને મુબઈથી પાછા લંડન એમ જમીનમાર્ગે બેવડી મુસાફરી કરી ટપાલ પહોંચાડી હતી, તોપણ તેની કદર કરી ઇંગ્લંડની સરકારે કે ઇસ્ટ ઇંડિઆ કંપનિએ તેને કોઈ જાતની મદદ આપી નહિ એટલે પછીથી તેણે પોતાના ખાનગી સાહસ તરીકે એ કામ ૧૫ વરસ સુધી કર્યા કર્યું હતું.

" નૌકાખાતામાથી વેગહોર્ન ફારગ થઈ ગયો અને ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની નોકરીમા 'હુગલી' નામના વહાણના ટંડેલ તરીકે તે રહ્યો. બ્રહ્મી વિગ્રહમા તેણે ભાગ લીધો હતો તેથી આ લડાઈ ન્યુમિયાના નેને-

વરાળથી ચાલતી બોટો ચલાવવાનો અનુભવ મળ્યો હતો. લડાઈ બંધ થયા પછી તેનું ધ્યાન દરિઆઈ માર્ગ તરફ વળ્યું. થોડાક અનુભવ ઉપરથી તેની ખાતરી થઈ હતી કે ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે ટપાલની લાવલઈજા કરવા માટે જો આગબોટ ચલાવવામાં આવે તો રાતા સમુદ્રનો, માર્ગ સૌથી ટૂંકામાં ટૂંકો થઈ પડે. પહેલાં આ બે દેશો વચ્ચે ટપાલની આવજા માટે પાંચથી ૮ મહીના લાગતા. સ્વેઝનો માર્ગ સૌથી ટુંકો છે એની તેની માન્યતા સિદ્ધ કરવા દેવા માટે લોર્ડ એલનબરોએ ૧૮૨૯ના ઑકટોબર માસમાં તેને સરકારી સદેશા લઈ જનાર અધિકારી તરીકે નીમ્યો અને તે વખતે તેનું કામ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના ડિરેકટરોની કોર્ટમાંથી ખરીતા લઈ જઈ મુંબઈના ગવર્નર સર જોન માલ્કમને આપવાનું હતું.

ઑકટોબરની ૨૮મી તારીખે તે 'ઇંગ્લિશ્ટેવન'થી નીકળ્યો. ઇંગ્લિશ ચાનલ ઓળંગીને તે ડન્કર્ક બંદરે ઉતર્યો. ત્યાથી ઘેલ્વે માર્ફતે યુરોપ ખંડના પાંચ દેશોમાં મુસાફરી કરી એડ્રિઆટિક સમુદ્રના પૂર્વ કિનારે ટ્રિએસ્ટ બંદરે આવી પહોંચ્યો. આ મુસાફરી કરતા તેને સાડા ૭ દિવસ લાગ્યા હતા. ત્યાંથી દરીઆમાર્ગે આલેકઝાન્ડ્રિઆ આવ્યો ત્યાંથી ગધેડા ઉપર બેસી રોઝેટા આવ્યો, આગબોટમાં બેસી તે કેરો પહોંચ્યો, અને ત્યાંથી ઊંટ ઉપર બેસી સ્વેઝ પહોંચ્યો. ત્યાંથી એક અરબી વહાણમાં બેસી કોસીઅર આવ્યા અને પછી રાતા સમુદ્રમાં થઈ જેદ્દો બંદરે પહોંચ્યો. તેની પાસે હોકાયંત્ર નહોતુ તેમજ દરીઆ સંબંધી સમજુતી આપનાર નકશો પણ નહોતો; વળી વહાણના આરબ ખલાસીઓ પણ કજીઆખોર હતા; છતાં ૬૪૦ માઇલની લાંબી મુસાફરી કરી વહાણને રસ્તે ફક્ત સાડા ૭ દિવસમાં તે જેદ્દો આવી પહોંચ્યો હતો.

અહીં તે તાવની બિમારીથી પટકાઈ ગયો અને ૭ અઠવાડીઆં સુધી તેને પથારી વશ રહેવું પડ્યુ તેવામાં ઇસ્ટ ઈન્ડિઆ કંપનિનુ 'એટિસ' નામનું વહાણ એ માર્ગે મુસાફરી કરતું હતું તે ત્યાં આવ્યું અને તેના ઉપર તેને લઈ લેવામાં આવ્યો. પછીથી તેણે ચાર માસ અને એકવીસ દિવસ પછે મુસાફરી કરી; અને સને ૧૮૩૦ના માર્ચની ૨૧મી તારીખે તે મુંબઈ આવી પહોંચ્યો. તેને આવતી વખતે જે સમય લાગ્યો હતો, તેના કરતાં ઓછા વખતમાં તે ઇંગ્લંડ પાછો ફર્યો હતો.

વેગહાર્ન સાથે વાતચીત થયા પછીજ સ્વેઝની નહેર બાંધવાની જરૂર છે એમ તેને ખાતરી થઈ હતી એમ કાઉન્ટ ફર્ડિનાન્ડ ડિ લેસેપ્સે કબુલ કર્યું હતું. નહેરના પ્રવેશદ્વાર આગળ લેસેપ્સે તેનું એક બાવલું ઉભું કર્યું છે અને લેખ પણ તેણેજ લખ્યો છે.

# સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાનો સુધારેલો અભ્યાસક્રમ

| વિષય | પહેલું વર્ષ-જુનિઅર વર્ગ | પહેલું વર્ષ-સિનિઅર વર્ગ | બીજું વર્ષ |
|---|---|---|---|
| ૧. શિક્ષણ-શાસ્ત્ર અને કળા | (અ) શિક્ષણશાસ્ત્ર અને શાળાની વ્યવસ્થાને લગતા સામાન્ય સિદ્ધાંતો. (૧૦૦)<br>(બ) કન્યાઓ માટેના પ્રાથમિક શાળાના નીચલા વર્ગ માટે સામાન્ય મૂળતત્ત્વોનું જ્ઞાન અને બાળવર્ગ તથા ધો. ૧, ૨ અને ૩ માટે નક્કી કરેલા મુખ્ય વિષયોનું જ્ઞાન (૧૦૦)<br>(ક) પરીક્ષકની રૂબરૂ (વિદ્યાર્થીએ પસંદ કરેલો) પાઠ આપવો અને બાળવર્ગ અથવા પહેલા, બીજા અને ત્રીજા ધોરણનાં બાળકોને વાર્તા કહેવી. (૧૦૦)<br>(ડ) વિદ્યાર્થીનું આખા વર્ષનું શિક્ષણકામ ધ્યાનમાં લેવામાં આવશે.(૧૦૦) | (અ) બાળસ્વભાવનો અભ્યાસ. મનુષ્યની શક્તિઓની વૃદ્ધિ અને તેના વિકાસના નિયમોનો ક્રમ.<br>૧. ઇન્દ્રિયો-(સંવેદન)<br>૨. જ્ઞાન-અવલોકન અને કલ્પના.<br>૩. લાગણીઓ-પ્રેમ, આદરશક્તિ, તર્ક, ન્યાય ઇત્યાદિ.<br>૪. ઇચ્છા-ટેવનું બંધારણ.<br>(બ) શિક્ષણના સિદ્ધાંતો અને શાળાની વ્યવસ્થાને લગતુ વિશેષ જ્ઞાન, અને ખાસ કરીને શાળાની વ્યવસ્થા તથા વર્ગબંદોબસ્ત સાથે સંબંધ ધરાવનારૂં જ્ઞાન. પ્રાથમિક શાળાના સ્ત્રી શિક્ષકો માટેના ધારાગ્રંથનું જ્ઞાન. (૧૦૦)<br>(ક) કન્યાઓ માટેની પ્રાથમિક ધોરણો માટેનાં સામાન્ય મૂળતત્ત્વો; એટલે ધોરણોનું અને બાળવર્ગ તથા ધો. ૧ થી ૪ માટે નક્કી કરેલા વિષયોનું અને તે વિષયો શીખવાની ઉત્તમ પદ્ધતિનું જ્ઞાન.(૧૦૦) | (અ) પહેલા વર્ષના (અ) મા જણાવેલા વિષયોનું પુનરાવર્તન. બાળકની ચપળતાનો ઉત્તમ લાભ મળે તેવીરીતે, ખાસ કરી વાર્તા, સૃષ્ટિજ્ઞાન, હસ્તઉદ્યોગ અને રમતદ્વારા તે ચપળતાનો વિકાસ કરવો. (૧૦૦)<br>(બ) કન્યાઓ માટેની પ્રાથમિક શાળાના ધોરણોનાં સામાન્ય મૂળતત્ત્વોનું જ્ઞાન; એટલે કે બાળવર્ગ અને ધો. ૧ થી ૬ સુધીના નક્કી કરેલા વિષયોનું જ્ઞાન અને તે વિષયો શીખવવાની ઉત્તમ પદ્ધતિઓનો અનુભવ. સરકારી પત્રવ્યવહાર. (૧૦૦)<br>(ક) પરીક્ષકની રૂબરૂ પાઠ આપવો. પાઠનો વિષય અને તે કયા ધોરણમાં શીખવવાનો છે તે પરીક્ષકે સંસ્થાના ઉપરીની સંમતિ લઈ નક્કી કરવો. જે પાઠ આપવાનો હોય તે અને તે જે ધોરણમાં આપવાનો હોય તે બાબતની ખબર પુરા બે દિવસ અગાઉ આપવી.(૧૦૦) |

| | | | |
|---|---|---|---|
| | | (ડ) પરીક્ષકની રૂબરૂ એક પાઠ આપવો. પાઠનો વિષય અને તે કયા ધોરણમાં શીખવવાનો છે તે પરીક્ષકે સંસ્થાના ઉપરીની સંમતિ લઈ નક્કી કરવો. પાઠ આપવાનો હોય તે અને જે ધોરણમાં આપવાનો હોય તેની ખબર પુરા બે દિવસ અગાઉ આપવી. (૧૦૦)<br>(ઇ) વિદ્યાર્થીનું આખા વર્ષનું શિક્ષણ-કામ ધ્યાનમાં લેવું. | (ડ) વિદ્યાર્થીનું આખા વર્ષનું શિક્ષણ-કામ ધ્યાનમાં લેવું. (૧૦૦) |

ટીપ:—૧. પાઠ તથા વાર્તાની તયારી માટે પ્રત્યક્ષ મદદ કરવી નહિ તેમજ શિક્ષકે પાઠની પ્રથમ ચર્ચા કરી ની માહીતી આપવી નહિ.

૨. અ, બ, ક અને ડ વિષયમાં પાસ થવા માટે ૪૦ ટકા ગુણ હોવા જોઈએ. ઉમેદવારે દરેક વિષયમાં પાસ થવું જોઈએ.

| ય | પહેલું વર્ષ—જુનિઅર વર્ગ | પહેલું વર્ષ—સિનિઅર વર્ગ | બીજું વર્ષ |
|---|---|---|---|
| ભાષા | (અ) ગદ્ય—છોકરાઓ માટેની વાચનમાળાના પુસ્તક છઠ્ઠાના પેહેલા ભાગના ૧, ૪, ૧૧, ૧૪, ૧૫, ૧૬, ૨૦, ૩૨, ૪૧, ૪૨ અને ૫૨ એ સિવાયના તમામ પાઠો અને કન્યાવાચનમાળા પુસ્તક ૧ લું.<br>વાચનમાળા—બાળપોથી, પહેલી, બીજી અને ત્રીજી (આ પુસ્તકો જે | (અ) ગદ્ય—છોકરાઓ માટેની વાચનમાળાના પુસ્તક સાતમાના ભાગ ૧ માંથી, ૨, ૫, ૯, ૧૨, ૧૬, ૨૪, ૨૫, ૨૬, ૩૧, ૪૭, ૫૫, એ શિવાયના તમામ પાઠો અને કન્યાવાચનમાળા પુસ્તક ૨ જું. (આ પુસ્તક જે રીતે શીખવવું જોઈએ તે રીત ધ્યાનમાં રાખીને એ | (અ) ગદ્ય—છોકરાઓ માટેની વાચનમાળાના પુસ્તક સાતમામાંથી ૧૦ ઇતિહાસના પાઠો; શિષ્ટ અથવા પ્રમાણરૂપ કોઇ ગ્રંથકાર કે ગ્રંથકારોના પુસ્તકમાંથી આસરે ૭૫ પાનાં; અને કન્યાવાચનમાળા પુસ્તક ૩ જું. (આ પુસ્તક જે રીતે શીખવવું જોઈએ તે રીત ધ્યાનમાં |

# સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાનો સુધારેલો અભ્યાસક્રમ

| વિષય | પહેલું વર્ષ-જુનિઅર વર્ગ | પહેલું વર્ષ-સિનિઅર વર્ગ | બીજું વર્ષ |
|---|---|---|---|
| ૧. શિક્ષણ-શાસ્ત્ર અને કળા | (અ) શિક્ષણશાસ્ત્ર અને શાળાની વ્યવસ્થાને લગતા સામાન્ય સિદ્ધાંતો. (૧૦૦)<br>(બ) કન્યાઓ માટેના પ્રાથમિક શાળાના નીચલા વર્ગ માટે સામાન્ય મૂળતત્ત્વોનું જ્ઞાન અને બાળવર્ગ તથા ધો. ૧, ૨ અને ૩ માટે નક્કી કરેલા મુખ્ય વિષયોનું જ્ઞાન (૧૦૦)<br>(ક) પરીક્ષકની રૂબરૂ (વિદ્યાર્થીએ પસંદ કરેલો) પાઠ આપવો. અને બાળ-વર્ગ અથવા- પહેલા, બીજા અને ત્રીજા ધોરણનાં બાળકોને વાર્તા કહેવી. (૧૦૦)<br>(ડ) વિદ્યાર્થીનું આખા વર્ષનું શિક્ષણ-કામ ધ્યાનમાં લેવામાં આવશે.(૧૦૦) | (અ) બાળસ્વભાવનો અભ્યાસ. મનુષ્યની શક્તિઓની વૃદ્ધિ અને તેના વિકાસના નિયમોનો ક્રમ.<br>૧. ઇન્દ્રિયો-(સંવેદન)<br>૨. મન-અવલોકન અને કલ્પના.<br>૩. લાગણીઓ-પ્રેમ, આદરશક્તિ, તર્ક, ન્યાય ઇત્યાદિ.<br>૪. ઇચ્છા-ટેવનું બંધારણ.<br>(બ) શિક્ષણના સિદ્ધાંતો અને શાળાની વ્યવસ્થાને લગતું વિશેષ જ્ઞાન, અને ખાસ કરીને શાળાની વ્યવસ્થા તથા વર્ગબંદોબસ્ત સાથે સંબંધ ધરાવનારૂં જ્ઞાન. પ્રાથમિક શાળાના સ્ત્રી શિક્ષકો માટેના ધારાસંગ્રહનું જ્ઞાન. (૧૦૦)<br>(ક) કન્યાઓ માટેની પ્રાથમિક ધોરણો માટેનાં સામાન્ય મૂળતત્ત્વો; એટલે ધોરણોનું અને બાળવર્ગ તથા ધો. ૧ થી ૪ માટે નક્કી કરેલા વિષયોનું અને તે વિષયો શીખવવાની ઉત્તમ પદ્ધતિનું જ્ઞાન.(૧૦૦) | (અ) પહેલા વર્ષના (અ) મા જણાવેલા વિષયોનું પુનરાવર્તન. બાળકની ચપળતાનો ઉત્તમ લાભ મળે તેવીરીતે,ખાસ કરી વાર્તા,સૃષ્ટિજ્ઞાન, હસ્તઉદ્યોગ અને રમતદ્વારા તે ચપળતાનો વિકાસ કરવો. (૧૦૦)<br>(બ) કન્યાઓ માટેની પ્રાથમિક શાળાના ધોરણોનાં સામાન્ય મૂળતત્ત્વોનું જ્ઞાન; એટલે કે બાળવર્ગ અને ધો. ૧ થી ૬ સુધીના નક્કી કરેલા વિષયોનું જ્ઞાન અને તે વિષયો શીખવવાની ઉત્તમ પદ્ધતિઓનો અનુભવ. સરકારી પત્રવ્યવહાર. (૧૦૦)<br>(ક) પરીક્ષકની રૂબરૂ પાઠ આપવો. પાઠનો વિષય અને તે કયા ધોરણમાં શીખવવાનો છે તે પરીક્ષકે સંસ્થાના ઉપરીની સંમતિ લઈ નક્કી કરવો. જે પાઠ આપવાનો હોય તે અને તે જે ધોરણમાં આપવાનો હોય તે બાબતની ખબર પુરા બે દિવસ અગાઉ આપવી.(૧૦૦) |

| | | | |
|---|---|---|---|
| | ઓરડાની લંબાઈ અને પહોળાઈ, બારણાની અથવા બારીની ઉંચાઈ વગેરે માપવી.<br>(બ) બાળવર્ગ અને ધો. ૧ થી ૩ સુધીમાં ગણિતશિક્ષણના સિદ્ધાંતો અને પદ્ધતિઓ.<br>(ક) મુખગણિત.<br>(૨૫ ગુણ મુખગણિત, ૧૦૦ ગુણ ગણિતના અધ્યાપનના.) ૧૨૫ | દીવાસળીનું અને શેતરંજનું માપ; પેટીની અંદરનું, અને ઓરડાની હવાનું ઘનમાપ.<br>(બ) બાળવર્ગ અને ધો. ૧ થી ૪ સુધીમાં ગણિતશિક્ષણના સિદ્ધાંતો અને પદ્ધતિઓ.<br>(ક) ઘરનો હિસાબ અને મુખગણિત; જે કામ વર્ગમાંથી થયું હોય તેને લગતા, અને સામાન્ય વહેવાર સંબંધી સહેલા દાખલા કરવા. ૧૨૫ | (બ) ધો ૬ સુધીના ગણિતશિક્ષણના સિદ્ધાંતો.<br>(ક) ઘરનો હિસાબ અને મુખગણિત ૧૨૫ |
| ૪. ભૂગોળ. | (અ) હિંદુસ્તાન અને એશિઆ (હિંદુસ્તાનની ભૂગોળનું વિશેષ અને એશિઆનું સામાન્ય જ્ઞાન).<br>(બ) હિંદુસ્તાનનો અને મુંબઈ ઇલાકાનો નકશો કાઢવો.<br>(ક) પ્રાકૃતિક ભૂગોળઃ-૧ પૃથ્વી, તેનું કદ અને આકાર, ચંદ્ર અને તેની કળા, વિષુવવૃત્ત અને કટિબંધો. ૨ પૃથ્વીની બે ગતિઓ. દિવસ અને રાત અને ઋતુઓ. (જુઓ વાચનમાળા પુસ્તક ૨, ૩ અને કન્યાવાચનમાળા પુસ્તક ૧.)<br>(ડ) ધો. ૨ અને ૩ માટે પ્રાથમિક અભ્યાસક્રમ મુજબ નકશો ફેરેલા | (અ) જુનિઅર વર્ગમાં થએલા અભ્યાસનું પુનરાવર્તન.<br>(બ) બ્રિટિશ ટાપુઓના ખાસ જ્ઞાન સાથે યુરોપની સામાન્ય ભૂગોળ. યુરોપના અગત્યના દેશો, તેની રાજધાનીનાં શહેર, લોકો, પેદાશ અને રાજ્યવ્યવસ્થા. હિંદુસ્તાન સાથે તે દેશનો વેપારી સંબંધ.<br>(ક) બ્રિટિશ સામ્રાજ્યનું સામાન્ય જ્ઞાન<br>(ડ) પ્રાકૃતિક ભૂગોળઃ-<br>૧ પવનો, જમીન અને સમુદ્રની લહેરો, મોસમીપવનો.<br>૨. ગ્રહણ.<br>૩. અક્ષાંસ અને રેખાંશ.<br>૪. ગલ્ફસ્ટ્રીમ. | (અ) દુનીઆની ભૂગોળનું સામાન્ય જ્ઞાન (આબોહવાના પ્રદેશવિભાગ પ્રમાણે શિક્ષણ.)<br>(બ) બ્રિટિશ સામ્રાજ્ય અને સંસ્થાનોનો વિકાસ.<br>(ક) પ્રાકૃતિક ભૂગોળઃ-<br>પ્રાથમિક શાળામાં શીખવવાની દૃષ્ટિએ પહેલા વર્ષના જુનિઅર અને સિનિઅર વર્ગ માટેના પ્રાકૃતિક ભૂગોળના અભ્યાસક્રમનું પુનરાવર્તન |

| | | | |
|---|---|---|---|
| | વિષય. તે વિષય શીખવવાની દૃષ્ટિએ એનું જ્ઞાન. | | |
| ૫. ઇતિહાસ. | ૫. કા. ના અભ્યાસક્રમનું પુનરાવર્તન અને પ્રાંતના ઇતિહાસ સાથે ખાસ સંબંધ ધરાવતા ઇ. સ. ૧૫૨૬ સુધીના સમયનું હિંદુસ્તાનના ઇતિહાસનું સામાન્ય જ્ઞાન. | બ્રિટિશ સમયના ખાસ જ્ઞાન સાથે હિંદુસ્તાનના ઇતિહાસનું સામાન્ય જ્ઞાન, અને હિંદના રાજ્ય વહીવટનો સાદો ખ્યાલ. | ૧. ઇલિઝાબેથના સમયથી તે હાલના સમય સુધીનો બ્રિટિશ સામ્રાજ્યના વિકાસનો ટુંકો અહેવાલ.<br>૨. આપણાદેશના નાગરિકધર્મ સંબંધી એટલે કે નાગરિક તરીકેના ધર્મ, અને રાજ્યવહીવટનું સ્વરૂપ. |
| ૬ આરોગ્ય શાસ્ત્ર. | ૧. શરીરની સામાન્ય રચના, હાડકાં, સાંધા, સ્નાયુ, (શ્વાસોચ્છ્વાસની ક્રિયા, અન્નનળી, મળમૂત્રોત્સર્ગની ક્રિયા), ચામડી, આંખ, કાન, અને દાંતની સ્વચ્છતા.<br>૨. તંદુરસ્તી અને કસરત. તંદુરસ્તી, કામ, આરામ, ઊંઘ, અને કસરતને લગતા મૂળભૂત નિયમો, કસરતથી ફેફસાં ઉપર, લોહીના ભ્રમણ અને સ્નાયુઓ ઉપર થતી અસર. કસરત કેટલા પ્રમાણમાં કરવી જોઈએ તે.<br>૩. ખોરાક.—આહાર સંબંધી સામાન્ય નિયમો. જુદી જુદી જાતના ખોરાક અને તેની અગત્ય. અન્નાહાર, માંસાહાર, દૂધ–દૂધમાં થતી | ૧. શારીરશાસ્ત્ર—હૃદય અને લોહીનું ભ્રમણ; લોહી અને તેમા રહેલા તત્વો, મગજ અને જ્ઞાનતંતુનો વ્યાપાર, રસવાહિની માંસગ્રંથીઓની ક્રિયા, મળમૂત્રોત્સર્ગની ક્રિયાનું વિગતવાર જ્ઞાન, આંખ અને કાનની રચના.<br>૨. પોશાક. કપડાંની જાતો. આરોગ્યની દૃષ્ટિએ ઋતુ પ્રમાણે યોગ્ય કપડાં પહેરવાં તે, જુદી જુદી જાતનાં કપડા ધોવાની રીત, પોશાક બાબત સામાન્ય સૂચનાઓ.<br>૩. રહેવાનાં સ્થળ–ઘરની સ્થિતિ (જમીનતળ કેટલું ઉંચું) ઘરની પસંદગી, ભેજનાં કારણો અને તે કેવી રીતે અટકાવવો. ઘરની સ્વચ્છતા. | ૧. પહેલા વર્ષમાં જુનિઅર અને સિનિઅર વર્ગોમાં થએલા અભ્યાસનું પુનરાવર્તન.<br>૨. માંદા માણસની ઘરની માવજત. માંદાનો ઓરડો, અને તેની માવજત, અશક્ત માણસ માટેનો અનુકૂળ ખોરાક.<br>૩. બાળકની સંભાળ.<br>૪. ચેપીરોગો—(અ) આંખ, આવવી (બ) વાળો, (ક) પ્લેગ, (ઉંદર–ચાંચડ), (ડ)કોલેરા–ઘરનીમાખ (ઇ) દરાજ, રોગથી પીડાતાને અલગ રાખવો; રોગના જંતુ દૂર કરવાની વહેવારૂ પદ્ધતિઓ.<br>૫. શાળાનું આરોગ્ય.—શાળા-માટે યોગ્ય જગા, અજવાળું અને |

દૂધને કેવી રીતે ચોકખું કરવું. ખોરાકની ચીજો, ખોરાક રાંધવાથી (ઉકાળવું. તળવું, શેકવું–ભૂંજવું વગેરે) પાચનક્રિયા ઉપર થતી અસર; પુરુષ, સ્ત્રી અને બાળકને દરરોજ કેટલો ખોરાક આવશ્યક છે. ઓછા અથવા વધારે પડતા ખોરાકને લીધે તંદુરસ્તી ઉપર થતી અસર.

ખોરાકને લેવાની રીત, તેનો સમય અને તે જમવામાં નિયમિતતા. ઘરમા માખી અને ધૂળ વગેરેથી ખોરાકને કેમ સાચવી રાખવો. મિશ્ર ખોરાક, અયોગ્ય અથવા અપથ્ય ખોરાકથી થતા રોગો.

૪. પીણું–(અ) પાણી કયાંથી મળે છે (વરસાદ, ઝરા, સરોવરો, કુવા, તળાવ) ભારે અને હલકું પાણી. પાણીનો ઉપયોગ. પાણીમાં રહેલાં મલિન તત્ત્વો, તેને ચોકખું કરવાની રીત. પીવા માટે દરરોજ કેટલું પાણી જોઇએ, પાણીથી થતા રોગ, ખાબોચીઆમા ભરાઇ રહેલા પાણીની અસર. પાણી કેવી રીતે ભરી રાખવું, માટલી અથવા ટાંકી કેવી રીતે ચોકખાં રાખવાં, પુરતા જથ્થામાં પાણી ન સ્વચ્છતા, આરોગ્યની દૃષ્ટિએ વર્ગમાં બાળકોની સંખ્યા, મળ અને ગંદુ પાણી દૂર કરવાની વ્યવસ્થા.

૪. તાત્કાલિક સારવાર—(અ) રક્તવાહિની નાડીઓમાંથી નીકળતું લોહી, (બ) ભાગેલાં હાડકાં, સાદું ભાગેલું અને ફૂચો થઇ ગએલું હાડકું; પાટીઆં બાંધવાનું (ક) સર્પનો દંશ કાપ મૂકવો અને ડામ દેવો–પરમેગ્નેટ (ડ) ઝેર–દાહક અને દાહક ન હોય તેવું ઝેર. ઉલટી થાય તેવાં ઓસડો (ઈ) ડુબીજવું–કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ (ફ) દાઝવું–પાટા બાંધવા.

૫. ચેપીરોગો—સામાન્ય રોગોનાં કારણો, તે અટકાવવાના ઉપાય, અને તેના ઇલાજ–(૧) ટાઇફોઇડ તાવ, (૨) ઇન્ફ્લુએન્ઝા, (૩) ક્ષય, (૪) મરડો, (૫) અછબડા અને શીતળા; (૬) ખસ–ખસવાળા દરદીઓને અલગ રાખવા.

અને આરોગ્ય અર્થે ગોઠવણ, વર્ગના ઓરડાની સ્વચ્છતા, વર્ગો બેસાડવાની વ્યવસ્થા.

૬. શારીરિક કસરત–તંદુરસ્તીને અને શરીરની સ્થિતિને લગતા પાઠો, શારીરિક કસરતો. શાળાનું કામ. થાક વગેરે.

મળે તો તેથી થતી અસર, શાળામા પાણીની ખાતરી માટે ખાસ સગવડ

૫ હવા —હવામા રહેલા તત્ત્વો એક વ્યક્તિ માટે કેટલી હવા જોઇએ (ઘનમાપ), બગડેલી હવા (શ્વાસોશ્વાસ, બળતણ, પદાર્થનુ સડવુ, ધૂળ, જતુ, વગેરેથી), હદ કરતા વધારે માણસો ભેગા થાય તો તેની હવા ઉપર અસર, હવાની આવજા માટે સામાન્ય નિયમો, શાળામા અને રહેવાના મકાનમા હવાની આવજા

૬ અગત આરોગ્ય —સ્વચ્છતા, ચામડી અને આતરડાની ક્રિયા પરત્વે લક્ષ, મો, દાત, પદાર્થો અને સાબુ નહાવુ અને ધોવુ. ઘરની સ્વચ્છતા (પથારીના માકડ) તદુરસ્તીને લાભકારક ઉદ્યોગ, અગત ટેવો (જૂ—લીખવાળુ માથુ અને તેવા કપડા)

૭ બાળવર્ગ અને ધો ૧ અને ૨ મા આરોગ્યશિક્ષણ ઉપર ખાસ ધ્યાન આપવુ

(અ) સાદુ —દોરા ભરવો, ઓટવુ, બખીઆ દેવા અને બુતાનના ગાજ કરવા, ઉપર કહ્યા પ્રમાણે દોરાભરી, ઓટી, બખીઆ દઈ તૈયાર

(એ) સાદુ —૧ કકડાનુ પોનક તેમા દોરો ભરવો, ઓટવુ, અને ચીણુ ભરવાનુ અને ગાજનુ કામ બતાવવુ તાણીને કે થીગડા મારીને

(અ) પ્રાથમિક શાળામા તૈયાર કરેના કપડાના નમુના સહિત સઘળા પ્રકારના સીવણ કામના નમુના બતાવવા, એટલે, કે ગાગ, ઝભલુ

| | | | |
|---|---|---|---|
| | થઈ શકે એવું એક સાદું કપડું તૈયાર કરી બતાવવું. પરીક્ષકની રૂબરૂ એવું એક છોકરાના સદરા અથવા ખમીસ માટે કપડું વેતરવું (માપપટ્ટી વાપરવી) અને દોરવવું. બટન લગાડવા, હૂક યા આંકડા લગાડવા, અને ફમો ટાંકવી (ઉપલા કામના નાના નમુના ચોપડીઓમાં બતાવવા.)<br>(બ) નકશી:-ગુંથીને અથવા ભરાવતી ભરીને તૈયાર કરેલો નમુનો, જેવો કે ગળપટો, અથવા બાળકની ટોપી અથવા કબજો, બાકીગ. બાળકોનાં કપડા ઉપર થતા સુતરાઉ દેશી ભરતકામનો નમુનો બતાવવો. | કપડા સુધારવા; ઉપલા કામના એટલે કે, તૂણવાનું, થીગડા દેવાનું અને પોલકાં, સીવણ, ચીણ, વગેરેના નમુના ચોપડીઓમાં બતાવવા.<br>(બ) નકશી:-આગલા વર્ષના કામમાં વધારે નિપુણતા. સાડીની કોર અથવા ઉપર મોલીઆં માટે સુતરાઉ અથવા રેશમી દેશી ભરતનો નમુનો બતાવવો. જેને ઉપયોગી હોય એવા વિદ્યાર્થીઓને ખેંચેલા તારનું કામ શીખવવું. | અને પારકર ચોલી અને પોલકું (બાગ અથવા ઝભલાને બદલે બીજી અને ફરી બતાવી શકાય) માપસર વેતરવું.<br>૨. ઘરમાં સામાન્ય ઉપયોગમાં લઈ શકાય તેવાં એટલે કે ચોળી, જાકીટ, સદરો અને ઝભલાં જેવાં કપડાં દોરવવા.<br>(બ) નકશી:-દેશી ભરતકામમાં વિશેષ નિપુણતા ટોપી, સાડી અથવા મોળીઆ માટે મોનેરી ઝીકનું કામ અથવા બીજા દેશી કારીગરીના ભરતકામનો નમુનો. જેને ઉપયોગી હોય એવા વિદ્યાર્થીઓને ખેંચેલા તારનું કામ શીખવવું. |
| ૮. સૃષ્ટિનું જ્ઞાન. | ૧. છોડવાઓનો અભ્યાસ:-છોડના ભાગો અને તેના ઉપયોગ. મૂળ અને તેની ક્રિયા, છોડના જુદા જુદા આકાર અને તેની ક્રિયા: થડ અને તેની ક્રિયા, એકદળ અને દ્વિદળ છોડ અને તે જમીનની અંદર ફેલાતા; વેલા પાંદડાં અને તેની ક્રિયા. સાદા અને સંયુક્ત પાન; આકાર, નસોની રચના, (પીંછાકાર, પંખાકાર, અને સમાન્તર નસોવાળા) | ૧. છોડવાઓનો અભ્યાસ. પહેલા વર્ષના જુનિઅર વર્ગમાં થએલા કામના વધારે વિસ્તૃત જ્ઞાન સાથે પુનરાવર્તન.<br>(અ) થડ–ઊભાં, પેટે ચાલતા, ઉપર ચડતા અને જમીનની અંદર ફેલાતાં.<br>(બ) મૂળ– સોટીમૂળ અને કંદમૂળ, પરોપજીવી.<br>(ક) પાંદડાં, કદના પ્રકાર અને | ૧. (અ) છોડનો અભ્યાસ:–જમીન અને પાણીના છોડવા વચ્ચેનો ભેદ.<br>(બ) અપુષ્પ અને સપુષ્પ છોડવાઓ વચ્ચેનો તફાવત:–(૧) ફેરસ, (૨). લીસ, (૩) બિલાડીનો ટોપ.<br>(ક) પરોપજીવી જંતુઓ.<br>૨. જંતુજીવનનો અભ્યાસ.<br>૩. દેડકાં, રેશમનો કીડો, અને પતં- |

ફૂલ ભાગો અને તેનો ઉપયોગ. ફળ: ફૂલમાંથી ફળની ખીલવટ

૨. ધો. ૨ ને શીખવવા માટે સ્થાનિક પાંચ રોપાઓનુ નિરીક્ષણ

૩. ધો. ૨ ને શીખવવા માટે પશુ અને પક્ષીઓનો અભ્યાસ.

૪. આકાશનુ નિરીક્ષણ; વાદળા, વરસાદ. સૂર્ય (છાયાની સ્થિતિ) ચંદ્ર, અને તારા, પવનની દિશા.

પાણીની અસર, છોડ ઉપર પાદડાને ઉપજાવાની રીત.

(ડ) ફેરમ (પવન અને જ તુથી) અને ફલીકરણ.

(ઇ) ફળની વૃદ્ધિ.

(ફ) બીજનુ વેરાવુ અને ફણગો ફૂટવો તે.

૨. સ્થાનિક બીજા પાંચ વધારે રોપાઓનુ નિરીક્ષણ (પહેલા વર્ષના જુનિઅર વર્ગમા નિરીક્ષા કરેલા રોપા સિવાયના.)

૩. પક્ષીનુ વર્ગીકરણ નીચે પ્રમાણે — (અ) નિવાસ, (બ) ખોરાક, (ક) ચાંચ, (ડ) પંજા. પક્ષીઓની સામાન્ય ટેવ અને લક્ષણો.

૪. ચંદ્ર અને તેની કળાઓનુ નિરીક્ષણ, ચંદ્રની આસપાસ દેખાતા વાદળાનુ નિરીક્ષણ, વરસાદના વાદળા (ભારે અને આછા) નુ બંધારણ અને જાતો. ખડકો અને જુદી જુદી જમીનો—પાણી, ગરમી, ઠંડી અને પવનની જમીન ઉપર થતી અસર, જુદા જુદા જમીનતળ ગોઠ, એમના જીવનક્રમનો ઇતિહાસ.

૪. (અ) વરસાદનુ અને ઉષ્ણતામાનનુ માપ.

(બ) ધુમ્મસ અને ઝાકળનુ પડવુ અને ઠગના તોફાન.

(ક) નીચે જણાવ્યા પ્રમાણે આકાશી પદાર્થોનુ અવલોકનઃ—

૧. નક્ષત્રો.—
(અ) સપ્તર્ષિ.
(બ) મૃગશીર્ષ હરણા.
(ક) શર્મિષ્ઠા.
(ડ) બ્રહ્મહૃદય.
(ઇ) પરતુરગ.
(ફ) સ્વસ્તિક.

૨ નક્ષત્રો.
(અ) કૃતિકા.
(બ) આર્દ્રા.
(ક) પુનર્વસુ.
(ડ) સ્વાતિ.
(ઇ) શ્રવણ.
(ફ) ભાદ્રપદા

| વિષય. | પહેલું વર્ષ. | બીજું વર્ષ. |
|---|---|---|
| ૯. ચિત્રકામ | (અ) સાદા રેખાચિત્ર અને વર્ગશિક્ષણ માટે કાળા પાટીઓનો અથવા દિવાલની સપાટીનો ઉપયોગ.<br>(બ) પ્રાથમિક શાળાના ધો. ૧-૪ માટે નક્કી કરેલા અભ્યાસક્રમ પ્રમાણે નક્કી કરેલા વિષયોનો મહાવરો પદાર્થ ચિત્ર, કુદરતી/સ્વાભાવિક ચિત્રકામ, રંગકામ, સ્મૃતિચિત્ર વગેરે). | પહેલા વર્ષનો અભ્યાસક્રમ આગળ ચાલુ અને પ્રાથમિક શાળાના ચિત્રકામના અભ્યાસક્રમના તમામ વિષયોનો મહાવરો. |
| ૧૦. હસ્ત ઉદ્યોગ. | (અ) માટીકામ (બ) શાળાના બીજા પાઠો સંબંધી અથવા વિદ્યાર્થીના દરરોજના જીવન સાથે અને સ્થાનિક ઉદ્યોગ સાથે સંબંધ ધરાવતા નમુના અથવા પદાર્થો બનાવવા. (મમૂહકામ) જિલ્લામાથી મળી આવે એવા પરચુરણ સાધનોનો ઉપયોગ કરવો) (ક) શિક્ષણમાં ઉપયોગી થઈ પડે એવા સાહિત્યો તૈયાર કરવા. | પહેલા વર્ષનો અભ્યાસક્રમ આગળ ચાલુ પણ મણકાકામ, ટોપલી બનાવવાનું કામ, વણવાનુ કામ, એવી કારીગરીના કામ સાથે ખાસ સંબંધ ધરાવે એવું કામ. |
| ૧૧. શારીરિક કેળવણી | પ્રાથમિક શાળા માટે 'ઇંગ્લિશ બૉર્ડ ઑવ્ એજ્યુકેશન'નો શારીરિક કેળવણી માટેનો અભ્યાસક્રમ જે તેમા સુધારો કરી શારીરિક કેળવણી આપવી.<br>ટીપ—<br>(અ) પહેલા અને બીજા વર્ષ માટેના અભ્યાસક્રમમા (૧) હુકમ આપવો (૨) સાથેના વિદ્યાર્થીઓને તાલીમ આપવી અને (૩) વર્ગને શીખવવુ એ બાબતોનો સમાવેશ થવો જોઈએ.<br>(બ) દરેક વર્ષમા રમતશિક્ષણનો મહાવરો આપવો.<br>(ક) વાર્ષિક પરીક્ષા વખતે પહેલા અને બીજા વર્ષના વિદ્યાર્થીઓની આ વિષયમા વ્યક્તિગત પરીક્ષા થશે-નોંધ લેવાશે. | |

| વિષય | પહેલું વર્ષ—જુનિઅર વર્ગ | પહેલું વર્ષ—સિનિઅર વર્ગ | બીજું વર્ષ |
|---|---|---|---|
| ૧૨ સંગીત. | સંગીત પાઠ અને ગીતો.<br>ભાષામા બ વિષયમા જણાવેલી કવિતાઓની ટૂકો ગાવી | સંગીત પાઠ અને ગીતો.<br>ભાષામા બ વિષયમા જણાવેલી કવિતાઓની ટૂકો ગાવી. | સંગીત પાઠ અને ગીતો.<br>ભાષામા બ વિષયમા જણાવેલી કવિતાઓની ટૂકો ગાવી |

ફૂલઃ ભાગો અને તેનો ઉપયોગ.
ફળઃ ફૂલમાંથી ફળની ખીલવટ

૨. ધો. ૨ ને શીખવવા માટે સ્થાનિક પાચ રોપાઓનું નિરીક્ષણ.

૩. ધો. ૨ ને શીખવવા માટે પશુ અને પક્ષીઓનો અભ્યાસ.

૪. આકાશનું નિરીક્ષણ; વાદળા, વરસાદ. સૂર્ય (છાયાની સ્થિતિ) ચંદ્ર, અને તારા, પવનની દિશા.

પાણીની અસર, છોડ ઉપર પાંદડાને ઉપજાવાની રીત.

(ડ) ફેરમ (પવન અને જંતુથી) અને ફલીકરણ.
(ઇ) ફળની વૃદ્ધિ.
(ફ) બીજનુ વેરાવું અને ફણગો ફૂટવો તે.

૨. સ્થાનિક બીજા પાચ વધારે રોપાઓનુ નિરીક્ષણ (પહેલા વર્ષના જુનિઅર વર્ગમા નિરીક્ષા કરેલા રોપા સિવાયના.)

૩. પક્ષીનુ વર્ગીકરણ નીચે પ્રમાણે:– (અ) નિવાસ, (બ) ખોરાક, (ક) ચાચ, (ડ) પંજા. પક્ષીઓની સામાન્ય ટેવ અને લક્ષણો.

૪. ચંદ્ર અને તેની કળાઓનું નિરીક્ષણ, ચંદ્રની આસપાસ દેખાતાં વાદળાંનુ નિરીક્ષણ, વરસાદના વાદળાં (ભારે અને આછા) નું બંધારણ અને જાતો. ખડકો અને જુદી જુદી જમીનો–પાણી, ગરમી, ઠંડી અને પવનની જમીન ઉપર થતી અસર, જુદાં જુદાં જમીનતળ ગીઉ, એમના જીવનક્રમનો ઇતિહાસ.

૪. (અ) વરસાદનું અને ઉષ્ણતા માનનું માપ.
(બ) ધુમસ અને ઝાકળનું પડવું અને કરાના તોફાન.
(ક) નીચે જણાવ્યા પ્રમાણે આકાશી પદાર્થોનુ અવલોકનઃ–

૧. નક્ષત્રોઃ—
(અ) સપ્તર્ષિ.
(બ) મૃગશીર્ષ હરણા.
(ક) શર્મિષ્ઠા.
(ડ) બ્રહ્મહૃદય.
(ઇ) પરશુરામ.
(ફ) સ્વસ્તિક.

૨. નક્ષત્રો.
(અ) કૃતિકા.
(બ) આર્દ્રા.
(ક) પુનર્વસુ.
(ડ) સ્વાતિ.
(ઇ) શ્રવણ.
(ફ) ભાદ્રપદા.

હિસાબની રીત, ક્રમિક પગથીઆં, પદ્ધતિ, અને સ્વચ્છતા ઉપર ધ્યાન આપવામા આવશે.

૧. $$\frac{૭}{૫-\frac{૮}{૯}} \div \frac{૩-\frac{૨}{૩-\frac{૬}{૭}}}{૪-\frac{૩}{૨}} - \frac{૫}{૭} \text{ ના } \left\{ \frac{૧}{૧\frac{૩}{૭}} + \frac{૬}{૫} \text{ ના } \frac{૩\frac{૧}{૩}-૨\frac{૨}{૨}}{૨\frac{૫}{૬}-૨} \right\}$$

૨. એક આસામીને જેટલુ દેવું છે, તેટલુજ લહેણુ છે. તે પોતાના લહેણામાથી રૂ. ૬૦૦૦ ના લહેણા ઉપર દર રૂપીએ આ. ૧૦ પાઈ ૮ પ્રમાણે વસુલ કરી શકે છે, ને બાકીના પુરેપુરા વસુલ લે છે. હવે વસુલ થયેલા કુલ લહેણા ઉપર સેંકડે ૧૦ ટકા ખર્ચ જતા તે પોતાના માગનારાઓને દર રૂપીએ આ. ૧૦ પાઈ ૯૬ પ્રમાણે આપી શકે, તો તેનું એકંદર દેવું કે લહેણું કેટલા રૂપીઆ હશે ?

૩. ૨૭ મરદો દરરોજ ૧૦ કલાક પ્રમાણે કામ કરીને એક કામ ૨૮ દિવસમા પુરૂ કરે છે, તો ૪૨ છોકરાને તેજ કામ ૪૫ દિવસમા પુરૂ કરવાને રોજ કેટલા કલાક કામ કરવું જોઈએ ? એક છોકરો એક મરદથી અર્ધું કામ કરી શકે છે.

૪. કોઇ રકમનુ અમુક ટકા લેખે ૩ વરસનુ વ્યાજમુદ્દલ રૂ. ૨૪૭૮ થાય છે. જો વ્યાજનો દર દોઢ ગણો હોત તો વ્યાજમુદ્દલ રૂ. ૨૬૬૭ થાત, તો તે રકમ અને વ્યાજનો દર શોધી કાઢો.

૫. એક આગગાડીને ૨૫૦ માઇલની મુસાફરી કરવાની છે. ૧૦૩ માઇલ ગયા પછી તે ગાડીની ઝડપ અસલના ૧/૫ ભાગ જેટલી ઓછી કરવી પડે છે. અને તેથી તે ગાડી હમેશ કરતા ૧ કલાક ૧૦ મિનિટ મોડી પહોચે છે; ત્યારે તે ગાડીની હંમેશની ઝડપ કેટલી હશે તે શોધી કાઢો.

૬. એક ખેડુતે એક માસના વાયદાની રૂ. ૭૩ ની હુંડી આપી એક ભેંસ વેચાતી લીધી, અને તરતજ ૪ માસના વાયદાની રૂ. ૮૭ ની હુંડી લઈને તે ભેંસ વેચી નાખી આ લેવડદેવડમા ૬ આનાની તેરીખે વ્યાજ ગણતા તેને સેંકડે શો નફો યા ખોટ થઈ હશે ?

૭. એક માણસ ૯૨ ના ભાવની ૩½ ટકાની લોનમાં રૂ. ૨૩૦૦ રોકે છે. પછી ૯૮ ના ભાવે તેમાંથી કેટલીક લોન વેચી નાખે છે, અને બાકીની ૮૦ ના ભાવે વેચે છે આમ કરવાથી તેને એકંદરે રૂ, ૧૨૦ ની ખોટ જાય છે, તો ૯૮ ના ભાવે તેણે કેટલી લોન વેચી હશે ?

## વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

ઉત્તર ભાગ

સોમવાર, તા ૮મી એપ્રિલ, સને ૧૯૨૯
[વખત ૩-૩૦ થી ૫-૩૦ સુધી]

### નિબંધ

ગુ

૧ નીચેના પૈકી કોઈપણ એક વિષય ઉપર ૩૦ લીટીનો ટુંકો નિબંધ લખો — ૩

(अ) ગુજરાતમા ભરાએલુ ખેતીપ્રદર્શન

(ब) શારીરિક કેળવણીની જરૂરિઆત

(क) "કરે તેવુ પામે અને વાવે તેવુ લણે"

(ड) દેશાટણથી થતા લાભ

૨ નીચેના પૈકી ગમે તે એક વિષય ઉપર ૧૫ લીટીનો ટુકો રિપોર્ટ કે અરજી કરો — ૨

(अ) હિમથી તુવેરને થએલા નુકસાન વિષે તાલુકા અમલદાર તરીકે જિલ્લાના અમલદારને રિપોર્ટ કરો

(ब) શેરડીના પાકનુ ભૂડથી રક્ષણ કરવાને ફતેહમદ થએલા ઉપાયનો હેવાલ ડિસ્ટ્રિક્ટ એગ્રિકલ્ચરલ ઓવરશીયર તરીકે પ્રસિદ્ધ કરો

(क) ગામે નિશાળ ઉઘડાવવા લોકલ ઑથોરિટીના વડાને જરૂરિઆત સમજાય તેવી ગામ ચોરા તરીકે અરજી કરો

(ड) ગામ નોકર તરીકે લાગેલી આગનો ઉપરીને વિગતવાર રિપોર્ટ કરો

(ई) કુવામા ઘટી જતુ પાણી વધારવા, ખેડુત તરીકે બોરિંગની સગવડ કરાવવા તે ખાતાના ઉપરીને અરજી કરો.

૩ મરોડદાર અક્ષર અને સ્વચ્છતા ૨

---

મગળવાર, તા ૯મી એપ્રિલ, સને ૧૯૨૯
[વખત ૧૧ થી ૨ સુધી]

### અંકગણિત

સૂચના—નીચેના દસ હિસાબમાથી ગમે તે આઠ પસંદ કરવ

## ભૂગોળ—ગ્રૂથ બ.

૧ હિંદુસ્તાનનો રૂપરેખા નકશો દોરો અને તેમાં નીચેની હકી- ૧૦
કત પૂરો:—

બ્રિટિશ પ્રાંતો અને દેશી રાજ્યો અને તેમનું દરેકનું મુખ્ય શહેર; નહેરવાળા પ્રદેશો.

૨. આબોહવાના મુખ્ય કારણો આપીને સમજાવો, અને તેમને ૧૦ અમદાવાદ, મદ્રાસ, દિલ્હી, ટોકીઓ અને કેપટાઉનને લાગુ પાડી આપેલાં સ્થળોની હવા કેવી હશે તે સમજાવો.

૩. ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા, યૂરોપ અને એશિઆ ૮ કઈ કઈ બાબતોમા સરખા અને જુદા છે તે કારણ આપીને સમજાવો

૪. (અ) હિંદુસ્તાનમાં કઈ કઈ મુખ્ય રેલ્વે લાઇનો છે અને ૧૨ તે ક્યાંથી ક્યાં સુધી આવેલી છે તથા તેથી દેશને શા શા ફાયદા થએલા છે તે જણાવો.

(બ) એક મુસાફર કોલંબોથી પેશાવર ટુંકામા ટુંકે માર્ગે જવા ઇચ્છે છે તો તે માર્ગ ક્યા ક્યા મુખ્ય સ્થળોએ થઇને જશે તે સમજાવો.

૫. નીચેનાં સ્થળો ક્યાં છે અને શાને માટે પ્રસિદ્ધ છે તે ૧૦ જણાવો:—

વેનિસ, રંગુન, નાનકીંગ, જીનીવા, માર્સેલ્સ, જોહાન્સબર્ગ, ચિકાગો, હૉંગકોંગ, વિનિપેગ અને કેનિઆ.

---

## ખેતીવાડી વર્ગ માટે

મંગળવાર તા. ૯મી એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૧૧ થી ૨ સુધી]

### અંકગણિત, માપકરણ અને દેશીનામું

### (અ) અંકગણિત

ગુણ

નોંધ—અ. (૬ માંથી ગમે તે ૪ પ્રશ્નોના જવાબ લખવા)
બ. (રીત અને સફાઈ માટે બે માર્ક રાખેલા છે.)

૧. એક ખેતરમા કુવો ખોદવા માટે ૮ પુરુષ અને ૧૨ બાયડીને ૧૨ કામે લગાડ્યા. તેમણે તે કામ ૨૦ દિવસમા પુરૂં કર્યું અને તે બદલ

૩. ખાતરની વ્યાખ્યા લખો. ઢોરના ખાતર સિવાય બીજાં કયાં કુદરતી સાધનોનો ખાતર તરીકે ઉપયોગ થઈ શકે એમ છે તે જણાવો. ૭

૪. ગુજરાતની ખેતીમાં પાણી પાવા માટે કુવાનું સાધન કયા ભાગમા વધારે છે તે કારણ સાથે લખો. ૭

૫. કપાસપર થતા કીટકના રોગનાં નામ લખો, અને તે દરેકના ઉપાય જણાવો, ૭

૬. બટાટાના વાવેતર વિષે સંપૂર્ણ હકીકત લખો. ૭

૭. ઢોરને આફરો કયાં કારણોથી થાય છે અને તે મટાડવાના શા ઉપાય લેશો ? ૭

## (ચ) સૃષ્ટિજ્ઞાન-(કુદરતનો અભ્યાસ)

નોંધઃ—અ (૬ માંથી ગમે તે ૪ પ્રશ્નોના જવાબ લખવા.)
બ એ માર્ક સ્વચ્છતા માટે રાખેલા છે.

૧. હીમથી વનસ્પતિ કેવી રીતે બળી જાય છે, તે બરાબર સમજાવો. ૭

૨. જુવાર, બાજરી, કપાસ, અને ભોયસીંગ ( મગફળી ) ના મૂળનુ શિક્ષણ તમને ખેતીમા કેવી રીતે ઉપયોગી થશે ? ૭

૩. બાજરી, મકાઈ, અને ભીંડાના ફૂલનાં ભાગોમાં જે તફાવતો હોય તે કારણ સાથે લખો. ૭

૪. પાદડા કેટલી જાતનાં થાયછે ? ને દરેકનાં કર્તવ્ય ઉદાહરણ સાથે લખો. ૭

૫. દિવેલા, ઘઉં, અને તુવરના બીમા તમને જે ફેર જણાતો હોય તે લખો. ૭

૬. તમે આ વર્ષે જે તુવેર વાવ્યા હોય, તેમના જીવનવૃત્તાંત પરથી તમે શો ધડો લેશો ? ૭

ગુરુવાર, તા. ૧૧મી એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૧૧થી ૨ સુધી.]

## ભૂમિતિ અને દેશીનામું

સૂચનાઃ—ભૂમિતિ અને દેશીનામાના જવાબ જુદી જુદી ચોપડીઓમાં લખવા.

## ભૂમિતિ

ગુણ

૧. નીચેની આકૃતિઓ દોરો અને તેમનાં ચોક્કસ નામ લખોઃ— ૧૬

(૧) म न प फ આકૃતિ : म न = ૨", म फ = ૨.૪",
फ प = ૨.૮" < म = ૧૧૦°, < फ = ૭૦°

(૨) अ ब क ड આકૃતિ : अ ड = ब क = ૨",
अ ब = ૨.૬" < अ = ૬૦°, < ब = ૧૨૦°

૨. કોઈપણ ચતુષ્કોણમાં બે કર્ણો એક બીજાને દુભાગતા હોય, તો ચતુષ્કોણ સમાંતર બાજુ હોય છે તે સિદ્ધ કરો. ૧૨

૩. કોઈપણ સમાંતર ચતુષ્કોણમાં કર્ણો સરખા હોય તો તે કાટખુણ ચતુષ્કોણ છે એ સિદ્ધ કરો. ૧૨

અથવા

अ ब क ત્રિકોણમા ब क સૌથી મોટી બાજુ છે. તો अ क અને अ ब નો સરવાળો ब क કરતાં વધારે છે એ સિદ્ધ કરો.

૪. अ ब આપેલી ૨.૭" લાંબી લીટી છે. તેને દુભાગો. ૧૦

## દેશીનામું

૧. બેઠોમેળ, રોજમેળ બંધ કર્યો, રોજમેળ બંધ રહ્યો, હવાલો, વટાવખાતું, ભરપાઈ, સરવાયું અને ધણી જોગી હૂંડી એ વિષે જે જાણતા હો તે ટુંકામાં સમજાવો. ૧૦

૨. રોજમેળનો આરંભ કરવાની અથવા નવું નામ શરૂ કરવાની રીત લખો. ૫

૩. નીચેની રકમો પરથી આજની તિથિનો મેળ તૈયાર કરો.

(अ) સીલક રૂ. ૨૫૧।≈

(ब) પા. શિવાભાઈ હાથીભાઈની દુકાનેથી નીચે પ્રમાણે માલ પગી ચુંથા કાળાને ઉધાર અપાવ્યો, તેમાં દર મણે રૂ. ०≈ દલાલી ઠરાવી છે.

૧।। મણ ચોખા દર મણના રૂ. ૪।

०।। મણ ગોળ દર મણના રૂ. ૩।।

०।।। મણ તેલ દર મણના રૂ. ૧૪।

(क) શા. માણેકલાલ મોહનલાલનું ખેતર રૂ. ૧૫૧) માં અગાઉ ગીરો રાખેલું તે રૂ. ૩૦૧) માં વેચાણ રાખી

બાકીના રૂપીઆ ગણી આપ્યા. દસ્તાવેજ કરાવવાનાં રૂ. ૭] ખર્ચ થયું.

(ઙ) લગ્નમાં વાપરવા સારૂ ખાંડ મણ ૧૯ા દર મણના રૂ. ૪ાા ના ભાવથી ગાંધી પુરુષોત્તમ રણછોડની દુકાનેથી લીધી. તે પેટે રૂ. ૨૫] રોકડા આપ્યા.

૪. નીચેના ખાતાનું વ્યાજ કાઢી તારીજ બનાવો. હિસાબ ૧૫ કર્યો આસો સુદ ૧૫. વ્યાજ રામ દમ લેખે. અર્ધો દિવસ કાપવો.

 શા. વનમાળી પાનાચંદનું ખાતુ સંવત ૧૯૮૪

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૦૦] પોષ | વદ. ૧૦ | ૩૪૫] કારતક | સુદ. ૧ |
| ૨૨૫] ફાગણ | સુદ. ૯ | ૨૨૫] માહ | વદ. ૧૨ |
| ૬૫] બીજા શ્રાવણ વદ. ૦ાા | | | |

---

ગુરવાર. તા. ૧૧ મી એપ્રિલ, સને ૧૯૨૯.

[બપોર ૩થી ૬ સુધી.]

### ભાષા

ગુણ

૧ નીચની કડીઓ સમજાવો — ૨૦

(અ) હતી રાહતી દાઝીજે અતિ, મળિની ગઇ સઘળી નિર્મળી મતિ, કવિતા કવિ નારીની ગણી, કયમે શોક યશે બાળી બળી.

(બ) પાણીમાં ધન જાય આખર ખરી, આ ખેપ એજે ગઈ, બૂડ્યો માર્ગ ભલો ભલે ભટકતા, બૂનેશ ભારે થઈ.

(ક) જગનહરીઆ વિવેકના જેહનું, વાંબુ ભાગે ખરાબે ચરેથી આદમી એકલો અરબુવે આથરે, પાસ પોતા કને ના ગ્રેથી.

(ડ) વિશ્વમોહિની, સૃષ્ટિસોહિની, સુંદરી સુલક્ષ્ણ, વિરહિણી વલ્લભ દર્શન દુર્લભ, બોલ પિયુના પ્રાણ.

(ઈ) રાશી વિના જેવી શર્વરી, વિના દીપક ધામ, મત્યવિના એમ જાણવો, નરેન્દ્ર નકામ.

૨. નીચેના વાક્યનું પૃથક્કરણ કરો— ૮

'હવાતો વિવાદ' એ પ્રમાણે આવા ધનાઢ્યનો આવો પુત્ર પારણામાંથી પરખાતો જોઈતો હતો.

૩. સંયુક્ત ક્રિયાપદ, કર્મણિપ્રયોગ, વિકારીવિશેષણ, સમુદાય વાચકનામ અને બહુવ્રીહિ સમાસ દાખલા આપી સમજાવો. ૫

નોંધઃ—નીચેના પ્રશ્નો માત્ર ખેતીવાડી બાયસ વિનાના માટેજ છે.

૪. નીચેના શબ્દોની વ્યુત્પત્તિ કરી અર્થ સમજાવોઃ— ૧૭
દૃષ્ટિવિદ્યા, સચ્ચિદાનંદ, અનિષ્ટ, પ્રતિપાદન, ઉન્મત્ત, ત્રિપુર વિજય, અને નિર્વાણ.

૫. ઉપજાતિ છંદનું ઉદાહરણ આપી તનુ માપ લખો. ૫

૬. નીચેનાં વાક્યો સંબંધ બતાવી સમજાવોઃ— ૧૫

(૧) નામરદ રડે મામને ને મરદ રડે નામને.

(૨) એમની ભક્તિનાં બળથી સંસારના ઘા એમને લાગ્યા નહિ, એટલુંજ નહિ પણ એમના હૃદયની અમર કવિતા ભવિષ્યના ગુજરાતીઓ માટે વારસામાં મૂકી ગયા.

(૩) જ્યારે શત્રુનાં વાદળ આવી ગગડશે ત્યારે મારી ભસ્મ પણ હશે નહિ.

(૪) પિતાના આશ્રિત વિદ્યાર્થીઓએ બાળકને રમતાંજ વિદ્યારસિક કર્યો.

(૫) બહુ તન્તવો બલવન્તઃ

૭. પ્રશ્ન પહેલામાં અંકિત શબ્દોનું પદચ્છેદ કરો. ૫

૮. કવિ નર્મદાશંકરનું જીવનચરિત્ર ટુંકમા લખો અને એમની કવિતાનાં મુખ્ય લક્ષણ શું છે તે જણાવો. ૧૦

નોંધઃ—નીચેના પ્રશ્નો માત્ર ખેતીવાડી બાયસવાળા માટે છે.

૯. નીચેનાં વાક્યો ખેડુતની દૃષ્ટિએ યથાર્થ સમજાવોઃ— ૧૨

(૧) દરેક ખેડુતે ઠાવકાને સારો રાખી કામ કરવું.

(૨) દ્રવ્યનું ઉત્પાદન એટલે જુદ પદાર્થોને ઉપયોગી કરવા તે.

(૩) જે મુલકમાં મહેનતના વિભાગ થએલા ન હોય ત્યાં કારીગરની હોશિયારી ન વધે.

(૪) આપણા દેશમાં મહેનત કરનારા લોકો અને મુડીની ખોટ છે.

(૫) માદક પદાર્થનાં સેવનમાં હદપાર જનારાં માણસની અવનતિના ચિન્હ થોડા વખતમાંજ દેખાવા માંડે છે.

(૬) શ્રમ વિના પ્રારબ્ધ લુલું છે.

૧૦. ઉપરનાં પ્રશ્નમાં અંકિત શબ્દોનું પદચ્છેદ કરો. ૫

૩. સંયુક્ત ક્રિયાપદ, કર્મણિપ્રયોગ, વિકારીવિશેષણ, ૫
સમુદાય વાચકનામ અને બહુવ્રીહિ સમાસ દાખલા આપી સમજાવો.

નોંધઃ—નીચેના પ્રશ્નો માત્ર ખેતીવાડી બાયસ વિનાના માટેજ છે.

૪. નીચેના શબ્દોની વ્યુત્પત્તિ કરી અર્થ સમજાવોઃ— ૭
દષ્ટિવિદ્યા, સચ્ચિદાનંદ, અનિષ્ટ, પ્રતિપાદન, ઉન્મત્ત, ત્રિપુર વિજય, અને નિર્વાહ.

૫. ઉપજાતિ છંદનું ઉદાહરણ આપી તનું માપ લખો. ૫

૬. નીચેનાં વાક્યો સંબંધ બતાવી સમજાવોઃ— ૧૫

(૧) નામરદ રડે મામને ને મરદ રડે નામને.
(૨) એમની ભક્તિનાં બળથી સંસારના ઘા એમને લાગ્યા નહિ, એટલુંજ નહિ પણ એમના હૃદયની અમર કવિતા ભવિષ્યના ગુજરાતીઓ માટે વારસામાં મૂકી ગયા.
(૩) જ્યારે શત્રુનાં વાજાં આવી ગગડશે ત્યારે મારી ભસ્મ પણ હશે નહિ.
(૪) પિતાના આશ્રિત વિદ્યાર્થીઓએ બાળકને રમતાંજ વિદ્યારસિક કર્યો.
(૫) બહુ તન્તવો બલવન્તઃ

૭. પ્રશ્ન પહેલામાં અંકિત શબ્દોનું પદચ્છેદ કરો. ૫

૮. કવિ નર્મદાશંકરનું જીવનચરિત્ર ટુંકમા લખો અને એમની ૧૦
કવિતાનાં મુખ્ય લક્ષણ શું છે તે જણાવો.

નોંધઃ—નીચેના પ્રશ્નો માત્ર ખેતીવાડી બાયસવાળા માટે છે.

૯. નીચેનાં વાક્યો ખેડુતની દષ્ટિએ યથાર્થ સમજાવોઃ— ૧૨

(૧) દરેક ખેડુતે ઇશ્વરને માથે રાખી કામ કરવું.
(૨) દ્રવ્યનું ઉત્પાદન એટલે સૃષ્ટ પદાર્થોને ઉપયોગી કરવા તે.
(૩) જે મુલકમાં મહેનતના વિભાગ થએલા ન હોય ત્યાં કારીગરની હોશિયારી ન વધે.
(૪) આપણા દેશમાં મહેનત કરનારા લોકો અને મુડીની ખોટ છે.
(૫) માદક પદાર્થનાં સેવનમાં હદપાર જનારાં માણસની અવનતિનાં ચિન્હ થોડા વખતમાંજ દેખાવા માંડે છે.
(૬) શ્રમ વિના પ્રારબ્ધ લુલું છે.

૧૦. ઉપરનાં પ્રશ્નમાં અંકિત શબ્દોનું પદચ્છેદ કરો. ૫

૧૧. વિશેષણ એટલે શું અને તે કેટલા પ્રકારના છે? દાખલા આપી સમજાવો.

૧૨. ડિસેમ્બર ૧૯૨૮ મા અમદાવાદ ખાતે ભરાએલાં ખેતીવાડી પ્રદર્શન વિષે તમે જે જોયું-જાણ્યું હોય તેનું ટુંક વિવેચન કરો.

૧૩. નીચેના પ્રશ્નોના જવાબ ખેડુત તરીકે આપો—

(૧) દ્રવ્યના ઉત્પાદન માટે કયા ત્રણ સાધન જરૂરના છે?
(૨) અભણ ખેડુતો ગામડામા કઈ કઈ રીતે વિનિમય કરે છે અને તેથી તેને શા લાભાલાભ થાય છે?
(૩) ખેડુતને અન્યોન્યાશ્રયની કેવી રીતે જરૂર પડે છે?
(૪) સંસ્કૃત વિદ્વાને છ ઇતિ કે આપત્તિઓ વર્ણવી છે તે કઈ કઈ?
(૫) દુષ્કાળની સામે ટકવાને ખેડુતે કઈ કઈ સાવચેતીઓ લેવાની જરૂર છે?

નોધઃ—પ્રશ્ન ૧ થી ૩ બધા માટે ફરજિઆત છે. પ્રશ્નો ૪ થી ૭ ખેતીવાડી બાયસનો અભ્યાસ નહિ કરનારા માટેજ છે, અને પ્રશ્નો ૮ થી ૧૩ ખેતીવાડી બાયસનો અભ્યાસ કરનારને માટેજ છે.

---

શુક્રવાર, તા. ૧૨મી એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૭-૩૦થી ૧૦-૩૦ સુધી.]

## વિદ્યા અને આરોગ્યવિજ્ઞાન, જાથ ૧લું.

૧. યાન્ત્રિક શક્તિઓના પ્રકાર કેટલા છે તે દાખલા સાથે લખો અને સઘળા મોટા યંત્રો એ શક્તિઓના મિશ્રણવીજ બનેલા છે એવા દાખલા આપો.

૨. આર્કિમીડીસનો નિયમ યા કેશાકર્ષણના ચમત્કાર ઉદાહરણ સાથે સમજાવો.

૩. મેઘધનુષ્ય થવાના કારણ તથા તેનાં જેવાજ રંગો આપણે જ્યારે જોવા હોય ત્યારે કેવી રીતે જોઈ શકાય તે જણાવો.

૪. વીજળી અને તેની બનાવટ તથા તેની અર્વાચીન શોધો વિષે જે જાણતા હોય તે લખો.

૫ (અ) દ્રાવ્ય તથા અદ્રાવ્ય પદાર્થો દાખલા સહિત સમજાવો.

(ઘ) ઍસિડ-તેજાબ-આ મલી અને તેના નામ ગુણો સહિત સમજાવી આપી સમજાવો.

જાથ રજું.

૬. બત્તી મેલી બનતી થાય છે અને આંખની સંભાળ લેવાના ઉપાય બતાવો.

૭. ક્ષય રોગના કારણ, તેના પ્રકાર, લક્ષણ તથા તેમાંથી બચવાના ઉપાય જણાવો.

૮. માખી-તેની ગેર્ફ ફેલાવવાની રીત અને તે અટકાવવાના ઇલાજ લખો.

૯. દાંતની રચના, મુકર્નુ કર્તવ્ય તથા તેને (દાંતને) મજબુત રાખવાની જરૂર-તેના ઉપાય સાથે લખો

૧૦. અપુષ્પ વનસ્પતિ-તેની ઉત્પત્તિ અને નમુના રાખવાની રીત બતાવો.

૧૧. હોકાયંત્રની બનાવટ તથા તેના ઉપયોગ વિષે ટુંકમા હકીકત લખો.

૧૨. હૃદયની રચના અને શરીરમા તે વણુ ઉપયોગી યંત્ર છે તે સમજાવો.

સૂચના—પ્રશ્નો ૨, ૩, ૮, ને ૯ ખેતીવાડી અભ્યાસક્રમવાળા ઉમેદવારો માટે ફરજિઆત છે અને તેમા પહેલા બેના દરેકના ૧૨ માર્ક છે અને બાકીના બીજા બેના દરેકના ૧૩ માર્ક છે.

બધા પ્રશ્નો પૈકી દશ બીજા ઉમેદવારો માટે છે અને તેના દરેકના ૧૦ માર્ક છે

## કન્યાઓની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

ઉત્તર ભાગ

મંગળવાર, તા. ૨૭ ઍપ્રિલ, સને ૧૯૨૯

[વખત ૧૨ થી ૨ સુધી]

### આરોગ્યવિજ્ઞાન

ગુણ

૧. શરીરની આકૃતિ દોરી તેના મુખ્ય મધ્ય ભાગો બતાવી તેના કાર્યો તથા તેના ઉપયોગની સમજુતી આપો. ૧૦

૨. ચેપી રોગો એટલે શું ? તેના કારણો આપો અને તેને અટકાવવાને માટે કયા કયા ઉપાયો યોજશો ? ૧૦

૩. પુષ્ટિકારક ખોરાક એટલે શું ? રસોઈમા કયી કયી બાબતો ૧૦ ખાસ અગત્યની ગણશો ?

૪. બાળકની ઉછેર માટે શા શા નિયમો છે તેની સમજુતી ૧૦ કારણો સાથે આપો.

૫. અનારોગ્ય ઘર કોને કહેવું ? તેથી કયા કયા ગેરફાયદા છે ૧૦ તે સમજાવો.

૬. કયા કયા કારણોથી અસ્વચ્છ હવા અને અસ્વચ્છ પાણી ૧૫ થાય છે ? તેને સ્વચ્છ કરવા હોય તો શા શા ઉપાયો યોજશો ?

૭. "પહેલુ સુખ તે જાતે નર્યા," આ કહેવતનું સત્ય સિદ્ધ ૧૦ કરવાને માટે ૨૫ લીટીનો એક નિબંધ લખો.

---

મંગળવાર, તા. ૨૭ એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૩થી ૪-૩૦ સુધી.]

## નિબંધ

નીચેના વિષયો પૈકી એક પસંદ કરી તે વિષે સુમારે ત્રીસ લીટીનો નિબંધ લખોઃ—

૧. નવરાત્રિના તહેવારો

૨. અમદાવાદમા ભરાએલુ ખેતીપ્રદર્શન

૩. તમે કરેલી કોઈ યાત્રાનું વર્ણન

ટીપ.—સ્વચ્છ અક્ષર, વિરામચિન્હ તથા વાક્યરચના ઉપર લક્ષ દેવું.

---

મંગળવાર, તા. ૨૭ એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૪-૩૦ થી ૫ સુધી.]

## શ્રુતલેખન

બ્રિટિશ બલુચિસ્તાન, કુર્ગ, દિલ્હી, વાયવ્ય સરહદનો પ્રાંત, અને આંદામાન બેટ, એ પ્રાંતોના ઉપરી અધિકારીઓ મુખ્ય કમિશનરો કહેવાય છે. દેશી રાજ્યોમાં અંગ્રેજ સરકાર તરફથી એકેક અમલદાર રહે છે, તેને પણ રેસિડંટ કે ગવર્નર જનરલનો પ્રતિનિધિ કહે છે. ગવર્નરો પોતપોતાના પ્રાંતોમાં કાર્યવાહક સભા તથા પ્રધાનમંડળની મદદથી રાજ્યકારભાર ચલાવે છે.

---

બુધવાર, તા. ૩ એપ્રિલ, સને ૧૯૨૯.

[બપોર ૧૧થી ૨ સુધી.]

## અંકગણિત

### જૂથ (अ).

ગુણ

૧. નીચેના અપૂર્ણાંકનું સાદું રૂપ આપો — ૧૫

$$\frac{3}{4} - \left(\frac{4}{5}-\frac{5}{6}\right) \times 21 + \frac{2\frac{3}{4}-\frac{3}{4} \text{ ના } 1\frac{2}{3}}{\frac{4}{5} \div \frac{3}{10} + 1\frac{4}{5}}$$

૨. એક માણસ ૨૬ વર્ષની ઉમરે પરણ્યો. સ્ત્રી ૧૮ વર્ષની થઈ ત્યારે તેને છોકરો આવ્યો. હવે છોકરો ૨૭ વર્ષનો થયો ત્યારે બાપની ઉમર ૫૮ વર્ષ હતી તો લગ્ન વખતે સ્ત્રી કરતાં પુરુષ કેટલે વર્ષ મોટો હશે? ૧૦

૩. અમદાવાદથી સુરત ૧૪૩ માઇલ છે. તે બે શહેર વચ્ચે તારનું દોરડું નાખવું છે. હવે ૧ યાર્ડ તારની કિંમત આના ૧૧-૬ હોય અને તાર નાખવા માટે ૧૧૦ યાર્ડને છેડે થાભલા જોઈએ તે દર થાભલો રૂ. ૭-૮-૬ નો હોય તો તાર તથા થાભલાનું થઈને કેટલું ખર્ચ થાય? ૧૫

૪. જો રૂ. ૪૦૦ છ આનાની ટકાએ ચક્રવૃદ્ધિ વ્યાજે ધીરે છે અને દોકડાની ટકાએ સાદે વ્યાજે ધીરે છે તો ૨ વર્ષમા તેને શું મળશે? ૨૦

૫. (अ) બે સંખ્યાનો દૃઢભાજક ૭ છે અને લઘુતમ સાધારણ વિભાજ્ય ૧૦૫ છે ત્યારે તેમનો ગુણાકાર કેટલો? ૧૦

(ब) વ્યવહારી અપૂર્ણાંક તથા દશાંશપદ્ધતિ એ બેનો તફાવત દાખલા સાથે સમજાવો.

૬. એક છોકરો ૩ દિવસમાં ૪ પાઠ શીખે છે અને ૫ દિવસમા ૬ પાઠ ભૂલે છે તો ૧૦૦ પાઠ બરોબર શીખવાને તેને કેટલા દિવસ લાગશે? ૧૦

### જૂથ (ब).

### દેશીનામું

૧. નીચેની રકમોનો ડિસેમ્બર ૧૯૨૮ નો મેળ લખો. શીલક ૧૫

રૂ. ૫૭૫૫—

૨. પ્લાસીના યુદ્ધનું વર્ણન કરો. ૧૫

૩. ગુજરાતમાં મુસલમાની સત્તા ક્યારે, કોના વખતમાં અને કેવી રીતે દાખલ થઈ તે સમજાવો. ૧૫

૪. બાબર ક્યાંનો વતની હતો? આપણા દેશમા તેને કોણ બોલાવી લાવ્યુ? બાબરનાં પરાક્રમનુ વર્ણન કરો. ૧૫

૫. લૉર્ડ બેન્ટિકના સમયના સુધારા લખો. ૧૫

અથવા

શિવાજીનું જીવનવૃત્તાન્ત લખો.

---

શુક્રવાર, તા. ૫મી એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૧–૩૦થી ૩–૩૦ સુધી.]

ટીપ.—(૧) ૧લો પ્રશ્ન ફરજિઆત છે. બાકીના પૈકી ગમે તે ત્રણ પ્રશ્નના જવાબ લખવા.

(૨) સ્વચ્છતા ઉપર ધ્યાન આપવામાં આવશે.

ગુણ

૧. ફુલામાથી પરાગ વહનની ક્રિયા કેટલી રીતે થાય છે? કઇ જાતના ફુલામાથી કઈ રીતે થાય છે? તે દાખલા આપી સમજાવો અને તેમ થવાના કારણ આપો. ૨૧

૨. વાદો અથવા અળશીઆની જીંદગીનું વર્ણન લખો. ૧૮

૩. ગરમી માપવાનું યંત્ર બનાવવાની અને વાપરવાની રીત લખો. ૨૮

૪. હિમ પડવાથી તમારા બગીચા ઉપર થએલી અસર વર્ણવી તમે બગીચો બચાવવા લીધેલા ઉપાયો લખો. ૧૮

૫. વાવના પહેલા બીજ વાવવા જેવું છે કે કેમ તે માટે કઈકઈ બાબત ઉપર ધ્યાન આપશો. ૧૮

૬. ઝાડ ઉપર રહેનારા અને પાણીમા રહેનારાં પક્ષીઓમાં શો ફેર છે, તે દાખલો આપી સમજાવો. ૧૮

---

શુક્રવાર, તા. ૫મી એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૪થી ૬ સુધી.]

**ચિત્રકામ**

૧. પદાર્થચિત્ર:—

પાટલો જમીન ઉપર મકવો, એના ઉપર લોટો અને લોટાની ઉપર નાળિયેર પાચ આંબાના પાનની વચ્ચે મૂકવું. (સાધનોનો ઉપયોગ કરવો નહિ.)

૨. સ્મૃતિ ચિત્ર, (વખત ૨૦ મિનિટ)

નીચે આપેલામાંથી ગમે તે એકનું ચિત્ર કાઢવું. (સાધનોનો ઉપયોગ કરવો નહિ.)

(૧) ઘંટીએ દળતી સ્ત્રી (૨) વાસણ માજતી સ્ત્રી (૩) દીવાબત્તી સાફ કરતી સ્ત્રી

૩. ભાત કે નકશી ચિત્ર,

---

## પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.

વાર્ષિક પરીક્ષા, બીજુ વર્ષ.

શનિવાર, તા. ૬ટ્ઠી એપ્રિલ સને ૧૯૨૯.

(વખત ૭–૧૫થી ૯–૩૦ સુધી.)

### શિક્ષણશાસ્ત્ર

ગુણ

૧. ત્રિરાશિ અને એકમ પદ્ધતિની સરખામણી કરો. ત્રીજા ધોરણમાં એકમ પદ્ધતિની શરૂઆતના પાઠની નોંધ કાઢો. ૧૪

૨. "શિશુશાળા"એ વિષે જે જાણતા હો તે લખો. એની એક નમુનાની શાળાની યોજના ટૂંકામા સમજાવો. ૧૫

૩. બીજા ધોરણમા અને ચોથા ધોરણમા કવિતાશિક્ષણની પદ્ધતિમા શો તફાવત રાખવો જોઈએ ? ચોથા ધોરણમાં નીચેની કડીની કવિતાની સમજુતી શિખવવાની નોંધ કાઢો— ૧૬

હસતે મુખ રસ્તામા વેર્યાં
ફુલ નસીબે ગુલાબ કેરા;
નીચા નમી વીણીશુ ક્યારે ?
આજ, આજ ભાઈ, અત્યારે.

૪. શિક્ષણપદ્ધતિમા વાર્તાના યોગ્ય સ્થાન વિષે ચર્ચા કરો. વાર્તા કહેનાર શિક્ષકમા શી ખાસ લાયકાતની જરૂર છે ? તેણે વાર્તા કહેવામા ક્યા ક્યા મુદ્દા ધ્યાનમા રાખવા જોઈએ ? ૧૪

૫. વાચન, મુખનિબંધ અને લેખન એ વિષયોનો પરસ્પર સંબંધ કેવી રીતે જોડશો? ત્રીજી ચોપડીનો ગમે તે એક પાઠ લઈ આ બાબતની ચર્ચા કરો. ૧૪

૬. ગામડાની નિશાળમાં સૃષ્ટિજ્ઞાનનો વિષય વ્યાવહારિક દૃષ્ટિથી કેવી રીતે શિખવશો? શહેર અને ગામડામાં આ બાબત શિખવવામાં અનુકૂળતાનો ભેદ જણાવો. ૧૪

૭. વિદ્યાર્થીઓના શારીરિક વિકાસમાટે, તમારી શાળાની આર્થિક સ્થિતિ ધ્યાનમાં લઈ, શી યોજના રાખશો? એકાદ રમતની રીત, વિદ્યાર્થીઓને બરાબર સમજણ પડે તેવી રીતે, ટૂંકામાં જણાવો. ૧૩

---

વાર્ષિક પરીક્ષા, બીજું વર્ષ.

શનિવાર, તા. ૬ટ્ટી એપ્રિલ, સને ૧૯૨૯.

(વખત ૧૦ થી ૧૧ સુધી.)

## ભૂમિતિ

ગુણ

**ટીપ**—આકૃતિની સફાઈપર ખાસ ધ્યાન આપવામાં આવશે.

૧. સિદ્ધ કરો કે બે ત્રિકોણ પૈકી એકની બે બાજુઓ અનુક્રમે બીજાની બે બાજુઓની બરાબર હોય પણ તે બાજુઓની વચ્ચેના ખૂણા નાના મોટા હોય; તો જે ત્રિકોણમાંનો ખૂણો મોટો હોય તે ત્રિકોણનો પાયો નાના ખૂણવાળા ત્રિકોણના પાયા કરતાં મોટો હોય છે. ૮

૨. સમદ્વિબાજુ ત્રિકોણની સરખી બાજુઓને વધારી તેમને મળતાં સુધી પાયાના છેડામાથી પાયાપર નંખેલા લંબ વધાર્યા હોય તો તે સરખા થાય છે, એમ સિદ્ધ કરો. ૫

૩. બે ત્રિકોણો એકરૂપ સિદ્ધ કરવાને બંનેમા કઈ કઈ બાબતોની સમાનતા હોવી જોઈએ? જેટલી જુદી જુદી રીતે આ સમાનતાઓ જાણતા હો તે બધી લખો. ૬

૪. (અ) એક સમબાજુ તળાવ દશ કોણાકાર બનાવવું છે. તેની દરેક બાજુ ૪૦ યાર્ડની રાખવી છે. તે તળાવની આકૃતિ તમારા કાગળમાં માય તેવા કોઈપણ સ્કેલથી દોરો. સ્કેલ લખવો. ૬

(બ) પ્લેફરનું પ્રત્યક્ષ પ્રમાણ લખો.

---

સોમવાર, તા. ૮મી એપ્રિલ, સને ૧૯૨૯.
(વખત ૭–૧૫થી ૯–૩૦ સુધી.)

**ભાષા**

ટીપઃ—ગમે તે ૭ સવાલોના જવાબ લખવા.

ગુણ.

૧. નીચેની પંક્તિઓનું વિવરણ કરોઃ— ૨૬

(क) જેણે એના ભુજ બળતણો એકવારે પ્રહાર
આપ્યો, તેને પુનરપિ નહિ વાયનો રે પ્રમાદ

(ख) જેણે મળ્યા વિણ લીધું મુજ ચિત્ત ચોરી,
તે શું રહી ટળવળે અહીંયા ચકોરી!
આ શબ્દ સાંભળી ગઈ શુધ બુધ મારી
એ મુજ જીવિત જરૂર ઉગાર નારી.

(ग) ઝીણા વલ્કલને આજે એણે અંગે ધર્યું હતુ.
નહિ લાવણ્યને ઓછુ વનવાસે કર્યું હતુ.

(घ) ટુંકી દૃષ્ટિ જન હૃદયની અલ્પ ખંડોજ જોતી
ને તેથી આ સુઘટ સરણી દીસતી ડાઘવાળી.

૨. તમે જે કાવ્યો શીખ્યા તેમાથી કયું ઉત્તમ માનો છો તે કારણ આપી સમજાવો અને એનો ટુંકો સાર લખો. ૧૦

૩. નીચેનાં વાકયોમાથી ગમે તે ત્રણ વાકયો પસંદ કરી ટુંકી ચર્ચા લખોઃ— ૧૫

(૧) પ્રેમનેજ આધાર બધુ જગત છે.
(૨) રાણી એ છે ઘર ઘર તણી, માનિની સર્વ કાળ.
(૩) સૌન્દર્ય શું? જગત શું? તપએજ સાથી.
(૪) છે વૈધવ્યે વધુ વિમલતા! બેન! સૌભાગ્યથી કે!
છે ભક્તિમાં વધુ વિમલતા બેન! શૃંગારથી કે.
(૫) પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ.

૪. નીચેનાં વાકયો પૂર્વાપર સંબંધ લક્ષમાં રાખી સમજાવોઃ— ૧૫

(૧) શિરીષપુષ્પે જ્યમ વજ્રધારા.
(૨) મહારાજ! જગતનું તંત્ર એવુંજ અસ્થિર છે.
(૩) પ્રીતિ રેશમના દોર જેવી છે, તુટે તો સંધાય ખરી, પણ વચમાં ગાંઠ રહી જાય ખરી.

(૪) ખરા સુધારાનું ભૂષણ તો જગદંબાની વિભૂતિજ છે.
(૫) જુગલ નામ પણ જોતાં દીસે ઉભય એકરૂપ.
(૬) જે કર્યાવિના ચાલે નહિ તેમાં માણસ જાત નિરૂપાય છે.

૫. નીચેના શબ્દોની વ્યુત્પત્તિ આપોઃ— ૧૪
(અ) વિહંગમ, ઉપનિષદ્, ગોવર્ધનધર, મનુજ, સમેત, આહ્નિક અને આત્મજા.
(બ) નીચેના સમાસોનાં નામ આપી વિગ્રહ કરોઃ—
પ્રણયરસ, નિષ્કારણ, શીતરશ્મિ, દંપતી, સજ્જન, અનિષ્ટ, તથા કિન્નરકંઠ.

૬. પ્રશ્ન પહેલામાં લખેલી પંક્તિઓ કયા ૧૫
(અ) છંદની છે તે લખો અને જે શબ્દો નીચે આડી લીટી દોરી છે તેનું પદચ્છેદ કરો.
(બ) પ્રશ્ન ૧ લાના (ક) માં લખેલી પંક્તિઓનું પૃથક્કરણ કરો.

૭. "મન એજ માણસના બંધનનું ને મોક્ષનું મોટું કારણ છે" આ વિષે એક ટુંકો નિબંધ સુમારે વીસ લીટીનો લખો. ૧૫

---

સોમવાર, તારીખ ૮મી એપ્રિલ, સને ૧૯૨૯.
[ વખત ૧૦થી ૧૧ સુધી. ]

## દેશીનામું

૧. વેપારીએ વેપારમાં ફતેહમંદ થવા માટે કયા કયા ગુણો કેળવવા જોઈએ ?

૨. દલાલ ને આડતીઆ વચ્ચે શો તફાવત છે ? મંડામણીને સુખડી સમજાવો. વીમાથી થતા લાભો જણાવો ને તેના મુખ્ય પ્રકાર ગણાવો.

૩. નીચેની રકમોનો પોસ વદી ૫ નો મેળ લખોઃ— શિલક રૂ. ૨૨૪ાા.

(૧) રૂ. ૧૦૦) પા. મૂળજીભાઈ હીરાભાઈની વતી શા. ચંદુલાલને આપ્યા.

(૨) રૂ. ૮) ચી. કાન્તી તેના સાસરેથી લાવ્યો.

(૩) શા. મગનલાલ ડાહ્યાભાઈ સાથે મહા વદી ૧ ના રોજ ઘઉ મણ ૧૦૦) દર રૂ. ૩ાા લેખે લેવાનો કરાર કરી રૂ. ૪૦) આનાના આપ્યા.

(૪) વિવેકાનંદ મીલના શેર નં. ૩ ૯ રૂ. ૭૨] ના ભાવે વેચી દીધા. દલાલી શેર દીઠ રૂા. ૦।।। બેઠી.

(૫) રૂા. ૩૦૦] ની હુંડી શા. મોહનલાલ ચુનિલાલને દર રૂ. ૧૦૦] ને ભાવે, રોકડાથી અમારી વતીની મુંબઈના પરીખ ચમનલાલ મહીપતરામ ઉપર શાહજોગી, તરત મુદતની લખી આપી.

૪. નીચેની રકમોનું હાકાર. છગનલાલ લલ્લુજીના ખાતાનું કાપી વ્યાજ કાઢો. દર રૂ. ૦।।।.

| જ | ઉ |
|---|---|
| ૪૦૦] પોસ વદી. ૧ | ૬૦૦] કારતક સુદી ૧૫. |
| ૨૫૦] પોસ વદી ૦।।] | |

---

મંગળવાર. તા. ૯મી એપ્રિલ, સને ૧૯૨૯.
[વખત ૭-૧૫થી ૯-૩૦ સુધી.]

## અંકગણિત

**ટીપ.—ગમે તે છ હિસાબો ગણવા.**

૧. સાત મણ લીલી તમાકુ છે. તેમાં સેંકડે ૬૫ ટકા પાણીનો ભાગ છે. તેના ગડા વાળવા માટે ૨૮ ટકા પાણીની જરૂર હોય તો તેમાં કેટલું નવું પાણી ઉમેરવું ?

૨. એક ખેતર ૪૮' × ૩૦' (ફૂટ) નું છે તેમા એક કુવો ૮' × ૬' ના માપનો ખોદાવવો છે. કુવામાથી નીકળતી માટી ખેતરમાંજ પાથરી દેવાની છે. ( ખેતરના ચઢાણસહિત ) જો તે કુવો ૧૫ ફૂટ ઉંડો કરવો હોય તો દર ઘનફૂટે એક આના પ્રમાણે શું ખર્ચ થાય ?

૩. પાઇકા ટાઇપના એક ડેમી આઠપેજી ( ૯" × ૬" ) પાંચ ફોર્મના માસિકની ૫૦૦૦ નકલો છપાય છે. આ માસિકને સવાઈ પાઇકા ટાઇપનું રોયલ આઠપેજી ( ૧૦" × ૭½" ) બનાવવું છે. કાગળનો ભાવ દર રીમે ૧૨ રૂપીઆ હોય અને છપામણીનો દર પહેલી હજાર નકલનો દર ફોર્મે રૂા. ૧૨ અને વધારાની દર હજાર નકલે રૂ. ૨।। હોય તો ખર્ચમા શો ફેર પડે ? ( એક કાગળમાં બે ફોર્મ છપાય, લેખ અમલ તેના તેજ છે. )

૪. એક વેપારીને ત્યા એક વાસણમા ૨।। મણ ઘી હતું. તેના ગુમાસ્તાએ ૨૫ શેર ઘી કાઢી લઈ તેની જગાએ તેટલુંજ ડાળાયું નાખ્યું. બીજા ગુમાસ્તાએ પણ બીજે દિવસે ૨૫ શેર મિશ્રણ કાઢી લઇને તેટલુંજ

(૪) ખરા સુધારાનું ભૂપણુ તો જગદંબાની વિભૂતિજ છે.
(૫) જુગલ નામ પણુ જોતા દીસે ઉભય એકરૂપ.
(૬) જે કર્યાવિના ચાલે નહિ તેમાં માણસ જાત નિરૂપાય છે.

૫. નીચેના શબ્દોની વ્યુત્પત્તિ આપોઃ— ૧૪

(અ) વિહંગમ, ઉપનિષદ, ગોવર્ધનધર, મનુજ, સમેત, આહ્નિક અને આત્મજા.

(બ) નીચેના સમાસોના નામ આપી વિગ્રહ કરોઃ—
પ્રણયરસ, નિષ્કારણ, શીતરશ્મિ, દંપતી, સજ્જન, અનિષ્ટ, તથા કિન્નરકંઠ.

૬. પ્રશ્ન પહેલામાં લખેલી પંક્તિઓ કયા ૧૫

(અ) છંદની છે તે લખો અને જે શબ્દો નીચે આડી લીટી દોરી છે તેનું પદચ્છેદ કરો.

(બ) પ્રશ્ન ૧ લાના (ક) મા લખેલી પક્તિઓનું પૃથકકરણ કરો.

(૪) વિવેકાનંદ મીલના શેર નં. ૩ ઇ રૂા. ૭૨] ના ભાવે વેચી દીધા. દલાલી શેર દીઠ રૂા. ૦।।। એકી.

(૫) રૂા. ૩૦૦] ની હુંડી શા. મોહનલાલ ચુનિલાલને દર રૂા. ૧૦૦] ને ભાવે, રોકડાથી અમારી વતીની મુબઈના પરીખ ચમનલાલ મહીપતરામ ઉપર શાહજોગી, તરત મુદતની લખી આપી.

૪. નીચેની રકમોનું હાકાર. છગનલાલ લલ્લુજીના ખાતાનું કાપી વ્યાજ કાઢો. દર રૂા. ૦।।।.

| જ | ઉ |
|---|---|
| ૪૦૦] પોસ વદી. ૧ | ૬૦૦] કારતક સુદી ૧૫. |
| ૨૫૦] પોસ વદી ૦।।] | |

---

મંગળવાર. તા. ૯મી એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૭-૧૫થી ૯-૩૦ સુધી]

## અંકગણિત

**ટીપ.**—ગમે તે ૭ દિસાબો ગણવા.

૧. સાત મણુ લીલી તમાકુ છે. તેમા મેંકડે ૬૫ ટકા પાણીનો ભાગ છે. તેના ગડા વાળવા માટે ૨૮ ટકા પાણીની જરૂર હોય તો તેમા કેટલું નવું પાણી ઉમેરવુ?

૨. એક ખેતર ૪૮' × ૩૦' (ફૂટ) નું છે તેમા એક કુવો ૮' × ૬' ના માપનો ખોદાવવો છે. કુવામાથી નીકળતી માટી ખેતરમાંજ પાથરી દેવાની છે. (ખેતરના ચઢાણુમહિત) જો તે કુવો ૧૫ ફૂટ ઉંડો કરવો હોય તો દર ઘનફૂટે એક આના પ્રમાણે શું ખર્ચ થાય?

૩. પાઇકા ટાઇપના એક ડેમી આઠપેજી (૯" × ૬") પાંચ ફોર્મના માસિકની ૫૦૦૦ નકલો છપાય છે. આ માસિકને સવાઈ પાઇકા ટાઇપનુ રોયલ આઠપેજી (૧૦" × ૭½") બનાવવું છે. કાગળનો ભાવ દર રીમે ૧૨ રૂપીઆ હોય અને છપામણીનો દર પહેલી હજાર નકલનો દર ફોર્મે રૂા. ૧૨ અને વધારાની દર હજાર નકલે રૂા. ૨।। હોય તો ખર્ચમા શો ફેર પડે? (એક કાગળમા બે ફોર્મ છપાય, લેખ અમલ તેના તેજ છે.)

૪. એક વેપારીને ત્યા એક વાસણમા ૨।। મણુ ઘી હતુ. તેના ગુમાસ્તાએ ૨૫ શેર ઘી કાઢી લઈ તેની જગાએ તેટલુંજ ડાળીયુ નાખ્યુ. બીજા ગુમાસ્તાએ પણ બીજે દિવસે ૨૫ શેર મિશ્રણ કાઢી લઇને તેટલુંજ

ડોળીયું નાખ્યું. પછી પકડાઈ જવાની બીકે પહેલાએ ૨૫ શેર મિશ્રણ કાઢી લઈ તેટલુંજ ચોકખું ઘી લાવીને નાખ્યું. બીજાએ પણ તેમજ કર્યું. હવે છેવટે તે વાસણમાં ઘી અને ડોળીયાનું પ્રમાણ શું થયું હશે?

૫. નવી ફોર્ડ મોટરકાર રોકડેથી ૨૪૦૦ રૂપીએ અને એક વર્ષના હપ્તાથી પહેલા રૂ. ૧૦૦ અને પછી બાર માસ સુધી દર માસે રૂ. ૨૦૦) લેખે ભરવા પડે છે. જો વ્યાજનો દર સેંકડે આઠ ટકાનો હોય તો કઈ રીતે મોટર લેવામા વર્ષ આખરે ફાયદો પડે? અને તે કેટલો?

૬. ૫મી જુન ૧૯૨૬ ને દિવસે ૧૨ માસે પાકે એવી એક હુંડી લખી. ૧૯૨૭ ની ૨૭ મી માર્ચે ૬૧ ટકાના દરે મુદત કાપી તે વટાવી તો તુર્ત કિંમત ૯૩૦ મળી ત્યારે હુંડી કેટલા રૂપીઆની હશે?

૭. ¾ ના ⅔ આ દાખલો આકૃતિની મદદથી વિદ્યાર્થીઓને શી રીતે શીખવશો?

૮. ચક્રવૃદ્ધિ વ્યાજમાં હિસાબની ગણુતરીમાં એકનું વ્યાજ મુદલ શા માટે ઉપયોગમાં લેવાય છે અને ૧૦૦ નું નથી લેવાતું?

૯. એક ઘોડો રૂ. ૨૦૦ માટે લીધો અને તેના ઉપર ૧૦ રૂપીઆ ખર્ચ કર્યા પછી પાંચ ટકા નફો લઈને વેચી માર્યો તો વેચાણ કિંમત કેટલી?

---

મંગળવાર, તા. ૯મી એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૧૦થી ૧૦-૩૦ સુધી.]

**સ્મૃતિચિત્ર** (મેમરી ડ્રોઈંગ).

ગુણ.

સૂચનાઃ—આ ચિત્ર દોરતી વખતે ફુટપટી અને કોમ્પાસ વગેરે હથીઆરો રાખવા નહી. નીચે લખેલી ચાર વસ્તુઓમાંથી બે કાઢો. એકી નંબરવાળા પહેલું જુથ કાઢે. બેકી નંબરવાળા બીજું જુથ કાઢેઃ— ૨૦

૧. દીવીપર મુકેલું કોડીઉં.

૨. લટકાવેલો પતંગ અને દોરી વીંટવાની ફીરકી.

---

મંગળવાર, તા. ૯મી એપ્રિલ સને ૧૯૨૯.

[વખત ૧૦-૪૫થી ૧૧ સુધી.]

**વાર્તાચિત્ર.** (કાળા પાટીઆ ઉપર.)

ગુણ.

સૂચનાઃ—આ ચિત્ર કાઢતી વખતે ચોકથી કાળા પાટીયા ઉપર ૪૦

કામ કરવું. રંગીન ચાક વાપરવા છુટ છે. એકી નંબરવાળા પહેલું ચિત્ર કાઢે અને બેકી નંબર વાળા બીજું ચિત્ર કાઢેઃ—

૧. વનરાજ અને હરણીના બચ્ચાની વાતમાંનું કોઇપણ દૃશ્ય.

૨. ખેતરમાં ખેડુત હળ અને બળદો સાથે ખેતી કરે છે.

---

બુધવાર, તારીખ ૧૦મી એપ્રિલ, સને ૧૯૨૯.

[વખત ૭-૧૫થી ૯-૪૫ સુધી.]

### વિદ્યા અને આરોગ્યવિદ્યા

દરેક જુથમાંથી ફક્ત ત્રણજ સવાલોના જવાબ આપવા.

#### જૂથ ૧લું.

૧. (क) કોઈ તારમાંથી વીજળીનો પ્રવાહ વહે છે તે તમે શા ઉપરથી સમજી શકો?

(ख) શહેરમાં વીજળીની રોશની કરે છે તે વીજળી કેવી રીતે પેદા થતી હશે?

(ग) તારઓફીસોની પાસે કેટલાક તારનો સંબંધ જમીન સાથે કેમ કર્યો હશે?

૨. (क) તમે હોલીમાં ચીંચવાની રમત રમો છો. તો એ ચીંચવાની મદદથી તમે તમારા મિત્રનું વજન શોધીને જાણી શકશો? તમને તમારૂં વજન યાદ છે તે યાદ રાખવું.

(ख) એક ગરગડી લાકડામાં જડેલી હોય તો તેથી બળમાં શો ફાયદો, થશે? આવી ગરગડી વાપરવાનું કારણ શું?

(ग) નદીનો પ્રવાહ જોરથી ચાલ્યો જતો હોય તો તેનો વેગ વચ્ચે વધારે કે કોરે? જવાબના કારણો આપો.

૩. (क) આકાશમાં ગર્જના થાય છે તે ધીમે ધીમે મંદ કેમ થતી જતી હશે?

(ख) સતારમાં ઉંચો સપ્તક વગાડતી વખતે તુંબડાની પાસે આંગળી આવીને તાર દબાય કે ખરજ વખતે? જવાબના કારણો આપો.

(ग) એક ઘંટ ૫' દુરથી વાગે છે ને બીજો તેવોજ ઘંટ ૧૫' દૂરથી વાગે છે તો તે બેનો અવાજ આપણને કેવો મળશે? તેમના અવાજમાં કેટલા પ્રમાણમાં તફાવત હશે? ને તે શા કારણથી.

૪. (क) મેઘધનુષ્યનાં કારણો આપો અને એવું કૃત્રિમ મેઘધનુષ્ય કરી દેખાડવા તમે શા પ્રયોગો કરશો.

(ख) મધ્યાન્હ કાળે મેઘધનુષ્ય દેખાય કે કેમ ? જવાબનાં કારણો આપો.

(ग) સૂર્ય, ચંદ્ર, ધુમકેતુ અને શ્વામાંથી પ્રકાશ પડે છે તેનું શું કારણ ?

## જૂથ ર્જું.

૫. (क) શહેરમાંથી નીકળતો પરચુરણ કચરો પુરીને એક નીચી જગા સપાટ કરી છે, બીજી જગામાં દશ ફીટ ખોદતાં મીઠું પાણી આવે છે, ત્રીજી જગાની ચારે તરફ ઉંચી ડુંગરીઓ છે. તે, ત્રણ જગામાંથી કઈ જગા પર તમે ઘર બાંધશો ? કારણો આપો.

(ख) શહેરની અંદરના કુવાઓનું પાણી સારૂ નહિં હોવાનું શું કારણ ? અથવા ગામડામા સીમમાના કુવાનું પાણી કેમ પીવામા આવતું હશે ?

૬. એની ત્રણ રમતો રમાડવી છે કે જેથી શરીરના બધા અવયવોને જો પૂરતી કસરત મળે તેમજ આપણે આપણું રક્ષણ કરતાં શીખીએ તો તેવી રમતો દેશી રમતોમાથી ખોળી કાઢો. આ દરેક રમતથી કયા અંગો કસાશે અને રક્ષણનો કયો પેંતરો શીખશે ?

૭. (क) ચોરને ચોખા ખવડાવવામાં આવે છે ત્યારે કેટલીક વખત તે કોરા નીકળે છે તેનું શું કારણ ?

(ख) શ્વાસ લેતી વખતે પેટ ફુલે છે કે સંકોચાય છે ને તે શાથી ?

(ग) કોમળ તમાકુની બીડીથી ફેફસાં બગડે કે સખત થાય ?

(ड) સવાર અને સાંજ એમ બે વખત આપણે આપણી ઉંચાઈ માપીએ તો કઈ વખતે આપણે નીચા થએલા માલમ પડીશું અને તે શાથી ?

૮. (क) પ્રદર્શનમાં ફક્ત નવીન જમીનમાં ઉભરી તે ઉપર પમ્પ ગોઠવી પાણી કહાડવાના કુવા હતા તે સારા કે કુવો કરી તેમાંથી પાણી લેવું તે સારૂં ? આમાં ખરચનો સવાલ બાજુ પર રાખવો ?

(ख) કુર્યા શું હશે અને તે શા કામમાં આવતા હશે ?

(ग) ચોકખા ઇટાળા ઘસીને ઝીણી બનાવેલી ધૂળથી દાંત સાફ કરશો કરાવશો કે કેમ? જવાબનાં કારણો આપો.

---

ગુરુવાર, તારીખ ૧૧મી એપ્રિલ, સને ૧૯૨૯.
[વખત ૭-૧૫થી ૯-૧૫ સુધી]

### ઇતિહાસ

૧. કયા સંયોગોને લીધે પશ્ચિમ યુરોપની પ્રજાને પૂર્વ સાથેના વહેવાર માટે દરિયાઈ માર્ગો શોધવાની જરૂર પડી? આ પ્રયત્નોમાં સ્પેઇન, પોર્ટુગલ અને ઇગ્લંડે શો ફાળો આપ્યો તે નકશામા માર્ગ દોરી બતાવો.

૨. ૧૭૫૭ થી ૧૮૫૭ સુધીના સો વર્ષ દરમિઆન બ્રિટિશ સત્તાનો ઉદય અને વિકાસ હિંદમાં કેવી રીતે થયા તે સમજાવો.

૩. "આપણા દેશના ઇતિહાસનો મોટો ભાગ ઉત્તર હિંદુસ્તાનનો ઇતિહાસ ગેઠે છે ને ઘણાં મહારાજ્યો પણ ઉત્તર હિંદમાજ સ્થપાયાં છે." આ કેટલે અંશે ખરૂં છે? શા કારણથી?

૪. કયા ગવર્નર જનરલના વખતમા રેલ્વે પ્રથમ સ્થપાઈ અને તે કયા દૃષ્ટિબિંદુથી?

૫. પ્રજાકીય પ્રતિનિધિત્વમાં મિંટો-મોરલે સુધારા કરતાં મોંટેગ-ચેમ્સફર્ડ સુધારામાં કેટલી પ્રગતિ થઈ છે તે જણાવો.

૬. મધ્યસ્થ સરકારની સભાઓમાં પ્રજાના પ્રતિનિધિએ રજુ કરેલો કાયદો કેવી રીતે પસાર કરવામાં આવે છે તે રીતનું વર્ણન કરો.

---

ગુરુવાર, તારીખ ૧૧મી એપ્રિલ, સને ૧૯૨૯.
(વખત ૯-૪૫થી ૧૧ સુધી)

### નિબંધ

ગુણ

૧. નીચેના વિષય ઉપર નિબંધ લખો:— ૭૫
નિશાળમાં વ્યવસ્થાની જરૂર.

---

શુક્રવાર, તારીખ ૧૨મી એપ્રિલ, સને ૧૯૨૯.
(વખત ૭-૧૫થી ૯-૧૫ સુધી)

### ભૂગોળ

૧. ગ્રેટ બ્રિટન દુનીઆમાં વેપારનું મોટું મથક થઈ પડયું છે તેનાં કારણો આપો.

૨. અક્ષાંશ, કટિબંધ, મોનસુન, અને વેપારી પવનો એ શબ્દો બરાબર સમજાવો.

૩. પહેલાના વખતના અને હાલના એશિઆ તથા યુરોપના આગળ પડતા દેશો કયા છે? ભૂગોળની દૃષ્ટિએ તેમની ઉન્નતિનાં કારણો આપો.

૪. દુનીઆના કયા ભાગોમાં મોર્નું, રૂપું, રબર, ઘઉં, ચોખા, રેશમ અને ચા વધારે થાય છે?

૫. સ્વિટ્ઝર્લેન્ડ અને અફઘાનિસ્તાનનો મુકાબલો કરો. એશિઆમાં રક્ષિત રાજ્યો કયા છે અને તે કોની દેખરેખ નીચે છે તે તેમની રાજ્યધાની સાથે લખો.

અથવા

યુરોપ અને એશિઆખંડની નદીઓનો મુકાબલો કરી તે દરેકની બે મોટી નદીઓની ઉપયોગિતાનુ વર્ણન કરો.

---

શનિવાર, તારીખ ૧૩મી એપ્રિલ, સને ૧૯૨૯.

(વખત ૭-૧૫થી ૯-૧૫ સુધી.)

**વસ્તુચિત્ર** (મોડેલ ડ્રોઇંગ)

ગુણ

સૂચના—આ ચિત્ર કાઢતી વખતે વિદ્યાર્થીઓએ પોતાની પાસે પેન્સિલ ને રબર રાખવાં; ફુટપટી વગેરે દૂર રાખવાં. ૪૦

હુકો, ચલમ અને નાળી કોયલા સહિત.

જમીનથી એક ફુટ જેટલી ઉંચાઈએ ખોખાપર ઉપર કહેલી વસ્તુઓ ગોઠવવી. વિદ્યાર્થીઓએ પોતાની જગ્યા ઉપરથી દેખાય એમ દોરો તેમાં તમારી પાસેના રંગોમાંથી બની શકે તેવો વસ્તુના રંગ જેવો રંગ નિપજાવી ચિત્રમાં પુરો.

**પહેલું વર્ષ**

શનિવાર, તા. ૬ટ્ઠી એપ્રિલ સને ૧૯૨૯.

(વખત ૭-૧૫થી ૯-૩૦ સુધી)

**શિક્ષણશાસ્ત્ર**

ગુણ.

૧. પહેલા ધોરણમાં વાચનના શિક્ષણનો આરંભ કેવી રીતે કરશો? નીચલાં ધોરણોમાં અને ઉપલા ધોરણોમાં એ વિષય શીખવવાની પદ્ધતિના ભેદ વિષે ચર્ચા કરો. ૧૪

૨. બીજા ધોરણમાં ભૂગોળશિક્ષણની શરૂઆતના પાઠની નોંધ કાઢો. ૧૩

૩. મુખગણિત શીખવવાનો શો હેતુ છે? એ વિષય શીખવવાની યોગ્ય પદ્ધતિની ચર્ચા કરો. ૧૪

૪. શાળાના શિક્ષણમાં સૃષ્ટિનિરીક્ષણનું શુ સ્થાન છે? તમારા વિદ્યાર્થીઓમાં સૃષ્ટિનિરીક્ષણની વૃત્તિ કેળવવા માટે શી યોજના કરશો? ૧૪

૫. શાળાની વ્યવસ્થામાં શિક્ષાનું શુ સ્થાન છે? તમારી શાળાની રોજની સુવ્યવસ્થા માટે સામાન્ય નિયમો જણાવો. ૧૩

૬. "શાંત વાચન" એટલે શું? પહેલા ધોરણમા શાંત વાચનના પાઠની નોંધ કાઢો. ૧૬

૭. ઇતિહાસશિક્ષણનો શો હેતુ છે? ગુજરાતના ઇતિહાસના કોઈપણ પ્રસિદ્ધ પાત્રનું જીવનચરિત્ર ચોથા ધોરણમાં શીખવવાના પાઠની નોંધ કાઢો. ૧૬

---

શનિવાર, તારીખ ૬ઠ્ઠી એપ્રિલ સને ૧૯૨૯.

(વખત ૧૦થી ૧૧ સુધી)

### મુખગણિત

૧. એક ચોખાનો કોથળો ૩ાા મણ ૭ા શેરનો થયો. ચોખાનો ભાવ મણના ૩. ૬ા હોય તો બધા ચોખાની કેટલી કીમત?

૨. રૂા. ૩૭ાાનું ૧ શેર એ ભાવે ૧૭ાા તોલા કેસરની કીમત?

૩. રૂા. ૪૫૦) નું ૭ આનાની તરીખે કાર્તિક સુદ ૫ થી ફાગણ વદ ૦ાા સુધીનું વ્યાજ કેટલું?

---

સોમવાર, તા. ૮મી એપ્રિલ સને ૧૯૨૯.

(વખત ૭–૧૫થી ૯–૩૦ સુધી)

### ભાષા

ટીપ:—ગમે તે ૭ સવાલના જવાબ લખવા.

ગુણ

૧. નીચેની પંક્તિઓનું વિવરણ કરો— ૧૮

(૧) શું તો ચંદની એ દશે? અર્ણવમાં દા'ડે ન તે તો દીસે.
કહેવી કે? કર પદ છે, ચિનવનાં પદ્માજ ચિત્તે વસે.

(૨) સિંચે છે પાંચ, સાચે. દિનકર હિમ આ! ન્હાય; તે તો દહે છે.
જાણ્યું, જાણ્યું રમિલી! તુજ કરજ અમી સ્વેદ રૂપે ઝરે છે.

(૩) કોઈ વૃદ્ધ જાદવે દીઠા ઋષી, સાધુની દૃષ્ટિ તેણે ઓળખી.

(૪) ફુલ્યા કમળ જળ ટાટડીરે, દીસે ઉદીઓછે ભાણ;
શંકર સમાધ મેલી રહ્યારે, થયુ જગતને જાણ.

(૫) સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ,
જેઠ જગજીવન જગતમારે, મારો નાવલીઓ નિર્દોષ.

(૬) સ્વભાવે બુદ્ધિથી શુભ અશુભ જે કંઈક કરૂ
ક્ષમા દૃષ્ટે જો જો, તુજ ચરણમાં નાથજી ધરૂં.

૨. નીચેના વાક્યો પૂર્વાપર સબંધ આપી સમજાવો. ૧૫

(૧) આવું નિર્મળ તપ કોઈનું હશે ?
(૨) ભર્યાં નીચ ઘેર પાણી.
(૩) સુંવાળી પણ ક્ષત્રિયાણી હતી.
(૪) અત્યંત આદર શંકા ઉપજાવે છે.
(૫) હાશ, હવે જીવમા જીવ આવ્યો.
(૬) રહેવા દો આ અંધારે પાયશેરી કુટવી.

૩. નીચેની પંક્તિઓમાંથી ગમે તે એક પસંદ કરી ટુંકી ૧૨
નોધ લખો:—

(૧) પક્ષાપક્ષી ત્યા નહિ પરમેશ્વર. સમદૃષ્ટિને સર્વસમાન.
(૨) આતુરની આરત હરવા રે સજ્જન સંચે છે.

૪. નરસિંહ મહેતો, પ્રેમાનન્દ તથા દયારામનાં જે કાવ્યો ૧૫
વાચનમાળામા તમે શીખ્યા છો તે ઉપરથી તેમની કવિ તરીકે તુલનાત્મક ચર્ચા કરો.

૫. નીચેના શબ્દોની વ્યુત્પત્તિ આપોઃ— ૧૪

(अ) મધુપો, અપ્સરા, સંશોધન, પ્રતિષ્ઠિત, પરિક્રમણ તથા સત્યવાદી.
(ब) પ્રશ્ન ૭મામા જે શબ્દો નીચે આડી લીટી દોરી છે તેનું પદચ્છેદ કરો.

૬. સત્યવાદી રેગ્યુલસ, સર આઇઝેક ન્યુટન, અને ફ્લોરેન્સ ૧૫
નાઇટીંગેલમાંથી ગમે તે એક વિષેનો પાઠ પસંદ કરી તેનો સાર તમારા શબ્દોમા લખો.

૭. નીચેના વાક્યનું પૃથક્કરણ કરોઃ—

હિંદની <u>છેક</u> પશ્ચિમે <u>અરબી</u> સમુદ્રના કિનારા <u>પર આવેલા</u> સોમનાથ પાટણમા મહાદેવનું એક પ્રખ્યાત <u>દેહેરું હતું</u>.

---

મંગળવાર, તા. ૯મી એપ્રિલ સને ૧૯૨૯.

(વખત ૭-૧૫થી ૯-૩૦ સુધી.)

### અંકગણિત

**ટીપ**—ગમે તે ૭ દાખલા ગણવા.

૧ એક માણસનો પગાર દરમાસે રૂ. ૨૦૦) છે તેમાંથી તે રૂપીએ બે આના લેખે દરમાસની શરૂઆતમાં પ્રોવિડન્ટ ફંડમાં ભરે છે. જો તેના વ્યાજનો દર સેંકડે ૪॥ ટકા હોય તો વર્ષ આખરે તેનું વ્યાજમુદ્દલ કેટલું થાય?

૨. એક ઓરડો ૧૬ ફુટ પહોળો અને ૧૨ ફુટ ઉંચો છે. તેની દિવાલોને રંગવાનું ખર્ચ દર ચોરસ ફુટે એક આના લેખે રૂ. ૬૦) થાય તો તેની લંબાઈ કેટલી હશે?

૩. એક ગામમાંથી ૧૦ ટકા વસ્તી મરી ગઈ અને બાકીનામાથી ૨૦ ટકા બહાર ગામ જતી રહી. હવે જો તે ગામમા ૧૮૭૨ માણસો બાકી રહ્યા હોય તો પહેલાં વસ્તી કેટલી હશે?

૪. એક માણસે રૂ. ૬૨૫) ૮ ટકા લેખે સાદા વ્યાજે લીધા અને તેની ૪ ટકાની ૬૨$\frac{૩}{૮}$ના ભાવની લોન લીધી. તેનું વ્યાજ દર ૭ ૭ માસે મળે છે. દોઢ વર્ષ પછી ૬૫ ના ભાવે તે લોન વેચી મારી બધું દેવું ભરી દીધું તો તેને શું મળ્યું?

૫. બીજા ધોરણમાં $\frac{૧}{૪}$, $\frac{૧}{૨}$, $\frac{૩}{૪}$ આ અપૂર્ણાંકો શી રીતે સમજાવશો. ટુંકી નોંધ કાઢો.

૬. ગુણોત્તર અને પ્રમાણનાં ટપકાનો શો અર્થ છે? ત્રિરાશિમાં બીજા અને ત્રીજા પદના ગુણાકારને પહેલા પદે શા માટે ભાગવામાં આવે છે?

૭. એક માણસને ૪૮ માઇલ જવું હતું તેમાંથી તે ક માઇલ ચાલ્યો અને પછી બાકીનું અંતર મોટરમા મુસાફરી કરી. જો મોટરનો દર માઇલે એક આના લેખે હોય તો તેને કેટલા પૈસા ભાડાના આપવા પડ્યા?

---

મંગળવાર, તા. ૯મી એપ્રિલ સને ૧૯૨૯.

(વખત ૧૦થી ૧૦-૩૦ સુધી)

### સ્મૃતિચિત્ર (મેમરી ડ્રોઈંગ) ગુણ

સૂચનાઃ—આ ચિત્ર દોરતી વખતે ફુટપટી અને કૉમ્પાસ વગેરે હથિયારો રાખવાં નહિ. નીચે લખેલી ચાર વસ્તુમાંથી બે કાઢો. એકી નંબરવાળા પહેલું જુથ કાઢે. બેકી નંબરવાળા બીજું જુથ કાઢે.

૧. ઘડો ને પ્યાલો. ૨૦
૨. કીટલી અને પ્યાલો રકાબી.

---

બુધવાર, તારીખ ૧૦મી એપ્રિલ સને ૧૯૨૯.
(વખત ૭-૧૫થી ૯-૪૫ સુધી)

**વિદ્યા અને આરોગ્યવિદ્યા**

ટીપ:—નીચેના પ્રશ્નો પૈકી દરેક જુથમાંથી ત્રણ ત્રણ સવાલોના જવાબ આપવા.

**જુથ ૧લું.**

૧. (क) જેના કપડાં સળગી ઉઠયા હોય તેને સુવાડી દઈ તેના ઉપર ગોદડું નાખી દેવાથી સળગતું હોળવાઈ જશે કે ફેલાશે? જવાબનાં કારણો લખો.

(ख) કારબોનિક એસિડગ્યાસ હવામાંથી જતી રહે અને બીજી નવી ન થાય તો તેથી આપણે સુખે જીવી શકીએ કે કેમ? જવાબના કારણો લખવાં.

(ग) કારબોનિક એસિડગ્યાસ પ્રયોગશાળામાં કેમ બનાવી શકાય અને તેની અને નાઈટ્રોજનની વચ્ચે સરખામણી કેવી રીતે કરશો?

૨. (क) મેગ્ડેબર્ગના અર્ધ ગોળાઓ વડે હવાનું દબાણ છે એ કેમ સાબીત થાય?

(ख) માણસના શરીર પર હવાનું ઘણું દબાણ છે તેમ છતાં તે કચડાઈ કેમ નથી જતો?

(ग) બલુન ઉંચે ઉડે ત્યારે તેમાં હાઈડ્રોજન પુરેપુરો ભર્યો હોય તો શું થશે? ને તે શાથી?

૩. (क) થર્મોમીટરની બનાવટ સમજાવો.

(ख) ૧° સેન્ટીમીટર અને ૧° ફારનહાઈટ વચ્ચે શો તફાવત છે તે સમજાવો.

(ग) થર્મોમીટરમા પારો જે ભાગમાં હોય છે તે ભાગને ગરમ પાણીમાં મૂકીએ તો પારો પહેલાં નીચે કેમ ઉતરતો હશે?

(घ) બજારમા મળતો બાવળનો કોયલો કેવી રીતે બનતો હશે?

૪. (क) એક વસ્તુ ૧૨' ઉંચેથી પડે છે ને બીજી તેવીજ વસ્તુ ૨૪' ઉંચેથી પડે છે તો જ્યારે તે બન્ને વસ્તુઓ જમીન

પર પડે ત્યારે તેમની ગતિની અંદર કંઈ ફેરફાર હશે? જવાબનાં કારણો આપો.

(ख) બ્રહ્માના પ્રેસમાં એક ડટ્ટાનો વ્યાસ ૫" હોય ને બીજાનો વ્યાસ ૨૦" હોય તો ૫" વાળા ડટ્ટા ઉપર એક મણ વજન મૂકવાથી બીજા પર કેટલું વજન ટેકવી શકાશે? ને તે શાથી?

જુથ ૨જું.

૫. (क) શા કારણથી હાડકાંની અંદર ચીવટાઈ, મજબુતાઈ, સખ્તાઈ, તથા વળી શકવાના ગુણો હશે?

(ख) નાનું બાળક પ્રથમ ઘુંટણીઆ ખેંચતાં કેમ શીખતું હશે?

(ग) ઉંચા તકીઆ લઈ રોજ સુવાથી શા ગેરફાયદા થાય?

૬. (क) ચામડી તન્દુરસ્ત રાખવા સારૂ શું શું કરવું?

(ख) જ્યારે સખત ઠંડો પવન ફુંકાય ત્યારે મો પરથી લોહી ઉડી કેમ જાય છે?

(ग) હૃદયને પોષણ કેવી રીતે મળે છે?

૭. (क) સ્ત્રીઓ કરતા પુરુષોને વધારે તાપ પડે છે તેનું શું કારણ?

(ख) ઉનાળામા ઘણો તાપ પડે છે તે ખમાય છે ને ચોમાસામાં નથી ખમાતો તેનું શું કારણ?

(ग) જીવડાથી ફેલાતા ત્રણ રોગોના નામ, કયા જીવથી કેવી રીતે ફેલાય છે તે, અને તે જીવોથી બચવા શા ઉપાયો કરશો, તે લખો.

૮. સાતતાળી, ફુટબોલથી મારામારી, અથવા આટાપાટામા જે જે હીલચાલ થાય છે તે બધી હીલચાલોની યાદી કરો અને તે દરેક હીલચાલની શારીરિક અને માનસિક અસર શી થાય છે તે જણાવો. આ રમતોથી સામાજિક ફાયદો શો છે તે લખો.

---

ગુરુવાર, તારીખ ૧૧મી એપ્રિલ સને ૧૯૨૯.

[વખત ૭-૧૫થી ૯-૧૫ સુધી]

**ટીપઃ**—ગમે તે પાંચ પ્રશ્નોના ઉત્તર લખવા.

## ઇતિહાસ

૧. બ્રિટિશ સામ્રાજ્ય પહેલાં હિંદમાં સામ્રાજ્ય સ્થાપવાને થએલા પ્રયત્નોમાંના કોઈપણ એક પ્રયત્નનું વર્ણન કરો ને તે કેટલે અંશે ફતેહમંદ થયો હતો તે જણાવો.

## ઉત્તર ભાગ

## મિડલ અને ખાસ નિશાળો માટે સ્કોલરશિપ પરીક્ષા

ગુરુવાર, તા. ૭ મી માર્ચ ૧૯૨૯.

[વખત ૧૧–૩૦ થી ૨ સુધી]

### ઇતિહાસ અને ભૂગોળ

૧. મુબઈ ઇલાકામા અંગ્રેજ સરકાર રાજ્યવહીવટ કેવી રીતે ચલાવે છે તે ટુકમા લખો

૨. હિંદુ, મુસલમાન, પારસી ને જૈન એ ચાર ધર્મમા ફેર શો છે તે ટુકમા જણાવો

૩. ગુજરાત અંગ્રેજ સરકારના હાથમા આવ્યો તે પહેલા તેના પર કઈ કઈ જાતના લોકોએ રાજ્ય ચલાવ્યુ હતુ ? અને તે કેટલો વખત (આશરે) ?

૪. ગુજરાતમા મુસલમાની અમલના જે કોઈ ચિહ્નો તમે જોયા હોય તેનું ટુંકમા વર્ણન આપો.

૫. મુબઈ ઇલાકામા સૌથી વધારે વરસાદ કયા પડે છે અને સૌથી ઓછો કયા પડે છે તે લખો અને તેમ થવાના કારણ આપો.

૬. મુબઈ ઇલાકામા નીચેનો પાક કયા કયા ઘણો થાય છે તે નકશો દોરી બતાવો --

ડાંગર, ઘઉં, તમાકુ, કપાસ અને નાળિએર.

૭. કરાચીથી ધારવાડ રેલવે મુસાફરી કરતા વચ્ચે રસ્તામાં કયા કયા મુખ્ય શહેરો આવે તે અનુક્રમે લખો.

૮. મુબઈ અથવા અમદાવાદની હાલની આબાદાનીના કારણો આપો.

---

શુક્રવાર, તા. ૮મી માર્ચ ૧૯૨૯.

[વખત ૧૧–૩૦ થી ૨–૩૦ સુધી]

### ગણિત

૧. એક મેળાવડા માટે ખુરશીઓ આણી છે. તેની પંદર- ૧૫ પંદરની, વીસવીસની, ત્રીસત્રીસની, અને ચાલીસચાલીસની હાર કરીએ તો દરેક વખતે એક ખુરશી વધે છે. તો ઓછામાં ઓછી કેટલી ખુરશીઓ આણી હશે ?

૨. હું થોડા પૈસા લઈને મેળામાં ગયો. એમાંથી ફૈનાં ચિત્રો ખરીદ્યા, બાકીનાના ફૈની એક ચોપડી ખરીદી, અને તે પછી જે વધ્યું તેના ફૈનો એક સરસ તકતો ખરીદ્યો. છેવટે ૧ પૈસો રહ્યો તે એક અપંગને દાનમાં આપ્યો તો મેં કેટલા પૈસા સાથે લીધા હશે? ૧૫

૩. અવિનાશ અને બલરામ પાસે ૧૦૦ પુસ્તક છે; બલરામ અને કપિલરામ પાસે ૬૫ પુસ્તક છે; અને અવિનાશ અને કપિલરામ પાસે ૮૫ પુસ્તક છે, તો દરેક પાસે કેટલા હશે? ૧૫

૪. દર વર્ષે દર સેંકડે ૪ ટકા લેખે રૂ. ૫૦૦નું રૂ. ૧૦૦ વ્યાજ થવાને જેટલી મુદત થાય તેટલીજ મુદતમા ૪૦૦ રૂ. નુ ૫૦૦ રૂ. વ્યાજમુદ્દલ થાય, તો વ્યાજનો દર શો? ૧૫

૫. આબુ ઉપર બાલચરોનું સંમેલન હતું. તેમા ૧૦૦૦ બાલચર ભેગા થયા હતા. તેમને ૧૫ દિવસ ચાલે એટલો ખોરાક સાથે હતો. પરંતુ ૩ દિવસ પછી તેમાં કેટલાક બાલચર વધ્યા તેથી તે ખોરાક તે પછી ૮ દિવસમાંજ પુરો થઈ ગયો. તો પાછળથી કેટલા બાલચર વધ્યા? ૧૫

---

## ઉત્તર ભાગ

### હાઈ અને સ્પેશિઅલ સ્કૂલ માટેની સ્કોલરશિપ પરીક્ષા

મંગળવાર તા. ૫ મી માર્ચ, ૧૯૨૯.

(વખત ૧૧–૩૦ થી ૨ સુધી)

### ઇતિહાસ અને ભૂગોળ

૧. હિંદુસ્તાનમાં કઈ કઈ ભાષાઓ બોલાય છે ને તે ક્યાં ક્યાં બોલાય છે તે હિંદુસ્તાનનો નકશો દોરી બતાવો.

૨. આપણા દેશનો ઇતિહાસ આપણા દેશની ભૂગોળથી ઘડાયો છે એમ કહેવાય છે તે ખરૂં હોય તો પુરવાર કરો.

૩. મુંબઈ કરતાં ગુજરાતનાં ને ગુજરાત કરતાં કાઠિઆવાડનાં હવા-પાણી સારાં ગણાય છે તેનું કારણ શું?

૪. મુંબઈ કરતાં ગુજરાતમાં વરસાદ ઓછો પડે છે પણ ગરમી તથા ઠંડી બહુ પડે છે તેનું કારણ શું?

૫. આપણા દેશમાં ઘઉં, ડાંગર, કપાસ, તમાકુ, અને શેરડીનો પાક વિશેષે કરીને કયા કયા ભાગમાં થાય છે? અને ત્યાં ત્યાં એ વિશેષ થાય છે તેનું કારણ શું?

૬. હિંદુ, પારસી, મુસલમાન, અને ખ્રિસ્તી ધર્મના લોકોની માન્યતામા શો ફેર છે તે ટુંકમાં જણાવો.

૭. ગૌતમ બુદ્ધ, મહંમદ પેગંબર, શંકરાચાર્ય, અશોક, વલ્લભાચાર્ય, એમાથી ગમે તે એકનું ટુંક જીવનવૃત્તાત આપો.

૮. હિંદુસ્તાનનો અંગ્રેજી રાજ્યવહીવટ ટુંકમાં સમજાવો.

૯. અકબર, શિવાજી, રણજીતસિંહ, કલાઇવ, બેન્ટિંક, ડેલહૌઝી, મિન્ટો, ચેમ્સફર્ડ એ પુરુષોએ હિંદુસ્તાનના ઇતિહાસપર શી અસર કરી છે તે જણાવો.

---

બુધવાર તા. ૬ ઠ્ઠી માર્ચ સને ૧૯૨૯.

(વખત ૧૧-૩૦ થી ૨ સુધી)

## અંકગણિત

૧. એવા ચાર અપૂર્ણાંક શોધી કાઢો કે જેના અંશો ૭, ૯, ૧૧ અને ૧૩ અનુક્રમે થાય અને જેનો સરવાળો ૮ થાય. ૧૩

૨. મારી પામે અર્ધા, પાવલીઓ, બે આનીઓ, તથા આનીઓના સિક્કા છે. તે બધાની એકંદર કિંમત રૂા. ૭૫ છે. જો દરેક જાતના સિક્કાની સંખ્યા એક સરખી હોય તો મારી પાસે કુલ કેટલા સિક્કા છે? ૧૮

૩. એક ઘીના ભરેલા ડબ્બામાથી ૧/૩ ભાગ વેચી કાઢયો અને ૧૪ શેર ઘેર ખાવા રાખ્યું; પછી જોયું તો ડબ્બો ૨/૫ ભરેલો જણાયો. ત્યારે ડબ્બામા પ્રથમ ઘી કેટલું હશે ? ૧૮

૪. ૧૦૦ માણુસો એક કામ ૧૦ દિવસમાં પુરું કરવાનું માથે લે છે. ૧૦ દિવસ પછી ૧/૩ કામ પુરું થએલું જણાય છે. ત્યારે વખતસર કામ પુરું કરવાને વધુ કેટલા માણુસ રોકવા પડશે ? ૧૫

૫. સાદા વ્યાજે ગણતાં ૪ વરસમાં રૂા. ૧૩૫૦નું વ્યાજમુદ્દલ રૂા. ૧૬૨૦ થાય છે. ત્યારે વ્યાજનો દર તેજ હોય તો ૫ વરસમાં કઈ રકમનું વ્યાજમુદ્દલ રૂ. ૬૩૭-૮-૦ થશે? ૧૮

૬. એક દુકાનદારે ૨૦૦ રતલ ખાંડ રૂા. ૪૦ માટે વેચાતી લીધી અને તેમાથી અર્ધી ખાડ ત્રણ આને રતલના ભાવે વેચી તો બાકી રહેલી ખાંડ તેણે શા ભાવે વેચવી કે જેથી એકંદરે રૂા. ૬-૧૪-૦ નો નફો થાય ? ૧૮

---

# મુંબઈ યુનિવર્સિટી

## સ્કૂલ લિવિંગ પરીક્ષા, ૧૯૨૯.

### ભૂગોળ

નોંધ—દરેક જુથમાંથી ચાર પ્રશ્નો એમ બધા મળી માત્ર આઠ પ્રશ્નોના ઉત્તર આપવા.

દરેક પ્રશ્ન માટે સરખા ગુણ છે.

જુથ ૧.

૧. હિંદુસ્તાનનો નકશો દોરો અને મુંબઈ, કરાચી, કવેટા, પેશાવર, કલકત્તા અને મદ્રાસ, એ શહેરો દિલ્હી સાથે રેલ્વેમાર્ગદ્વાર કેવી રીતે જોડાએલાં છે તે તેમા બતાવો.

૨. દુનીઆના જુદા જુદા ભાગોમા જે મુખ્ય રણપ્રદેશો આવ્યા હોય તે જણાવો અને તે પ્રદેશો તે ભાગોમાં શા કારણથી અસ્તિત્વમાં આવ્યા છે તે સમજાવો.

૩. દુનીઆના હુન્નરઉદ્યોગના મુખ્ય દેશોના નામ આપો અને તેમની ઔદ્યોગિક મહત્તાનાં કારણો સમજાવો.

૪. ડાન્યુબ, યાંગસિકયાગ, નાઇલ અને મિસિસિપ્પી, એ નદીઓ જે જે પ્રદેશોમાં થઈ વહે છે તે તે પ્રદેશોની આબાદીમાં કેવી રીતે કારણભૂત થઈ છે તેનું વિવેચન કરો.

૫. દક્ષિણ અમેરિકા અથવા આફ્રિકા એ ખંડોના જે જે કુદરતી વિભાગો થઈ શકે તેનું વિવેચન કરો; અને એ પ્રદેશોની આબોહવા અને વનસ્પતિનું વર્ણન કરો.

૬. નીચેની બાબતો કારણો આપી સમજાવો:—

(૧) કોઈ વહાણ પૂર્વ અથવા પશ્ચિમ તરફ જતું હોય તો તેને તેનું ઘડિઆળ દરરોજ આગળ અથવા પાછળ કરવું પડે છે; પણ જો તે ઉત્તર કે દક્ષિણ દિશા તરફ જતું હોય તો તેને ઘડિઆળ ફેરવવું પડતું નથી.

(૨) હિંદુસ્તાનમાં તેના બીજા પ્રાંતો કરતાં સિંધ અને પંજાબમાં ખેતીકામને માટે વધારે નહેરો છે.

(૩) શિઆળાના કરતાં ઉનાળાનો દિવસ વધારે લાંબો છે.

(૪) ગ્રહણો દર માસે થતાં નથી.

(૫) ભરતીનો સમય દરરોજ ફરતો જાય છે.

(૬) હિંદુસ્તાનના કોઈ ભાગ કરતાં ગંગા નદીના મેદાનમાં વધારે ઘીચ વસ્તી છે.

## જુથ ૨.

૧. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમા વરસાદ અને ખેતીની પેદાશ ઉપર નૈઋર્ત્યના અને ઇશાની પવનોની (મોન્સુનના પવનોની) શી અસર થાય છે તે જણાવો.

૨. નીચેનાં શહેરોની તેમની ભૌગોલિક સ્થિતિને લીધે કેવી રીતે અગત્ય વધી છે તે જણાવોઃ—પેશાવર, સીંગાપોર, પોર્ટ-સૈયદ, માર્સેલ્સ, લિવરપુલ અને સાન્ફ્રાન્સિસ્કો.

૩. નીચેના દેશોમાંથી કોઈ એક દેશ લઈ તેની કુદરતી રચના, આબોહવા, કુદરતી પેદાશ, ઉદ્યોગ, અને કારખાનાં અને લોકોનું વર્ણન કરોઃ—અફઘાનિસ્તાન, કેનેડા, સિલોન અને બેલ્જીઅમ.

૪. ઘઉં, ખાંડ, તમાકુ અને રબ્બર, એ વસ્તુઓની જે દેશોમાં પેદાશ થતી હોય તે દેશોનાં તેમની અગત્ય પ્રમાણે, અનુક્રમે નામ જણાવો અને જે કુદરતી પરિસ્થિતિ તે તે વસ્તુઓની પેદાશ માટે અનુકૂળ હોય તેનું વિવેચન કરો.

૫ નીચેના વિષે તમે જે જાણતા હો તેનું ટુંકમાં વૃત્તાંત આપોઃ—

(૧) કેપ્ટન કૂક, વાસ્કો–ડ–ગામા, કોલમ્બસ, ફર્ડિનાન્ડ–ડ–લેસેપ્સ અને કેપ્ટન ડ્રેક.

અથવા

(૨) ઉત્તરધ્રુવ, દક્ષિણધ્રુવ અને હિમાલય એ પ્રદેશોની શોધખોળ માટે થએલા પ્રયાસો.

અથવા

(૩) લન્ડન–કરાંચી વચ્ચેનો વિમાનમાર્ગ.

૬. મુંબઈ, કલકત્તા અને રંગુન, એ શહેરોની મુખ્ય નિકાશની ચીજો જણાવો અને એ ચીજોના પ્રકારમાં જે ફેર માલમ પડે છે તેનાં કારણો આપો.

---

# સને ૧૯૨૮ની છોકરીઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં વિદ્યાર્થીઓના કામની સમાલોચનાઃ-

ભાષાઃ—સમજુતી ઉપરના પ્રશ્નોના ઉત્તર સંતોષકારક હતા પણ કેટલાક વિદ્યાર્થીઓ સાદામાં સાદું પદચ્છેદ કરી જાણતા ન હતા એટલે કે વ્યાકરણનું જ્ઞાન અસંતોષકારક હતું. પાઠોમા આવતા ફકરાની સમજુતી વખતે કે શબ્દોના પર્યાય કઢાવતી વખતે વ્યાકરણનો રસિક રીતે ભાષા જોડેનો સંબંધ સમજાવવામાં આવે તો આ વિષય સરળતાથી શીખવી શકાય. મોંઢાની પરીક્ષામાં કેટલાક વિદ્યાર્થીઓ વિરામચિહ્નોનો ઉપયોગ શો છે તે સમજતા નહોતા અને વિરામચિહ્ન પ્રમાણે વાચના વચમાં થોભતા નહિ. વળી વાંચેલી હકીકતનો સાર પણ કહી શકતા નહિ. ફાઇલના વાચનમાં ઘણા વિદ્યાર્થીઓ ટુંકાક્ષરે બાંધેલા મથાળાં વાંચી શકતા નહિ. "ઇ. આ.", "લો. બો." "તા. મા." "ડિ. લા. ના એ. ઇ. સા. બ." વગેરે મથાળાં તેઓ યોગ્ય રીતે વાંચી શકતા નહિ.

નિબંધ—એકંદર કામ ઠીક હતું. લખાણમા કેટલાક વિદ્યાર્થીઓના અક્ષર ઉકલે તેવા નહોતા અને સ્વચ્છતા જણાતી નહોતી. "કન્યાશિક્ષણ" એ વિષય ઉપર નિબંધ સવિસ્તર અથવા સારી રીતે કોઈએ લખ્યો નહોતો. જોડણી, વાકયરચના અને વિરામચિહ્નોના દોષો જોવામાં આવતા. નિબંધ-લેખનમા વારંવાર મહાવરાની જરૂર છે એટલુંજ નહિ પણ શિક્ષકો તરફથી પણ તે બાબતમાં પુરતી કાળજી રાખવાની જરૂર છે. વખતોવખત નિબંધલેખનમાં થતી ભૂલો તરફ વર્ગનું ધ્યાન ખેંચી સામાન્ય સૂચનાઓ વારંવાર કરવામાં આવે તો ઘણા દોષ દૂર થઈ શકે.

શ્રુતલેખન—શ્રુતલેખન માટે ફકરો જોકે સહેલો પસંદ કરવામાં આવ્યો હતો તોપણ કામ સંતોષકારક જણાયું નહોતુ. વિદ્યાર્થીઓએ ગમે ત્યાં અનુસ્વાર તથા રેફ મૂકયા હતા, દાખલા તરીકે, 'વટેમાગુ'ને બદલે "વર્ટેમાંગુ" શબ્દ લખ્યો હતો.

ગણિત—ગણિતનાં મૂળતત્ત્વોથીજ કેટલાક વિદ્યાર્થીઓ છેક અજ્ઞાત હતા. પ્રથમ મોંએ ગણવાના દાખલાનો મહાવરો કરાવી તેમને ગણિતના સાદા નિયમોનો પાકો ખ્યાલ આપવો જોઈએ અને પછીથી તેમની પાસે લેખી ગણિતકામ કરાવવું; આથી ઘણી ગેરસમજ દૂર થઈ શકે.

ધગનો હિસાબ—ઉધાર લાવેલી વસ્તુઓનો હિસાબ કેવી રીતે માડવો તેની માહીતી કેટલાક વિદ્યાર્થીઓને નહોતી. રોજમેળ ઉપરથી ખતવણી કેવી રીતે કરવી ને ગોધરા મધ્યસ્થળ સિવાયના કોઈપણ સ્થળના વિદ્યાર્થીઓ જાણતા નહોતા. ખેડા જિલ્લામા તમામ સ્થળે એકેલા વિદ્યાર્થીઓ આ વિષયમા બહુ પછાત માલમ પડ્યા હતા. જમા અને ઉધાર બાજુના સરવાળામા ભૂલો હોવાથી કેટલાક વિદ્યાર્થીઓ યોગ્ય રીતે બાકી કાઢી શક્યા નહોતા, તેમ કેટલાકને બાકી કેમ કાઢવી તેનો ખ્યાલ નહોતો. કેવળ મોના હિસાબથી નહિ પણ વહેવારમા ચાલુ હોય એવા દાખલાઓ લઈ નામાનો સ્પષ્ટ ખ્યાલ આપવામા આવે તો આ વિષય બહુ સગળતાથી સમજાવી શકાય.

ઇતિહાસ—એકંદર કામ સંતોષકારક હતું; પણ કેટલાક વિદ્યાર્થીઓ મુદ્દાસર અને ટુંકમા પ્રશ્નોના જવાબ આપી શક્યા નહોતા; કેટલાકના જવાબ કાંતો બહુ લાબા અથવા તો છેક ટુંકા હતા. વિષય ગોખીને તૈયાર કરેલો હોવાથી અને ગોખેલી હકીકત પુરેપુરી લખી નાખવી એવા આશયથી એક બે પ્રશ્નના ઉત્તર એટલા લંબાણથી આપ્યા હતા કે બાકીના પ્રશ્નોના ઉત્તર કેટલાક વિદ્યાર્થીઓએ બહુજ ટુંકમાં લખી કાઢ્યા હતા. ઇતિહાસના વિષયમા એ તો સ્પષ્ટ છે કે કેટલીક બાબત ઘણી અગત્યની હોય છે અને કેટલીક તેવી હોતી નહોતી. શિક્ષકોએ વિદ્યાર્થીઓને આવી બાબતો વચ્ચેનો ભેદ પારખતા શીખવવું જોઈએ અને એમ થાય તોજ પ્રશ્નોના ઉત્તર સંતોષકારક મળી શકે. અગત્યની અને બીન અગત્યની બાબત પરત્વે આવો સ્પષ્ટ ખ્યાલ નહિ હોવાથી વિદ્યાર્થીઓ ઉપર પ્રમાણે ભૂલો કરે છે.

ભૂગોળ—ખેતીની નીપજ અને ખનીજ એમા શો તફાવત છે તે કેટલાક વિદ્યાર્થીઓ સમજ્યા નહોતા. રેલ્વેમાર્ગોનો પણ સ્પષ્ટ ખ્યાલ તેમને હતો નહિ. બનારસ જવા માટે રેલ્વેમાર્ગ વિષે વિદ્યાર્થીઓએ ગમે તેમ લખી નાખ્યુ હતુ. હુન્નરઉદ્યોગની અમુક વસ્તુઓ કયા દેશમાથી આવે છે તેનો ચોક્કસ ખ્યાલ નહોતો અને તેથી ગમે તે દેશોના નામ લખી નાખ્યા હતા, નકશા-એટલાસનો યોગ્ય અને સંપૂર્ણ ઉપયોગ કરવાથી તેમજ ભૂગોળશિક્ષણમા કાર્યકારણનો સ્પષ્ટ ખ્યાલ આપવાથી વિદ્યાર્થીઓનું જ્ઞાન બહુ પાકું થાય.

આરોગ્ય—આ વિષયમાં કેટલાક વિદ્યાર્થીઓનું જ્ઞાન ચોક્કસ નહોતું. દરરોજ વહેવારમાં મળતા અનુભવ ઉપરથી આરોગ્યના સિદ્ધાંતો પ્રત્યે તેમનું લક્ષ દોરવું અને પાઠ્યપુસ્તકની હકીકતનો તેની સાથે સંબંધ જોડવો જોઈએ.

સીવણ:—ઘણા વિદ્યાર્થીઓ તેમને સોંપેલું કામ કરી શક્યા હતા પણ તેમનામાં ઘણી મંદતા જોવામા આવી હતી. વખત જે નક્કી કરવામાં આવ્યો હતો તે ખરેખર પુરતો નહોતો, ગળાનો કાપ તેમજ જાકીટની બાંયો બરાબર નહોતાં. ભરત અને ગુંથણકામ ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે.

વૃક્ષિજ્ઞાનઃ—વિદ્યાર્થીઓએ જાતે કરેલું જે બાગકામ હતું તેનો તેમને પુરો ખ્યાલ નહોતો. માટીના વાસણોમાં-કુંડામા તેઓએ જાતે કેટલાક છોડ ઉગાડવા જોઈએ અને તેઓએ તેમની નિરીક્ષા કરી જાતે અનુભવ મેળવવો જોઈએ.

સંગીત:—ઘણા વિદ્યાર્થીઓને અભ્યાસક્રમની જ ખબર નહોતી એટલું-જ નહિ પણ કેટલાક શિક્ષકોને પણ તેની માહિતી નહોતી. ઘણા વિદ્યાર્થીઓ સ્વર અને રાગ વિષે કાંઈ જાણતા નહોતા. ૩૦ માથી માત્ર ત્રણ વિદ્યાર્થીઓ દરરોજની બોલાતી પ્રાર્થના યોગ્ય રીતે ગાઈ શક્યા હતા. સ્વર, તાલ અને નોટેશનની તેમને બીલકુલ માહિતી નહોતી. ત્રિતાલ અને દાદરા સિવાયના બીજા તાલનો તેમને ખ્યાલ નહોતો. એક બે વિદ્યાર્થીઓએ હારમોનિયમ ઉપર કામ કર્યું પણ તેમા સંતોષ માનવા જેવું નહોતું.

---

## ગુજરાતી ખેતીવાડી સ્કૂલ, ગોધરા.

ખેડુતના છોકરાઓને માટે તે ગોધરા ખેતીવાડી સ્કૂલનું નવું વર્ષ દર વર્ષે તા. ૧ લી જુનથી શરૂ થાય છે. તેના ધારા અને માહિતી માટે જુઓ શાળાપત્ર ૧૯૨૬ પૃષ્ઠ ૮૯.

---

## ફૂલઝાડનાં બીઆં

ગુજરાત શાળાપત્ર ઑફિસમા જુદી જુદી જાતના ફૂલઝાડનાં બીઆ મંગાવી રાખવામાં આવ્યાં છે. જેમને બીઆ જોઈએ તેમણે શાળાપત્રના મેનેજર, પી આર. ટ્રેનિંગ કૉલેજ, ને સરનામે લખી મંગાવવા. જે બીઆં ઑફિસમાં હશે તે અડધા આનાની ટિકિટ બીડેથી તેમને મોકલી આપવામા આવશે.

મેનેજર, શાળાપત્ર ઑફિસ.

## ખેતીવાડી અભ્યાસક્રમવાળા

| નિશાળનુ નામ | સ્થાપન કર્યાની તારીખ | બાગ માટેની જમીન | માલીકની સ્થિતિ | જુદા જુદા ધોરણમા વિદ્યાર્થીઓની સંખ્યા | | | વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાનું પરિણામ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | ૫ મું | ૬ ઠ્ઠું | ૭ મું | બેઠેલા વિદ્યાર્થીઓની સંખ્યા | પાસ થયેલા | હાલનો ધંધો |
| વાઘછીપા, પારડી, જિલ્લે સુરત | ૨૨-૪-૨૪ | ૩-૨૦ થી ૫-૦ | ¾ ભાગ | ૧૫ | ૪ | ૫ | ૧૧ | ૮ | ૮ ખેતી |
| ગોડસમ્બા, માંડવી જિલ્લે સુરત | ૧૨-૬-૨૫ | ૩-૨૦ | ,, | ૧૧ | ૧૦ | ૯ | ૯ | ૯ | ૯ ,, |
| શુકલતીર્થ, ભરૂચ જિલ્લે ભરૂચ | ૨૬-૪-૨૪ | ૨-૧ | ¾ ,, | ૧૧ | ૬ | ૩ | ૫ | ૩ | ૦ |
| સોણુ, આમોદ જિલ્લે ભરૂચ | ૭-૫-૨૫ | ૧-૩ | લોકલબોર્ડ | ૧૧ | ૧૧ | ૭ | ૪ | ૪ | ૦ |
| ઉત્તરસંડા, નડિઆદ જિલ્લે ખેડા | ૨૫-૪-૨૪ | ૧-૨૦ | ¾ ,, | ૩૩ | ૨૭ | ૧૧ | ૧૧ | ૭ | ૦ |
| વાલવેલ, આણંદ જિલ્લે ખેડા | ૭-૫-૨૫ | ૧-૩૦ | ,, | ૮ | ૫ | ૫ | ૩ | ૩ | ૦ |
| કણભા, દસક્રોઇ, જિલ્લે અમદાવાદ | ૨૮-૪-૨૪ | ૨-૦ | ,, | ૧૪ | ૧૧ | ૫ | ૪ | ૨ | ૦ |
| અસલાલી, દસક્રોઈ જિલ્લે અમદાવાદ | ૯-૫-૨૫ | ૨-૦ | ,, | ૨૭ | ૧૮ | ૧૩ | ૩ | ૨ | ૦ |

ગુજરાત ૧૯૨૮

| જમીનનું ઉત્પન્ન | તીજોરીમા જમા રકમ | માલીકને ભરેલા નાણા | બતાવ્યાની તારીખ | કતેહમંદ નીવડેલો પાક | ગ્માદં સેમિએ લીધેલો નામ |
|---|---|---|---|---|---|
| ૨૭૫—૦—૦ | ૫૦—૦—૦ | બા ૧૫૦ રૂ. ૭૫) | ૧૭–૧૧–૨૬ | હળદર, ટમેટા, ગેમલ | ઘાસ કાપવનુ ઓજાર, શેરડી પીલવાનો કોલુ |
| ૬૯૦—૦—૦ | ૭૯–૧૦–૯ | ૨૩૯ રૂ. ૬૨) | ૦ | કપાસ અને જુવાર | રૂનો પાક, બગીચાનો પાક, કલમ મારેનો ૫ ૫. |
| ૨૪૮—૩—૦ | ૦ | ૨૪૮-૩-૦, ૦ | ૦ | ૦ | વર્ગ ત્યાથી ખસેડી દીવા ભરૂચ લઈ જનામા આવ્યો છે. |
| ૭૫—૦—૦ | ૧૨૦—૦—૦ | ૦ ૨૫" | ૦ | ", બાગાયત | ૦ |
| ૨૩૯—૯—૦ | ૬૯—૧—૬ | ૬૯, ૧૦૦" | ૦ | તમાકુ નં ૬ | ૦ |
| ૨૬૫–૧૩–૬ | ૨૦૫—૦—૦ | ૯૦, ૦" | દરેક વર્ષે | તમાકુ અને કનમો કરવી | ૦ |
| ૧૫૬—૦—૦ | ૫૩—૭—૦ | ૫૩–૭, ૫૦" | ૦ | કપાસ અને તમાકુ ન. ૬. | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | બાગાયત | ૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નદીસર, ગોધરા, પંચમહાલ | ૨૬-૪-૨૪ | ૨-૩ | ૨/૩ ભાગ | ૭ | ૬ | ૧૦ | ૫ | ૪ | ૩ ખેતી | ૨૧૩-૧ |
| દોહદ ભીલસ્કૂલ, પંચમહાલ | ૨-૫-૨૫ | ૪-૩૮ | ૨/૩ ,, | ૧૩ | ૨૪ | ૧૪ | ૧૦ | ૫ | ૫ ખેતી | ૪૬૫—૯-૦ |
| અંબાલી, ગોધરા પંચમહાલ | ૧-૧૧-૨૭ | ૦-૨૩ | ભાડે | ૧૩ | ૧૨ | ૭ | ૦ | ૦ | ૦ | ૨૧—૯-૦ |
| રતનપુરા, હાલોલ પચમહાલ | ૧૮-૬-૨૭ | ૨-૧૭ | સરદાર ભી એ દયાલે મફત આપેલુ | ૧૪ | ૧૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૭—૧-૬ |

## પરિણામ

ઉપર જણાવેલી સ્કૂલોના કામનું પરિણામ એ આવ્યુ કે, નીચે જણાવેલા એ વર્ગો ગવર્મેન્ટ તેમજ લોકલબોર્ડની મદદ સિવાય લોકોએ ઉપાડયા છે —

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ...ફવાડા, પારડી, જીલ્લે સુરત | ૨૪-૬-૨૮ | ૨ ૩/૪ એકર | મફત | ૧૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |
| ...પી, પારડી, જીલ્લે સુરત | ,, | ,, | ,, | ૧૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |

---

## ચર્ચાપત્ર

'વછેરો' એનુ નારીજાતિવાચક 'વછેરી' થાય છે. એટલે 'વાછરડી' તે 'વછેરા'નુ નારીજાતિવાચક નથી. ગાયના બચ્ચાને 'વાછરડી' (નારી જાતિવાચક) કહે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૭૦—૯–૬ | ૬૦—૮–૨ | ૧૧૦-૧-૪, ૦ | ૦ | બટાટા, કપાસ અને ડુંગળી | ૦ |
| ૨૫૯—૪–૬ | ૧૧૨–૧૨–૬ | ૧૪૬-૮-૦, ૦ | ૦ | ઘઉં અને મગફળી | ૦ |
| ૮–૧૪–૩ | ૮–૧૪–૩ | ૧-૮-૦, ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૩૧—૩–૦ | રૂ. ૧૩૧—૩–૦ વર્ગ પાસે જમા | | ૦ | કપાસ અને જુવાર | ૦ |

( ઉ. ભા. ના. મે એજ્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૧૧૯૨૧ તા. ૧૮-૧-૧૯૨૯ માં કરેલી સૂચનાનુસાર )

---

## ઇનામપત્રક

| ગામ | નામ | રકમ | રીમાર્ક |
|---|---|---|---|
| વીરલ | વીરપુર અદિળવણી મડળે કન્યાશાળામા | ૪૮—૪–૦ | પુસ્તકો વ્હેંચ્યા. |
| અનઘડ | અહલરપુરના ઠક્કર કાભાઈ મથારામે | ૧૫—૦–૦<br>૨—૦–૦ | પિત્તળના પ્યાલા તથા પતાસા વ્હેંચ્યાં |
| ,, | ,, ઠક્કર હરિલાલ રામજીએ | ૧૫—૦–૦<br>૨—૦–૦ | પિત્તળના પ્યાલા તથા પતાસા વ્હેંચ્યા. |

## રાજપીપળા સ્ટેટ

| | | | |
|---|---|---|---|
| ઝાવાડ | સ્કૂલ કમિટિ રૂબરૂ | ૫—૦–૦ | સાકર વ્હેંચી. |
| પાચેયા | લાઝરસના પટેલ રામદાસ દેસાઈભાઈએ | ૨૨—૦–૦ | પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| ,, | મિ. દેસાઈ કેસુરભાઈ ત્રીકમભાઈએ | ...... | સ્કૂલ જમાડી. |
| રાજપીપળા | મિ. દેસાઈ પુરુષોત્તમ નારણદાસે | ૨૫—૦–૦ | સ્કૂલ જમાડી. |
| પાચેયા | મિ. પ્રભુરામ હીરાભાઈ દેસાઈએ | ૧૫—૦–૦ | જર્મનના પ્યાલા વ્હેંચ્યા. |

## મહીકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| ાગસર | શાહ શનાભાઈ છોગાલાલે | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| મહીસા | શાહ શીવલાલ મોતીચંદે | ૧૬૫—૦—૦ | સ્કૂલ જમાડી તથા પતાસા વ્હેંચ્યા. |
| કપરૂપુર | મિ. છગનલાલ હીરાચંદે | ૧૬—૦—૦ | પિત્તળનાં પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં. |
| ચોઈલા | તલાટી રવચંદ ભાઇચંદે | | |
| ,, | મુખી લલ્લુભાઇએ ઓળીદાસે | ૫૨—૪—૦ | સ્કૂલ જમાડી. |
| ,, | પટેલ કાળીદાસ કુબેરે | | |
| ,, | પટેલ ખાતુ માધવદાસે | | |
| | પટેલ ચતુર લાલદાસે | | |
| અંગુથલા | પટેલ ચતુરભાઈ રણછોડદાસે | ૧૬—૦—૦ | ,, |
| મહીસા | ત્રવાડી બાપુરામ ઝવેરરામે | ૩૦—૦—૦ | સાકર તથા તાંબાનું બેડું આપ્યું. |
| આંબલીઆરા | ઠાકોરસાહેબ શ્રી કેસરસિંહજીએ | ૨—૮—૦ | પતાસાં વ્હેંચ્યા. |
| કપરૂપુર | બાઈ ધન્છા સુતાર ભાઇજી ગણેશની વિધવાએ | ૨૨—૦—૦ | સ્કૂલ જમાડી. |

## ભરૂચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| બુવા—આમોદ | ગામલોક તરફથી | ૧૩—૦—૦ | ઇનામ તથા મિઠાઈ વ્હેંચી |
| ઉભેર-જંબુસર | ,, | ૨૧—૦—૦ | કાપડ તથા ચોપડીઓ છોકરા તથા છોકરીઓને વ્હેંચી |
| રહાડ—વાગરા | મિ. છગનભાઈ આશાભાઇએ | ૧૨—૦—૦ | જમ્મનના પ્યાલા વ્હેંચ્યા. તથા સ્કૂલ જમાડી. |
| વહીઆલ—,, | મિ. અમીરસિંહ દલપતસિંહે | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી તથા સાકર વ્હેંચી |
| | મિ ભીમસિંહ રૂપસિંહે | ૩—૦—૦ | સાકર વ્હેંચી. |
| ભરૂચ—ભરૂચ | મિ. દારાશા રતનજી હોમાવાળા સાહેબે | ૧૦—૦—૦ | વેજલપુર કન્યાશાળામા મિઠાઈ વ્હેંચી. |
| ચમનપુર—જંબુસર | મિ કાળીદાસ નિકમભાઈએ | ૩૨—૦—૦ | સ્કૂલ જમાડી. |
| અંકલેશ્વર | મિ. ચંદુલાલ નથુભાઈએ | ૧૪—૪—૬ | બ્રાચ સ્કૂલ નં. ૧ અને નં ૨મા ઇનામ વ્હેંચ્યું. |
| ચમનપુર—જંબુસર | પટેલ પરશોતમ ગોવિંદે | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | મિ. હરિભાઈ ભુધરભાઈએ | ૪૦—૦—૦ | ,, |
| ।— .મોદ | મિ. બાપુભાઈ વેણીભાઈ પટેલે | ૧૫—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| મક્ષ્ય-ભરૂચ | મિ. હસુમિઆં કમરૂદીને | ૫—૦—૦ | ચોપડીઓ વ્હેંચી. |
| ,, | મિ. અબ્દેરહેમાન હાજીમહમદે | ૧૦—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| ,, | મિ. ડાહ્યાભાઈ જી. મુળાવાળાએ | ૫—૦—૦ | ,, |
| ,, | મિ. દારાશારતનજીહોમાવાળાએ | ૮૦—૦—૦ | મિઠાઈ વ્હેંચી. (આઠે સ્કૂલોમાં) |
| વાવલી-જંબુ-સર | રહાડના પા. જેઠાભાઈ મીઠાભાઈએ | ૫—૦—૦ | પવાલા વ્હેંચ્યાં |
| ,, | મલાદરાના પા. મથુરભાઈએ | ૫—૦—૦ | ,, |
| ,, | કારેલાના પા. શંકરભાઈએ | ૭—૦—૦ | ,, |
| ,, | પાદરીઆના પા. ઇશ્વરભાઈ ભુદરભાઈએ | ૫—૦—૦ | ,, |
| વેડચ- ,, | શાહ જેચંદ નારણદાસ | ૩૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા ઢેડ ક્લાસને જમાડયા. |
| માડવાણના-અંકલેશ્વર | માછી ગોવંદ નારણે | ૩૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| હાંસોટ-ભરૂચ | પારસી ભીખાજી ધનશાએ | ૫—૦—૦ | પરબમા આપ્યા. |
| ધમરાડ-અંકલેશ્વર | સુથાર કાળીદાસ લાલભાઈએ | ૩૫—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| હાંસોટ-ભરૂચ | ડૉ. ચંપકલાલ છગનલાલે | ૪—૦—૦ | પતાસા વ્હેંચ્યાં. |
| પાલેજ- ,, | મિ. ભૈવાશંકર બાલાશંકરે | ૪—૮—૦ | ચણા વ્હેંચ્યા. |
| | શાહ. નાથાલાલ બહેચરભાઈએ | ૩—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| | મિ. નિવાજખા નથ્થનખાં | ૫—૦—૦ | પરબમા આપ્યા. |
| અણોર-આમોદ | સોની ચુનિલાલ હરજીવને | ૧૫—૦—૦ | પ્યાલા વ્હેંચ્યા. |
| | પીલુદ્રાના બાવાભાઈ અદેસંગ પઢીઆરે | ૧૦—૦—૦ | પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| દોરા-આમોદ | વેચરડીના પા. કેસુરભાઈ અમર્શિગે | ૫—૦—૦ | ,, |
| અમનપુર-જંબુસર | વીરસદના અમીન પટેલ છોટાભાઈ ત્રીકમભાઈએ | ૫—૦—૦ | કન્યાઓને પ્યાલા તથા સ્કૂલમાં મિઠાઈ વ્હેંચી. |
| હાંસોટ-ભરૂચ | સોની નટવરલાલ રણછોડે | ૩—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| | ,, | ૨—૦—૦ | પરબમા આપ્યા. |
| દોરા-આમોદ | પા.ભગવાનભાઈબહેચરભાઈએ | ૪૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| હાંસોટ-ભરૂચ | ડૉ. ચંપકલાલ છગનલાલે | ૫—૦—૦ | પરબમા આપ્યા. |
| ધમણાદ-આમોદ | શાહ. પ્રેમચંદ દીપચંદે | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ઉમેદ-ભરૂચ | લોકલબોર્ડ સ્કૂલ તરફથી | ૫૧—૨—૦ | રેલસંકટનિવારણ ફંડમાં આપ્યા |
| ઉચ્છદ-જંબુસર | સ્કૂલ કમિટિના મેમ્બરોએ તથા | ૨૫—૦—૦ | ઘડિઆળ મૂક્યુ. |
| | આગેવાન ગૃહસ્થોએ | ૨—૦—૦ | મિઠાઈ વ્હેંચી |
| આમોદ-ભરૂચ | મિ. નગીનલાલ દીપચંદે | ૧૦—૦—૦ | પતાસા તથા પરબમાં આપ્યા. |
| | મિ શંકરલાલ તાપીદાસે | ૭—૦—૦ | ,, |
| | વૈદ્ય છગનલાલ મોતીચંદે | ૪—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| ,, | મિ. ભુતાજી બીમાજીની વિધવાબાઇ કસ્તુરે | ૨૦—૦–૦ | ,, |
| ,, | પટેલ ધુળાભાઈ પુંજાભાઈએ | ૨૦—૦–૦ | ,, |
| અંબેટા | કુંભાર પરભુ કાળાએ તથા ચાવડા કાકાભાઈ રામસિંહજીનાં વિધવાબાઈ ગુમાનબાએ | ૧૭—૦–૦ | ,, |
| ઓચ્છણ | ઠાકરડા ફૂલસિંહ અનોપસિંહે | ૨૦—૦–૦ | ,, |
| ,, | પટેલ છીતાભાઈ બહેચરભાઈએ | ૧—૮–૦ | મિઠાઈ વ્હેંચી. |
| ,, | પટેલ હીરાભાઈ મનોરભાઈએ | ૧—૮–૦ | ,, |
| ,, | મિ. ગેમલ કેશવભાઈ ડાંગીયાએ | ૧—૮–૦ | ,, |
| આગેદ | રાજ ઉદેસંગ રણછોડભાઈએ | ,, | સ્કૂલ જમાડી. |
| ઓલા | સ્કૂલના ત્રણે શિક્ષકો તથા ગામના આગેવાનોએ | ૪૬—૦–૦ | ,, |

## વસંત-આશ્રમ અગ્રામા. (જિલ્લે સુરત.)

સુરત જિલ્લામા એક નવીન શિક્ષણ સંસ્થા-સ્કૂલ તથા આશ્રમના મકાનો ગામથી દૂર છે. સ્કૂલ કેળવણીખાતાએ મંજુર કરી છે. અંગ્રેજી પાચ ધોરણો સુધી શીખવાય છે. છઠ્ઠું Std VI ધોરણ આવતી સાલ-૨૦ વિદ્યાર્થીઓ થયે ખોલવામાં આવશે બોર્ડિંગ સ્કૂલ હોઈ-શિક્ષકો અને વિ-દ્યાર્થીઓ-આશ્રમના મકાનોમા જ રહે છે. શિક્ષક મંડળ અનુભવી અને ઉત્સાહી છે. ગામડાના વાતાવરણમા કેળવણી આપવા ઇચ્છનાર માબાપોને સુંદર તક છે. વધુ વિગત માટે લખો:—

ગંગાદાસ ઈ. પટેલ. બી એ. બી. ટી. (Nat) હેડમાસ્તર.

---

જોઈએ છીએ—શેઠ ભગવાનદાસ લક્ષ્મીચંદ સ્થાપિત ગુજરાતી કન્યાશાળા માટે સિનિયર શિક્ષિકા. જાત, ઉંમર અને સર્ટિફિકેટ સાથે લખો:—

**શેઠ ભગવાનદાસ દામોદર, ઠે. મકાતા, દીવબંદર—કાઠિયાવાડ.**

---

## દેશીનામું (ટેક્સ્ટબૂક)

પુસ્તક ઉત્તમ મનાયલું છે પરંતુ તે રચના ૪૬ વર્ષ ઉપર થઈ હતી તેને ચાલુ કાળ સાથે સરખાવતા ચોપડાઓ અને હુંડીઓના લખાવટમાં ફેરફાર થયો છે એની સાથે બેંકો, શેરો, વીમા, અને પોસ્ટખાતાનો સબંધ વધારે દૃઢ થતો જાય છે તેથી એ વલણને અનુસાર સુધારો દાખલ કર્યો છે જુના મનોધનો ૧૫ કાયમ છે તે ઉપરાત નવાં ૨૧ મનોયત્નો પાયરીબંધ વધાર્યા છે એકવાર વાચીને અનુભવશો કિં. ૦-૬-૦. પો. ૦)॥ કમિશન જથાબંધ મળશે. તા ૪-૧૨-૨૮ હીસ્ટિરિયાદિ વાયુ રોગદર્શન-રોગનું ૩૫, તેના કારણો અને સૂચના, શ્લોક ૩૦ કિંમત રૂ. ૧) પોસ્ટેજ જુદું.

**છગનલાલ લલ્લુભાઈ દેશીનામાવાળા-વડોદરા.**

---

## જોઇએ છે

પાલનપુર સ્ટેટની વર્નાક્યુલર સ્કૂલો માટે ટ્રેઈન્ડ શિક્ષકો-પગાર લાયકાત મુજબ. સર્ટિફીકેટોની નકલો સાથે લખો નીચે સહી કરનારને.

**છોટાલાલ મગનભાઈ.**

એજ્યુ. ઓફીસર,

પાલનપુર સ્ટેટ.

ગુજરાત શાળાપત્ર

મૅક્‌મિલનનાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો

# ઇંગ્લિશ લોકોનો ઇતિહાસ

( મિ. ઇ. જે. એસ. લેના ઇંગ્લિશ પુસ્તકનું ભાષાંતર )

મૅક્‌મિલન અને કંપનિ, લિમિટેડ,

મુંબઈ

[ સર્વ હક્ક સ્વાધીન ] ૧૯૨૮ [ કિંમત ૧-૪-૦

## પ્રસ્તાવના

મિ. ઈ. જે. એસ. લેની રચેલી ઇગ્લૅંડના ઇતિહાસની પુસ્તકમાળાના "The English People"* નામના પાંચમા પુસ્તકનું આ ભાષાંતર છે. રોમૅન લોકો વિદાય થયા ત્યારથી આજ સુધીમાં વૃદ્ધિ પામી ઇગ્લૅંડ એક મહારાજ્યની સ્થિતિએ પહોંચ્યું અને રાજકારભારમાં, વેપારધંધામાં તથા ધર્મ અને કેળવણીની બાબતમાં અંગ્રેજોએ ઉચ્ચ સ્થાન મેળવ્યું તેનો વિગતવાર અહેવાલ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. ઈંગ્લૅંડના દરિયાપારના મુખ્ય રાજ્યોની હકીકત તારીખ પ્રમાણે છૂટીછવાઈ આપવાને બદલે એકજ સ્થળે જુદા વિભાગોમાં દર્શાવવામાં આવી છે. આવી ગોઠવણીથી તે વિષેનું જ્ઞાન સહેલાઈથી મળી શકે છે. બે વર્ષના અભ્યાસક્રમની રૂઢિને અનુસરી આ પુસ્તક બે ભાગમાં રચવામાં આવ્યું છે.

કેટલેક સ્થળે અમુક બીનાઓનું વિવેચન ફરી પાછું કરવાની જરૂર જણાઈ છે. પણ જુવાન વિદ્યાર્થી માટે રચવામાં આવેલાં પુસ્તકમાં આ રૂઢિ દોષરૂપ હોવા કરતાં વધારે લાભકારક છે, કારણકે એકની એક હકીકત પાછી વાંચવામાં આવ્યાથી તે સારી રીતે મનમાં ઠસી જાય છે. આ હેતુથી મિ. લેએ પોતાના પુસ્તકમાં પ્રશ્નાવળી, તારીખ, નોંધ, પ્રસિદ્ધ પુરુષોનાં જીવનવૃત્તાંત, ચિત્રો, વગેરે ઘણી સારી રીતે દાખલ કર્યાં છે.

* "The English People." By E. J. S. Lay, Rs. 1—4—0.

## શાળોપયોગી *ટેક્સ્ટ બુક તરીકે મંજુર થએલાં પુસ્તકો

*૧. સરળ દેશીનામાની પદ્ધતિ — આ. ૭૪ મી કિં ૦-૫-૦

*૨ સરળ કન્યાનામું — આ. ૧ લી ,, ૦-૨-૬

*૩ સરળ ગુજરાતી બાળવ્યાકરણ—ભાગ પહેલો ૦-૨-૦
(પ્રાથમિક શાળાના ધોરણ ૪ માટે) આ ૨૯ મી

*૪ સરળ ગુજરાતી બાળવ્યાકરણ—ભા. ૨-૩ જો
(પ્રાથમિક શાળાના ધો. ૫-૬-૭ માટે) આ ૨૯ મી ૦-૫-૦

૫. સરળ વ્યુત્પત્તિ જ્ઞાનપ્રકાશ—લા. પ્રા. બુક આ ૪થી ૦-૬-૦
(૫-૬-૭ ચોપડીના શબ્દોની વ્યુત્પત્તિ સહિત)

૬. નવું સરળ સુખગણિત—(બાળવર્ગથી ધો ૫ સુધી) આ. ૨૬ મી ૦-૪-૦

૭. ગુજરાત પ્રાંતની ભૂગોળવિદ્યા આ. ૧૬ મી ૦-૧-૬

☞ ગુજરાતના સઘળા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

મુખ્ય એજન્ટ—મેસર્સ એસ. બી. શાહની કંપનિ
ઠે. પાનકોર નાકે—મુ અમદાવાદ.

પ્રેમચંદ કરમચંદ શાહ, ગોકળના માઢ ઠે. એ. ઇ. મુ કપડવંજ

નવાં બહાર પડેલાં સ્કૂલ ઉપયોગી પુસ્તકો

# હિંદુસ્થાનની ભૂગોળ

સાથે

( એશિઆ સામાન્ય )

ઉપયોગી નકશાઓ સહિત.

કર્તા

પ્રીતમરાય મગનરાય દેસાઈ, બી. એ.

રેવન્યુ ખાતાના મંજુર થએલી

---

શાળોપયોગી

## વાર્તારૂપી ગુજરાતનો ઇતિહાસ

( નકશા તથા ચિત્રો સહિત. )

કર્તા

ડાહ્યાભાઈ મણિલાલ ત્રિવેદી.

કિંમત ૦-૮-૦.

---

શાળોપયોગી

## હિંદુસ્થાનનો-ઇતિહાસ

( રાજ્યકારણ સાથે )

કર્તા

એન. એમ. પ્રોતકીયા, બી એ ઓ ડી

કિંમત ૦ ૧૪-૦.

☞ પુસ્તકો મોટા જથા ... કમિશનથી મળશે

---

થોડા વખતમાં બહાર પડશે

## વહેપારી વિજ્ઞાન

મળવાનું ઠેકાણું:—

ગુજરાત ઓરિએન્ટલ બુક ડીપો

રતનપોળના નાકે-અમદાવાદ.

..egistered No B. 43

પુસ્તક ૬૮ ] [ અંક ૭

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

જુલાઈ, સને ૧૯૨૯.

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન અભ્યાસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા વસ્તુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરૂપયોગી નીવડે છે, અને ખરેખર આપણા [illegible] પ્રજા ગત્યનો દઢ અને ધીમા વિકાસને લીધે વધારે શાણા થએલા લોકો દાદાના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (મે ૧૯૨૮ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ,
M.Ed., F.R.G.S. I.E.S.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ [illegible] છાપ્યું
સલાપોસ રોડ—અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૮ ] જુલાઈ, સને ૧૯૨૯ [ અંક ૭

# પરદેશની કેળવણી.

પરદેશની કેળવણી આપણા દેશની કેળવણીથી કઈ કઈ બાબતમા જુદી પડે છે?

(૧) યુરોપ, અમેરિકા અને જાપાનમા પ્રાથમિક કેળવણી સાર્વજનિક, મફત, અને ફરજિયાત છે. સામાન્ય જનસમાજની કેળવણી દેશને કેટલી બધી લાભકારક છે તે, આ સઘળા દેશના લોકો સારી રીતે સમજે છે. આપણે હજુ એ સમજ્યા નથી. તેઓ એમ માને છે કે દેશના સઘળા લોકોની શાન્તિ અને આબાદી માટે દેશના તમામ બાળકોની પ્રાથમિક કેળવણી જરૂરની છે. તેથી તેમને કેળવણી એ એક કેવળ વ્યક્તિગત પ્રશ્ન નથી, પણ તે લોકહિતનો પણ સવાલ છે. જે માણસ વાચીલખી અને હિસાબ ગણી શકતો નથી તે જનસમાજનું સામાજિક, નૈતિક, અને આર્થિક હિત સાધવામા નડતરરૂપ છે એમ તેઓ માને છે. જો થોડાકજ લોકો કેળવાએલા હોય અને ઘણા લોકો અજ્ઞાન હોય તો થોડા કેળવાએલા લોકો અજ્ઞાન લોકોનો અયોગ્ય લાભ લેશે અને તેથી પ્રજાશાસનતંત્રનો પાયો જડમૂળથી નબળો કરી નાખશે એમ તેઓ માને છે. જોકે તેઓમાના કેટલાકોને શાળાનો લાભ લેવાને છોકરા હોતા નથી તોપણ તેઓ બધા કેળવણીના ખર્ચમા રાજીખુશીથી પોતાનો ફાળો આપે છે. ક્યા યુરોપ,

અમેરિકા અને જાપાનના લોકોનું કેળવણી તરફનું આ વલણ અને કયાં આપણી કેળવણી પ્રત્યેની બેદરકારી!

મુંબઈ, મદ્રાસ અને બંગાળા પ્રાંતોમા ફરજિઆત કેળવણીના કાયદા પસાર થયા છે એ વાત ખરી પણ એ કાયદાઓનો એ પ્રાંતોએ પુરેપુરો અમલ કર્યો નથી. તેથી આપણી કેળવણી સંબંધી સ્થિતિ બીજા દેશો કરતાં ઘણી અસંતોષકારક છે. છેલ્લામા છેલ્લા આંકડા મુજબ, બ્રિટિશ હિંદુસ્તાનની કુલ વસ્તીના પ્રમાણમાં શાળામાં જતા વિદ્યાર્થીઓનું પ્રમાણ માત્ર ૪·૨૫ ટકા જેટલું છે, ત્યારે ઈંગ્લંડ અને વેલ્સમાં એ પ્રમાણ ૧૬, યુનાઈટેડ સ્ટેટ્સમાં ૨૧, અને જાપાનમાં ૧૯ ટકા છે. ફરજિઆત કેળવણીને અભાવે, છોકરાઓની કેળવણી સાથે સરખાવતાં છોકરીઓની કેળવણી પણ ઘણી અસંતોષકારક છે; કારણકે નિશાળે જતાં છોકરી-છોકરાઓનું પ્રમાણ ૧:૫ છે. એથી ઉલટું, યુરોપ, અમેરિકા અને જાપાનમાં શાળામાં જવા લાયક ઉંમરવાળા છોકરાછોકરીઓ શાળાઓનો પુરેપુરો લાભ લે છે. દાખલા તરીકે, જાપાનમાં શાળામાં જવા લાયક ઉંમરવાળી છોકરીઓમાંથી ૯૯·૧૯ ટકા શાળામાં ભણે છે અને છોકરાઓની સંખ્યા ૯૯·૪૧ ટકા જેટલી છે. જાપાનમાં ઇ. સ. ૧૮૭૨ની સાલમાં જ્યારે કેળવણીખાતું સ્થાપવામાં આવ્યું ત્યારે ત્યાંના શહેનશાહે જે ફરમાન બહાર પાડયું હતું તે નીચે પ્રમાણે હતું:—

"હવેથી કેળવણીનો પ્રસાર એવી રીતે કરવામાં આવશે કે દેશમાં કાઈ પણ અજ્ઞાન કુટુંબ રહેશે નહિ અને કોઈ પણ કુટુંબમાં કોઈ પણ માણસ અજ્ઞાન રહેશે નહિ."

આ પ્રમાણે જાહેર થએલી કેળવણી સંબંધી રાજનીતિ નિશ્ચયપૂર્વક અમલમાં મૂકવામાં આવી છે અને તેથી અત્યારે જાપાનમાં એકે એવું ગામડું નથી કે જ્યાં લોકો વાંચી શકતા ન હોય અને ગરીબમાં ગરીબ વર્ગમાં ભાગ્યેજ એવું કોઈ માણસ હશે કે જે પોતાના વિચારો લખીને જણાવી શકતું નહિ હોય. એથી ઉલટું, આપણા દેશમાં ૭૫ વરસથી કેળવણીના સતત પ્રયાસો થઈ રહ્યા છે છતાં વાંચીલખી શકે એવો વસ્તીનો માત્ર ૮ ટકા જેટલો જ ભાગ ભણેલો છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે યુરોપ, અમેરિકા અને જાપાન કરતાં આપણે કેળવણીની બાબતમાં કેટલા બધા પાછળ છીએ! આ ઉપરથી આપણે સમજવું જોઈએ કે હિંદુસ્તાનની સમસ્ત પ્રજાની કેળવણી ( હિંદુઓની તેમજ

મુસલમાનની અને પાછળ પડેલી કોમોની, છોકરાઓની તેમજ છોકરીઓની) એ આ દેશની પહેલી અને સૌથી વધારે અગત્યની જરૂર છે. જો આપણે સામાજિક, નૈતિક, આર્થિક, અને રાજકીય પ્રગતિ કરવી હોય અને યુરોપ, અમેરિકા, જાપાન જેવા સુધરેલા દેશોની પંક્તિમાં આવવું હોય તો આપણે પ્રથમ આ જરૂર પુરી પાડવી જોઈએ. આપણે સઘળા જાણીએ છીએ કે જાપાન સંગીન સાર્વજનિક કેળવણીથીજ પહેલા વર્ગની પ્રજાની પંક્તિએ એકદમ આવી પહોંચ્યો છે.

સને ૧૯૨૧ના વરસ દરમિયાન હિંદુસ્તાનની નૈતિક અને આર્થિક પ્રગતિ તેમજ સ્થિતિ બતાવનારી હકીકત જે સને ૧૯૧૯ના 'ગવર્નમેંટ ઑવ્ ઇન્ડિઆ એક્ટ' ની રૂએ 'હાઉસ ઑવ્ કોમન્સ' સમક્ષ રજુ કરવામાં આવી હતી તેમા યોગ્ય અને સચોટ ભાષામાં જણાવ્યું છે કે "હિંદુસ્તાનના લોકોની આર્થિક, શારીરિક અને નૈતિક આબાદીનો પ્રશ્ન એ ખરેખરી રીતે કેળવણીનોજ પ્રશ્ન છે. કેળવણી વિના ગામનો કે શહેરનો મજુરવર્ગ ગરીબ અને અજ્ઞાન રહેશે અને પોતાના પગ પર ઉભા રહેવાને માટે જે જે પ્રયત્નો તે કરશે તે તે ઉંધે રસ્તે કરશે અને તેથી સમાજને તે ખરચાળ થઈ પડશે. સ્રીકેળવણીને અભાવે જનમગૃહમાં આરોગ્ય સંબંધી પ્રગતિ થવી અશક્ય છે અને સામાજિક સુધારા ઘણે અંશે નામનાજ થશે. હિંદુસ્તાનની કેળવણીનો પ્રશ્ન વિશાળ છે અને તેનો ઉકેલ પણ તેટલોજ ભારે છે. અત્યાર સુધી સ્વપ્ને પણ ખ્યાલ ન હોય એવો ગંજાવર ખર્ચ કરવાની તૈયારી હિંમતથી અને ઝડપથી કરવી જોઈએ, કારણકે આધુનિક રાજ્યતંત્રોને અશિક્ષિતપ્રજાશાસનનો જે મોટો ભય છે તે કેળવણી વિના થોડા વખતમાં હિંદુસ્તાન સમક્ષ આવી ખડો થશે. ખરેખર, બધી તરફથી નપાસનાં હાલના સમયમાં હિંદુસ્તાનને માટે કેળવણીનોજ મુખ્ય પ્રશ્ન છે. મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાને પરિણામે પ્રજાને ઘડનારાં જે જે ખાતાંઓ હિંદીઓના અંકુશ અને દેખરેખ નીચે મૂકવામાં આવ્યાં છે તેમાં લોકોને કેળવણી આપી તેમને સુજ્ઞ નાગરિકો બનાવવાના કામ કરતાં બીજું કોઈ પણ કામ વર્તમાન અને ભવિષ્યના હિંદ માટે વધારે ઉપયોગી નથી."

(૨) પરદેશની કેળવણી સંબંધી બીજી ખાસ જાણવા જેવી બાબત એ છે કે ત્યાં મોટી ઉંમરનાં માણસોની કેળવણી માટે રાત્રિશાળાઓ સ્થાપવામાં આવી છે. ખેતરમાં અને કારખાનામા કામ કરનારા લોકો ગરીબીને લીધે દિવસની શાળાઓનો લાભ લઇ શકે નહિ તેમને માટે રાત્રિશાળાઓ

ચલાવવામા આવે છે. આપણા દેશની વસ્તીનો ૯૨ ટકા ભાગ અભણ છે તેથી એ મોટા અજ્ઞાન જનસમૂહને કેળવણી આપવી એ દેશની ઉન્નતિ માટે અતિ અગત્યનું છે. ફરજિઆત કેળવણીના વિષય સાથે આ પ્રવૃત્તિને ગાઢ સંબંધ છે. એ તો ખુલ્લું છે કે જો આપણે આપણી પ્રાથમિક કેળવણીની યોજનાઓ સફળ બનાવવી હોય તો આપણે મોટી ઉંમરનાં માણસોને આપણી સાથે સામેલ રાખવા જોઈએ. પણ જો તેઓએ થોડીઘણી કેળવણી લીધી હશે અને જો તેમને તેના લાભ સમજાયા હશે તોજ તેઓ આપણી સાથે રહેશે. આ ઉપરથી એ સમજાશે કે આપણે બંને છેડેથી શરૂઆત કરવાની છે. બાળકની ફરજિઆત કેળવણીની યોજનાની સાથેજ મોટી ઉંમરનાં માણસની કેળવણીની યોજના કરવી જોઈએ. ઈંગ્લાંડના મહાન કેળવણીકાર સર માઈકલ સૅડલરે એક વખતે કહ્યું હતું તે પ્રમાણે મોટી ઉંમરના અભણ લોકોને કેળવીનેજ મોટી ઉંમરની અભણ અને નાની ઉંમરની ભણેલી પ્રજા વચ્ચે અત્યારે જે અંતર પડી ગયું છે અને જે ઘરમાં અને બહાર સમાજમાં સમાનભાવ તથા એકતાને હાનિ પહોંચાડે છે અને ક્લેશનું કારણ થઈ પડયું છે તે દૂર કરી શકીશું. કેળવણીનું મુખ્ય કામ એક જમાનાની પ્રજાને બીજા જમાનાની સાથે જોડી દેવાનું છે. બાળકલ્યાણની પ્રવૃતિઓમા જેઓ પડયા છે તેમના લક્ષમાં મોટાંઓની કેળવણીનો વિચાર હોવો જોઈએ. આપણા દેશમાં મોટાંઓની કેળવણીના ક્ષેત્રમા ખરૂં જોતાં હજુ કંઈ પણ કામ થયું નથી. મદ્રાસમાં બકિંગહામ અને કર્ણાટક મિલોમાં, દાર્જિલિંગ અને બીજા ચાના બગીચાના પ્રદેશોમાં, ગિરિડી પાસેના કોલસાની ખાણોના પ્રદેશોમા, તથા મુંબઈ, અમદાવાદ અને શોલાપુરમાં સુતરાઉ કાપડની મિલોમાં કામે લાગેલાં બાળકો અને મોટી ઉંમરના મજૂરોને પ્રાથમિક કેળવણી આપવાના થોડા છૂટાછવાયા અને અનિયમિત પ્રયત્નો કરવામાં આવ્યા છે ખરા, પણ તે સિવાય ખેતરમાં કે કારખાનામાં કામ કરનારાઓની કેળવણીને માટે આખા દેશમાં રાત્રિ-શાળાઓ ખોલવા સંબંધી યોજના કે રીતસર વિચાર કરવામાં આવ્યો નથી.

(૩) આપણી અહીંની કેળવણીથી પરદેશની કેળવણી બીજી એક અગત્યની બાબતમાં જુદી પડે છે. બીજા દેશો પોતે આગળ વધતા જમાનાની સાથે ચાલી શકે અને વર્તમાન તથા ભવિષ્યની જરૂરિઆતો પ્રમાણે પ્રજાને કેળવણી આપી શકે તેને માટે પોતાની કેળવણીમાં ઝડપથી સુધારાવધારા કરતા જાય છે ત્યારે આપણે આપણી હાલની સ્થિતિથી તેમજ આપણી પુરાણી શિક્ષણપદ્ધતિથી સંતોષ માની

સ્થિર ઉભા રહ્યા છીએ. આપણે પાછળ જોનારા લોકો છીએ. આપણા ગૌરવભર્યા ભૂતકાળથી આપણે મગરૂર થઈએ છીએ એટલુંજ નહિ પણ આપણા પુરાતન આદર્શોમાં હજુ પણ મમતાથી મગ્ન રહી ઝડપથી બદલાતી આપણી જરૂરિઆતો તરફ બીલકુલ બેદરકાર રહીએ છીએ. હજુ પણ આપણે જુના જમાનાના પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસક્રમોને વળગી રહ્યા છીએ, અને વિદ્યાર્થીની માનસિક, ધંધાદારી, સામાજિક અને નાગરિક જરૂરિઆતો ધ્યાનમાં લીધા સિવાય અને તેમનાં મન અને હાથની શકિતના વ્યક્તિગત તફાવત તરફ બેદરકાર રહીને સઘળા માટે એકજ જાતનો અભ્યાસક્રમ રાખ્યો છે. આપણા ઇલાકામાં પ્રાચીન અને અર્વાચીન માતૃભાષા પરત્વે જે હમણાં નિરર્થક ચર્ચા થઈ હતી તે, વર્નાક્યુલર ફાઇનલ અને સ્કૂલ લીવિંગ પરીક્ષાને લગતા વિષયોની પસંદગી કરવાની વિદ્યાર્થીઓને છૂટ નહિ આપવાનો ચાલુ રહેલો રિવાજ અને માધ્યમિક શાળામાં વિદ્યાર્થીને શીખતી અને પરીક્ષા આપતી વખતે તેમજ સ્કૂલ લીવિંગ પરીક્ષામાં અંગ્રેજી સિવાયના બીજા ઘણાખરા વિષયોમાં વિકલ્પે માતૃભાષાનો ઉપયોગ કરવા દેવાની ના—એ બધું સ્પષ્ટ બનાવે છે કે આપણે ભૂતકાળમાં કેટલા બધા ઊંડા ગરક થઈ ગયા છીએ અને આપણે આપણી જુની ઘરડમાંથી બહાર નીકળવા કેટલા બધા નારાજ છીએ. શાળાવ્યવસ્થામાં પણ આપણે જુની રીતને હજુ વળગી રહ્યા છીએ: પ્રેમને બદલે ધાક બેસારી આપણે શાળામા અંકૂશ જાળવીએ છીએ. કેદખાનાના જેવી સખનાઈથી શાળામાં ને વર્ગમાં વ્યવસ્થા રાખનારા શિક્ષકો હજુ નજરે પડે છે. શારીરિક શિક્ષા હજુ કરવામા આવે છે, જેથી કેટલીક વખતે તો વિદ્યાર્થીઓને કાયમની શારીરિક ઈજા થઈ જાય છે. શાળામાંથી શિક્ષારૂપે અપાતું લેખનકામ હજુ જતુ રહ્યું નથી, અને સખત ઠપકો અને તુચ્છકાર હજુ સામાન્ય રીતે જોવામા આવે છે. ટુંકામાં કહીએ તો જુનો આપખુદ વહીવટ હજુ ચાલુજ છે. બાળક હજુ પોતાના હક મેળવી શક્યું નથી. યુરોપ અને અમેરિકાના આગળ વધેલા દેશોમાં સ્વશિક્ષણ અને સ્વનિયમનની પદ્ધતિઓ વર્ગશિક્ષણ અને વર્ગવ્યવસ્થાની પહેલાંની રીતિને બદલે ઝડપથી દાખલ થતી જાય છે અને શાળાના સમગ્ર વાતાવરણમાં આરોગ્ય દબાણ અને અંકુશને ઠેકાણે સ્વતંત્રતા અને આનંદ દેખાતાં માલમ પડે છે. પ્રાચીન ભાષા અને ગણિતના અભ્યાસની અમુક વિશિષ્ટ અસર વિદ્યાર્થીના મન ઉપર થાય છે એવો જુનો મત હવે, ધીમે ધીમે પણ નક્કી બદલાતો જાય છે અને વિદ્યાર્થીને રુચિમાં

તરતજ ઉપયોગી નીવડે એવા શોભાના નહિ પણ સંગીન અભ્યાસક્રમ હાલમાં ઘડાતાં જાય છે. વિદ્યાર્થીઓ શાળા છોડે ત્યારપછી જેની તેમને જરૂર પડે તે તેમની પાસે શાળામાં જાતે કરાવીને શીખવવામાં આવે છે; તે બાબતો માત્ર વાંચીને કે શાળામા તે સંબંધી શિક્ષકનું વિદ્વત્તાભર્યું ભાષણ મ્હોંએ મોઢે સાંભળીને તેઓ તે વિષે શિક્ષણ લેતા નથી. જુની જડ પદ્ધતિઓને બદલે પ્રગતિશીલ શિક્ષણશૈલી પ્રચલિત થતી જાય છે, અને શબ્દો તથા નિયમોનું તેમજ વસ્તુ તથા ક્રિયાનું સંગીન જ્ઞાન મેળવવા વિદ્યાર્થીઓને પ્રેરી આખા અભ્યાસક્રમને ચેતનમય બનાવે છે. વળી, બધા વિદ્યાર્થીઓને એક સરખાજ વિષયો શીખવાના હોતા નથી. તેમની પસંદગી માટે વિષયોની એક લાંબી યાદી તૈયાર કરેલી હોય છે તેમાથી તેઓને અભ્યાસ માટે વિષયો પસંદ કરવાની છુટ આપવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં એમ મનાય છે કે વાચન, લેખન અને ગણિત જે કેળવણીનાં પ્રાથમિક સાધન છે તેનો ઉપયોગ કરતાં દરેકને આવડયુ કે પછી આદર્શ શાળામાં કોઈપણ બે બાળકોને એકજ જાતનો અભ્યાસક્રમ શીખવાની, કે એકજ જાતનું કામ કરવાની જરૂર નથી. જુદાં જુદાં બાળકોની જરૂરિયાતો ભાગ્યેજ એક સરખી હોય છે. અભ્યાસના દરેક વિષયમાં બાળકો માટે જ્ઞાનપ્રાપ્તિનું ઓછામાં ઓછું અમુક ધોરણ નક્કી કરવામાં આવે છે પણ વધારેમાં વધારે ધોરણ નક્કી કરવામાં આવતું નથી. બાળકની વ્યક્તિગત કુદરતી બક્ષીસ અથવા શક્તિ પ્રાથમિક શાળામાં કદાચ જાણી કે શોધી શકાય પણ ઘણુંખરૂં માધ્યમિક શાળામાં તે જાણી કે શોધી શકાય છે, અને તે શક્તિનું શોધન કરવું એ શિક્ષકનું ઘણું અગત્યનું કામ ગણાય છે. ૧૧ વરસ ઉપરની ઉંમરના વિદ્યાર્થીઓનો અભ્યાસક્રમ તેથી નાની ઉમરનાં બાળકોના અભ્યાસક્રમથી જુદો રાખવાનું અને બુદ્ધિની સામાન્ય કેળવણી આપવા ઉપરાંત એવા વિદ્યાર્થીઓને તેમની જરૂરિઆત પ્રમાણે ગ્રામ્ય, ઔદ્યોગિક, અને વેપારી વિષયોનો અનુભવ મળે એવું શિક્ષણ આપવાનું ઇચ્છવાજોગ અને જરૂરી છે એમ હવે ઇંગ્લાંડમાં મનાવા લાગ્યું છે. ફ્રાન્સમાં ૧૨થી ૧૫ વર્ષની ઉમરના બાળકો માટેની ઉપલા વર્ગની પ્રાથમિક શાળાઓમાં સામાન્ય અભ્યાસક્રમ ઉપરાંત ખેતી, ઉદ્યોગ, વેપાર, અને નહકળાને લગતા અભ્યાસક્રમો રાખવામાં આવ્યા છે. જર્મનિમાં સર્વસામાન્ય મૂળ શાળાના પાયા ઉપર મિડલ અને હાઇસ્કૂલોનું બંધારણ રચવામાં આવે છે, અને માબાપની આર્થિક અથવા સામાજિક સ્થિતિ અથવા તો તેમના ધાર્મિક વિચારથી ન દોરવાતાં જુદા જુદા ધંધા

તથા વિદ્યાર્થીની શક્તિ અને વલણ ધ્યનમા લઈ તેમને અમુક પ્રકારની શાળામા દાખલ કરવામાં આવે છે. આ પ્રમાણે સામાન્ય પ્રાથમિક શાળાના ચાર વર્ષના અભ્યાસક્રમ પછી ૧૦થી ૧૬ વર્ષની ઉમરના છોકરા અને છોકરીઓ માટે મિડલ સ્કૂલો કાઢવામા આવી છે, અને તેમાં સામાન્ય અભ્યાસક્રમ ઉપરાંત છોકરાઓ માટે ખાસ ઔદ્યોગિક અને વેપારી વિષયનાં અને છોકરીઓ માટે ગૃહવ્યવસ્થા અને સામાજિક હિતના વિષયોનાં શિક્ષણની યોજના કરવામાં આવી છે. જાપાનમાં ૬ થી ૧૨ વર્ષની ઉમરનાં બાળકોની ૭ વર્ષની ફરજિઆત પ્રાથમિક કેળવણી પછી સાથે સાથે સામાન્ય અને ધંધાદારી કેળવણી આપવામા આવે છે. ફિલિપ્પીનમાં પ્રાથમિક શાળાનાં પહેલાં ચાર વર્ષ પછીના ત્રણ વર્ષમા સામાન્ય અભ્યાસક્રમ ઉપરાત ખેતી તથા ઉદ્યોગને લગતું શિક્ષણ આપવામાં આવે છે. માધ્યમિક શાળામાં પણ સામાન્ય કેળવણી ઉપરાત ગૃહવ્યવસ્થા, વેપાર, ઉદ્યોગ, ખેતી, નૌકાશાસ્ત્ર, તથા શિક્ષકના ધંધાને લગતી કેળવણી આપવામાં આવે છે.

(૪) અહીંઆંની માફક પરદેશની કેળવણી એકપક્ષી કે અધુરી નથી. ત્યાંની કેળવણી મોટે ભાગે અથવા માત્ર માનસિક નથી: તે શારીરિક તેમજ નૈતિક પણ છે. શાળાના કાર્યક્રમમાં અંગકસરત અને રમતગમત, અગત્યનું સ્થાન ભોગવે છે, અને ભાષા, સાહિત્ય, ગણિત, વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ વગેરે શાળાના વિષયોની માફક તેના ઉપર પણ યોગ્ય ધ્યાન અપાય છે. યુરોપ અને અમેરિકામાં શારીરિક તાલીમ અને વ્યવસ્થિત રમતો ત્યાના લોકના જીવનમા ઓતપ્રોત થઈ ગઈ છે એમ કહીએ તો ચાલે. ફ્રાન્સમાં નીતિશિક્ષણને શાળાના શિક્ષણમાં ઘણું અગત્યનું સ્થાન આપવામા આવે છે. ત્યાં શાળાના સઘળા વિષયોની ઉણપ પૂરી કરી તેમનો પરસ્પર સંબંધ જોડીને તેમને સંસ્કારી અને ઉમદા બનાવવાના હેતુથી એ શિક્ષણ અપાય છે. જ્યારે શાળાના દરેક બીજા વિષયના અભ્યાસથી વિદ્યાર્થીની અમુક શક્તિનો વિકાસ થાય છે અને તેનાજ્ઞાનમાં વધારો થાય છે ત્યારે નીતિશિક્ષણ મનુષ્યમાં રહેલા મનુષ્યત્વનો એટલે તેના હૃદય, બુદ્ધિ અને અંતઃકરણનો વિકાસ કરે છે. જાપાન અને ફિલિપ્પીનની સઘળી કેળવણીની સંસ્થામાં શારીરિક અને નીતિશિક્ષણ બધા વિદ્યાર્થીઓ માટે ફરજિઆત છે. સને ૧૮૭૨ના કેળવણીના ધારાસંબંધ સાથે જે શાહી ફરમાન નીકળ્યું હતું તેમાં જાપાનના શહેનશાહે ફરમાવ્યું હતું કે:—"મારાં વહાલાં પ્રજાજનો, તમે માબાપની

આજ્ઞા પાળો, ભાઈબ્હેન પ્રત્યે પ્રેમ રાખો દંપતી તરીકે નભીને રહો, મિત્ર તરીકે નિખાલસ થાઓ, તમારું આચરણ વિનયી અને મર્યાદિત રાખો સૌ કોઈ પ્રત્યે પરોપકારવૃત્તિ રાખો, વિદ્યા મેળવો અને કળાને કેળવો, અને એમ કરી બુદ્ધિ અને નીતિશક્તિ સંપૂર્ણ ખીલવો, વળી જનકલ્યાણમાં પ્રવૃત્ત રહો અને સામાન્ય હિતના કામ કરો હમેશા રાજ્યબંધારણને માન આપો અને કાયદાનું પાલન કરો અને જરૂર પડે ત્યારે હિંમત રાખી તમારી જાત દેશને અર્પણ કરો "

ફિલિપ્પીનમાં સારી રીતભાત અને સદ્વર્તન, નાગરિક ધર્મ, આરોગ્ય અને જનસુખાકારી—એ વિષયો શાળામાં ચાલે છે એથી ઉલટુ, આપણે અહીં બુદ્ધિની કેળવણી ઉપરજ હજુ વધારે લક્ષ આપી શારીરિક અને નૈતિક વિકાસની અવગણના કરવામાં આવે છે કવાયત અને શારીરિક તાલીમમાં થોડી સબંધરહિત અને અવ્યવસ્થિત કસરતો કરવામાં આવે છે એ સિવાય સંગીન શારીરિક તાલીમ માટે આપણી હાલની કેળવણીમાં કંઈ પણ યોજના થએલી જોવામાં આવતી નથી આપણે ત્યાં હજુ શાળાના બાળકોની દાક્તરી તપાસ અને સારવારની અને પુરો અને યોગ્ય ખોરાક ન મળી શકતો હોય તેના બાળકોને શિયાળામાં જમાડવાની ગોઠવણ તેમજ એવી બીજી પ્રવૃત્તિઓની કંઈ વ્યવસ્થા કરવામાં આવી નથી જો આપણા બાળકો પ્રત્યે આપણને માન હોય તો ડૉ ડ્યુઈ કહે છે તેમ આપણા બાળકોના શરીર તંદુરસ્ત અને સશક્ત થાય એવા ઉપાય લેવા એ આપણું સૌથી પહેલું કામ છે' સાધારણ રીતે શારીરિક વિકાસ વિના માનસિક વિકાસ અશક્ય છે સ્નાયુઓ અને ઇન્દ્રિયોના ઉપયોગ ઉપર માનસ વિકાસનો ખરી રીતે આધાર રહેલો છે કેવળ બુદ્ધિની ખીલવણીથી કેળવણીનું સર્વોત્તમ ફળ મળી શકતું નથી શારીરિક કસરત શરીરના વિકાસ માટે જરૂરી છે એટલુંજ નહિ પણ બુદ્ધિ અને ચારિત્રના વિકાસને માટે પણ જરૂરની છે ઇંગ્લંડની બોર્ડ ઑવ એજ્યુકેશન'ના વડા દાક્તરીઅમલદાર સર જ્યૉર્જ ન્યૂમેને ખરૂં કહ્યું છે કે બાળક એ દેશની દોલત છે અને તેની શારીરિક સ્થિતિ ઉપર સઘળો આધાર રહે છે જો તેનું શરીર સાજું હોય તો પ્રજાની ઉન્નતિની ઇમારત ચણવાને માટે ખડક જેવો મજબુત પાયો મળે છે પણ જો શરીર નિર્બળ હોય તો એ ઇમારત પાયા વિનાની છે અને આપણે રેતીના ઉપર ચણનાર કરીગરો છીએ તંદુરસ્ત અને સારી શરીરસંપત્તિવાળા પાણીદાર બાળકો અને નવજુવાનોને ઉછેરવામાં અને કેળવવામાં બીજા દેશના લોકોને મુકાબલે જે દેશ નિષ્ફળ નીવડ્યો છે તેની પ્રજાકીય નિર્માલ્યતા, બીક-

લાયકાત, દુઃખ, નકામા ખર્ચ, કારીગર વર્ગનો અસંતોષ તેમજ બેકારી પાર વિનાની થાય છે.

(૫) અહીંની અને પરદેશની કેળવણીમા બીજો તફાવત એ છે કે ત્યાં સરકાર તેમજ લોકો તાલીમ પામેલા શિક્ષકો એ દેશની ઉન્નતિનું ઘણું અગત્યનું અંગ છે એમ માને છે. દાખલા તરીકે, ઈંગ્લંડમાં જેને પ્રાથમિક શાળાના શિક્ષક તરીકે કામ કરવાની ઇચ્છા હોય તેને માધ્યમિક શાળાનો અભ્યાસ પુરો કર્યા પછી બે વરસ સુધી ધંધાની તાલીમ લેવી પડે છે. સને ૧૯૨૩ સને ૧૯૨૭ ની શાહી કેળવણી પરિષદે પણ તેવા પ્રકારની શિક્ષકની લાયકાતની ભલામણ કરી છે. અમેરિકા, જાપાન અને ફિલિપ્પીનમાં પણ શિક્ષકની લાયકાત તેના જેવીજ છે. એથી ઉલટું, અહીંઆં માત્ર પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પુરો કર્યો હોય તેને પ્રાથમિક ટ્રેનિંગ કોલેજમાં દાખલ થવાને લાયક ગણવામાં આવે છે. વળી તાલીમ લેવાનો વખત ટુંકાવી માત્ર એકજ વર્ષ તાલીમ લીધી હોય તેવા શિક્ષકોથી સંતોષ માની લેવાનું વલણ શરૂ થયું છે. ૧૯૨૫–૨૬ ના સમગ્ર હિંદુસ્તાન માટેના આંકડા પ્રમાણે આપણે ત્યાં તાલીમ પામેલાં ૪૪ ટકા પ્રાથમિક શિક્ષકો અને ૫૦ ટકા માધ્યમિક શિક્ષકો છે. આ સંજોગોમાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં સંગીન શિક્ષણની તેમજ માધ્યમિક શાળાઓ, પ્રાથમિક ટ્રેનિંગ કોલેજો અને યુનિવર્સિટી માટે સંતોષકારક વિદ્યાર્થી મેળવવાની આશા રાખવી ફોકટ છે.

શિક્ષકોને તાલીમ આપવાની સાથે શાળાના સુપરવાઈઝરો, ઇન્સ્પેકટરો, અને પરીક્ષકોને પણ તાલીમ આપવાની ઘણી જરૂર છે. કારણ કે દેખરેખ, તપાસણી અને પરીક્ષા શાળાના શિક્ષણ ઉપર ઘણી ભારે અસર કરે છે.

(૬) છેવટ, પરદેશમાં કેળવણી બહારના પરીક્ષકોના વલણથી દોરવાતી નથી. આ દેશમાં પરીક્ષાથી નિરાળી કેળવણી છેજ નહિ એ આપણે સૌ જાણીએ છીએ. પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસક્રમને અંતે લેવાતી પરીક્ષાની શૈલી ઉપરથીજ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના શિક્ષણનું સ્વરૂપ ઘડાય છે અને કોલેજના શિક્ષણનાં વિસ્તાર અને સ્વરૂપનો આધાર પણ યુનિવર્સિટીની જુદી જુદી પરીક્ષાની શૈલી ઉપર રહે છે. શાળામાં અને કોલેજમાં મુકરર કરેલી પરીક્ષાની તૈયારી કરવા ઉપરાંત પોતાનાં જીવનનો બીજો કોઇ ઉંચો ધ્યેય હોય એમ વિદ્યાર્થીઓ માનતા નથી. તેમનું આખું દૃષ્ટિબિંદુ સંકુચિત થએલું છે,

કારણ કે પરીક્ષા પાસ કરવા ઉપરાંત તેમને બીજી કોઈ વધારે ઉંચી નેમ હોતી નથી. પરીક્ષાની દષ્ટિએ જે વિષય તેમને ઉપયોગી જણાતો નથી તેને સામાન્ય રીતે પડતો મૂકવામાં આવે છે; શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ જે બાબતો પરીક્ષામાં પુછાવાનો સંભવ હોય તેનેજ શીખવે છે અને શીખે છે. કલકત્તા યુનિવર્સિટી કમિશનના રિપોર્ટમાં જણાવવામા આવ્યું છે કે આપણી પરીક્ષાની રૂઢિ એવા એક વિશાળ યંત્ર જેવી થઈ ગઈ છે કે જેઓ એ યંત્ર ચલાવે છે તેઓ તેના શેઠ રહેવાને બદલે તેના ગુલામ બની ગયા છે. એક રાક્ષસની માફક પરીક્ષાએ તેનો પંજો ચારે-તરફ ફેલાવી આખી કેળવણીની પદ્ધતિને જકડી લીધી છે. સાઈમન કમિશનની એજ્યુકેશન કમિટીના પ્રમુખ સર ફિલિપ હારટોગના શબ્દોમાં કહીએ તો એકંદર આખું કેળવણીનું અંગ પરીક્ષાનાં દુઃખ તથા દરદથી પીડાઈ રહ્યું છે. એતો નિર્વિવાદ છે કે જાહેર નોકરીમાં લેવાના ઉમેદવારની લાયકાત નક્કી કરવાના સાધન તરીકે સરકારે પરીક્ષાનો ઉપયોગ કર્યો છે તેને લીધેજ પરીક્ષાની મહત્તા વધી છે.- જાહેર નોકરીમાં જગાઓ પુરવાને માટે ઉમેદવારની લાયકાત ઠરાવવાના હેતુથી ઇ. સ. ૧૮૪૪માં જ્યારથી પરીક્ષાઓનું ધોરણ આ દેશમા પહેલુંવહેલું દાખલ કરવામાં આવ્યું ત્યારથી પરીક્ષાને અયોગ્ય અને અતિશય મહત્ત્વ આપવામાં આવ્યું છે. લોકોનાં મનમા સરકારી નોકરી, માટે કેળવણી છે એ ખ્યાલ ત્યારથી ઉત્પન્ન થયો, અને તે હવે સજ્જડ ઠગી ગયો છે. જ્યાંસુધી કેળવણી અને સરકારી નોકરીની વચ્ચેનો સીધો સંબંધ તોડી નાખવામાં નહિ આવે ત્યાંસુધી કેળવણીમાં સંગીન સુધારો થાય એમ લાગતું નથી. એથી ઉલટું, બીજા દેશમાં પરીક્ષાનો રીતસર ઉપયોગ કરવામાં આવે છે. ત્યાંના લોકો તેના ગુલામ થઈ તેનો દુરુપયોગ કરતા નથી. આપણા પ્રાથમિક અને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓનાં મગજ વાર્ષિક પરીક્ષાના અને ઉપલા વર્ગમાં ચડવાના વિચારથી ત્રાસી રહ્યાં છે, ત્યારે બીજા દેશોમાં વાર્ષિક પરીક્ષાને વર્ગ ચડાવવાની રૂઢિ કાઢી નાખવામાં આવી છે અને વિદ્યાર્થીને તેના વ્યક્તિગત અભ્યાસ પ્રમાણે શાળાના અભ્યાસમાં આગળ વધવા દેવામાં આવે છે. આપણી યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા જેવી બહારની પરીક્ષાઓ બને તેટલી ઓછી લેવામાં આવે છે અને તેને બદલે શાળાની પરીક્ષાનાં સર્ટિફિકેટ અમુક શરતે યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષાનાં સર્ટિફિકેટ બરોબર ગણવાની યોજના કરવામાં આવી છે. જર્મનિ, યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન અને ફિલિપાઈન આપણે અહીંઆંના જેવી પરીક્ષાની

બદીથી લગભગ તદ્દન મુક્ત થઈ ગયા છે. જાપાનમાં સત્રને અંતે લેવાતી પરીક્ષાનાં પરિણામ અને શિક્ષકના અભિપ્રાય પ્રમાણે બાળકોને દર વરસે ઉપર ચઢાવવામાં આવે છે. શિક્ષણનો દરેક તબક્કો પુરો કર્યા પછી તેથી ઉંચી કેળવણી લેવા જે વિદ્યાર્થીઓ ઇચ્છતા હોય તેની લાયકાત નક્કી કરવા માટે દરેક સંસ્થાનો ઉપરીઅધિકારી પ્રાવેશિક પરિક્ષા લે છે. દરેક શાળાના અથવા કૉલેજના અભ્યાસક્રમને અંતે પરીક્ષા લેવામાં આવતી નથી, પણ દરેક ઉંચા અભ્યાસક્રમમાં દાખલ કરતા પહેલાં નાલાયક વિદ્યાર્થીને એરવી નાખવાને માટે સખત પ્રાવેશિક પરીક્ષા લેવામાં આવે છે. આવી રીતે દરેક સંસ્થાનો ઉપરી પોતાને જેટલા અને જેવા વિદ્યાર્થીઓ જોઈએ તે બરાબર લઈ શકે છે. વળી એનું પરિણામ એ આવે છે કે કાચા વિદ્યાર્થીઓને પ્રાવેશિક પરીક્ષા માટે વધારે સારી તૈયારી કરવા માટે તેમની પહેલાની શાળામાં પાછા જવાની અથવા તો બીજી રીતે વધારે સારો અભ્યાસ કરવાની ફરજ પડે છે. બીજી આડકતરી અસર એ થાય છે કે પ્રાવેશિક પરીક્ષા માટે કાચા વિદ્યાર્થીઓ મોકલવાથી નામોશી અને લોકમાં અપ્રિયતા થતી અટકાવવા માટે શાળાઓને પોતાના શિક્ષણનું ધોરણ અને પદ્ધતિ સુધારવા પડે છે. આ પ્રમાણે સર્ટિફિકેટ, ડિપ્લોમા, કે પદવી માટે જેવી પરીક્ષાઓ આપણે ત્યા છે તેવી ત્યાં નથી. બહારની મગજ ફેરવી નાખે એવી પરીક્ષાઓ જે આપણા શિક્ષકો અને વિદ્યાર્થીઓને ભૂતની માફક સતાવે છે તેવી જાપાનમા બીલકુલ છેજ નહિ. જાપાનનો શિક્ષક વિદ્યાર્થીની શક્તિ અને જરૂરિઆતોને અનુસરી અભ્યાસક્રમના વિષયો શીખવવાને સ્વતંત્ર છે. ફિલિપ્પીનમાં પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓએ આખા વરસનો અભ્યાસ બરાબર કર્યો છે કે કેમ તે નક્કી કરવાને લેવાતી પરીક્ષાઓ શાળામાથી કાઢી નાખવામા આવી છે. તેમના દરેક વિષયના કામની છેવટની આકણીનો આધાર વર્ગમાં તેમના અભ્યાસની વખતોવખત થતી તપાસણી ને તુલના ઉપર રહે છે, અને આવી વખતોવખત થતી અભ્યાસની આકણી વર્ગના પાઠો, નિબંધો, અને પ્રયોગશાળાના કામ વગેરે ઉપરથી થાય છે. છેવટની મુખપરીક્ષા હોતી નથી, હસ્તકામ ચિત્રકામ, સંગીત, લેખન વગેરેની છેવટની પરીક્ષા હોતી નથી, તેમજ છેવટની લેખી પરીક્ષાઓ પણ હોતી નથી. માધ્યમિક શાળાઓમાં વિદ્યાર્થીઓને તેમના કામની છેવટની સરેરાશ ઉપરથી વિષયવાર ઉપર ચઢાવવામાં આવે છે. જે વિદ્યાર્થીઓને ઉપર ચઢાવવામાં આવતા નથી તેમને માટે શાળાના શિક્ષકોને ઉનાળાની લાંબી રજા

દરમિયાન ૭થી આઠ અઠવાડીઆ સુધી ખાસ વર્ગો ખોલવાની પરવાનગી આપવામાં આવે છે. તેમાં જે વિદ્યાર્થીઓ પોતાનો કાચો અભ્યાસ પાકો કરી લે છે તેમને રજા પછી તપાસી ઉપલા ધોરણમાં ચઢાવવામાં આવે છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓનો અભ્યાસક્રમ પુરો થયા પછી ડિવિઝનલ સુપરિન્ટેન્ડેન્ટ જેનો ઓદ્દો આપણા ડિવિઝનલ એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના જેવો છે તે જે વિદ્યાર્થીઓએ પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસક્રમ સંતોષકારક રીતે કર્યો હોય તેમને સર્ટિફિકેટ અને ડિપ્લોમા આપે છે. આ અમલદાર પ્રાથમિક અને માધ્યમિક શાળાના પ્રિન્સિપલ મારફત પ્રાથમિક અને માધ્યમિક શાળાના ગ્રેજ્યુએટોને ધંધાને લગતી સૂચના આપે છે કે જેથી તેમાનો દરેક જણ બુદ્ધિપૂર્વક પોતાના ધંધાની પસંદગી કરી તેને માટે તૈયારી કરે અથવા તો તે ધંધામાં જોડાઈ જાય.

અહીંની અને પરદેશની કેળવણીમાં જે જે મુખ્ય તફાવત ઉપર જણાવ્યા છે તે ઉપરથી સ્પષ્ટ માલમ પડશે કે કેળવણીની બાબતમાં બીજા દેશોથી આપણે કેટલા બધા પાછળ છીએ.

## અશોકના શિલાલેખ સંબંધી એક ઉપયોગી શોધ

મહારાજા અશોકના જે સુપ્રસિદ્ધ ચૌદ શિલાલેખ હતા તેમાંના એકની શોધ હમણાંજ મદ્રાસ ઈલાકાના કુર્નૂલ જિલ્લામાં થઈ છે. આ અગત્યની શોધનુ માન કલકત્તાના જાણીતા મુગ્તર શાસ્ત્રી અને કલાવિદ્ મિ. અનુઘોષને ઘટે છે. જ્યારે તેઓ કુર્નૂલ જિલ્લામાં ખાણનું ખોદ કામ કરાવતા હતા ત્યારે તેમને એક ટેકરી ઉપર કોતરેલા લેખ માલમ પડયા. તરતજ તેમણે તે મહારાજા અશોકના સમયના છે એમ ઓળખી કાઢયુ. તેમનુ વિશાળ સામ્રાજ્ય ઈ. સ. પૂ. ૨૫૦ પહેલાં હિંદમાં જામેલું હતું. છેલ્લા પચાસ વરસમાં મૌર્ય રાજ્યસંબંધી જે શોધ થઈ છે તેમાં મિ. ઘોષની શોધ ઘણા મહત્વની છે. હિંદના ઈતિહાસમાં મૌર્ય સમયની લુપ્ત થએલી માહીતી મેળવવાને મહારાજા અશોકના શાહી શિલાલેખ ઘણાજ ઉપયોગી, થઈ પડયા છે. તેને લીધે પ્રાચીન ભારતની સંસ્કૃતિ અને ખાસ કરીને તે મહાન સમ્રાટના પ્રભાવ, રાજ્યવહીવટ, નીતિનો ઉપદેશ, ધર્મપરત્વેની ઉદારવૃત્તિ અને લોકકલ્યાણીની પ્રવૃત્તિ ઉપર અવનવું પ્રકાશ પડે છે. અશોકના તેરમા શિલાલેખમાં તેના સમકાલીન ઈજિપ્તનો ટૉલેમી, સિરિયાનો બીજો એન્ટીઓકસ અને કોરિંથના એલેકઝાંડર જેવા ગ્રીક રાજાના ઉલ્લેખ છે. તેમના બીજા શિલાલેખ ઉપરથી દુઃખી મનુષ્ય અને પ્રાણી માટેની તેમની લાગણી

અને દીલસોઇ સ્પષ્ટ જણાઇ આવે છે, કારણકે તેમને માટે તેમના વિશાળ સામ્રાજ્યમા ઇસ્પીતાલની વ્યવસ્થા તથા દવાદારૂની ગોઠવણ કરી હતી એટલુંજ નહિ પણ દક્ષિણના મિત્રરાજ્યો તેમજ એશિયાનાગ્રીક મુલકમાં પણ તેવી વ્યવસ્થા કરવામાં આવી હતી. બેહિસ્તાનના દરાયસના શિલાલેખમાં જે પ્રમાણે પરાક્રમનો ગર્વસહિત ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે પ્રમાણે મહારાજ અશોકના શિલાલેખ નથી, પણ ઐતિહાસિકદષ્ટિએ તે ઘણાજ અગત્યના છે. આ નવા શોધીકાઢવામા આવેલા શિલાલેખનો અભ્યાસ વિદ્વાનોએ શરૂ કરી દીધો છે અને તેમની શોધખોળનુ પરિણામ થોડા વખતમા બહાર પડશે.

---

## બાળક અને સર્જન

જેવા રીતે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ શોધ મહત્વની ગણાઈ છે તેવી રીતે કેળવણીની સર્વ પ્રવૃત્તિઓનુ ધ્યેય બાળક છે એ વિચારે શિક્ષણના પ્રદેશમા મહાન પરિવર્તન કર્યું છે. જ્યાસુધી શિક્ષક, અભ્યાસક્રમ, શિક્ષણસાહિત્ય, શાળાનુ મકાન એવા સહાયકારક અંગ ઉપર ખાસ લક્ષ આપવામા આવતું હતું ત્યાસુધી બાળકેળવણીમા સુધારો જોવામા આવતો નહોતો, પણ જ્યારથી કેળવણીનો વિષય બાળક છે એ વિચાર પ્રચલિત થયો ત્યારથી તેની કેળવણી વૈજ્ઞાનિક અને ઉત્તકૃષ્ટ રીતે આપવાને માટે અનેક અખતરા અને શોધ કરવામા આવ્યા છે. આવી પ્રવૃત્તિના ફળરૂપે હાલમાં શિશુશિક્ષણની પદ્ધતિ સફળ થતી જાય છે

જગતની આગળ વધતી પ્રજામા બાળક એ દેશની યા જનતાની ઉત્તમ પ્રકારની સંપત્તિ છે એ ભાવના દૃઢ થતી જાય છે અને તેને લીધે શિશુશિક્ષણ શાસ્ત્રીય રીતે આપવાને ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા છે. હાલની કેળવણીનો પ્રધાન સૂર વ્યક્તિગત શિક્ષણ છે; કારણકે કુદરતમાં એકજ જાતિમાં અનેક પ્રકારની ભિન્ન ભિન્ન વ્યક્તિઓ માલમ પડે છે. કોઈપણ બે વ્યક્તિમાં સંપૂર્ણ સમાનતા જોવામા આવતી નથી. આવી રીતે કુદરતને તેના વિકાસ માટે વિવિધતા વધારે પ્રિય છે, પણ વ્યક્તિમાં જે કોઇકિ વિશેષતા કે તેની ખાસીયત હોય તેની યોગ્ય ખીલવટ કરવામાં ન આવે તો કુદરતનો વાસ્તવિક હેતુ ફળીભૂત થતો નથી. પળે પળે કુદરત ભિન્નતા-વિવિધતા ઉત્પન્ન કરી સમૃદ્ધ થાય છે, તેથી કેળવણીમા દરેક વ્યક્તિની ખાસીયતના વિકાસ માટે પ્રયત્ન કરવામાં આવે નહિ તો તેમાં કેવળ એકરૂપતા જોવામાં આવે અને તેથી વ્યક્તિગત વિકાસને અભાવે તેને આત્મસ્વરૂપનો જે અનુભવ થવો જોઈએ તે થઈ શકે નહિ. વળી કુદરતમાં દરેક પળે કંઇક નવીનતા જોવામા આવે છે. તેને સ્થિરતા કે જડતા પસંદ

નથી. સર્જન એ તેનો ખાસ ધર્મ હોય એવો આપણને અનુભવ થાય છે. જો આ પ્રમાણે કુદરતનું લક્ષણ સર્જનાત્મક પ્રવૃત્તિનું એટલે ફેરફાર કરવાનું છે તો શા માટે કેળવણીનું સ્વરૂપ તે પ્રમાણે ઘડાવું જોઈએ નહિ ? સર્વ કળાનો આધાર કુદરતના જ્ઞાન ઉપર હોય છે તો શિક્ષણની કળા પણ તેના નિયમાનુસાર ઘડાવી જોઈએ એ સ્પષ્ટ છે, તેથી વ્યક્તિગત વિકાસ એ હાલની કેળવણીનો ખાસ ઉપયોગી આગળ પડતો વિચાર છે. જેવી રીતે કુદરતમાં ભિન્નતાની સાથે એકતા આપણા જોવામાં આવે છે તેવીજ રીતે શિક્ષણમાં પણ બાળકનો તેના સત્ત્વાનુરૂપ વિકાસ કરવાની યોજના હોવી જોઈએ. જો તેમ થાય નહિ તો કુદરતની વ્યક્તિમાં જે આંતર પ્રેરણા કે ઇચ્છાને અનુસરી પ્રગતિ કરવાનું વલણ જોવામાં આવે છે તે દબાઈ જશે અને તેના વ્યક્તિત્વના યથાર્થ વિકાસને અભાવે તેને યોગ્ય સુખ મળશે નહિ તેમજ તેની શક્તિનો લાભ તે જનસમાજને પણ આપી શકશે નહિ. આ કારણને લીધે વ્યક્તિત્વના વિકાસ માટે તેની સ્વતઃસ્ફુર્તિનું પ્રાગટ્ય કરવા અર્થે માટે તેને સ્વતંત્રતા આપવી એ હાલની કેળવણીનો મહામંત્ર છે. જ્યાંસુધી બાહ્ય દબાણ કે સત્તાનું સામ્રાજ્ય હોય ત્યાંસુધી બાળક તેની સ્વતઃસ્ફુર્તિને યોગ્ય અવકાશ આપી શકતું નથી. જેમ જેમ તેને માથે જવાબદારી મૂકવામાં આવે છે તેમ તેમ તેની આત્મશ્રદ્ધા અને ઉત્પાદક શક્તિ વધતી જાય છે. આવી રીતે વ્યક્તિત્વના વિકાસ માટે સ્વતંત્રતા યા જવાબદારી એજ ખરૂં સાધન છે, અને જ્યાંસુધી આ ભાવનાને અનુસરી કેળવણીનું કામ કરવામાં આવે નહિ ત્યાંસુધી તેનાં શુભ ફળ પ્રત્યક્ષ જોઈ શકાય એમ નથી.

બાળકના વિકાસ માટે સ્વતંત્રતા–સ્વતઃસ્ફુર્તિ ખાસ જરૂરની છે એમ આપણે સ્વીકારીશું તો તેની શિક્ષણની યોજના અને સાધનમાં મોટો ફેરફાર કરવો પડશે. બાળક એ એક નકલી પ્રાણી છે એ વિચાર ભૂલભરેલો છે. કેવળ નકલ કરવી એ મનુષ્યનો સ્વભાવ નથી. તે તો સંજોગો અનુસાર ફેરફાર કરી પોતાનું વર્તન ઘડે છે. યંત્રવત્ કામ કરવું એ કનિષ્ઠ બુદ્ધિનું કર્તવ્ય છે; કારણ કે યંત્રમાંજ બધી વસ્તુ સરખી તૈયાર થાય છે, પણ પ્રાણી–મનુષ્ય–એ તો બાહ્ય પરિસ્થિતિમાં થતા ફેરફારને અનુકૂળ તેનું જીવન નિયમિત કરે છે, એટલે તેનામાં સર્જનાત્મક ફેરફાર કરવાની શક્તિ છે. જો વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોય તો શા માટે બધાં બાળકને એક સરખું શિક્ષણ આપવું જોઈએ ? શા માટે શિક્ષકની સત્તા અથવા દાબને અનુસરી તેની પ્રવૃત્તિ નિયમિત થવી જોઈએ ? તેણે શા માટે શિક્ષકના કામની નકલ કરવી જોઈએ ? ટુંકામાં, શા માટે તેણે સ્વતઃસ્ફુર્તિને અનુસરી તેનો વ્યક્તિગત વિકાસ કરવો જોઇએ નહિ ? જ્યાંસુધી આપણી શાળામાં બાળકને સ્વતંત્રતાનો અવકાશ મળતો નથી ત્યાંસુધી તેની આંતર ઉર્મિના વિકાસ

માટે યોજના થઈ શકતી નથી જ્યાંસુધી તેના સ્વતંત્ર ખીલવટ માટે તેને ઉત્તેજન આપવામાં આવે નહિ ત્યાંસુધી બાળકનો વ્યક્તિગત વિકાસ થવો અસંભવિત છે અને તેની સાથે દેશની બુદ્ધિરૂપી સંપત્તિમાં વૃદ્ધિ થાય એ પણ અશક્ય છે. આની અનિષ્ટ વસ્તુસ્થિતિ અટકાવવાને માટે અને ઉપર જણાવ્યા મુજબ શિશુશિક્ષણ આપવાને શિક્ષકને સ્વતંત્રતા આપવી જોઈએ. તેની સાથે બાળકની પ્રવૃત્તિ પણ સ્વતંત્ર હોવી જોઈએ. જ્યાં વ્યક્તિગત શિક્ષણ હોય ત્યાં તો સ્વતંત્રતાની ખાસ જરૂર છે એ નિ:સંશય છે, પણ જ્યાં સમૂહશિક્ષણ છે ત્યાં પણ શિક્ષક બાળકને કેટલીક રીતે સ્વતંત્ર કામ કરવાનું કહી શકે એમ છે. શબ્દના અર્થ કદીપણ ફેરફાર વગર બોલાવવા અને શિક્ષકે ધારેલોજ જવાબ વિદ્યાર્થી આપે એ કેવળ અનિષ્ટ છે. વળી પાઠની મનલખ ચોપડીમાંના શબ્દોમાંજ હોવી જોઈએ, એ હલકા પ્રકારની બુદ્ધિ સૂચવે છે. બાળકોને તેની ઇચ્છા મુજબ કાગળ, માટી વગેરેના આકાર યોજવાની છૂટ આપવી ચિત્રકામમાં તેની આંતર ઇચ્છાને અવકાશ આપી શકાય એમ છે. વાર્તા પણ બાળક તેને મનગમતી રીતે ફેરફાર કરી બોલી શકે છે. ચોપડીમાં આપેલા હિસાબ ઉપરથી નવા યોજી કાઢવા બાળકને ઉત્તેજન આપવું જોઈએ શબ્દાર્થ, સમજુતી, વ્યાકરણ વગેરે વિષયોમાં શિક્ષકે પોતે શીખવેલા દાખલા લેવાને બદલે જુદા જુદા વાક્યો તેમની પાસે માગવા જોઈએ. સમૂહશિક્ષણમાં કેટલેક દરજ્જે સર્જનશક્તિને અવકાશ આપી શકાય એમ છે આ બાબત લેખન કામને પણ લાગુ પડે છે. આવી રીતે બાળકની સર્જનશક્તિને ઉત્તેજન આપવાથી તેની વ્યક્તિનો સારો વિકાસ થાય છે તેને તેની શક્તિ ઉપર વિશ્વાસ બેસે છે. તે આત્મસંયમી થાય છે બીજાનામાં કંઈક વિશેષતા જોઈને તે ખુશ થાય છે અને જાતે પ્રયત્ન કરી તેને તે કામ કરવાનું મન થાય છે

શિશુશિક્ષણમાં વ્યક્તિગત વિકાસ માટેની કિન્ડરગાર્ટન તથા મોન્ટેસોરિ પદ્ધતિમાં સર્જનાત્મક શક્તિની ખીલવટ માટે સારી યોજના જોવામાં આવે છે જેમ કુદરતની દરેક વ્યક્તિમાં આંતર આવેશના આવિર્ભાવ માટે આપણે પ્રયત્ન થતો જોઈએ છીએ તેમ શિશુશાળામાં પણ દરેક વ્યક્તિ તેની સ્વતંત્રવૃત્તિ અનુસાર કામ કરી શકે એવી સાધનની યોજના કરવામાં આવી હોય છે. એકેક બાળક પોતે કામ કરે છે અને તેમાં થતી ભૂલ તે જાતે સુધારી શકે છે. જ્યારે તે તેનું કામ સ્વેચ્છાએ રીતે કરી શકતો હશે ત્યારે તેને કેટલો બધો આનંદ થતો હશે તે આપણાથી કલ્પી શકાય એમ નથી ઘણી વખત તો બાળક એકને એક કામ વારંવાર કરે છે કારણ કે તે આંતર

ઊર્મીના વેગને અનુસરી કામ કરવા પ્રેરાય છે. સ્વતઃવૃત્તિનો વિકાસ એ મોન્ટેસોરી શિક્ષણનું ખાસ તત્ત્વ છે અને તેને માટે અનુકૂળ સાધનની વ્યવસ્થા એ તેની બીજી ખૂબી છે. ત્રીજી બાબત ધ્યાનમાં રાખવા જેવી એ છે કે કોઈપણ બાળક સાત કે આઠ વર્ષનું થાય ત્યાસુધી તે લેખન, વાચન કે સંખ્યાનું રીતસરનું શિક્ષણ લેવા તૈયાર હોતું નથી, કારણકે તે વખતે તેના મગજનો જોઈએ તેવો વિકાસ થએલો હોતો નથી, તેમજ તેની ઇંદ્રિયો પણ બાહ્ય જગતના પદાર્થના ગુણ ગ્રહણ કરવાને લાયક હોતી નથી શરીરનાં જુદા જુદા અવયવ અને ઇન્દ્રિયો એક સાથે કામ કરે તેવી મગજની શક્તિના અભાવે લેખન તથા વાચનનું જ્ઞાન સાત વરસની અંદરની ઉમરના બાળકને આપવું ઘણું નુકસાનકર્તા છે. એક તો તેના શરીરનો બાંધો બરાબર ખીલવો જોઈએ અને તેની સાથે તેની ક્રિયાત્મક શક્તિ વધવી જોઈએ. જો આ બંને બાબતનો અભાવ હોય તો શિક્ષણની ઘણી અસર નકામી થઈ પડે છે. આ કારણને લીધે સાત વરસ સુધીના રમતગમત, ચિત્રકામ, આકાર બનાવવા, વાર્તા, સંગીત, સૃષ્ટિજ્ઞાન, પદાર્થપાઠ, પર્યટન, વાતચીત વગેરે વિષયો શીખવી તેને ક્રિયાત્મક કેળવણી આપવાની ખાસ જરૂર છે તેને માટે મોન્ટેસોરિ જેવી શિશુશાળા ઘણી અગત્યની છે એ ઉપરના માનસ વિકાસના નિયમને અનુસરી જણાઈ આવશે. શાળામાં સાધારણ રીતે બાળકો શિક્ષકના કહેવા પ્રમાણે કે જોઈ જોઈને ઘણું કામ કરે છે. એટલે તેનામા નકલ કરવાની ટેવ પડે છે પણ જો તેને પોતાનો ઉર્મીના આવિર્ભાવ માટે એટલે સર્જન માટે અવકાશ આપવામાં આવે તો તે સારૂં કામ કરવા પ્રેરાશે અને તેનામાં જે આત્મશ્રદ્ધા ખીલશે તેને લીધે તેના વ્યક્તિત્વનો પણ યોગ્ય વિકાસ થશે. જે બાળકનામાં સર્જનાત્મક શક્તિ નથી તે અણધાર્યા સંજોગોમાં ગભરાઈ જાય છે, અને આવી પડેલી મુશ્કેલીમાંથી તે માર્ગ શોધી શકતો નથી. તેનામા નકલ કરવાની ટેવ પ્રબળ હોવાથી તે જાતે વિચાર કરતો નથી. તેનામાં વિવેકશક્તિનો અભાવ હોય છે તેમજ તેની કલ્પનાશક્તિ ખીલેલી નહિ હોવાથી બીનઅનુભવેલા સંજોગોમાં શું કરવું તેનો ખ્યાલ તેના મગજમાં આવતો નથી. બાળક તેની કલ્પનાવડેજ નવાં ચિત્રો ઉપજાવી કાઢે છે અને તેને કૃતિમાં મૂકી શકે છે. ટુંકામાં જેમ બને તેમ આપણે આપણાં બાળકોને તેની સર્જનશક્તિ ખીલે તેવી કેળવણી આપવી જોઈએ, કારણ કે તેમાંજ વ્યક્તિગત તેમજ સામાજિક શ્રેય રહેલું છે

---

# લેખન કેમ સુધરે

૧. બાળકોએ સ્લેટ અગર પાટીઆ પર છુટે હાથે, મોટા અક્ષરે ડાઘાડુઘી વગર લખવું.

૨. અક્ષર મરોડદાર, સંપૂર્ણ અને સ્પષ્ટ હોવા જોઈએ.

૩. લખતી વખતે શિક્ષકના હાથનું ફરવું, અને તેના શરીરની સ્થિતિ, વિદ્યાર્થીઓ અનુકરણ કરે તેવાં હોવા જોઈએ.

૪. બાળકો લખવાનું શીખતા હોય ત્યારે તેમના હાથની હીલચાલ સરળ હોવી જોઈએ, એટલે કે હાથ ઉપર કોઈપણ જગાએ વધારે પડતુ દબાણ હોવું ન જોઈએ. અક્ષર મોટા હોવા જોઈએ તેમજ તેમની વચ્ચે પુરતા અંતરની ખાસ જરૂર છે.

૫. લખતી વખતે બાળકો પોતાના શરીરની સ્થિતિ બરાબર રાખી શકે અને સંકોચ વિના હાથ સરળતાથી ફેરવી શકે એવી તેમને ટેવ પાડવી જોઈએ. એથી તેમને સારા અને મરોડદાર અક્ષર કાઢવાનો મહાવરો પડશે.

૬. વારંવાર હાથની હીલચાલ પ્રત્યે બાળકોનું લક્ષ દોરી, નાના અને ઘીચોઘીચ અક્ષર કેવળ આગળીના ચલનવલનથીજ લખવાની ટેવ તેમને પડવા દેવી નહિ.

૭. આ ટેવ બરાબર પડે તે માટે ઉપલા વર્ગના શિક્ષકોએ પણ હાથની હીલચાલ ઉપર તેટલાજ પ્રમાણમા લક્ષ આપવું જોઈએ.

૮. બાળકોનું જુદા જુદા વિષયનુ લખાણ સ્વચ્છ રાખવા તેમને ઉત્તેજન આપવું જોઈએ. સુઘડ લખાણ માટે તેમના આગળ સારો આદર્શ રજુ કરવો જોઈએ.

૯. નીચલા ધોરણથી છેક ઉપલા ધોરણ સુધીમાં બાળકોનું લખાણ ઉત્તરોઉત્તર સુધરતુ જાય એટલા માટે દરેક ધોરણના શિક્ષક સમક્ષ લખાણ સંબંધી એક સામાન્ય ઉદ્દેશ રહેવો જરૂરી છે અને એ ઉદ્દેશ હોય તોજ આખી શાળાનું લખાણ સુધરી શકે; નહિતો નીચલા ધોરણના શિક્ષકનો યત્ન અને બાળકનો પ્રયાસ ઉપલા ધોરણના શિક્ષકની બેદરકારીને લીધે નિષ્ફળ જાય છે અને બાળકનું લખાણ અસ્વચ્છ અને મરોડ વગરનું થઈ જાય છે.

( ૨ )

બાળકોના લેખનમાં જે ખામીઓ જોવામાં આવે છે તેના કારણો નીચે પ્રમાણે આપી શકાયઃ—

(૧) લેખન વખતે બાળકો કલમ યોગ્ય રીતે પકડી શકતાં નથી. લેખન કરતી વખતે કિત્તાના-ત્રાંસ ઉપર બાળકોનું લક્ષ ખેંચનું જોઈએ, કારણકે જો કિત્તાનો ત્રાંસ સરખો ન રાખી શકાય તો અક્ષરની જાડાઈ તથા પાતળાપણું જ્યાં આવવાં જોઈએ ત્યાં આવી શકતા નથી; માટે પહેલેથી શિક્ષકે કિત્તાને પકડવાની રીત ઉપર સંપૂર્ણ લક્ષ રાખનું જોઈએ, અને જ્યાસુધી તેને તે બાબત સંબંધી સંતોષ ન થાય ત્યાંસુધી બાળકને લખાણકામ આગળ કરવા દેવુ નહિ, અને એટલા માટેજ લખાણ કામ થતું હોય તે વખતે શિક્ષકે વર્ગમા ફરી દરેક વિદ્યાર્થીની આ ખાસીયતની બારીક નિરીક્ષા કરવી. જો આ બાબત પરત્વે શાળામાં નીચલાં ધોરણથી ને છેક ઉપલા ધોરણ સુધીમા એક સરખો આગ્રહ રાખવામાં ન આવે તો પછીથી બાળકની એ ખામી સુધારવાને માટે ઘણો વખત જશે.

(૨) જો બાળકો બહુ લખાણકામ કરે તો તેમનું લેખન સુધરે એ વિચાર ભુલભરેલો છે. મહાવરો અને હાથની યોગ્ય તાલીમ એ અક્ષરલેખનની સુધારણા માટે જરૂરી બાબતો છે. હાથનું હરવું ફરવું કાંઈ એકદમ આદર્શરૂપ થતું નથી. લેખનમાં આખા હાથના સ્નાયુઓને અમુક રીતે વાળવાની અને તે પણ સરળતાથી વાળવાની જરૂર છે એટલે કે એ સ્નાયુઓને અમુક પ્રકારે કેળવવા પડે છે એને તેથી તેમાં યોગ્ય વખતની જરૂર રહે છે. ઉતાવળે આ સ્નાયુઓની કેળવણી સિદ્ધ થતી નથી. જેમ અંગકસરતમાં મહાવરો. યોગ્ય વખત અને બરાબર તાલીમની જરૂર પડે છે તેમ આવી જાતની સ્નાયુઓની કેળવણી માટે પણ તેના તેજ અંગોની આવશ્યકતા છે. આ બાબત શિક્ષકે ભુલી જવાની નથી. લેખન સુધરે તેમાં નિયમિતતાની જરૂર છે. દરરોજ અમુક રીતનું યથાયોગ્ય લેખન કરાવવામાં આવે તો નિયમિત લેખન થવાથી મહાવરો પડે છે, લેખનમાં કાળજી રાખવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે અને યોગ્ય અવસરે જે વિકાસ થવો જોઈએ તે પણ થાય છે.

(૩) લખવામાં ઉતાવળ કરવી એ લેખન બગાડવા બરાબર છે. ઉતાવળું લેખન કરવાથી અથવા કરાવવાથી બાળક દરેક અક્ષર ઉપર મરોડ, ઘાટ, કદ વગેરે બાબતો ઉપર બીલકુલ ધ્યાન આપી શકતું નથી; પરિણામ એ આવે છે કે તે ગમે તેવી રીતે ગરબડીઆ અક્ષર લખી નાખે છે અને તેને અક્ષર તથા શબ્દો વચ્ચે અંતરનો પણ ખ્યાલ રહેતો નથી. વળી વધારે ખરાબ પરિણામ તો એ આવે છે કે કાનો, માત્ર, અજ્જુ, વરડુ, અનુસ્વાર વગેરેનો મરોડ હદબહાર વધારે પડતો અથવા તો નહિ જેવો થઈ જાય છે. આથી

લેખનમાં જે સુઘડતા અને વ્યવસ્થા જોઈએ તે આવી શકતાં નથી. શાળામા વેપારી લખાણના જેવું લખાણ થાય એટલે કે મર્યાદા વિનાનું અથવા ઓટીઉં લખાણ થાય તે ઇષ્ટ નથી.

(૪) બાળકો ઉપર યોગ્ય અંકુશ હોય અને સૂચના પણ વખતસર તેમજ નિયમસર મળતી જતી હોય, તેમજ દોષો પરત્વે બાળકોનું લક્ષ શિક્ષકના પોતાના આદર્શ લેખનથી ધ્યાન ખેંચાતું હોય, તો બાળકોનું લખાણ જરૂર સુધરે એ નિઃસંશય વાત છે. સામાન્ય રીતે લેખનકામ એટલે ફુરસદનો વખત એવી માન્યતા જો શિક્ષકના મગજમાં ઘર ઘાલી બેસે તો લખાણ સુધરી શકે નહિ. આગળ જણાવી ગયા છીએ તે પ્રમાણે શિક્ષકને આ કામમા વ્યક્તિગત ધ્યાન આપવાની ઘણી જરૂર છે. જો એમ ન થાય તો મોંઢાની કે કા. પા. ની ગમે તેટલી સૂચનાઓ હશે તોપણ તેમા સુધારો થશે નહિ.

(૫) અક્ષરના ખંડમાં પણ નાના મોટા ખંડ હોય છે અને તેથી એ ખંડો ઉપર બાળકનું લક્ષ ખેંચવું જોઈએ. એ નાના મોટા ખંડો, સામાન્ય રીતે જે પ્રમાણમાં હોય છે તે પ્રમાણ ઉપર લક્ષ ખેંચી તે પ્રમાણે અક્ષરો કાઢતા શીખવવું જોઈએ ગુજરાતી લેખનમાં ખંડોનું પરસ્પર પ્રમાણ જો બરાબર મચવાય તોજ અક્ષર ઘાટીલા અને સુંદર મરોડવાળા થાય છે.

(૬) નાના છોકરા પાસે લખાવવા પહેલા તેમનાં આંગળાં કેળવવાની ખાસ જરૂર છે એટલે તેમને પેન કે ચાક બરાબર ઝાલતાં આવડવો જોઈએ અને તેથી અમુક આકારની આકૃતિઓના ખોખાં પહેલાં તેમની પાસે ભરાવવા. આકૃતિની હદ બહાર લીટીઓ જાય નહિ એ પ્રમાણે કામ કરાવવું. આવી રીતે હાથના સ્નાયુઓ ઉપર કાબુ મેળવ્યા પછી રીતસરનું લેખન શરૂ કરવું જોઈએ, તેમજ તેમની પાસે આંગળીઓ વતી હવામા કે રેતીમા અમુક મોટા આકાર કઢાવવા જોઈએ. નાના બાળકના હાથના સ્નાયુઓ કોમળ હોય છે તેથી જો તેને આરંભમાં તસ્દી પડે છે તો તેને નુકસાન થાય છે, માટે શિક્ષકે તેમજ બાળકે મોટા પ્રમાણમા લખાણ કામ કરવુ. પેન જાડી હોય તો તે વધારે ઇચ્છવા જોગ છે.

(૭) શરૂઆતમાં બાળકો લખતા શીખે છે ત્યારે અક્ષર નાના મોટા કાઢે છે. આનું કારણ એ છે કે તેઓનું નિરીક્ષણ પાકું થયુ નથી અને હાથના સ્નાયુઓ પણ તેટલા કેળવાયા નથી. એથી શરૂઆતમાં બે લીટી

વચ્ચે અક્ષર કાઢતાં શીખવવું. તેમાં મધ્યની જગામાં અક્ષરના કયા ભાગો આવે છે તેમજ લીટી ઉપર અને નીચે કયા અક્ષરોના કયા કયા ભાગો આવે છે તે પ્રત્યે તેમનું લક્ષ દોરવું જોઈએ. આપણે બાળકોને બે લીટીઓ વચ્ચે લખતાં ઘણી વખત જોયાં છે. આપણે જોઈએ છીએ કે અમુક મહાવરો થયા પછી પણ બંને લીટીને અડકાડીને બધાં બાળકો લખતાં નથી. આમાં શિક્ષકે તેમનું ધ્યાન ખેંચવાની જરૂર છે, અને બાળકો લીટીઓને અડકાડીને અક્ષરો લખે તે માટે આગ્રહ રાખવો જોઈએ.

(૮) ઉપલી બાબત સાથે બીજી વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છેઃ દરેક શિક્ષકને અનુભવ હોય છે કે શરૂઆતમાં બાળકો અક્ષર લખે છે તે નાના મોટા હોય છે. એનુ કારણ પણ લખવાનો તેમને મહાવરો થયો નથી એ છે. એ મહાવરો હાથના હલનચલનને અંકુશમાં રાખવા પુરતો છે. માટે શરૂઆતમાં ઉપર જણાવ્યા મુજબ લીટીઓની વચ્ચે લખવાનો મહાવરો કરાવવો અને પછી તેમને જ્યારે પુરતો અનુભવ થઈ જાય અને શિક્ષકને યોગ્ય લાગે ત્યારે છુટું (લીટીઓની વચ્ચે નહિ) એવું લખાણ કરવાની તેમને ટેવ પાડવી જોઈએ.

(૯) શબ્દના દરેક અક્ષર વચ્ચે અમુક અંતર હોય તોજ લેખન સુઘડ જણાય છે. જેમ વાક્યમાં શબ્દો–પદો વચ્ચે યોગ્ય અંતરની જરૂર છે તેમ શબ્દલેખનમાં દરેક અક્ષર વચ્ચે પણ યોગ્ય અંતરની જરૂર છે. શિક્ષકે કા. પા. ઉપર પોતાનું લખાણ કરી અંતરનો ખ્યાલ બાળકોને આપવો જોઈએ. અંતર વધારે પડતું હોય તો શબ્દના રૂપમાં બેડોળપણું આવે છે. અક્ષરની લંબાઈ પહોળાઈ ઉપર અક્ષર વચ્ચેના અંતરનો આધાર છે. જેમ અક્ષર મોટા તેમ અંતર વધારે જેમ અક્ષર નાના તેમ તેમની વચ્ચેનું અંતર ઓછું. આ બાબત મોંઢેથી બાળકોને કહી સમજાવી શકાય એમ નથી. એમાં પ્રત્યક્ષ અવલોકનની જરૂર છે. માટે શિક્ષકે પોતાના લેખનનો નમુનો વારંવાર આપી અવલોકન કરાવી લેખનમાં એ બાબત આવશ્યક છે તે બાળકોના ધ્યાન ઉપર લાવવું. શબ્દલેખનની જુદી જુદી રીતોને સરખાવી શબ્દના સ્વરૂપનું ઘાટીલાપણું સ્પષ્ટ કરવું અને એ પ્રમાણે બાળકો સુંદર ઘાટે અક્ષર લખે અને અંતરનો પણ ખ્યાલ રાખે તે શિક્ષકે જોવું.

(૧૦) બાળકો જ્યારે લીટીઓની મદદ વિના લખતાં શીખે છે ત્યારે શરૂઆતમાં તેમનું લખાણ વાંકું એટલે કે સમાન્તર લીટીમાં થતું નથી. આ દોષ કાળજી રાખવાથી અને મહાવરાથી દૂર થઈ જાય છે.

(૧૧) ઘણીએ વખત એવું જોવાગાં આવે છે કે બાળકો પાસે કલમ કે પેન હોય છે તે કોઈ કોઈ વખત તો એટલી બધી નાની હોય છે કે તે બાગ્યેજ આંગળીઓના ટેરવાં વચ્ચે રહી શકે. આંગળીઓનાં ટેરવાંનું દબાણ કલમ ઉપર એક સરખું આવવું જોઈએ અને તે દબાણ સ્વાભાવિક રીતે જેટલું હોવું જોઈએ તેટલુંજ રહેવું જોઈએ બહુ નાની કલમ બાળક પાસે રહેવા દેવાથી કલમ કઢંગી રીતે બાળકો પકડતાં શીખે છે. હાથનું વજન અને ટેરવાંઓનું દબાણ અયોગ્ય થઈ જાય છે એટલે પરિણામે અક્ષર બેડોળ, વાકાચુંકા અને કોઈપણ જાતના નિયમ વિનાના થઈ જાય છે. બીજું શારીરિક નુકસાન પણ બાળકોને થાય છે. બાળકોને આ જાતની આદત ન પડે તે જોવું જોઈએ નહિતો બાળકને ઘણું નુકસાન થાય છે.

(૧૨) બીજી એક બાબત પણ અગત્યની છે, અને તે બાળકની લખતી વખતે શરીર સબંધી સ્થિતિ પરત્વેની છે. શરૂઆતથી ટટાર બેસી બાળકો લખતાં શીખે તો પછીથી મુશ્કેલી અથવા નુકસાન વેઠવું પડતું નથી. શરીરની સ્થિતિ ઉપર શિક્ષકે પુરતું લક્ષ આપવું એ શિક્ષકને માટે નૈતિક બંધન છે. વળી લખતાં લખતાં પણ બાળકો વાંકા વળી જાય છે, ડોકું નીચું નાખી દે છે અને આંખ અને પાટી તથા નોટબુક વચ્ચે અંતર ઘટી જાય છે. શારીરશાસ્ત્રની દષ્ટિએ આ કેટલું નુકસાનકારક છે તે માલમ પડી આવે તેમ છે. ફેફસાંઓ દબાઈ જવાથી હવા પુરતી લઈ શકાતી નથી, એટલે શ્વાસોચ્છ્વાસની ક્રિયા બરાબર ચાલતી નથી. તેમજ જઠરના સ્નાયુઓ દબાઈ જાય છે. આ બધાં શરીરને કેટલા નુકસાનકારક છે તે સ્પષ્ટ છે અને સાથે સાથે શિક્ષકની પણ શરીરની સ્થિતિ પ્રત્યે બેદરકારી રહે તો તે બાળકને કેટલીક નુકસાનકારક બાબત છે તે પણ સ્પષ્ટ છે. વિદ્યાર્થીને લખતી વખતે થોડી કરીને કામ કરવાની ટેવ પાડવી અથવા ભીંત કે ગેલેરીને અડેલી સીધા બેસી લેખન કામ કરાવવું જોઈએ.

હવે અહીં બીજો પ્રશ્ન ઉભો થાય છે તે એ છે કે શાળામાં બરોબર વખત બાળકો અક્કડ–ટટાર બેસી શકે નહિ, કારણ કે તેમાં શારીરિક શ્રમ પડે છે એ બાબત શિક્ષકે ધ્યાનમાં રાખવાની છે. તેમાં ટેવની જરૂર છે. એ ટેવ ધીમે ધીમે પડે છે, માટે શિક્ષકે શરૂઆતમાં બહુજ કાળજીથી, ખંતથી અને યોગ્ય દેખરેખથી બાળકને લખાણ કામ કરતી વખતે ટટાર બેસવાની ટેવ પાડવી. ટેવ પડયા પછી ટટાર બેસવામાં શ્રમ પડશે નહિ. લેખનમાં અથવા અંકલેખનમાં તો બાળકો ટટાર બેસે, આંખ અમુક અંતરે રહે તે બાબતો જોવાની છે. નબળી આંખવાળાં બાળકો શિક્ષકે

શોધી કાઢવાં જોઈએ અને તેને માટે યોગ્ય પગલા તાકીદે લેવાં જોઈએ.

(૧૩) કોપી–અંકલેખન થઈ રહ્યા પછી શિક્ષકે તે લખાણ બરાબર સુધારવું જોઈએ અને ફરીથી ભૂલો ન થાય તેને માટે કાળજી રાખવી જોઈએ.

સામાન્ય રીતે લેખનકામમાં જો પુરતી સંભાળ તેમજ કાળજી રાખવામાં આવે તો આખી શાળાનું લેખનકામ સુઘડ બને છે. લેખનમાં સુઘડતા એ એક જાતનું ચારિત્ર્ય છે. એ ચારિત્ર સુધારવું એ શિક્ષકનું કામ છે. ચારિત્રથી શાળાનો મોભો વધે છે.

## કેળવણીમાં રમતનું સ્થાન

"રમતા ભણે ને ભણતાં રમે, તેની બુદ્ધિ નિશ્ચય ટળે" એ સુત્ર એક સમયે શિક્ષકસમાજમા સર્વમાન્ય હતું. વિદ્યાર્થીઓમાં રમતવૃત્તિનું દર્શન થતાં જુના જમાનાના શિક્ષકો કકળી ઊઠતા. કદાચ ઉદ્યોગ વિષેનો તેમનો ખ્યાલ જુદો હોવાથી આમ બનતુ હશે. એ જમાનામાં બહારથી જોનારની દષ્ટિએ જે પ્રવૃત્તિમાં બાળકો રોકાએલાં રહેતાં તે પ્રવૃત્તિનીજ ઉદ્યોગમાં ગણતરી થતી અને આ રોકાણના અભાવનેજ રમત ગણવામાં આવતી. રમતમા પણ બાળકો તલ્લીન થઈ શકે છે અને તેટલે અંશે તે પ્રવૃત્તિ પણ ઉપયોગી ઉદ્યોગ છે એ સત્ય સ્વીકારાયું ન હતું. આથીજ જુના જમાનાના શિક્ષકો વર્ગમાં રમતદ્વારા કેળવણીનો વિરોધ કરતા. હાલમાં થોડો સમય થયાં રમતવૃત્તિની પાછળ રહેલું ખરૂં રહસ્ય સમજાતું જાય છે અને નિશાળોમાં રમત તરફનો વિરોધ ઓછો થતો જાય છે એ આનંદની વાત છે.

આમ હોવા છતા જુના જમાનાના કેળવણીકારો રમતની પાછળ રહેલી સ્વતંત્રતાની ભાવનાની અગત્ય સમજતા હતા એ નિર્વિવાદ છે. છેક ૧૮મા સૈકામાં રૂસોએ કેળવણીમા સ્વતંત્રતાનું તત્ત્વ દાખલ કર્યું હતું. ચાલી આવતી ઘરેડમાંથી બહાર નીકળી સ્વપ્રયાસ ને સ્વતંત્રતા પ્રેરી, કુદરત તરફ વળવાની પ્રેરણા કરનાર પણ તેજ હતો. એની પછી પેસ્ટેલોઝીએ એજ સ્વતંત્રતાના વિચારને, પોતાના, "વસ્તુદ્વારા કેળવણી"ના સિદ્ધાંતથી પુષ્ટિ આપી. જેટલે, અંશે બાળકોને પોતાના કામમા રસ પડે તેટલે અંશે કેળવણીમાં પ્રગતિ થાય એમ એ માનતો હતો, તેથી બાળકના વિકાસને માટે તેમની રમતવૃત્તિનો ઉપયોગ જુદી જુદી પ્રવૃત્તિમાં કરવામાં આવ્યો.

તે પદ્ધતિને કિન્ડરગાર્ટન પદ્ધતિ કહેવામાં આવે છે. ફ્રેબેલે એક ડગલું આગળ જઈ સ્વપ્રવૃત્તિદ્વારા કેળવણીનો સિદ્ધાંત સ્વીકાર્યો. આ પ્રવૃત્તિને પોષવા દરેક બાળક માટે એક મેદાનની જરૂર તેણે સ્વીકારી. સ્વપ્રવૃત્તિદ્વારાજ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને સ્વપ્રવૃત્તિ બાળકોમાં સ્વભાવજન્ય છે. આથી રમતો એ બાળકેળવણીનું અગત્યનું સાધન છે એમ એણે પ્રતિપાદન કર્યું. આ પ્રમાણે જાણીના કેળવણીકારોએ રમતોની અગત્ય સ્વીકારી છે અને ચાલુ જમાનાના કેળવણીકારો પણ કેળવણીમાં રમતવૃત્તિનો ઉપયોગ કરવાનું કહે છે.

માનસશાસ્ત્રે છેલ્લાં થોડાં વર્ષોમાં ઘણી પ્રગતિ કરી છે, તેથી વિદ્યાર્થીની બુદ્ધિ અને તેની પ્રેરણાના સંબંધનુ જ્ઞાન પણ ઘણું વધ્યું છે. બાળજીવન ઉપર રમતો શી અસર કરે છે એ પ્રશ્ન ઉપર પણ ઘણું અજવાળું પડયું છે. રમતમાં રોકાએલા બાળકને જો અવલોકીએ તો પ્રેરણાને લીધે ઉત્પન્ન થતી તેની કેટલીક જરૂરિઆતો આપણે સમજી શકીએ, અને જ્યારે આ સમજીએ ત્યારેજ તે પૂરી પાડી શકીએ. રમત એ જીવનની અગત્યની જરૂરિઆત છે અને તે મેળવવાની દરેક બાળકને તક મળવી જોઈએ. આથી જુના જમાનાના શિક્ષકોનો રમત પ્રતિનો વિરોધ વખોડી કહાડવા જેવો છે એ હવે સમજાશે.

બાળકોનું સ્વાભાવિક વલણ રમતો તરફ શા માટે છે તે સમજાવવા જુદા જુદા માનસશાસ્ત્રીઓ જુદા જુદા સિદ્ધાતો રજુ કરે છેઃ—

अ. કેટલાક કહે છે કે મનુષ્યજીવનનો સંપૂર્ણ વિકાસ સાધવાને જરૂર પુરતી શક્તિ ઉપરાંત બાળકોમાં અમુક ફાજલ શક્તિ છે. આ ફાજલ શક્તિને લીધે બાળકો રમતો કરે છે.

ब. બીજા એમ માને છે કે માનસિક અને શારીરિક શક્તિઓ જ્યારે થાકી જાય છે ત્યારે મનુષ્ય રમત તરફ વળે છે અને તેમ કરવામાં તેનો મુખ્ય હેતુ ખરચી નાખેલી શક્તિ પાછી મેળવવાનો હોય છે.

क. કેટલાક એમ પણ માને છે કે જે શકિતઓ બાળકોમાં સૂક્ષ્મરૂપે છે, તેમનોજ અભ્યાસદ્વારા ભવિષ્યને માટે વિકાસ સાધવા બાળકો રમે છે. નાનપણમાં જે જે પ્રાણીઓ જન્મદાતાના રક્ષણ સિવાય જીવનની મુસ્કેલીઓ વેઠવાને શકિતમાન નથી હોતા તે પ્રાણીઓ મોટપણે પોતાને જે જે શકિતઓની જરૂર પડવાની છે તે તે સાધતી રમતોજ રમે છે. આમ રમત એ જીવનની તૈયારીજ છે.

ड. વળી કોઈ એમ પણ માને છે કે ઉત્ક્રાંતિમાં મનુષ્ય જે જે

અવસ્થાઓમા થઈને પસાર થયું છે તે તે અવસ્થાઓ સૂચવતીજ રમતો બાળક રમે છે. રમત એ જીવનની તૈયારી છે, રમત શક્તિઓને કેળવે છે. મનુષ્યના વિકાસના પ્રમાણે તે જુદી જુદી હોય છે. આ સત્ય ઉપર ગણાવેલા બધા સિદ્ધાંતો કબુલ કરે છે.

રમતવૃત્તિનુ જો પૃથક્કરણ કરીએ તો તેમાથી ત્રણ તત્ત્વો માલમ પડે છે: (૧) પ્રવૃત્તિ કરવાનું વલણ, (૨) તેની તીવ્રતા, અને (૩) તેમાંથી ઉત્પન્ન થતો આનંદ. 'કૃતિ'–'ઉદ્યોગ'મા પણ આજ ત્રણ તત્ત્વોનો સમાવેશ થએલો જણાય છે. સ્વતઃવૃત્તિ માત્રની પાછળ આનંદ રહેલો છે. આ દૃષ્ટિએ જેમ રમતમાથી આનંદ મળે છે તેમ "ઉદ્યોગ"માંથી પણ આનંદ પ્રાપ્ત થાય છે. એથીજ 'ઉદ્યોગ' ને 'રમત'મા કાંઈ ફેર નથી, અથવા ઉદ્યોગ માત્ર એક પ્રકારની રમતજ છે. ફેર એટલોજ છે કે ઉદ્યોગમાં કામનો હેતુ સ્પષ્ટ આપણી સમક્ષ ખડો થએલો હોય છે ત્યારે રમતમા તેવો ઉદ્દેશ જોવામા આવતો નથી પણ પ્રવૃત્તિની ખાતર પ્રવૃત્તિ થાય છે.

જે કૃતિ મરજીમા આવે ત્યારે કરાય ને મરજીમા આવે ત્યારે ન કરાય તેનેજ સામાન્ય મનુષ્યો રમત માને છે. જે કૃતિ તેઓ આમ મરજી પ્રમાણે કરી દઈ શકતા નથી તથા જે બીજા તરફથી તેઓને માટે નિર્ણિત થએલી હોય છે તેનેજ તેઓ ઉદ્યોગ માને છે. સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરીશુ તો જણાશે કે જે ઉચ્ચ પ્રકારનો ઉદ્યોગ છે તે કદી બીજાનો આપેલો હોતો નથી, પણ પોતેજ માથે લીધેલો હોય છે, અને તેથીજ મનુષ્ય તે તરફ સ્વાભાવિક પ્રવૃત્તિ કરે છે. જે પ્રવૃત્તિમાં મનુષ્યને આનંદ મળે છે તેમાજ તે નિપુણતા મેળવી શકે છે. પ્રવૃત્તિમાં રસ ઉત્પન્ન કરવો એ આ આનંદ ઉત્પન્ન કરવાનો સહેલો અને સરળ રસ્તો છે. શોધક, ઉત્પાદક વગેરે પ્રેરણાઓની હેતુપૂર્વક પ્રવૃત્તિઓમાથીજ રમત ઉત્પન્ન થતી હોવાથી રમતોદ્વારા રસ ઉત્પન્ન કરી શકાય છે, અને તેથીજ રમતવૃત્તિમાથી ખરો અને ચાલુ આનંદ સાધી શકાય છે. રમતમાજ મનુષ્ય ઉપરના બંધનો શિથિલ થાય છે, અને રમતદ્વારાજ જીવનનો ભાર હલકો લાગે છે. 'રમત' અને 'ઉદ્યોગ'ને જુદાં પાડી નાખવામા આવે તો ઉદ્યોગમાથી રસ જતો રહેવાથી તે માત્ર બોજારૂપ મહેનત બની જાય, અને કેવળ રમત એ ફક્ત કાળક્ષેપનું સાધન બને જીવનમા આ બેમાથી એકે ઉપયોગી પ્રવૃત્તિ નથી. રસ વગરનું કામ વેઠરૂપ હોય છે. રસપૂર્ણ પ્રેરણાત્મક પ્રવૃત્તિ એજ રમતનું ખરૂ લક્ષણ છે.

બાળકોનાં વલણો, પ્રેરણાત્મક પ્રવૃત્તિઓ અને સ્વતંત્રતાને દાબી દીધા વગર રમતવૃત્તિનો કેળવણીના કામમાં આપણે કેવી રીતે ઉપયોગ કરી શકીએ તે હવે તપાસીએ. સાહિત્ય શીખવતી વખતે ઉચ્ચ સાહિત્યનું વાતાવરણ ઉભું કરી બાળકોની અનુકરણ શક્તિને ઉત્તેજન આપી શકાય. નાટ્યપ્રયોગદ્વારા વાર્તા, ભાષા અને કાવ્યો સારી રીતે શીખવી શકાય. મુખપાઠ ખાતર મુખપાઠ કરવો બાળકોને નીરસ લાગે છે પણ એજ કાવ્યોનો નાટ્ય પ્રયોગ કરવો છે એમ જાણતાં બાળકો ઘણાજ ઉત્સાહથી મુખપાઠ કરે છે.

દુકાન માડવાની ને બેંક કાઢવાની રમતોદ્વારા ગણિત જેવા વિષયની સારી શરૂઆત થઈ શકે છે. હસ્તઉદ્યોગનો શાળાના ઘણા વિષયોમાં ઉપયોગ કરાય. ચાવીવાળાં રમકડા તરફના બાળકોના પ્રેમનો ઉપયોગ કરી વિજ્ઞાનના સિદ્ધાંતો ઉપર તેમને લઈ જવાય. પર્યટનોથી ઇતિહાસ ને ભૂગોળમાં રમતોનું તત્ત્વ દાખલ કરી શકાય. રમતવૃત્તિદ્વારા રસોત્પત્તિ થાય. જે કામમાં બાળકોને રસ પડે તે કામ તેઓ ખંતથી કરે એ દેખીતું છે. બીજાએ સોંપેલું કામ તેઓ કરે છે એ ભાવના જતી રહે છે. તેમાં વળી ઉપર જણાવેલા નાટ્યપ્રયોગો, પર્યટનો વગેરે જો બાળકો જાતે ગોઠવે તો તેમને તેમાં એક જાતનું મમત્વ બંધાય છે. આમ કૃતિદ્વારા અને જીવનના ખરેખરા પ્રસંગોદ્વારા મળેલું જ્ઞાન એજ ખરી કેળવણી છે. શાળાના કેટલાક વિષયો શુષ્ક હોય છે, એટલે કે તેમા સ્વાભાવિક રસ હોતો નથી. બાળકોને પરિચિત બાબતો સાથે આવા વિષયોનો સંબંધ જોડી કુશળ શિક્ષક રસ ઉત્પન્ન કરી શકે છે. કોપી લખવામાં બાળકોને આનંદ ન પડે પણ જો બાળકો પાસે નિશાળના હસ્તલિખિત માસિકમાં લખાવ્યું હોય તો જરૂર તેઓ સુંદર અક્ષર કાઢવાનો પ્રયત્ન કરે. જ્યારે બાળકોને કાંઈ કૃતિ કરવાની હોય છે ત્યારે અમુક જાતની જોખમદારીનો ખ્યાલ તેમને આવે છે અને તેને લીધે તેઓ સારામા સારી કૃતિ કરવાના યત્નો કરે છે. દરેક વિષયમાં અને દરેક કાળે એકજ જાતની રમતદ્વારા કેળવણીનો યત્ન નીરસ અને નિષ્ફળ નીવડેજ એ દરેક શિક્ષકે યાદ રાખવા જેવી બાબત છે. શિક્ષકનો મુખ્ય આધાર રસ ઉપર છે. જેટલે અંશે શિક્ષક આ રસ ઉત્પન્ન કરી ચાલુ રાખી તેમાં વિવિધતા દાખલ કરી શકે તેટલે અંશેજ તેનું કામ સફળ થાય એ સ્પષ્ટ છે.

હવે જુના સમયના કેળવણીકારોએ રમતની પ્રેરણા ઉપર જે ઇમારતો ચણી છે તે તપાસીએ. ફ્રૉબલની કિન્ડરગાર્ટન પદ્ધતિ બાળકોના આજ વલણ ઉપર રચાઈ છે. વર્ગનાં બાળકોને કમલ બગીચાના છોડ જેવા

ગણુવા માગે છે માટે તે વર્ગને પણ 'બાળકોનો બગીચો' એવું સૂચક નામ આપે છે. આમાં રમતદ્વારા લખતાં વાંચતા ને હિસાબ ગણતાં શીખવવાનો યત્ન છે. શિક્ષક તો માત્ર એક તટસ્થ પણ મદદગાર નિરીક્ષક છે. મોંટેસોરી પદ્ધતિ સ્વતંત્ર પ્રવૃત્તિદ્વારા કેળવણીના સિદ્ધાંત ઉપર રચાઈ છે ને તે સાધવાના સાધન તરીકે રમતોને સ્વીકારે છે. બંને પદ્ધતિઓ સ્વતંત્રતા, પ્રવૃત્તિદ્વારા કેળવણી, અને આત્મપ્રાગટ્ય, આ ત્રણેને તે કેળવણીના પાયારૂપે સ્વીકારે છે. મોંટેસોરી પદ્ધતિ બાળકના ઉપરજ પોતાની કેળવણીનો બોજો નાખે છે અને સ્વવિકાસમાં આડે આવતા બાહ્ય અંતરાયોને જેમ બને તેમ ઓછા કરવા મથે છે. ડાલ્ટન યોજના પણ રમતવૃત્તિ ઉપર આધાર રાખતી મોટી ઉંમરના વિદ્યાર્થી માટેની યોજના છે. યોજના-પદ્ધતિ પણ એજ વૃત્તિ ઉપર આધાર રાખનાર એક વધુ પ્રયત્ન છે. બાળકના હિતની અનેક પ્રવૃત્તિઓમાં શિક્ષક તેને રસ લેતું કરી શકે છે. રસ ઉત્પન્ન કરવાના અસંબદ્ધ પ્રસંગો કરતાં આ સળંગ યોજના તે ઉત્પન્ન કરી જાળવી રાખવાનું એક સુંદર સાધન છે.

શબ્દજ્ઞાનને તિલાંજલિ આપવાનો આ યોજના એક સચોટ પ્રયત્ન છે. માત્ર કલ્પનાસૃષ્ટિના જીવનને બદલે બાળકો ખરેખરા જીવનપ્રસંગો સાથે રમે છે. શાળાના વિષયો એક બીજાથી નિરાળા છે એ ખોટી માન્યતા દૂર કરી નાખી આ પદ્ધતિ બધા વિષયોનો સુંદર સમન્વય સાધે છે. "પહેલી કૃતિ ને પછી સિદ્ધાંત" એ સૂત્ર ઉપર આ યોજના ગોઠવાઈ છે.

આજ ધોરણ ઉપર રચાએલી પદ્ધતિનો અખતરો બેલ્જિઅમમાં થઈ રહ્યો છે. આમા પણ યોજના બાળકો સમક્ષ રજુ કરવામાં આવે છે પણ તે બાળકોની સ્વરક્ષણ, સ્વપોષણ જેવી વૃત્તિઓ ઉપરથીજ ઘડવામાં આવે છે. બહારની દુનિયાને લગતી યોજના કરતા આ "ડેક્રોલી" યોજના બાળકની "જીવન મારફત કેળવણી" સારી રીતે સાધે છે.

ઉપર જણાવેલા સિદ્ધાંતો, સ્વતંત્રતા અને રમતવૃત્તિનો વિચાર કરતા શાળાની વ્યવસ્થાનો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી. પણ જડવત્ શાંતિ તેજ વ્યવસ્થા' એ ખ્યાલ આ જમાનાના શિક્ષકોમાંથી પણ જતો રહ્યો છે એ આનંદની વાત છે. બાહ્ય દબાણને બદલે સ્વવૃત્તિથી કામમાં બરાબર રોકાએલા રહેવાથી બાળકોમાં વ્યવસ્થા આપોઆપ આવે છે અને તે જળવાય છે.

અંગ્રેજી ઉપરથી.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ રણજીત ડાહ્યાભાઈ રેગમી

# ગામડાંમાં શારીરિક કેળવણી પ્રત્યે શિક્ષકની જવાબદારી

યુનાઇટેડ સ્ટેટ્સમાં પાછલાં આઠ વર્ષ દરમિઆન શારીરિક કેળવણી માટે નવીન સ્થિતિ ઉપસ્થિત થઈ છે. હમણા હમણાં તેત્રીસ સંસ્થાનોમાં ભવિષ્યના નાગરિકોની શારીરિક સ્થિતિનો વિચાર કરવામાં આવે છે; મતલબ કે પશ્ચિમના દેશોમા આ પ્રમાણે શારીરિક કેળવણીના પ્રશ્ન સંબંધી ઉકેલ થવા લાગ્યો છે, બલ્કે ઘણે અંશે તે અમલમાં મુકાયો છે.

મહાન યુદ્ધની સમાપ્તિ સાથેજ કેળવણીખાતા તરફથી શાળામા ભણતા વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ તપાસવાના પ્રયત્ન કરવામાં આવ્યા; પરિણામે લશ્કરી તાલીમ લેવાને માટે જે ઉમેદવારો તૈયાર થયા હતા, તેમની શારીરિક સ્થિતિ તપાસવામા આવી, અને તેને અંગે કરવામાં આવેલા અવલોકનના અનુભવ ઉપરથી માલમ પડયુ, કે સમાજમાં શારીરિક સ્થિતિ ઘણીજ અધોગતિની હદે પહોચી ગઈ છે. એથી કરીને ઘણા સંસ્થાનોમાં તાબડતોબ પ્રયત્નો આદરવામાં આવ્યા એટલુંજ નહિ, પરંતુ કેટલાંક સંસ્થાનોમાં તો ભાવી પ્રજાજનોની ખરાબ સ્થિતિ નાબુદ કરવાને માટે કાયદા રચાયા. શારીરિક કેળવણીના ક્રમની આવી રીતે શરૂઆત થઈ. બીજાં સંસ્થાનોમાં તેની વૃદ્ધિ થવા લાગી, અને તે મુજબ લોકોમાં પ્રાસંગિક અને ખપજોગ ફેરફાર કરવાને ઈંતેજારી પણ જોવામાં આવી, જેના પ્રભાવેજ કાયદો રચાયો અને ઉપાયો યોજાયા.

### તંદુરસ્ત જીવન સૂચવનારા ઉપાયો

તેત્રીસે સંસ્થાનોમા કાયદાથી શારીરિક કેળવણીમાં લોકોની તેના પ્રત્યેની સહાનુભૂતિથી ઘણું કરવામાં આવ્યું છે. તેને માટે નીચેનું વૃત્તાંત બસ થઈ પડશે. શારીરિક કેળવણીના હિમાયતીઓને નીચેની બાબત ધ્યાનમાં રાખવાની જરૂર છે:—

"જીવનના સંપૂર્ણ વિકાસ માટે શરીરના જુદા જુદા અવયવ કેળવવા, તંતુઓને સખત બનાવી માનસિક સ્થિતિ સુધારવી તેમજ ભાવનાઓને પોષવી, અને લશ્કરી તાલીમને માટે યોગ્ય શારીરિક શક્તિ ઉત્પન્ન કરવી."

અમેરિકાનાં લગભગ બધાં સંસ્થાનોમાં શારીરિક કેળવણી પાછળ તનતોડ પ્રયત્ન આદરવામાં આવ્યો છે, અને તે માટેનો રચેલો ક્રમ પણ અમલમાં મુકાયો છે. શારીરિક કેળવણીના વિકાસ અર્થે જે યોજના હાથ ધરવામાં આવી છે તેમાં નીચે જણાવેલા મુદ્દા સમાએલા છેઃ

(૧) શારીરિક શક્તિની અગત્ય, (૨) છોકરાઓની તંદુરસ્તી વિષેની જરૂરિઆત અને કાયદાથી બંધારણપૂર્વકની દેખરેખ અને (૩) છોકરાઓની અંગત લાયકાત.

મોટાં શહેરોમા દાક્તરો, આયાઓ અને કેળવણીકારો મળી શકે છે, તેથી ઉપરના મુદ્દાઓ બર આવે છે. તેઓ પોતપોતાની ફરજ સુંદર રીતે અદા કરે છે, પણ નાના ગામડામા તેની સગવડ હોતી નથી, તેમજ તેની પાછળ જોઈતા નાણાનો વ્યય કરવો પાલવતો પણ નથી. વાસ્તવિક રીતે જોતા શારીરિક કેળવણી ગામડામા સારી રીતે પ્રચાર પામે તે અગત્યનુ છે, તેને માટે ક્રમ પણ જોઈએ.

શારીરિક ખોડ સુધારી શકાય એવા દર્દીઓ જેટલા અંશે શહેરોમા જોવામા આવે છે તેથી વધુ પ્રમાણમા ગામડામા હોય છે એ પણ નિર્વિવાદ છે. આને માટે દર વર્ષે અથવા અમુક વખતે શારીરિક તપાસની જરૂર રહે છે, સ્વાભાવિક રીતે શહેરોમા બાળકોને માટે ખુલ્લી હવાવાળી, સૂર્યના કિરણો પ્રસરી શકે અને સ્વચ્છતા જળવાય એવા સ્થળોમા શાળાઓ ઉઘાડવામા આવે છે ગામડામા શહેરોની સગવડ ન મળી શકે, એટલે શાળાઓ તંદુરસ્તીની દૃષ્ટિએ યોગ્ય સ્થળે ન હોય તેથી બાળકોની તંદુરસ્તી સાચવવા ખાતર તેની શાળાઓમા હમેશને માટે અને એક અજમાયશ તરીકે દાક્તરી તપાસની જરૂર છે જે જે સ્થળે ખુલ્લી હવા, ગરમી, પ્રકાશ; પાયખાનાનો બંદોબસ્ત, અને પાણીની સગવડ તરફ બેદરકારી જોવામા આવતી હોય, ત્યા ત્યા જાહેર સુખાકારી તથા તંદુરસ્ત જીવન અને શારીરિક સિદ્ધાંતોનું શિક્ષણ આપવું, એ ઘણુંજ અગત્યનુ છે. મુખ્યત્વે કરીને સંસ્થા તરફથીજ શારીરિક કેળવણી આપવી જોઈએ, જેને અંગે કસરત, રમતગમત, વગેરે ફરજિઆત હોવા જોઈએ. કેટલીક વખત તો માબાપ તરફથી પણ ફરિઆદ આવે છે, કે શરીરની કેળવણી પાછળ વધુ ધ્યાન આપવુ તે તો ખોટી રીતે વખતનો વ્યય કરવા જેવુ છે. શારીરિક કેળવણી અને સફળ જીવનને પરસ્પર કેવો નિકટ સંબંધ છે તે સમજાવી તેમની આ ફરિઆદ દૂર કરવી જોઈએ.

" શારીરિક તપાસમા નીચેની બાબતો તપાસવાથી તેનો એકદર ખ્યાલ આવી શકશે:—

(૧) છોકરાના શરીરની વાર્ષિક તપાસ કરવી. તેમના શરીરને કુદરતી રીતે વધતા અંતરાયરૂપ થઈ પડે એવા રોગોનુ નિરીક્ષણ કરવું. આને માટે

તેઓનું વજન, ઉંચાઈ, છાતી ને આંખોનું માપ આદિ નક્કી કરવું. ઉંમરના પ્રમાણમાં તેમની વ્યાવહારિક તેમજ શારીરિક સ્થિતિમાં સામાન્ય ધોરણ કરતાં કેટલો ઘટાડો છે તેનો પણ નિશ્ચય કરી લેવો. મતલબ કે સ્નેલનના આંખની તપાસના નકશાની મદદથી આંખની તપાસ કરવી. સામાન્ય રીતે જે અવાજથી આપણે વાતચીત કરીએ તે અવાજનો ખ્યાલ રાખી કાનની તપાસ કરવી, તેમજ દાંત, ચામડી, અને મોંનો શ્વાસ વગેરે પણ જોવાં.

(૨) માંદગીની શરૂઆતમાં થતાં ચિન્હોના અવલોકનપરથી અમુક નિર્ણય બાંધવાનું બની શકે. પરિણામે સૂર્યનાં કિરણ યા પ્રકાશનો અભાવ; હવાઉજાસની ખામી, ચોક્ખાપાણીની તંગી, અને મકાનની અસ્વચ્છતા વગેરેમાંથી એક કે વધારે તેના કારણરૂપે હોય, તો કાળજી રાખીને તે દૂર કરી નાખવા કોશિશ કરવી જોઈએ.

(૩) શારીરિક સ્થિતિ સુધારવા તરફ લક્ષ દેવાની તેમને ટેવ પાડવાથી તેઓ પોતાના નિત્ય જીવનમાં ઘરઆગળ કે બહાર, ગમે ત્યાં તે ટેવ કાયમ રાખી શકશે. આને માટે અનુકૂળ શિક્ષણ આપવું જોઈએ.

(૪) અંગકસરતમાં પણ ચોક્કસ અભ્યાસક્રમ ઘડવો જોઈએ, અને એ અભ્યાસક્રમ એવો હોવો જોઈએ કે તેથી છોકરાંના મગજ અને શરીર સુધરે એટલુંજ નહિ પણ શરીરના જુદા જુદા અવયવો ખીલી શકે; વિશેષે કરીને અખાડામાં, રમતગમતનાં ચોગાનો પર, અને અંગકસરતનાં મેદાનો ઉપર સામાજિક વાતાવરણ સુધરી શકે એવા સંજોગો ઉત્પન્ન કરે તેવો ક્રમ હોવો જોઈએ, અને તેજ ક્રમ ગામડામાં વધુ લાભદાયી થઈ પડે.

પૈસાના અભાવે ગામડાંમાં દાક્તરો કે આયાઓ ન મળી શકે એટલે કુદરતી રીતે તે બધી સંભાળ લેવાનું કામ શાળાના શિક્ષક ઉપરજ આવી પડે છે. એટલે જો અમુક સંસ્થા પોતાના તાબાની શાળાઓમાં શારીરિક કેળવણી ફરજિયાત કરવા માગે તો તે સંસ્થાને એ પ્રકારનું કામ શિક્ષકોને સોંપી દેવું પડે. આવી સ્થિતિમાં શિક્ષકે ધ્યાનમાં રાખવું જોઈએ કે શારીરિક કેળવણી એ પણ કેળવણીનું એક જરૂરી અંગ છે; આમ સમજનાર શિક્ષકે નક્કી કરેલા અભ્યાસક્રમનો અમલ કરવા અને છોકરાંમાં તેના તરફ ભાવના ઉત્પન્ન કરવા તનતોડ પ્રયત્ન કરવો ઘટે છે.

શિક્ષકો આ કામ સારી રીતે કરી શકે છે તેનો દાખલો લઈએ: વર્જિનિઆમાં દાક્તરો અને આયાઓએ શિક્ષકની લીધેલી તપાસનું વધુ

અવલોકન કરી જણાવ્યું હતું, કે તે તપાસ ખરેખરી કાળજીપૂર્વકજ કરવામાં આવેલી છે. ડેટ્રોઈટ શહેરનો રિપોર્ટ પણ તેને ટેકો આપે છે. શિક્ષકની ફરજ આના પ્રત્યે એટલી તો સાદી અને સરળ છે, કે શિક્ષક તરીકેની અંગત લાયકાત પણ તે પુરવાર કરી શકે છે. જ્યારે શિક્ષકને તેને માટે બરાબર કેળવવામા આવેલો હોય ત્યારે તે સહેલાઈથી .બાળકોનું વજન, ઉંચાઈ આદિ માપીને નકશાની સાથે સરખાવી ખામીઓ બનાવી શકે છે, તેમજ સ્નેલનના આંખની પરીક્ષાના નકશાથી આંખ પણ તપાસી શકે છે. રીતસરના અવાજથી કાનની પરીક્ષા પણ લઈ શકે છે. ગડગુમડ ઉપરથી શરીરની ચામડીની સ્થિતિ પણ પારખી શકે છે. વળી કંઠમાળ વગેરે રોગો પણ તે અવલોકી શકે છે. સડેલા અને આડાઅવળા થઈ ગએલા દાતની પરીક્ષા પણ લઈ શકે છે, અને ચોળાયા તેમજ નાક અને ગળાની મધ્યના મસા (એડીનોઇડ) ને તપાસીને નાક અને મોંઢાની પરીક્ષા પણ કરી શકે છે. સાધારણ રીતે ઉપર જણાવેલી ખોડો બાળકને વધુ હેરાન કરે એવી હોય તે ખોડો શારીરિક પરીક્ષાના લક્ષ્યરૂપે રહેવી જોઈએ અને જો શિક્ષક તે બરાબર તપાસી શકે તો દરેક શાળામા તેવી પરીક્ષા ફરજિઆત કરવાથી દાક્તર, આયા, વગેરેના ખર્ચનો બોજો અને વખતનો વ્યય અટકાવી શકાય તેમ છે. આવી રીતે પારખી કાઢેલી ખોડો નાબુદ કરવામાં શિક્ષકો પોતાનો હિસ્સો વધારે આપી શકે.

હવે એકજ સવાલ ઉપસ્થિત થાય છે, અને તે એ કે શિક્ષક ઉપરનો ક્રમ અમલમા મૂકી શકે કે કેમ ?

યુનાઇટેડ સ્ટેટ્સની કેળવણીની બુરોની નં. ૧૮ ની શારીરિક કેળવણીની પત્રિકા જણાવે છે કે-" જો નિશાળોમાજ પ્રાથમિક સ્થિતિમા શારીરિક ખોડો અને રોગો પારખી શકાય, તો શિક્ષક કરતા' કોઈ પણ વધુ રીતે દાક્તર કે આયા ઉપયોગી થઈ પડે એમ નથી; કારણ કે હંમેશને માટે તેમની હાજરીનો લાભ મળે નહિ. વળી સાધારણ ચાલુ સ્થિતિમાં રોગની શરૂઆતથીજ થતા ફેરફાર વિષે શિક્ષક કરતાં બીજો કોઈ વધારે માહીતગાર હોઈ શકેજ નહિ." વળી કોલમ્બિઆ વિશ્વવિદ્યાલયની શિક્ષકની કોલેજના અધ્યાપક ક્લાર્ક હેથરિંગ્ટન કહે છે કે "જ્યારે કોઈ પણ રાજકીય કાયદાથી શિક્ષકની ફરજ બીજાને માથે નાખવામાં આવે છે, ત્યારે એ કાયદાથી તેની લાયકાત અને હોશિયારી ખૂંચવી લેવામાં આવે છે, અને તેથી નિશાળમાં શારીરિક તંદુરસ્તી સાચવવાની તેની કુશળતાનો

અંત આવે છે." છોકરાંના વર્તન ઉપરાંત તેમનો ઉશ્કેરાએલો ચહેરો, અસ્વાભાવિક નિસ્તેજપણું, સૂઝેલી આંખો, દદડતું નાક, ઉધરસ, ચામડી-પરના ફોલ્લાઓ, અને કંઠ ઉપરની ગાંઠો નીરખવામાં જે શિક્ષક કચાસ બતાવે છે, તે પોતાની ફરજમાં પાછો પડે છે.

સમાજની સંમતિથી શારીરિક કેળવણીનો ક્રમ નક્કી કર્યા પછી અને નાણાંની યોગ્ય જોગવાઈ ન હોવાથી તેમજ કેળવણીના સિદ્ધાંત તરીકે જ્યારે શિક્ષક ઉપર ફરજ નંખાય છે, અને જ્યારે તેને માટે શિક્ષકને ખપજોગી કેળવણી પણ આપવામાં આવે છે, ત્યારે તે ક્રમને વધુ સફળ બનાવવા ગામડાંમાં માબાપો, સ્કૂલબોર્ડના સભાસદો, અને આશ્રયદાતાના સહકારનીજ જરૂર રહે છે; કારણ કે શિક્ષણના વખતમાંથી શારીરિક તપાસની પાછળ શિક્ષક જે કંઈ વખતનો ઉપયોગ કરે, તેને માટે સ્કૂલ-બોર્ડ ઠપકો આપે નહિ, તેમજ છોકરાંના છીંકવાથી કે ઉધરસને કારણે બાળકને ઘેર મોકલવામાં આવે, તો તેના માબાપ શિક્ષકની ભૂલ નહિ ગણતાં રોગને માટે સાવચેતીના ઉપાય લે એવી સમજ હોવી જોઈએ.

પ્રે. ટ્રે. કોલેજ, અમદાવાદ **મણિલાલ મલુકચંદ પરીખ**

---

# સૃષ્ટિનિરીક્ષણ

## પક્ષીઓ

વનસ્પતિશાસ્ત્રના અભ્યાસમાં પ્રત્યક્ષ અવલોકન માટે પર્યટન અને બગીચાની મુલાકાતની જરૂર પડે છે. તે મુજબ પક્ષીઓના અભ્યાસમાં પણ પ્રત્યક્ષ અવલોકન માટે પર્યટનની ખાસ જરૂર રહે છે.

બાળકો નાનપણથીજ પક્ષીઓના નિકટ સંબંધમાં આવે છે અને ઘણી નાની ઉંમરમાં ચકલી, પોપટ, કબુતર, કાગડો વગેરે પક્ષીઓને ઓળખે છે અને તેમનાં રૂપ, રંગ, અવાજ અને રહેણી કરણીથી માહીત-ગાર થવા પ્રયત્ન કરે છે. બાળકોની આ જિજ્ઞાસાને શાળામાં પોષવામાં આવે અને કુદરતના અભ્યાસ અર્થે તેમને નજીકના ખેતર, બગીચા, કે જંગલ તરફ પર્યટન ઉપર લઈ જવામાં આવે તથા ત્યાં માલમ પડતાં પક્ષીઓના અવલોકન માટે રસ ઉત્પન્ન કરવામાં આવે તો તેમને ઘણું જાણવાનું મળે.

શાળાની અંદર 'કાગડો અને પોપટ' તથા 'મરઘી અને બતક'ના

પાઠ ઘણી વખત અપાતા જોવામાં આવે છે; પણ કાગડો કે પોપટ અને મરઘી કે બતક બનાવવામાં આવતાં નથી. કદાચ કોઈ સ્થળે શિક્ષકમાં ઉત્સાહ હોય તો તેનું ચિત્ર અથવા મોડેલ બનાવવામાં આવે છે પણ તેથી રસ ઉત્પન્ન થતો નથી. આવા પાઠને સૃષ્ટિજ્ઞાનનો પાઠ કહી ન શકાય. તૃષાતુર માણસને પાણી પીવરાવવાને બદલે પાણીનું ચિત્ર બતાવવામાં આવે અને તેથી તેને જેટલો સંતોષ થાય તેટલોજ સંતોષ પક્ષીઓરૂપી કુદરતની મનોહર કૃતિના દર્શન માટે તલસતાં બાળકોને તેમની પ્રતિકૃતિ બતાવવાથી થાય છે. બાલ્યાવસ્થામા જાગૃત થએલી તેમની જિજ્ઞાસા, શાળામાં ગ્રાગ્ય પોષણના અભાવે નષ્ટ થાય છે અને સાધનો વિના અપાતા નીરસ પાઠથી બાળકોના માનસિક વિકાસનું ઝરણું સુકાઈ જાય છે.

સારાં ચિત્રો અને મોડેલો બાળકોને જરૂર આનંદ આપે છે પણ તેમની ખરેખરી કદર વસ્તુનું પ્રત્યક્ષ અવલોકન કર્યું હોય તોજ તેઓ કરી શકે છે. યથાર્થ જ્ઞાન માટે આ વસ્તુઓનું અવલોકન તેમના કુદરતી નિવાસ સ્થાનમાંજ કરવું જોઈએ. સૃષ્ટિજ્ઞાન એટલે સજીવ વસ્તુનું પ્રત્યક્ષ દર્શન. બધાં પશુઓ અને પક્ષીઓ વર્ગમાં લાવી શકાય નહિ અને તેમનાં કુદરતી સ્થળોમાં તેમનું અવલોકન કરવાથી જે જ્ઞાન અને આનંદ મળે તે વર્ગમાં લાવવાથી મળે પણ નહિ. માટે આવાં પક્ષીઓ અને પશુઓ જ્યાં માલમ પડે ત્યા વર્ગને લઈ જવામાં આવે તો કામ કરવામાં ઘણી અનુકૂળતા પડે. ઉત્સાહી શિક્ષક ઊગતી પ્રજાનું હિત સાધવા અનેક યુક્તિઓ કરી શકે છે.

એક શિક્ષક પોતાના વર્ગને નજીકના જુવારના ખેતરમાં લઈ ગયા હતા. સવારનો વખત હતો. અનેક પક્ષીઓ જુવારના ડુંડાંઓ ઉપર બેસતાં જણાતાં હતાં. ખેતરનો રખેવાળ પથરા ફેંકી પક્ષીઓને ઉડાડી મૂકતો હતો. ખેતરના મધ્યભાગમા વાંસના કકડાઓ ઉપર માણસનાં કપડાંઓ ગોઠવીને મૂકવામાં આવ્યાં હતા. બાળકો ધારી ધારીને આ સઘળું તપાસતાં હતાં. કયા કયાં પક્ષીઓ ખેતરમાં આવે છે; રખેવાળ તેમને શા માટે ઉડાડી મુકે છે અને પોતાનું કામ સરળ બનાવવા શા શા ઉપાયો યોજે છે, એ સઘળું બાળકોને બહુ આનંદદાયક જણાયું હતું. એકાદ કલાકના સુંદર અવલોકન બાદ તેમને જણાયું કે પોપટ, સૂડા, હોલાં અને ચકલાં જેવાં પક્ષીઓ ખેતરમાં ઉતરી આવી ઉભા પાકને નુકસાન કરે છે અને પાકનું રક્ષણ કરવા ખેડૂત તેમને નસાડી મૂકે છે. આ સઘળાં પક્ષીઓનો મુખ્ય ખોરાક અનાજ છે અને પાકને નુકસાન કરવાથી તેઓ ખેડૂતનાં શત્રુઓ છે, એવું

તેમને ભાન થયું. પાસે એક બાજરાનું ખેતર હતું. ત્યાં લાંબી ડોક, લાંબા પગ અને લાંબી ચાંચવાળાં બગલાં જેવાં પક્ષીઓ તેમણે જોયાં. ખેડુત તેમને નસાડી મૂકતો ન હતો. આ પક્ષીઓ મરજી મુજબ જમીન પરથી વીણી વીણીને કાંઈક ખાતાં હતાં, છતાં કોઈ તેમને હરકત કરતું ન હતું. અવલોકન કરનાં બાળકોને જણાયું કે આ પક્ષીઓ પાકને નુકસાન કરતા નહોતાં, પણ જમીનમાંથી વીણી વીણીને ઝીણાં-જીવડાં ખાઈ જતાં હતા. આ જીવડાંઓને જો દૂર કરવામાં ન આવે તો તેઓ વનસ્પતિને નુકસાન કરે. બગલાં જેવાં પક્ષીઓ તેમને વીણી વીણીને ખાઈ જાય છે તેથી તેઓ ખેડુતને મદદ કરનાર મિત્ર જેવા ગણાય."

આ પર્યટન ઉપરથી બાળકોને પક્ષીઓના બે પ્રકાર સમજાયાઃ

(૧) પોપટ, સૂડા, હોલાં અને ચકલા જેવા પક્ષીઓ પાકને નુકસાન કરે છે તેથી તેઓ ખેડુતનાં શત્રુઓ ગણાય.

(૨) બગલાં જેવાં પક્ષીઓ ખેતરમાં રહેલાં જંતુઓનો નાશ કરે છે માટે તેઓ ખેડુતનાં મિત્રો ગણાય.

આ ઉપરાંત તેમને એ પણ જણાવી શકાય કે કેટલાંક પક્ષીઓ અનાજ અને ફળ ખાઈને રહે છે અને કેટલાંક પક્ષીઓ માંસાહારી હોય છે.

અનાજ ખાનારાં પક્ષીઓ બનતા સુધી ખેડુતનાં શત્રુઓ હોય છે અને માંસ ખાનારા ઘણાંખરાં ખેડુતના મિત્રો હોય છે. આ પ્રમાણે પક્ષીઓના વિષયમાં રસ ઉત્પન્ન કરી હિંસક અને અહિંસક પક્ષીઓના પ્રકાર, તેમના શરીરની રચના, તેમનું નિવાસસ્થાન, તેમની ખાસીયત વગેરે બાબતો પર બાળકોનું ધ્યાન ખેંચી શકાય. કેટલાંક પક્ષીઓ જમીન પર રહે છે, કેટલાંક ઝાડ પર રહે છે અને કેટલાંક પાણીમાં રહે છે. કેટલાંકની ડોક તથા ચાંચ લાંબી હોય છે; કેટલાકની ચાંચ વાંકી હોય છે. જુદાં જુદાં પક્ષીઓના પગના આંગળાં ઓછા વધતા હોય છે અને તેમનો આકાર જુદો જુદો હોય છે. આમ શા માટે હોય છે અને તેમ હોવામાં કુદરતનો શો હેતુ રહેલો હોય છે તે સમજવામાં બાળકોને બહુ આનંદ પડે છે.

પશુઓ અને પક્ષીઓમા સામાન્ય રીતે શો તફાવત રહેલો હોય છે તે જાણવું પણ આવશ્યક છે. પક્ષીઓની ઉત્પત્તિ ઈંડાંમાંથી થાય છે; ઈંડાં ઉપર બેસીને તેમને સેવવામાં આવે છે. બચ્ચાંઓને ચાંચમાં ખોરાકનો ભુકો કરીને આપવામાં આવે છે; તેમના શરીર પર રૂવાંને બદલે પીછાં હોય છે; સાંભળવાને

કાનને બદલે કાણાં હોય છે; દાંતને બદલે ચાંચ હોય છે; ઊડવાને પાંખો હોય છે; કદના પ્રમાણમાં શરીર હલકું હોય છે એટલે સહેલાઈથી ઊડી શકાય છે, વગેરે બાબતો બાળકોને પક્ષીઓના સહવાસમાં લાવી અવલોકન-દ્વારા શીખવવી જોઈએ.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ અમદાવાદ. **મનસુખરામ મણિલાલ દ્વિવેદી**

---

# સરકારી જાહેરખબર

## કેળવણીખાતું

### જંજીરે મુંબઈ, તા. ૫-૭-૧૯૨૮

નં. ૨૪૯૬—આ ઇલાકાની માધ્યમિક સ્કૂલોમાં મધ્યમ વર્ગના, પછાત વર્ગના અને મુસલમાન ઉમેદવારો માટે સ્પેશિઅલ સ્કોલરશિપોના નિયમો તેમની જાણ માટે નીચે પ્રમાણે પ્રગટ કરવામાં આવે છેઃ—

૧. સ્કોલરશિપોની સંખ્યા અને વહેંચણીઃ—નીચે પ્રમાણે. (૧૬૮ મધ્યમવર્ગ, ૯૨ પછાતવર્ગ, ૯૧ તળ ઇલાકાના મુસલમાનો માટે અને ૧૦૦ સિંધના મુસલમાનો માટે) સ્કોલરશિપો આપવામાં આવશે અને તેને માટે દર વરસે ઉમેદવારોની તે સંબંધી સ્પર્ધા થશે.

| જિલ્લો | મધ્યમ વર્ગના સ્કોલરશિપોની સંખ્યા | પછાત વર્ગના સ્કોલરશિપની સંખ્યા | મુસલમાનો માટેની સ્કોલરશિપોની સંખ્યા |
|---|---|---|---|
| મુંબઈ (પરાં વિભાગ સહિત) | ૧૦ | ૫ | ૧૩ |
| નાસિક | ૯ | ૬ | ૩ |
| થાણા | ૭ | ૮ | ૨ |
| રત્નાગિરિ | ૧૭ | ૩ | ૫ |
| કોલાબા | ૮ | ૨ | ૨ |
| પુના | ૧૨ | ૫ | ૩ |
| સોલાપુર | ૮ | ૪ | ૪ |
| સતારા | ૧૫ | ૪ | ૨ |
| પૂર્વ ખાનદેશ | ૧૨ | ૫ | ૭ |
| પશ્ચિમ ખાનદેશ | ૫ | ૮ | ૨ |
| અહમદનગર | ૯ | ૪ | ૩ |
| સુરત | ૩ | ૭ | ૪ |

| | | | |
|---|---|---|---|
| ભરૂચ | ૧ | ૨ | ૫ |
| ખેડા | ૫ | ૨ | ૪ |
| અમદાવાદ (ડીસાકેમ્પ સાથે) | ૫ | ૪ | ૭ |
| પંચમહાલ | ૨ | ૪ | ૨ |
| ધારવાડ | ૧૨ | ૪ | ૧૦ |
| બેલગામ | ૧૨ | ૪ | ૫ |
| બીજાપુર | ૧૦ | ૪ | ૬ |
| કાનડા | ૫ | ૧ | ૨ |
| | | | ૯૧ |
| કરાંચી | ૧ | ૫ | ૪ |
| બાકીનો કરાંચી જિલ્લો | | | ૧૨ |
| હૈદ્રાબાદ | | | ૧૭ |
| થરપારકર | | | ૯ |
| સક્કર | | | ૧૫ |
| સિંધનો ઉપલો સરહદનો મુલક | | | ૯ |
| લારખાના | | | ૨૧ |
| નવાબશાહ | | | ૧૩ |
| | | | ૧૦૦ |
| કુલ | ૧૬૮ | ૯૨ | ૧૯૧ |

જો કોઈપણ જિલ્લામાં પુરતા લાયક ઉમેદવારો નહિ હોય તો એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સ્કોલરશિપો એક જિલ્લામાંથી બીજા જિલ્લામાં બદલી શકશે.

૨ સ્કોલરશિપની રકમ અને મુદત—હાઈસ્કૂલ સ્કોલરશિપ સામાન્ય રીતે ચાર વરસ સુધી ચાલુ રહેશે અને મિડલ સ્કૂલ સ્કોલરશિપ ત્રણ વરસ સુધી ચાલુ રહેશે.

દરેક સ્કોલરશિપની રકમ નીચે પ્રમાણે હશેઃ—

ઇલાકામાં મધ્યમ વર્ગ અને પછાત વર્ગ માટે અને તળ ઇલાકામાં મુસલમાનો માટે

| ધોરણ. | માસિક રકમ રૂ. |
|---|---|
| ૧ થી ૩ | ૬ |
| ૪ | ૭ |
| ૫ | ૮ |
| ૬ અને ૭ | ૧૦ |

ઉંમર ૧૭ વરસ ઉપરની હશે તો તે સ્પર્ધા માટે લાયક ગણાશે નહિ. છોકરીઓની બાબતમાં એક વરસ પછી ઉંમરનો બાધ આવેશે.

(ધ) જે ઉમેદવારે પોતાની ઉંમરના પ્રમાણમાં સંતોષકારક અભ્યાસ નહિ દેખાડયો હોય તેને સ્કોલરશિપ આપવામાં આવશે નહિ.

(ફ) જે ઉમેદવાર ઍંગ્લો વર્નાક્યુલર ધોરણ પહેલા અથવા એથી ઉપલા ધોરણમાં અભ્યાસ કરતો હશે તે સ્પેશિઅલ મિડલ સ્કૂલ સ્કોલરશિપ માટે અને જે ઍંગ્લો વર્નાક્યુલર ધોરણ ચોથા અથવા એથી ઉપલા ધોરણમાં અભ્યાસ કરતો હશે તે સ્પેશિઅલ હાઇસ્કૂલ સ્કોલરશિપ માટે સ્પર્ધા કરી શકશે નહિ.

૪. કેવી રીતે સ્કોલરશિપ આપવામા આવે છે—એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરફથી દર વરસે સ્પર્ધા માટે પરીક્ષા લેવામાં આવશે અને તે પરીક્ષાના પરિણામ ઉપરથી સ્કોલરશિપ આપવામા આવશે, અને તે સ્કોલરશિપ સ્વીકારાએલી કોઈપણ માધ્યમિક શાળાના ઍંગ્લોવર્નાક્યુલર ધોરણ પહેલા અથવા સ્વીકારાએલો અંગ્રેજી વર્ગ જે પ્રાથમિક સ્કૂલ સાથે જોડેલો હોય ત્યા મિડલ સ્કોલરશિપ અને ઍંગ્લોવર્નાક્યુલર ધોરણ ચોથામાં હાઇસ્કૂલ સ્કોલરશિપ આપવામા આવશે.

૫. પરીક્ષાની તારીખ તથા સ્થળ સામાન્ય રીતે દર વરસે ફેબ્રુઆરિ અથવા માર્ચમાં સ્કોલરશિપો માટેની પરીક્ષા અમુક મધ્ય સ્થળેથી લેવામા આવશે અને તે સ્થળ મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ અથવા સિંધ ઑફિશ્યલ ગેઝેટમાં પ્રગટ કરવામાં આવશે.

૬. અરજી—જે શાળામાં ઉમેદવાર ભણતો હોય તે શાળાના મુખ્ય શિક્ષક મારફત પરીક્ષામાં બેસવાની રજા માટેની અરજી, નક્કી કરેલા ફોર્મમાં, સ્કોલરશિપ માટેની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને, જે માસમાં પરીક્ષા થવાની હોય તે માસના આગલા માસની પહેલી તારીખે અથવા તે પહેલાં મળી જાય તેવી રીતે મોકલવી. અરજી કરવાથી પ્રેસિડેન્ટ પાસેથી ફોર્મ મળી શકશે.

૭. પરીક્ષાની ફી—પરીક્ષામાં બેસવા માટે દરેક ઉમેદવાર પાસેથી રૂ. ૧ ફીનો લેવામાં આવશે અને તે રકમ ઉમેદવારે અરજી સાથે મોકલી આપવી. જેમની અરજીઓ ના મંજુર થઈ હશે તે સિવાયના કોઈપણ ઉમેદવારને ફી પાછી આપવામાં આવશે નહિ.

૮. પરીક્ષાનો વિષય અને ભાષા—હાઇસ્કૂલ સ્કોલરશિપ માટે નક્કી કરેલા વિષયોની પરીક્ષા લેવામાં આવશે, અને મિડલ સ્કૂલ સ્કોલરશિપ માટે ગુજરાતી ધોરણ ચોથા માટે નક્કી કરેલા વિષયોની પરીક્ષા લેવામાં આવશે. હસ્તાક્ષરને ખાસ અગત્ય આપવામા આવશે.

જે જિલ્લામાં પરીક્ષા લેવામાં આવશે તે જિલ્લાની ભાષા મારફત પરીક્ષા લેવામાં આવશે. સિંધ સિવાયમા મુસલમાન વિદ્યાર્થીઓ એને બદલે ઉર્દુમાં પરીક્ષા આપી શકશે.

ટીપઃ—કરાંચીમાં પરીક્ષા ગુજરાતી, મરાઠી અને ઉર્દુ મારફત આપી શકાશે.

૯. પરિણામની જાહેરાતઃ—ફતેહમંદ ઉમેદવારોનાં તેમજ જે શાળાઓમાંથી તેઓ બેઠા હશે તે શાળાઓના નામ મુંબઈ ગવર્ન્મેન્ટ ગેઝેટ અથવા સિંધ ઓફિસ્યલ ગેઝેટમા પ્રગટ કરવામા આવશે.

એક રૂપીઓ ફીનો આપેથી દરેક વિષયમાં ઉમેદવારે મેળવેલા માર્ક મોકલી આપવામાં આવશે.

૧૦. કઈ શરતોએ સ્કોલરશિપ ચાલુ રહેશે.—(અ) ફતેહમંદ ઉમેદવારોએ હાઇસ્કૂલ સ્કોલરશિપ માટે ખાતાએ સ્વીકારેલી કોઈ માધ્યમિક શાળાના ઍંગ્લો-વર્નાક્યુલર ધોરણ ચોથામાં અને મિડલ સ્કૂલ સ્કોલરશિપ માટે ખાતાએ સ્વીકારેલી કોઈ માધ્યમિક શાળાના ઍંગ્લો વર્નાક્યુલર ધોરણ ૧લામાં અથવા સ્વીકારાએલી પ્રાથમિક સ્કૂલના અંગ્રેજી વર્ગ ૧ લામાં તે શાળાના શરૂ થતા નવા વર્ષની શરુઆતમાં દાખલ થવું જોઈશે, અને જો કોઈ સ્કોલર, પરીક્ષા પછીના જુલાઈ માસની પહેલી તારીખ (સિંધમાં મે માસની પહેલી તારીખ) પહેલાં શાળા અગર વર્ગમાં દાખલ નહિ થાય તો તેની સ્કોલરશિપ લઈ લેવામાં આવશ (બ) દરેક સ્કોલરશિપ પરીક્ષા પછીના જુન માસની પહેલી તારીખથી (સિંધમાં એપ્રિલની પહેલી તારીખથી) મળશેઃ પણ તે એવી શરતે કે જે સ્વીકારાએલી ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ અથવા પ્રાથમિક સ્કૂલ સાથે જોડાએલા અંગ્રેજી વર્ગમાં તે સ્કોલર હોય ત્યાં તેની નિયમિત હાજરી, સારી ચાલચલગત, અને સંતોષકારક અભ્યાસ હોવો જોઈએ.

આમાંની કોઈપણ શરતનો ભંગ થશે તો તે સ્કોલરની સ્કોલરશિપ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર બંધ કરી શકશે.

(ક) નિશાળમાં સ્કોલર ભણતા હોય તે દરેકને નિશાળની વાર્ષિક તપાસણી વખતે તપાસણી કરનાર સરકારી અમલદાર રૂબરૂ હાજર કરવો.

ગામડાના ખેડુતને ઢોર, જમીન, અને ખેતીના એોજારો, અનાજનાં બીઆં, ખાતર, પાણી એ આવશ્યક વસ્તુએ છે. એવસ્તુઓમાં જેટલી ખામી હોય તેટલી તેમની ખેતીની નીપજમાં ખોટ અને પરિણામે ખેતીની આવકમા ઘટાડો થાયછે. ખેડુતે ઢોરની પસંદગી કરવામાં બહુ કાળજી રાખવાની છે. દુધાળાં ઢોર તેમજ ખેતીને માટે બળદ વગેરે પ્રાણી સૌથી ઉત્તમ જાતનાં હોવાં જોઈએ; અને તેમની ઓલાદ પણ બીજા ઉત્તમ જાતના બળદથી ઉંચા પ્રકારની ઉત્પન્ન કરવી જોઈએ. ઘણી વખત એવું બને છે કે ખેડુતો પાસે બહુ કામમાં ન આવે તેવાં, અથવા નકામાં થઈ પડેલાં પુષ્કળ ઢોર હોય છે. એ ઢોર તેમને બહુ ઉપયોગમાં નહિ આવતા હોવાથી તેમનું ખરચ તેમને ભારે થઈ પડે છે, અને તેથી તેમની આવક ઘટે છે. થોડાં પણ ઉંચી જાતનાં ઢોર હોય તેથી ખેડુતને વધારે ફાયદો થાય છે. રોગ ન થાય તેટલા માટે તેમને રસી મુકાવવી જોઈએ, રોગ થાય કે તરતજ ઢોરની ઇસ્પિતાલના દાક્તરને ખબર આપી તેની સાવચેતી લેવી જોઈએ.

આપણા દેશના ખેડુતો વિજ્ઞાનની જુદી જુદી શોધથી અજ્ઞાત હોવાથી જમીનનો સારામાં સારો ઉપયોગ કરી શકતા નથી, એટલે કે ઉંચા પ્રકાર-ની જમીન હોય તો તેમાંથી જેટલું અનાજ ઉપજવું જોઈએ તેટલું તેઓ નીપજાવી શકતા નથી. વળી ઓછા કસવાળી જમીન હોય તો અજ્ઞાનને લીધે–રસાયણિક ખાતર નહિ મેળવી શકવાને લીધે–તેમાં તેઓ કસ લાવી શકતા નથી અને તેથી મહેનતના પ્રમાણમા પાક ઓછો ઉતરે છે.

હજારો વરસથી દેશી હળથી આપણે જમીન ખેડતા આવ્યા છીએ. અત્યારે વિલાયતી હળોથી ખેડવાથી જમીન કેવી ખેડાય છે તેના ખ્યાલ તેમને ન હોવાથી એ ઓજારનો તેઓ લાભ મેળવી શકતા નથી અને માત્ર થોડી ઉપર ઉપરથી જમીન ખોદી બી વાવી પાક ઉગાડે છે. તેઓ એવું કહે છે કે લોઢાનું હળ અમારા બળદ ખેંચી શકે એમ નથી પણ એટલુંજ કહેવું બસ છે કે તેઓ યત્ન કરતા નથી. નવા હળથી ટેવાવાને બળદને ફક્ત ૧૦ દિવસજ લાગે છે. બળદ નબળા હોય તો કાંઈ બનતું નથી. સારા અને નબળા બળદને ખવરાવવાના ખરચમાં કાંઈ ઝાઝો ફેર નથી, બલ્કે ખરચ તેટલુંજ આવે છે તો શા માટે સારી ઓલાદ રાખી ચાર ગણું કામ ન લેવું ? સારા બળદ એટલે સારી ફાયદાકારક ખેતી એ ખેડુતોએ બરાબર સમજવું જોઈએ.

નિઃસત્વ અને સોંઘા બી વાવવાથી ઉત્તમ અનાજ કદી ઉગાડી શકાય નહિ, માટે જે જમીનને માટે જે જાતનાં બી જોઈએ તેવાં બી વાવવાં

જોઈએ. સારી જમીનમાં નબળાં બી વાવવાથી મોટું નુકસાન થાય છે ઉત્તમ બી વાવીને ઉત્તમ પાક ઉગાડવોજ જોઈએ.

ખાતર મેળવવાની બાબતમાં પણ ખેડુતો ઘણા અજ્ઞાત રહે છે. કેવું ખાતર જોઈએ, તે કેટલું જોઈએ, કયાથી મેળવવું, ખાતરનો સંગ્રહ કેવી રીતે કરવો વગેરે બાબતનો ખેડુતે પહેલેથી વિચાર કરવો જોઇએ. સામાન્ય રીતે ખેડુતો ગામના ઉકરડા વગેરે લઈને ખાતર ભેગું કરે છે, અને ખેતરમાં તેના ઢગલા કરી રાખે છે, દિવસોના દિવસો સુધી તે ખેતર ઉપર પડ્યું પડ્યું સુકાય છે. આથી ખાતરનો ગુણ ઓછો થઈ જાય છે. સામાન્ય રીતે ખેતરની નજીકમાંજ સાંકડો ૭ ફુટ ઉંડો એવો એક ખાડો ખોદી રાખવો જોઈએ અને તેમાં ખાતર ભેગું થવા દેવું જોઈએ. આવી રીતે ખાતર જેટલું જોઈએ તેના પ્રમાણમાં ખાડા ખોદી રાખી ખાતર માટે તૈયારી કરી રાખવી જોઈએ. વળી ખાતરનાં ગાડેગાડાં ભરી લાવી ખેતરમા એમને એમ ઢગલા કરી રાખવાથી કાંઈ ફાયદો થતો નથી. એક જ દિવસમાં જેટલું ખાતર જમીનમાં ભેળવી શકાય તેટલુંજ ખાતર ભરી લાવવું જોઇએ, અને તે ખેતરમાં પાથરી દેવું જોઈએ. ઢોરને જેમ ચારાની જરૂર પડે છે તેમ જમીનને ખાતરની જરૂર છે. ઢોરનું છાણ જમીનને તેટલુંજ આવશ્યક છે. જેમ ઢોરને ખવડાવ્યા વિના તેની પાસેથી કામ લઈ શકાય નહિ તેમ જમીનમાં ખાતર નાખ્યા વિના તેમાંથી સારો પાક લઈ શકાય નહિ. આપણા લોકો છાણનો ખાતર તરીકે જોઈતો ઉપયોગ કરતા નથી અને તેના છાણા થાપી નાખે છે. આથી છાણ જેવું ઉપયોગી ખાતર બળતણ તરીકે વપરાઈ જાય છે, અને જમીન છાણનાખાતર વગરની રહે છે.

ખેડુતને બારે માસ પાણી મળી શકે તેવી કુવા વગેરેની સગવડ હોય તો ખેડુત બારે માસ ખેતી કરી શકે. કેવળ વરસાદ ઉપર આધાર રાખી બેસી રહેવાથી ઘણી વખત ખેડુત આફતમાં આવી પડે છે. આપણે ત્યાં કુવાઓની સગવડ બહુજ ઓછી છે. કુવાઓ હોય તો બારેમાસ ખેતી ચાલુ રહી શકે. વળી એકી વખતે સામટું બધી જમીનમાં વાવી દેવું ઇચ્છવાજોગ નથી. આપણે ત્યાં જ્યારે વાવણીની મોસમ આવે છે ત્યારે દરેકે દરેક જણ પોતપોતાના ખેતરમાં વાવવાના કામમાં ગુંથાઈ જાય છે. એ વખતે મજુરી પણ મોંઘી થઈ જાય છે, એટલે જો મજુરોને કામમાં લઈ વાવણી કરવામાં આવે તો ખેડુતના નફામાંથી તેટલો ભાગ ઓછો થાય છે: જમીનના

વિભાગ કરી તે દરેક વિભાગમાં એવી રીતનો પાક ઉગાડવો જોઈએ કે જેથી દરમાસે ખેડુત કાંઈકને કાંઈક વાવતો હોયજ અને કાંઈકને કાંઈક પાક ઉતારતોજ હોય. જેમ બને તેમ વધારે ઉપજ આવે તેવો પાક ઉગાડવો જોઈએ. બુદ્ધિપૂર્વક પાક ઉગાડવામા ન આવે તો એક વખત એવો આવે કે ખેડુતને કે તેના ઢોરને બેસી રહેવાનો પ્રસંગ આવે, એટલા માટે કુવાના પાણીનો પુરેપુરો લાભ લેવા અર્થે એવી રીતની યોજના રાખવી જોઈએ કે કુવાના પાણીનો બારે માસ ઉપયોગ થઈ શકે. લસણ, શેરડી, રૂ, કપાસ, તમાકુ શાકભાજી, ફળફળાદિક વગેરે પાકો એવા છે કે જેનો ઉપાડ બજારમાં જલદીથીજ થઈ જાય છે એટલે ખેડુતને આવક પણ ચાલુ રહે અને નફો પણ સારો થાય અને તેથી તેનું કુટુંબ સુખી થાય.

ખેડુતે પોતાના ખેતરની પડતર જમીનમાં મોટાં ઝાડ પણ વાવી દેવાં જોઈએ. આથી તેમને જોઈએ તેટલું બળાતણ મળી રહેશે, અને છાણનો બળાતણમાં ઉપયોગ કરવાનો વખત આવશે નહિ. ખેતરમાં જે પાકને નુકસાનકારક જંતુઓ કે પ્રાણીઓ હોય તેનો નાશ કરવો જોઈએ. એનો નાશ કરવાની રીતો દરેક ખેડુતે જાણી લેવી જોઈએ.

ઉપર પ્રમાણે ખેતી સંબંધી સામાન્ય ઉપયોગી સૂચનાઓ જણાવ્યા પછી બીજી અગત્યની બાબત એ છે કે ગ્રામ્ય આરોગ્ય બરાબર સચવાવું જોઈએ. આપણાં ગામડાંમાં સ્વચ્છતા અને જાહેર સુખાકારીનો મોટે ભાગે અભાવ હોય છે. એ સ્થિતિ સુધારવી હોય તો દરેક ગામવાસીએ આરોગ્ય એ કેટલી આવશ્યક વસ્તુ છે એ સમજવું જોઈએ. ગામડાંમાં રોગચાળો, માણસની નિર્બળતા, અંધાપો, કદરૂપો દેખાવ, નિર્બળ બાળકો વગેરે જોવામાં આવે છે. આનું કારણ ગામડાંના લોકોની ગંદી ટેવો છે. ગમે ત્યાં મળમૂત્રનો ત્યાગ કરવો, ગમે ત્યા કચરો નાખવો, ગમે તે ચીજનો ગમે ત્યાં સડો થવા દેવો, એ બધું રોગનું મૂળ છે. જાજરૂની સગવડ જેવું ત્યાં કાંઈ નથી. ખાતર માટે ખોદેલા ખાડાઓનો કુદરતી હાજતો માટે ઉપયોગ થઈ શકે એમ છે. ગામની આજુબાજુ કચરો, અને નકામા ઝાંખરા વગેરે હોય તે એકઠું કરી ખાતરના ખાડામાં નાખવાની યોજના કરવામાં આવે અને લોકોને તેની પુરી કિંમત સમજાય તો એક પંથ અને દો કાજના જેવું થાય; એક તો ખાતર સારૂં થાય અને તેથી ગામડાનું આરોગ્ય સચવાય.

ગામડાંના લોકોનાં ઘરની બાંધણી એવા હોય છે કે તેમાં બરાબર

હવા અજવાળું આવી શકતું નથી. ઘરમાં સૂર્યના પ્રકાશથી અને હવાની આવજાથી કેટલો બધો લાભ છે તે તેઓ સમજતા નથી. ઘરને આંગણે કચરાનો ડુંગર થઈ રહ્યો હોય છે, એટલે ઘરની બહાર ગંદકી અને ઘરની અંદર અંધારૂં હોય છે. જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં તન્દુરસ્તી કેવી હોય તેનો સ્હેજે ખ્યાલ આવી શકે તેમ છે. મચ્છર, ચાંચડ, ઉંદર, ચોર, રોગ, એટલી વસ્તુઓને અંધારૂં બહુ ગમે છે, એટલે જ્યાં અંધારૂં ત્યાં તેમની હયાતી હોય જ. મચ્છરથી ટાઢીઓ તાવ, ચાંચડ અને ઉંદરથી પ્લેગ–ગાંઠીઓ તાવ, ચોરથી દ્રવ્યહાનિ, તથા રોગથી શરીરે પીડા થાય છે. પરિણામ એ આવે છે કે ઘણા માણસો આમાંથી એક અથવા વધારે આપત્તિના ભોગ થઈ પડે છે. ગામડામાં જ્યાં આવી સ્થિતિ હોય, ત્યાં હવા, ખોરાક. અને પાણી એ ત્રણે તંદુરસ્તી માટે અગત્યની બાબતો ગંદકીથી ઝેરી થએલી હોય છે. શરીર આરોગ્યને માટે ચાર વસ્તુની જરૂર છે. ચોકખી હવા, પુરતો પ્રકાશ, આરોગ્યવર્દ્ધક ખોરાક અને સ્વચ્છ પાણી, આમાં જેટલી ખામી તેટલું આરોગ્ય ઓછું.

'અજ્ઞાન વહેમનું મૂળ છે' એ સિદ્ધાંત પ્રમાણે ગામડાના લોકો ઘણી ઘણી બાબતોમા વહેમી હોય છે, અને તેનું કારણ તેઓનું અજ્ઞાન છે. કોઈ જાતનો રોગચાળો ચાલે છે ત્યારે તેઓ વહેમી થઇ જાય છે અને તેથી લેવા જોઈતા ઉપાયો અથવા સાવચેતી લેતા નથી અને તેથી ઘણાં માણસો મરી જાય છે અથવા રોગના ભોગ થઈ જાય છે. શીતળા, ઓરી, પ્લેગ, કોલેરા, તાવ, વગેરે ઉપદ્રવોને દેવી કોપ નહિ સમજીને જો તેઓ રસી મુકાવે કે પાણીને સ્વચ્છ રાખે અને મચ્છરદાની વાપરે તો એ ઉપદ્રવોને સહેલાઈ ટાળી શકાય એમ છે.

બાળક જન્મે ત્યારપછીથી જેમ બને તેમ શીતળાની રસી વહેલી મુકાવવી જોઈએ; તેથી શીતળાનો ભય રહેતો નથી. પ્લેગ ચાલે ત્યારેજ ઉંદર મારવા એવું નથી. ઉંદરો એ મહા રોગને ફેલાવનાર છે એટલા માટે ઉંદરોનો હરહમેશ નાશ કરતાંજ રહેવું જોઈએ. દર મહીને કે બે મહીને ઘર સાફસુફ થવું જોઈએ. વળી પ્લેગ ચાલતો હોય તે વખતે ગામના દરેક દરેક માણસે રસી મુકાવવી જોઇએ. પ્લેગવાળા બીજા ગામમાંથી લોકોને પોતાના ગામમાં આવવા દેવા નહિ; જો આવે તો તેમને ખુલ્લી જગામાં ઝાડ નીચે થોડા દિવસ રહેવા કહેવું. આથી રોગ ગામમાં આવશે નહિ. મેલા પાણીથી કોલેરા ચાલે છે. ગંદકીને લીધે કોલેરાના જંતુઓ પાણીમાં આવે છે; એટલા માટે કુવાની કે તળાવની આસપાસની જગાએ ગંદા પાણીનાં ખાબોચીઆં

ભરેલાં રહેવા દેવાં ન જોઈએ. કુવામાંથી બારોબાર પાણી કાઢવાને બદલે કુવા ઉપર પંપ ગોઠવ્યો હોય તો તે વડે દરેક જણ પાણી કાઢે એવી વ્યવસ્થા હોવી જોઈએ. ગમે તેવા ગંદા વાસણથી પાણી કાઢવામાં આવે તો કુવાના પાણીમાં કોલેરાના જંતુઓ પેસી જવાનો સંભવ છે. માખીઓને ખાવાની ચીજ ઉપર બેસવા દેવી નહિ તેમજ બજારની કંદોઈની દુકાનની મિઠાઈ કે બીજી ખાવાની વસ્તુ ઉપર માખી બેઠેલી હોય તો એવી ચીજ પણ ખાવી જોઇએ નહિ.

ગામડાંઓમાં કુવાઓ હોય છે ત્યાં ઘણી ગંદકી જોવામાં આવે છે. કુવાના થાળ ઉપર આસપાસ માણસો મેલા કપડાં ધુએ છે અને દરેક જાતની ગંદકી કુવા ઉપર કરવામાં આવે છે. આથી કુવાના પાણીમાં બગાડ થાય છે, અને રોગના જંતુઓ તે પાણીમા દાખલ થાય છે. કુવાની આજુ-બાજુ મેલા પાણીના ખાબોચીઆં પણ ભરેલા હોય છે, આથી જમીનમાં થઇને એ મેલું પાણી કુવાના પાણીમા ભળે છે. આવી રીતે કુવાનું પાણી બગડતું અટકાવવા માટે કુવાનો પરથાળ પત્થરથી બાંધી લેવો જોઈએ અને તેની આસપાસનાં ખાબોચીઆ પણ પુરી નાખવા જોઈએ; મેલેરિઆ માટે પ્રસિદ્ધ દવા ક્વીનીન ગામડામાં દરેક ઘરમાં હોવું જોઈએ. અજ્ઞાનને લીધે દિવસો-ના દિવસો સુધી ગામડાનો માણસ મલેરિઆથી પીડાય છે અને ક્વીનીનના અભાવે તે લાંબો વખત બિમારી ભોગવે છે. આડુંઅવળું નકામું ખરચ ન કરતા ક્વીનીનની ગોળીઓની શીશી જે ઘરમાં કાયમ માટે રાખવામા આવી હોય તો આ ઉપદ્રવથી તે સહેજે બચી જાય છે.

ગામડાંના લોકો ઘણી વખત મોટાઈ નો ભોગ થઈ પડે છે, અને એને લીધે અને બીજી કેટલીક સામાજિક ફરજો બજાવવાને અંગે તેની નાણાની સ્થિતિ બહુ તંગ રહે છે; કારણકે સારે અવસરે તે ગજાઉપરાંત ખરચ કરી નાખે છે અને તે કેટલીક વખતે એટલે હદ સુધી કરવામાં આવે છે કે પોતાની હયાતી દરમિઆન તે કરજના બોજામાંથી મુક્ત થઈ શકતો નથી એટલુંજ નહિ પણ તેનું તે કરજ તેના વારસોને પણ લાંબા વખત સુધી ભોગવવું પડે છે; આમ ખોટી મોટાઈ ખાતર તે દુઃખ માથે વહોરી લે છે. ઘરેણાંગાંઠાં પાછળ પણ બહુ ખરચ કરવું એ નકામું છે. એમાં રોકેલી મૂડીનો ખેતીની વૃદ્ધિ કરવામાં ઉપયોગ કરવામાં આવે તો એક કણના હજાર કણ ઉગાડી શકાય છે, અને પરિણામે મૂડીની રકમ વધતી જાય છે. એથી ઉલટું ઘરેણાંગાંઠાં દિવસે દિવસે ઘસાય છે અને વખત જતાં તેની કિંમત ઘસારાથી ઓછી થતી જાય છે એટલે રોકેલી મૂડી આપો આપ ઘટતી જાય છે.

ગ્રામ્ય ગૃહજીવન આદર્શરૂપ હોવું જોઈએ તેમાં સુખ તથા સંપત્તિનો વાસ હોવો જોઈએ અને આખું ગૃહ આનંદમય થઈ રહેવું જોઈએ એ કેમ બને તેનો હવે વિચાર કરીએ આનંદમય ઘરસંસાર એટલે જે ઘરમાં સ્ત્રીવર્ગ સુઘડ, સુખી, તંદુરસ્ત અને ભણેલો હોય, બાળકો આનંદી, સુખી અને શરીરમાં તાજા હોય, ગ્રામ પ્રદેશ સ્વચ્છ હોય અને જ્યાં કુસંપ કે કલહ ન હોય જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં ઘરસંસાર સુખી ગણાય ઘરસંસાર સુખી કરવો હોય તો (૧) છોકરીઓને સારી રીતે ભણાવો અને તેમને યોગ્ય વરે પરણાવો, (૨) બાળલગ્ન થતાં અટકાવો, (૩) ઘરની સ્ત્રીઓને ખરી રીતે ચાકર જેવી ગણવી નહિ અને તેમને અતિશય મહેનતથી મુક્ત કરો. દળવાનું અને છાણાં થાપવાનાં વગેરે ઘરકામ ઉપરાંત એવાં બીજાં વધારે સારાં ઘણાં કામ છે કે જેમાં કેટલીક સ્ત્રીઓ પોતાનો વખત ગાળી શકે એમ છે ઘરના સુઘડ રાખવું, કપડાં ધોવાં બાળકોની માવજત કરવી, કપડાં સીવવાં તથા ગુંથવું વગેરે કામો વધારે ઉપયોગી છે.

**ગામડાંમાં કેળવણી**—જ્યાંસુધી ગામડાના જીવનને અનુસરતી અને ગ્રામ્યસંપત્તિને આબાદ બનાવે એવી જાતની કેળવણી આપવામાં આવે નહિ ત્યાંસુધી ગામડાંનો ઉદ્ધાર થવો અશક્ય છે, કારણ કે આવા પ્રકારની કેળવણી આપવાથીજ ઉંચા પ્રકારના આદર્શો પ્રજાની સમક્ષ રજુ કરી શકાય છે સમસ્ત પ્રજા માટે કામ કરવાની ઇચ્છા ઉત્પન્ન કરી શકાય છે અને અને એજ કેળવણીના પરિણામ રૂપે તેવા કાર્યકર્તાઓ એક નિષ્ઠાથી તેના કામમાં પોતાનું જીવન અર્પણ કરે છે આમ થાય તો જ ગામડાંનો ઉદ્ધાર થઈ શકે એટલે કેળવણી વિના ગામડાંનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન નિષ્ફળ જાય તેમ છે ગામડાંની શાળામાં જે શિક્ષણ અપાય છે તેનો જો ખરેખરો લાભ મેળવવો હોય તો તે શિક્ષણ એવા પ્રકારનું હોવું જોઇએ કે તેનાથી કેળવણી લેનાર જાતે સુધરી શકે એટલું જ નહિ પણ પોતાની પરિસ્થિતિ સુધારી શકે અને તેનામાં તેમ કરવાની તીવ્ર ઇચ્છા પણ જાગૃત થાય. આરામ કે તન એ હલકા પ્રકારનું નહિ પણ એક ઉમદા કામ છે એવો ખ્યાલ ઉત્પન્ન કરવો એ શાળાના શિક્ષણનો પહેલો હેતુ છે સ્વાશ્રયી થવું અને બીજાને મદદ આપવી એ બીજો, અને ગામડાંમાં જે અનિષ્ટ વસ્તુઓ નજરે પડે તેને દૂર કરવા માટે સચોટ ઉપાયો છે તેની વ્યવહારૂ સૂચના આપી ખાત્રી કરાવવી એ તેવા પ્રકારના શિક્ષણનો ત્રીજો હેતુ છે હવે ગામડામાં સ્થિતિ સુધારી શકે એવી એક વ્યક્તિ તો શિક્ષક છે, અને જો શિક્ષકને આવી રીતની ગામડાની સુધારણાને લગતી તાલીમ

આપવામાં આવે તો તે શિક્ષક ઘણું કરી શકે તેમ છે. ટુંકામાં શાળાની પ્રવૃત્તિથી ગામડાંમાં સુધારો થઈ શકે. શાળામાં સ્કાઉટિંગ અને સહાયકારી યોજનાથી વિદ્યાર્થીઓમાં સ્વાશ્રયનાં, સહકારનાં, અને સામાજિક સેવાની લાગણીનાં બીજ રોપી શકાય. ગામડાંની શાળામાં આવી રીતે આપણે આદર્શો રજુ કરી તેને અનુસરતું ચારિત્ર ઘડી ન શકીએ તો શિક્ષણનો હેતુ બરાબર સરતો નથી. સામાન્ય લેખન, વાચન અને હિસાબી કામ ઉપરાંત ખેતીકામ, તાત્કાળિક સારવાર, બાળ-આરોગ્ય, જાહેર સુખાકારી, ગૃહ આરોગ્ય, ગામનું આરોગ્ય, રોગપ્રકરણ, ઢોર ઉછેર, ઢોરના રોગ પારખવાનું, રમતગમત, લોકગીતો, ભાષણો, જાદુઈ ફાનસના દેખાવો–આવા વિષયો શીખવવામાં આવે તો શિક્ષણ ફળદાયી નીવડે અને તેનો લાભ ગામડાંમાં અચૂક લેવાય. વિદ્યાર્થીઓ જાતે ગામડે ગામડે ફરી કાર્ય કરે, નાટ્ય પ્રયોગદ્વારા દેખાવો રજુ કરે અને જાતમહેનતનું કામ કરી તેવા પ્રકારની મહેનતની ઉપયોગીતા બતાવે તો તેનો દાખલો ગામડાંમાં સારો બેસે. આવા પ્રયત્નો કરવાથી આખા ગામનું વાતાવરણ ફરી જશે અને ગામડાંમાં નવો યુગ આવશે.

---

## ટેવ પાડવાના અને ટાળવાના ઉપાય

બાળઅવસ્થા એ મનુષ્યજિંદગીનો ઘણી અગત્યનો વખત છે; કારણકે માણસની પચીસેક વરસની ઉમર થયા પછી તેનું મગજ કઠણ થઈ જવાથી નવી ટેવ પાડવાનું કામ ઘણું મુશ્કેલ પડે છે; એટલે 'પાકી કોઠીએ કાના ચડતા નથી.' સારી કે નઠારી ટેવ પડી જવાથી તેની જિંદગી સુખમય કે દુઃખમય થશે એ નક્કી થઈ જાય છે. એક પ્રાચીન બોધવચન એવું છે કે બાળકને ભવિષ્યમાં જે કામ કરવાનું છે તેની જો કેળવણી આપવામાં આવે તો તે મોટી ઉંમરે બીજી બાબત ઉપર ધ્યાન આપી શકશે નહિ. ખ્રિસ્તીધર્મના એક પંથના ગુરુ જેઝવીટ લોકો નાના બાળકની કેળવણીની ખાસ સંભાળ લેતા. તેઓ નાનપણથી તેના ઉપર એવા સચોટ સંસ્કાર પાડતા કે પાછળથી તેની કેળવણીમાં ફેરફાર પડે તોપણ તેઓ દરકાર રાખતા નહિ. બાલ્યાવસ્થામાં તાબેદારી કે કહ્યાગરાની ટેવની ખાસ કાળજી તેઓ રાખતા હતા, તેથી જેઝવીટ મંડળ તે ગુણને માટે જાણીતું થયું હતું. નાનપણમાં જે સંસ્કાર પડે છે તે મગજની કોમળતાને લીધે ઊંડા અને દૃઢ હોય છે. મોટી ઉંમરે પણ દેખીતી રીતે જો કે નાનપણની બાબતો

આપણે ભૂલી ગયા હોઈએ એમ લાગે છે, તોપણ ખરી રીતે તે સંસ્કાર ગુપ્ત અવસ્થામાં હોવાથી, કંઈ સૂચન મળતા તે તરતજ સતેજ થઈ જાય છે. વીસ વરસ પછી કોઈપણ માણસ વિદેશી ભાષા બરોબર રીતે બોલવાનું શીખી શકતો નથી, કારણકે બાળપણમાં ભાષાના જે સંસ્કાર પડે છે તે મોટી ઉંમરે પડી શકતા નથી, તેથી વિદેશી ભાષાના ઉચ્ચાર, તે બોલવાની ઢબ વગેરેમાં દોષ રહી જાય છે. આ કારણને લીધે બાળ મગજની કોમળતાનો લાભ લઇ બને તેટલા ઉપયોગી કામને યંત્રવત્ અને ટેવથી કરવાની બાળકને ટેવ પાડવી જોઈએ, અને તેની સાથે તેનાં નુકસાનકારક વલણને દાબી દેવાં જોઈએ. ટેવને લીધે ઝીણી ઝીણી બાબતો આપોઆપ થઈ શકે છે; તેથી તેવા કામની ટેવને લીધે બીજું વધારે ઉંચા પ્રકારનું કામ કરવાનો અવકાશ બુદ્ધિને મળે છે. કોઈપણ કામ થશે કે નહિ, સારૂં થશે કે ખોટું, વગેરે બાબતના વારંવાર તર્કવિતર્ક કરવાથી મગજની ઘણી શક્તિનો વ્યય થાય છે. તેમાં જે સરળતા હોવી જોઈએ તે નહિ હોવાથી કંટાળાને લીધે આપણાથી ઘણું થોડું કામ થઈ શકે છે, તેથી દરરોજનાં અને સાધારણ કામ ટેવથી નિયમિત થાય તો બીજાં સારા કામ કરવાને મનને અવકાશ મળે છે એ યાદ રાખવું.

એક વખત ટેવ પડયા પછી તેને ટાળવાનું કામ ઘણું મુશ્કેલ છે "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" એ કવિ દલપતરામનું વચન કોઈપણ ખોટી ટેવ ન પડે તે માટે સંભાળ રાખવા માટે છે; પણ વસ્તુસ્થિતિ એવી છે કે બાળકને ગમે તે કારણસર સારી અને નઠારી ટેવો પડે છે અને તેમાં નઠારી ટેવ વહેલી પડે છે. તે માટે નઠારી ટેવ દૂર કરી તેને બદલે સારી ટેવ પાડવી જોઈએ. ટેવ ટાળવાને માટે પ્રથમ કઇ ટેવ દૂર કરવાની છે તેનો વિચાર કરવો જોઈએ. સાધારણ રીતે એવું બને છે કે જ્યારે કોઈ સારા આદર્શનો બોધ કરવામાં આવે છે અથવા કોઈ મહાન પુરુષનું જીવનચરિત્ર વાંચવામાં આવે છે ત્યારે તેનું અનુકરણ કરવાને ઘણો ઉત્સાહ પ્રથમ થઈ આવે છે. આનો ઉત્સાહ તાત્કાલિક હોવાથી તેની અસર જીવન ઉપર બહુ થતી નથી. જ્યારે જીવનની સુધારણા માટે ઉત્સાહ થઈ આવે ત્યારે ઘણી બાબતો એકદમ સુધરી શકતી નથી, પણ તે સુધારવા માટે એકજ બાબત વિચારપૂર્વક પસંદ કરવી જોઈએ. ઘણી બાબતો ઉપર ધ્યાન આપવાથી શક્તિનો નકામો વ્યય થાય છે, કારણકે પડેલી ટેવ કંઈ એકદમ જતી રહેતી નથી; તેથી જે બાબત સુધારવાની હોય તે ઉપર સંપૂર્ણ ધ્યાન આપવું જોઈએ. દા. નિશાળની અંદર શિક્ષકને બાળકની ઘણી ટેવો

સુધારવાની હોય છે, પણ જો એકી વખતે અમુક બાબત ઉપર તે ધ્યાન આપે તો તે ટેવ બાળકનામાં જરૂર આવશે. બાળકનો પોષાક અસ્વચ્છ હોય, તેની ચોપડી ગંદી હોય, કોપી લખતી વખતે ડાઘા પડતા હોય, વગેરે અસ્વચ્છ બાબતો ઉપરજ પ્રથમ ખાસ ધ્યાન આપવામાં આવે તો તેની તે ટેવ સુધરી શકે છે, અને જ્યારે તેની ખાતરી થાય કે બાળકોને હવે સ્વચ્છ રહેવાની ટેવ પડી છે ત્યારેજ તેણે બીજી બાબત સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. બેનજામિન ફ્રેન્કલીને તેના આત્મચરિત્રમા દિવસ કેવી રીતે ગાળવો તેનું વખતપત્રક આપ્યું છે; તેમા તેણે જુદા જુદા સદ્‌ગુણની યાદી કરી છે. અમુક સદ્‌ગુણની ટેવ પાડવાનો વિચાર કરી તે પ્રમાણે દરરોજ કામ કરવાની ચીવટ તે રાખતો. રાત્રે તેવું કામ થયુ છે કે નહિ તે માટે તે સદ્‌ગુણના ખાનામા અમુક ચિન્હ કરતો. આવી રીતે અમુક વખત સુધી એકજ બાબત તે બરાબર કરતો હતો અને જ્યારે તે કામ ટેવના-રૂપમાં થઈ જતું, ત્યારેજ તે બીજી બાબત ઉપર લક્ષ આપતો. આવી રીતે એક જ બાબત સંપૂર્ણ રીતે કરવાની તેની ટેવ હતી તેથી તે દુનિયાનો એક મહાન પુરુષ થઈ ગયો છે.

જુની ટેવ ટાળવામાં અથવા નવી ટેવ પાડવામા બીજો નિયમ એ છે કે જે બાબત કરવાની હોય તેમાં પહેલેથી બને તેટલા દૃઢ નિશ્ચય અને ખંતથી શરૂઆત કરો. તે કામ કરવાને ઉત્તેજન મળે તેવા સંજોગો પસંદ કરવા જોઈએ. જુની ટેવને પ્રતિકૂળ હોય એવી સ્થિતિ પસંદ કરવી, અને જરૂર હોય તો જાહેરમા તે કામ વિષેનો તમારો નિશ્ચય જણાવી દો. આવી રીતે નવી ટેવ પડવાને માટે અનુકૂળ સંજોગો સ્વીકારવાથી આપણા નિશ્ચય-ને ઘણું બળ પ્રાપ્ત થશે અને અસલ ટેવ પ્રમાણે કામ કરવાનું વલણ દબાઈ જશે. એક દારૂડીઆએ તેની ખોટી ટેવ મૂકી દેવાને ઘણો દૃઢ નિશ્ચય કર્યો હતો, અને દારૂ નહિ પીવાનું પણ લીધુ હતું. તેની સાથે તેણે તેની સ્ત્રીને પણ મિતાહાર રહેવાનું વચન આપ્યુ હતું. બીજા તેના દારૂડીઆ ભાઈબંધોથી તે દૂર રહેતો હતો અને તેણે વર્તમાનપત્રમાં એવી જાહેરખબર આપી હતી કે હવે પછી જે કોઈ તેને દારૂ પીતાં પકડી આપશે તો તેને સો રૂપીઆનું ઇનામ આપવામાં આવશે. આવી રીતે તેનો નિશ્ચય દૃઢ કરવાને માટે તેણે જુદી જુદી રીતે પ્રયત્ન કર્યા હતા, તેથી નઠારી ટેવ ટાળવાને પહેલેથીજ ઘણા ઉત્સાહ અને દૃઢતાથી પ્રયત્ન કરવાની જરૂર છે.

ઘણા ઉત્સાહ અને દૃઢ નિશ્ચયથી ટેવ પાડવાની શરૂઆત કર્યા પછી

તેમાં સતત ખંત રાખવાની જરૂર છે. જ્યાંસુધી નવી ટેવનાં મૂળ સજ્જડ બાઝયાં નથી, ત્યાંસુધી કોઈપણ રીતે તેમા ખલેલ પડવું જોઈએ નહિ. તેની પાછળ ખાઈખિપુચીને મંડયા રહેવાથીજ નવી ટેવ પડી શકે છે. જો એક વખત તેમાં નિયમ ભંગ થાય છે, તો જુની ટેવનું બળ જાગૃત થાય છે અને કરેલી મહેનત નકામી જાય છે. શરૂઆતમાં જુની અને નવી ટેવ વચ્ચે દારુણ યુદ્ધ ચાલે છે, અને જો એક વખત નવી ટેવમાં ખલેલ પડે છે તો તેથી ઘણુ નુકસાન થાય છે. જ્યાંસુધી સતત પ્રયત્નથી નવી ટેવ દૃઢ થતી નથી ત્યાસુધી તેના ઉપર વિશ્વાસ રાખવો નહિ, કારણુ કે જુની ટેવ એકદમ નાબુદ થતી નથી. તેનું બળ જે ગુપ્ત અવસ્થામાં હોય છે તે તેને લાગ મળતા ફરીથી જાગ્રત થાય છે, અને તે પ્રમાણે કામ કરવાનું આપણને મન થઇ આવે છે.

આ કારણને લીધે પ્રથમ પ્રયત્નમા જ ફતેહ મળવી જોઈએ અને જો પહેલો પ્રયત્ન નિષ્ફળ જાય છે તો તેથી એટલી બધી નિરાશા થાય છે કે ફરીથી તે પ્રયત્ન ચાલુ રાખી શકાતો નથી. મિતાહાર રહેવાને કે વહેલા ઉઠવાને કે ચાવીને ખાવા માટે ટેવ પાડતી વખતે, પ્રથમ દિવસે તેનો અમલ કરવો એટલુંજ બસ નથી પણ વચમાં તે કામ જરા પણ બંધ રહેવું જોઈએ નહિ. જો તેવા નિયમનો ભંગ થાય છે તો ફરી તે કામ શરૂ કરતાં ઘણી મુશ્કેલી પડે છે; અને તે દરમિઆન જુની ટેવનો અમલ શરૂ થાય છે. જ્યાંસુધી નવી ટેવ દૃઢ થાય નહિ ત્યાંસુધી વચ્ચમાં કંઈપણ ખલેલ પડવું જોઈએ નહિ. આપણી ઘણી ટેવો વ્યસન તરીકે થઈ જાય છે. અફીણુ ખાવાની, દારૂ પીવાની, વગેરે ટેવ કેવી રીતે મૂકી દેવી તેને માટે મતભેદ છે. કેટલાએક લોકોનું એવું માનવું છે કે તેમનો ત્યાગ એકદમ કરવો જોઈએ. બીજો પક્ષ એમ કહે છે કે ધીમે ધીમે ટેવનું બળ નરમ કરી તેને નષ્ટ કેરવી જોઈએ. હવે કઈ રીત પસંદ કરવી તે માણસના સ્વભાવ ઉપર છે. જો બની શકે તો પ્રથમ ઉપાય સારો છે, તેમાં શરૂઆતમાં વિશેષ દુઃખ સહન કરવું પડે છે પણ થોડીવારમાં તેનો નિકાલ આવી જાય છે.

ટેવ પાડવામાં ચોથી બાબત ધ્યાનમાં રાખવાની એ છે કે દૃઢ નિશ્ચયની સાથે તેનો અમલ પહેલા પ્રસંગેજ કરવો જોઇએ. શુભ વિચાર કે નિશ્ચયથી કંઈ ફાયદો થતો નથી. પણ તેનો વ્યવહારમાં અમલ થવાથી જ સારી ટેવ પડે છે. ઇચ્છાશક્તિ સબળ કરવાને માટે વિચારને આચારમાં મૂકવાની ખાસ જરૂર છે. આચારને લીધે શરીર અને મગજ ઉપર જે અસર થાય છે તેને લીધે નિશ્ચય દૃઢ થાય છે. આપણા મગજમાં સુંદર કલ્પનાઓ

અને ઉંચા આદર્શ હોય પણ જ્યાંસુધી વહેવારમાં તેનો અનુભવ થતો નથી ત્યાંસુધી તે ઉપયોગી નીવડતાં નથી. ચારિત્ર એટલે ઇચ્છાશક્તિ ઉપર સંપૂર્ણ કાબુ એવું જે લક્ષણ મિલે નક્કી કર્યું છે તેનો અર્થ એ છે કે ઇચ્છાશક્તિ એ જુદા જુદા વલણની જે દઢ અને નિશ્ચિત અસર જીવનના જુદા જુદા પ્રસંગે જોવામાં આવે છે તે છે.

અમુક રીતે ક્રિયા કરવાનું વલણ તેવું કામ સતત રીતે કરવાથી પ્રાપ્ત થાય છે, કારણકે મગજમાં તેવા તેના તંતુમાર્ગ બંધાય છે. નવીન કામ માટે જે ઉત્સાહ અથવા લાગણી થઇ આવે છે તે ફક્ત મનોરથરૂપે રહે છે તો તેનું કંઈ ફળ મળતું નથી. ઘણા માણસો શેખચલ્લી જેવા વિચારમા મગ્ન રહે છે, અને મનોરાજ્યના તરંગમા વિહાર કરે છે, પણ જ્યાંસુધી તે કલ્પનાવ્યવહારના પ્રદેશમાં અનુભવાતી નથી ત્યાંસુધી તેનો લાભ મળતો નથી. એક દૃષ્ટિથી જોતાં તેમની ઇચ્છાશક્તિની નબળાઈનું આ ફળ છે; અને તે જનમંડળને ઉપયોગી નીવડતું નથી. કેવળ લાગણી કે વેગ ઉપર આધાર રાખવાથી કામ થઈ શકતું નથી. જ્યાંસુધી તેનો અમલ થતો નથી ત્યાંસુધી તેવું કામ કરવાની ટેવ પડતી નથી. વિદ્યાર્થીઓને વારંવાર ઉપદેશ કે બોધ આપવાથી ફાયદો થતો નથી, પણ તે પ્રમાણે તેને કામ કરવાની વિશેષ જરૂર છે. આ નિયમ નીતિશિક્ષણને લાગુ પડે છે. સત્ય, દયા કે ક્ષમા ઉપર વર્ગમાં વિવેચન કરવાથી તેવા સદ્ગુણ બાળકમાં આવતા નથી. જ્યાંસુધી તેમને તેવું કામ કરવાની ટેવ પડતી નથી ત્યાંસુધી ઉપદેશની ઝાઝી અસર થતી નથી. મનુષ્યજીવનનું તત્ત્વ ક્રિયાશક્તિ છે તે ભૂલી જવું જોઈએ નહિ. શાળામાં ઝીણી ઝીણી બાબતો ઉપર ધ્યાન આપવાથી સારી ટેવ પડી શકે છે. અમુક કામ કરવું, અમુક નહિ કરવું એવો બોધ દેવા કરતાં, જ્યારે જ્યારે તેવાં કામ કરવાના પ્રસંગ મળે ત્યારે તેનો લાભ લઈ તેમની પાસે તે પ્રમાણે કામ કરાવવું જોઈએ. વળી દરરોજની નજીવી બાબતોમાં પણ અમુક પ્રકારની ટેવ પાડવા માટે કાળજી રાખવી જોઈએ. જે માણસ નિરુપયોગી બાબતમાં દરરોજ ચિત્તની એકાગ્રતા, આત્મસંયમ, અને ઉત્સાહ રાખે છે તે, પ્રસંગ આવતાં મોટા કામમા પણ તેની ટેવને લીધે સારૂં કામ કરી શકે છે. નજીવી બાબતમાં તેની ઇચ્છાશક્તિ કસાએલી હોવાથી અણીને વખતે તે ટેવ તેને ઘણી મદદકર્તા નીવડે છે. બાળકની અને જુવાન માણસની પ્રેરણા અમુક વખતે ખીલે છે. જો તે પ્રસંગે તેને યોગ્ય કસરત મળતી નથી તો તે પ્રેરણાનું બળ નાબુદ થઈ જાય છે. નાનપણથી જો કસરત કરવાની

ટેવ પડી હોય છે, તો મોટપણે તેનો શોખ જોવામાં આવે છે સ્મૃતિના સંબંધમાં પણ તેજ નિયમ જણાઈ આવે છે નાની ઉંમરે જો સ્મૃતિ કેળવવામાં આવી હોય છે, તો મોટપણે તેનામાં નિતકળાનો શોખ જોવામાં આવે છે લાગણીની કેળવણીના અભાવે હૃદય કઠણ થઈ જાય છે તે આપણે હરરોજ જોઈએ છીએ પ્રખ્યાત જીવનશાસ્ત્રવેત્તા ડાર્વિને પોતાના આત્મચરિત્રમાં એવું લખ્યું છે કે વિદ્યાર્થી તરીકે તેને કવિતાનો સારો શોખ હતો પણ ઘણાં વર્ષ સુધી શુષ્ક સામાન્ય સિદ્ધાંતો તારવવાની ટેવને લીધે મોટી ઉંમરે તેને કવિતા વાચવાનો ઘણો કંટાળો આવતો હતો, તેનું હૃદય એવું બધું જડ થઈ ગયું હતું કે સંગીત કે ચિત્રનો શોખ પણ જતો રહ્યો હતો વિશેષમાં તે કહે છે કે મારે જો મારું જીવન ફરીથી ગાળવાનું હોય તો, અઠવાડીઆમાં થોડો વખત કવિતા વાંચવાનું અને ગાયન સાંભળવાનું કામ મારે શરૂ કરવું, આવી રીતે હૃદય શુષ્ક થઈ જવાથી બુદ્ધિ અને નીતિ ઉપર પણ ખરાબ અસર થાય છે

આપણે સારી પેઠે યાદ રાખવું જોઈએ કે જે કંઈ સારું કામ કે સારી બાબત છે તેને માટે તો આપણે હરરોજ થોડો પણ પ્રયત્ન કરવો જોઈએ વારંવાર સુસ્તી રાખવાથી સારું કામ કરવાની આપણી શક્તિ ધીમે ધીમે નાબુદ થઈ જાય છે જો આપણે હરરોજ થોડો વખત કવિતા, રીતસુરી, ધ્યાન કે ધર્મના અભ્યાસમાં ગાળીએ તો આગળ ઉપર જરૂર આપણને તેનો મોટો લાભ મળે છે પણ બેદરકારી કે આળસને લીધે તે માટે કંઈ પ્રયત્ન કરતા નથી તો આખરે આપણી બુદ્ધિ જડ થઈ જાય છે અને આપણી ઉંચી અભિલાષા નષ્ટ થઈ જાય છે હરરોજ થોડું થોડું કામ કરવાથી આપણું ચારિત્ર્ય ઘડાય છે [illegible] નવી ટેવ પાડતી વખતે આપણે તે ઉપર વિશેષ ધ્યાન આપવું પડે છે, પણ જ્યારે તે કામ ટેવરૂપ થઈ જાય છે ત્યારે તે કામ આપોઆપ વિચારશક્તિની ક્રિયા વગર સહજ ઉત્તેજન મળતા થઈ જાય છે ટેવને લીધે જે સરળતા, ઝડપ અને ક્રિયાની ચોકસાઈ આવે છે તેથી આપણે સુધારામાં આગળ વધી શકીએ છીએ, કારણકે ટેવને લીધે ધ્યાન અને વિચારશક્તિનો બચાવ થાય છે હરરોજના ઝીણા કામમાં ટેવની આવી સત્તા આપણે અનુભવીએ છીએ પણ જ્યારે ટેવની સત્તાને તદન તાબે થઈ આગળ કંઈ વિશેષ ઉંચા કાર્યને માટે પ્રયત્ન કરવામાં આવતો નથી, ત્યારે જીવનમાં શુષ્કતા આવે છે જેમ પ્રાણીઓનું જીવન યંત્રવત્ જોવામાં આવે છે તેમ મનુષ્ય પરત્વે પણ છે જ્યારે અમુક વરસ પછી શરીર અને મન જડ થઈ જાય છે, ત્યારે જે ટેવો પડી

હોય છે તેમના બળને કેવળ આધીન થઈ ક્રિયા થાય છે, અને તેથી નવીન બાબતોમાં જે રસ પડવો જોઈએ તે નહિ હોવાથી જીવનમાંથી રસ જતો રહે છે અને જે ધરડમાં રહી આપણને કામ કરવાની ટેવ પડી હોય છે તે પ્રમાણે કામ થયા જાય છે. આપણને ઉચી બાબતમાં રસ નહિ પડવાથી હલકી બાબતોમાં નવીનતાની ખાતર રસ લેવાનું મન થાય છે.

---

# ગગનવિહારની અદ્દભુતતા

## (૧)

પરદેશી પ્રજાઓ હવે ગગનમાર્ગે વિચરતી થઈ છે. યુરોપ, અમેરિકા વગેરે દેશોમાં આંતર રાષ્ટ્રીય ગગનમાર્ગો નક્કી થઈ ગયા છે અને એ દેશો એક બીજા જોડે વિમાન મારફતે ટપાલની તેમજ માણસોની લાવલઈજા કરે છે. છેલ્લાં ચાર વરસમાં લંડન અને યુરોપના બીજા દેશો વચ્ચે ૮૦,૦૦૦ ઉપરાંત માણસોએ વિમાનમાં મુસાફરી કરી હતી; અને એક પણ માણસની ખુવારી વગર વિમાનો વડે ૪૦,૦૦,૦૦૦ માઇલની કુલ મુસાફરી કરવામાં આવી હતી. વિમાનની બનાવટમા અને હવાઈ માર્ગની ખીલવટમાં છેલ્લાં ૨૫ વરસમાં આટલી બધી પ્રગતિ થઈ શકશે એવો ખ્યાલ ભાગ્યેજ કોઈને આવ્યો હશે, આ સાલમાં પહેલી વાર ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે વિમાન મારફત ટપાલની આવજા શરૂ થઈ છે. આજથી બરાબર ૨૫ વરસ પહેલાં ઓરવિલ રાઈટ નામનો માણસ દુનીઆમા પહેલીજ વાર વિમાનમાં માત્ર ૧૨ સેકન્ડ સુધી હવામાં રહી શક્યો હતો. ત્યારપછી વિમાનની રચનામા અને યોગ્ય યંત્રો-એન્જીનો બનાવવામાં ધીમે ધીમે સુધારો થતો ગયો. લડાઈ દરમિઆન તેમાં સુધારો વધારે થયો અને અત્યારે હવે તેમાં એટલી બધી ઝડપથી સુધારો થતો જાય છે કે ભવિષ્યમાં તેની પ્રગતિ કેટલે સુધી થશે તેનો આપણને ભાગ્યેજ ખ્યાલ આવી શકે તેમ છે. અત્યારે પ્રજાઓના પરસ્પરના વહેવારમાં અંતરાય લગભગ નજીવો થઈ ગયો છે અને ભવિષ્યમાં એ અંતરાય રહેશેજ નહિ એવી આશા રાખવામાં આવે છે. એક માણસ એકજ દિવસે દૂરનાં બે સ્થળે હોઈ શકશે. હિંદુસ્તાન અને ઇંગ્લેંડ વચ્ચે ટપાલને આવતાં કે જતાં ૭ દિવસ નહિ પણ માત્ર સાડા-પાંચ કલાક લાગશે. મહાન હવાઈ જહાજોની હારોની હારો ઘણે ઉંચે પાતળા વાતાવરણમા ચાલતી થશે અને એટલી બધી ઝડપથી તેઓ ચાલશે કે અત્યારની તેમની ઝડપ કંઈ પણ હિસાબમાં ગણાશે નહિ.

પહેલવહેલું વિમાન જ્યારે ઉડ્યું હતું ત્યારે તે માત્ર ૩ ફૂટજ ઊડી શક્યું હતું. અત્યારે તે ૬૫ કલાક સુધી નીચે ઉતર્યા વિના ઉપર રહી ૫૦૦૦ માઇલનું અંતર કાપી શકે છે, અને દુનીઆમાં ઉંચામાં ઉંચા પર્વતની ઉંચાઈ કરતાં ૧૦૦૦૦ ફુટ વધુ ઉંચાઈએ તે ઊડી શકે છે. તેમજ ૧ કલાકના ૩૧૯ માઇલની ઝડપે સફર કરી શકે છે.

ઓરવિલ રાઈટના સમયમાં બીજા પણ તેના જેવા સાહસિક વિમાનીઓ હતા. લેપહાર અને બ્લેરિઅટ ઇગ્લંડની ખાડી ઓળંગવા પહેલો પ્રયત્ન કરતા હતા. હેનરી ફરમેને ૩ કલાક સુધી વિમાનમાં ઉંચે રહી દુનીઆને ચકિત કરી નાખી હતી. લુઇ પાઉલહાને લંડનથી માન્ચેસ્ટર રાત્રે વિમાનમાં મુસાફરી કરી તેથી લોકો આશ્ચર્યમાં ગર્ક થઈ ગયા હતા. એ વખતે વિમાનો બનાવવામા લાકડાનો ઉપયોગ કરવામાં આવતો અને તેમાં બહુજ હલકા વજનવાળા લાકડાં વપરાતા. કાગળ ઉપર નકશો કાઢી ઠીક લાગે તો તે પ્રમાણે વિમાન બનાવના નબળો ભાગ જણાય ત્યાં બીજું પાટીઉં લગાવી દેતા અથવા લોઢાના તારનું દોરડું કે તાર બાંધી તેને મજબુત કરતા. આમાના ઘણા વિમાનો ઉંચે હવામાંજ ભાંગી જતાં. એક વખત તો વિમાનમાથી આખુ એન્જિન છુટું થઈ નીચે પડ્યું હતું. ક્યાં એવાં આજથી પચીસ વર્ષ પહેલાંનાં વિમાનો અને ક્યાં આજનાં ગગનભેદી નિર્ભય વિમાનો !

## હિંદના વિમાનવીર મિ. પુરુષોત્તમ મેઘજી કબાલી

## (૨)

ભાઈ પુરુષોત્તમ મેઘજી કબાલી એ એક હિંદી છે અને તેઓ મુંબઈના રહેવાસી છે. એમના વિમાનદ્વારા હિંદ આવવાના સમાચાર આખા દેશમા ફરી વળ્યા છે, એટલે એમના નામથી સૌ કોઈ પરિચિત હશે. આટલી લાંબી ગગનના મુસાફરી કરનાર એ પહેલા હિંદી છે અને તેઓ પોતાના વિમાનમાંજ બેસી હિંદ આવશે. તેમના અભિનંદનાર્થે દેશમાં સર્વત્ર તૈયારી થઈ રહી છે અને તેઓ અહીં આવે ત્યારે દેશ તેમને આવા સાહસ માટે વધાવી લેશે.

ભાઈ કબાલીનો જન્મ ૧૯૦૭મા ઘાટકોપરમાં થયો છે.* જ્ઞાતિએ તેઓ કચ્છી લુહાણા છે. ઘાટકોપરમાં પ્રાથમિક શિક્ષણ લીધા પછી તેઓએ મુંબઈમાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યો પણ માંદગીના કારણે તેઓએ ત્યાંથી

* બેપડી મોજ ઉપરથી.

અભ્યાસ પડતો મૂક્યો પછીથી તેઓએ ફોટોગ્રાફીનો અભ્યાસ કર્યો, પણ તે ધંધો તેમને છોડી દેવો પડ્યો તેઓએ ફોટોગ્રાફીમાં નિપુણતા મેળવી લીધી હતી તેથી તેઓના ચિત્રોની કદર હિંદુસ્તાનના જુદા જુદા પ્રદર્શનોમાં થઈ હતી જાપાનમાં યોકોહામા ખાતે મળેલા આંતર રાષ્ટ્રીય ચિત્રપ્રદર્શનમાં પણ તેની સારી પ્રશંસા થઈ હતી, પછી તેમને લંડનની રૉયલ સોસાઈટી ઑફ આર્ટ્સના અને લંડનની રૉયલ ફોટોગ્રાફિક સોસાઈટીના સભ્ય તરીકે ચુંટી કાઢવામાં આવ્યા ૧૯૨૭માં તેમને મોટરદ્વારા જગતની મુસાફરી કરવા વિચાર કર્યો હતો પણ કેટલાક ભય ભરેલા દેશોમાં સહીસલામતીની ખાતરી ન મળવાથી તેમને એ વિચાર પડતો મૂકવો પડ્યો છેવટે તેમણે વિમાનનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો અને જર્મનીમાં તેઓએ વિમાન સંબંધી યાંત્રિક જ્ઞાન પ્રાપ્ત કર્યું ૧૯૨૮ના ઑક્ટોબર માસમાં તેઓ જર્મનીથી લંડન ગયા ત્યાં તેઓએ વાયુશાસ્ત્ર અને નૌકાશાસ્ત્રનો અભ્યાસ કરી તેમાં કુશળતા પ્રાપ્ત કરી તેઓ લંડનના મિટિરિઓલોજી (વાયુશાસ્ત્ર) અને નેવિગેશન (નૌકાશાસ્ત્ર) સોસાઈટીના સભ્ય બન્યા છે તેઓ ઈમ્પિરિયલ એરવેઝ કંપનીમાં દાખલ થનાર પહેલાજ હિંદી ઉમેદવાર છે તે કંપનીમાં પોતાની ફરજો બજાવવા સાથે કર્નલ હેન્ડર્સનની વિમાની શાળામાં તેઓ દાખલ થયા અને વિમાનમાં ઉડવાની દરેક પ્રકારની પરીક્ષામાં કોઈપણ અકસ્માત વિના પસાર થયા અને તેમને "એ" અને 'બી' એમ બંને પ્રકારના વિમાની લાયસન્સ મળ્યા બ્રિટિશ વિમાની તરીકે "બી" વર્ગનું લાયસન્સ મેળવનાર ભાઈ કમાલી પહેલા હિન્દી છે તેઓ લંડનથી ઉપડી ક્યાંય અટક્યા સિવાય હિંદ આવવાના હતા, પરંતુ વિમાન એકી વખતે ૧૦૦૦ માઈલ ઉડી શકે એવું હોવાથી તેઓ મુકામ કરતા કરતા થોડા વખતમાં હિંદ આવશે

ટીપ—લંડનથી હિંદ આવવાનો માર્ગ બતાવનારા નકશા માટે જુઓ શાળાપત્ર પુ ૬૮, અંક ૫–૬, પૃ ૧૭૧

---

## શ્રુતલેખન

પ્રાથમિક શાળાઓમાં આ વિષય નીચલા ધોરણોથી માંડી ઉપલા ધોરણો સુધી શિખવાય છે જુદા જુદા ધોરણોમાં ભણતા વિદ્યાર્થીઓની ઉમર ને માનસિક શક્તિઓનો વિકાસ સરખા હોતા નથી અને તેથી ધોરણવાર તાલીમની જરૂરિયાતમાં પણ ફેર પડે એ સ્વાભાવિક છે ઘણી

ભાગે શાળાઓમાં શ્રુતલેખનના પાઠો અમુક એક સરખી રીતેજ અપાયે જાય છે. આ સ્થિતિ યોગ્ય ન લાગવાથી શ્રુતલેખનના પાઠ સંબંધી વિચાર કરવાનું યોગ્ય ધાર્યું છે.

શ્રુતલેખનના પાઠો યોજવામા મુખ્ય હેતુ શો છે તેનો પ્રથમ વિચાર કરીએ. જોડણી એ ભાષાનું અગત્યનું અંગ છે એ નિર્વિવાદ છે. જે મનુષ્ય શુદ્ધ જોડણી લખી શકતો નથી તેને પશ્ચિમના દેશોમાં કેળવાએલો ગણતા નથી. આથી પ્રત્યેક શાળામા બાળકોને શુદ્ધ જોડણી શીખવવાના યત્નો થાય એ માત્ર ઇષ્ટ છે એટલુંજ નહિ પરંતુ આવશ્યક છે. પશ્ચિમની અંગ્રેજી ભાષામાં જોડણીનો વિષય જેટલો વિકટ છે તેટલો આપણી ભાષામાં નથી. બીજી તરફ એ ભાષામા જોડણી જેટલી નિશ્ચિત છે તેટલી આપણી ભાષામા નથી. આ પ્રશ્નો મનમાં ઉઠે છે પણ તે વિચાર કરવાનું આ સ્થાન ન હોવાથી, હાલ જે વસ્તુસ્થિતિ છે તેનોજ ને તેમાં સારામાં સારી કઈ પ્રથાથી કામ થઈ શકે તેનોજ વિચાર કરવો ઇષ્ટ છે.

શ્રુતલેખનમા બાળકનું મન ત્રિધા કામ કરે છે–શબ્દો સાંભળવાનું, તેમને સમજવાનું અને તેમને ચિહ્નોમા ઉતારવાનું. ચિહ્નોમાં ઉતારવાની આ ક્રિયા ગમે તેમ કરી નાખવાની નથી હોતી. અમુક મુકરર કરેલા નિયમાનુસારજ આ ચિહ્નો મૂકવાના હોય છે. આ છેલ્લું સ્વરૂપ તે જોડણી.

શ્રુતલેખનના પાઠામા બાળકોના મનની આ ત્રણે જાતની પ્રવૃત્તિને કેળવવાની હોય છે. એઓનો પરસ્પર સંબંધ એવો છે કે જ્યાંસુધી ત્રણેનો સારો સમન્વય ન થાય ત્યાં સુધી પરિણામ સારૂં આવેજ નહિ; છતાં પણ ધોરણ પ્રમાણે એકાદ શક્તિની કેળવણીને મુખ્ય સ્થાન આપી બીજીઓને ગૌણ કરી શકાય અને જે પ્રમાણે એમાં ફેરફાર કરીએ તે પ્રમાણે પાઠ આપવાની રીતમા પણ ફેર થઈ શકે. નીચલાં ધોરણોમાં બાળકો શબ્દોનાં શુદ્ધ સ્વરૂપ જાણે એ અગત્યનું છે. બાલ્યાવસ્થામાં પડેલા અશુદ્ધ સંસ્કાર જીવન પર્યંત રહે છે. એથી જોડણીની શુદ્ધિ ઉપર વિશેષ ભાર મૂકવાની જરૂર દેખાય છે. આવા પાઠો જોડણી પ્રધાન પાઠો થશે. આવા પાઠો શાળાઓમાં કોઈ બે ત્રણ લીટીઓ પસંદ કરી બહુધા અપાય છે. શિક્ષક બે ત્રણ અઘરા શબ્દો આવતા હોય એવી લીટીઓ પસંદ કરે છે; પછી તેને કા.પા. ઉપર લખી ચક્ષુદ્વારા સંસ્કાર પાડે છે, ગોખીથી જોડણી કરાવી સંસ્કાર દૃઢ કરે છે અને પછી લખાવે છે. તપાસી, ભૂલો સુધરાવી પાઠ પૂર્ણ કરે છે. આ રીતમા એક મોટો દોષ આવી

જાય છે. જોડણી પ્રધાન પાઠ હોવા છતાં પણ આ રીતે માત્ર એ કે ત્રણ લીટીમાં આવતા અઘરા શબ્દોની જોડણી બાળક શીખે છે. આ જાતના પાઠોમાં ઘણો વખત આજુબાજુની તૈયારીમાં જાય છે એ અનુભવીઓ જાણે છે.

આ વસ્તુસ્થિતિમાંથી બચવા નીચેની યુક્તિ કરીએ તો પરિણામ સારૂં આવે છે એ અનુભવી જોયા પછી તે જણાવવાની રજા લઉં છું.

વર્ગને વ્યવસ્થિત કરી જે પાઠની જોડણી શીખવવાની હોય તે આખો પાઠ બાળકોને ધ્યાનપૂર્વક વાચવા કહેવું. પાઠમાંના શબ્દોની જોડણીની પરીક્ષા લેવાનો છું એવી સૂચના આપી માત્ર જોડણી ઉપરજ ધ્યાન રાખવા કહેવું. બાળકો પાઠ વાંચવામા રોકાય તે દરમિઆન શિક્ષક આખા પાઠમાંથી અઘરા શબ્દો તારવી કા.પા. ઉપર લખે. બાળકો પાઠ વાંચી રહે પછી શિક્ષક કા.પા. ઉપરના શબ્દોની જોડણી તરફ ખાસ લક્ષ ખેંચે. એ થઈ રહ્યા પછી, શિક્ષકે પ્રથમથી નક્કી કરી રાખેલી લીટીઓ (જે બાળકને પ્રથમથી કહેવામાં ન આવવી જોઈએ) લખાવે અને તપાસી ભૂલો સુધરાવી પાઠ પૂર્ણ કરે.

આ યુક્તિથી જુની રીતની માફક ચક્ષુથીજ જોડણીના સંસ્કાર પાડવામાં આવે છે. પાઠ વાચેલો હોવાથી અર્થ પણ એ સંસ્કારને ચિહ્નો-દ્વારા પ્રકટ કરવામાં મદદ કરે છે અને માત્ર એ કે ત્રણ લીટીની જોડ-ણીને બદલે આખા પાઠની જોડણી એટલાજ સમયમા તૈયાર થાય છે. વિદ્યાર્થીઓને જેમ જેમ આ પદ્ધતિની ટેવ પડતી જાય છે તેમ તેમ તેઓ પોતે બુદ્ધિનો ઉપયોગ વિશેષ કરતા થઈ, દરેક શબ્દની જોડણી જોવા અટક્યા વગર અઘરા શબ્દોની જોડણી ઉપરજ વધારે લક્ષ આપતા થાય છે. શિક્ષકની તારવણી ઓછી થતી જાય છે અને સ્વપ્રયાસની ટેવ કેળ-વાયાથી વિદ્યાર્થીઓમાં અભ્યાસવૃત્તિ જાગે છે.

પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજ
અમદાવાદ } રણજીતરામ ડાહ્યાભાઈ દેરાસરી

---

## સૃષ્ટિનિરીક્ષણ

### પક્ષીઓનું અવલોકન

વર્ષાઋતુની એક રમ્ય પ્રભાતે એક ગામડાની નિશાળના વિદ્યાર્થીઓ આનંદપર્યટને નીકળી પડ્યા હતા. આગલી રાતે સારા પ્રમાણમા વરસાદ

પડ્યો હતો. ગામના ઝાંપામાંજ આવેલી નિશાળની બહાર થોડે દૂર જતાં ખેતરો આવેલા હતાં અને નજીકમાંજ એક સુંદર તળાવ આવેલું હતું. સવારનો પહોર હતો અને આકાશ વાદળાઓથી ઘેરાએલું હતું. ઠંડો મીઠો પવન વાતો હતો. આવા સંજોગોમાં નિશાળના બંધ મકાનમાં બેસીને શીખવવાના કરતા બહાર ખુલ્લી હવામા લઈ જઈ કુદરતનું સુંદર દશ્ય બતાવવાથી બાળકોને વધારે આનંદ પડશે અને સુંદર સંગીત જ્ઞાન મળશે એમ ધારીને બાળકોનીજ માગણીથી નિશાળના મહેતાજીએ આ પર્યટન ગોઠવ્યું હતુ.

બહાર ખેતરોમા તથા તેમની વાડો ઉપર નાનાં મોટાં પક્ષીઓ આમ તેમ ફરતાં દૃષ્ટિગોચર થતા હતાં. તળાવની પાળ ઉપર વિવિધ પ્રકારનાં નાનાં મોટા વૃક્ષોની મનોહર ઘટાઓ આવી રહેલી હતી અને આ ઘટાઓમાંથી અનેક જાતના પક્ષીઓનો કિલકિલાટ બાળકોનું ધ્યાન આકર્ષતો હતો.

નિશાળના નાના સહેલાણીઓ તળાવની પાળ ઉપર આવી પાણીની નજીક ખુલ્લી જમીન પર ગોઠવાઈ ગયા. તેમને તો આજે આનંદ આનંદ થઈ રહ્યો હતો. નિશાળના બંધીઆર ઓરડામાં ન્હોતો મળતો તેમને ઠંડો પવન કે ન્હોતાં સંભળાતાં પક્ષીઓનાં સુંદર ગાન. નિશાળની બહાર કુદરત તેમને અનેરા લાભો મેળવવા આમંત્રી રહી હતી. કેળવણીની દૃષ્ટિએ પણ કુદરતના આ આમંત્રણને સ્વીકારી લઈ સૃષ્ટિ-નિરીક્ષણ માટે બહાર ચાલ્યા જવું એ વધારે હિતકર હતું. શાળાના નિયંત્રિત સમયપત્રકમાં બનાવ્યા મુજબ નિયત સમયે બાળકોને પર્યટન ઉપર લઈ જવા જોઈએ એથી અથવા કોઈપણ પ્રકારના આડંબર માટે આ પર્યટન યોજાએલું નહોતું. સાંજે નિશાળ છુટવાને વખતે બાળકો થાકી ગએલાં હોય તથા ઋતુ અને કુદરતની પ્રતિકૂળતા હોય તેવા વખતે કોઈ કોઈ વખત પર્યટનો યોજાય તેવું આ પર્યટન નહોતું. આતો બાળકોની ઇચ્છાથી અને સર્વ રીતે કુદરતની અનુકૂળતા મળે એવા સમયનું સ્વયંપ્રેરિત અને સ્વયંસ્ફૂર્ણાત્મક પર્યટન ખરેખર આનંદપર્યટન હતું.

તળાવની પાળ ઉપર ગોઠવાઈ ગયા બાદ બાળકો વરસાદના તાજા પાણીથી છલોછલ ભરાઈ ગએલા તળાવમાં આમ તેમ જોવા લાગ્યાં. પાણીમાં કેટલાક માણુસો તરતા હતા. કેટલાક માણસો નાહીને પાણીમા ઉભા ઉભા ઈશ્વરનું ધ્યાન કરતા હતા. તળાવના એક ભાગમાં કેટલાક પક્ષીઓ તરતાં

હતાં અને બીજા ભાગમાં કિનારા પાસે ઉગેલા ઉંચા ઘાસમાં કેટલાંક સફેદ પક્ષીઓ ધ્યાન ધરતાં હોય તેમ ઉભેલા હતા. આ ધ્યાનમગ્ન પક્ષીઓ શું કરતાં હશે તે જોવા બાળકો ધીમે ધીમે તેમની નજીક ગયાં અને તેમના ધ્યાનને કોઈપણ જાતની ખલેલ ન પહોંચે તેવી રીતે ઉભા રહી તેમને જોવા લાગ્યાં. તેમના પગ લાંબા હતા એટલે તેઓ પાણીમાં ડુબી જતાં ન હતાં. ધ્યાન કરતાં કરતાં તેમની લાંબી ડોક અને લાંબી ચાંચનો ઉપયોગ કરી તેઓ પાણીમાંથી કાંઈક ઉપાડી લેતાં હતાં. અવલોકન કરતાં જણાયું કે તેઓ પાણીમાંથી માછલાં અને જંતુઓ ઉપાડી ખાઈ જતાં હતાં. પાણીમાંનાં જંતુઓ અવાજથી નાશી ન જાય એટલા માટે તેઓ શાંત ઉભાં રહેલાં હતા. બાળકોએ અગાઉ આવાં પક્ષીઓને ભાતના ખેતરોમાંથી જંતુઓને વીણી વીણીને ખાઈ જતા જોયાં હતાં એટલે બગલાને નામે ઓળખાતાં આ પક્ષીઓને તેઓ ઓળખી ગયાં અને તેમના વિશેષ નિરીક્ષણમાં તેમને આનંદ આવ્યો.

તેમના લાંબા પગ પાણીમાં ઉભા રહેવામાં કેવી મદદ કરે છે તથા લાંબી ડોક અને લાંબી ચાંચ પાણીમાંથી જીવડાં ઉપાડી લેવામાં કેવી રીતે ઉપયોગી થઈ પડે છે તે બાળકો બરાબર જોઈ શકયા. પગના છેડે આગલા ભાગમાં ત્રણ અને પાછળના ભાગમાં એક આગળું હોવાથી પાણીમાં કે જમીન પર તેઓ સહેલાઈથી ચાલી શકે છે.

તળાવની પાળ ઉપર એક ઝાડ હતું. તેના પર આવાં ઘણાં પક્ષીઓ બેઠેલાં જોવામાં આવ્યાં. રહેવા માટે તેમણે સળીઓના ચપટા માળાઓ બનાવ્યા હતા. કોઈને પૂછતાં તેમને કહેવામાં આવ્યું કે બગલાની માદા માળામાં પાંચ ઇંડાં મૂકે છે, તેમાંથી બચ્ચા નીકળે છે અને બચ્ચાંને શરીરે લાંબા પણ પાતળાં અને મુંવાળા પીછા હોય છે. શરૂઆતમાં માદા તેમને જંતુઓ અને માંછલાં લાવી આપી ખવરાવે છે.

બાળકોએ બગલાંનાં જેવાં મોટાં સારસ નામનાં પક્ષીઓ ખેતરોમાં આમ તેમ ફરતાં અગાઉ જોએલાં. તેમનો આકાર, પગ, ડોક તથા ચાંચની લંબાઈ તથા પગનાં આંગળાં લગભગ બગલાંના જેવાજ માલમ પડતાં હતાં. સારસ હમેશાં માદાની સાથે જોડકામા જ માલમ પડે છે; જ્યારે બગલાં મોટા સમૂહમાં માલમ પડે છે. સારસ મુખ્યત્વે જમીન પર રહે છે અને છીછરા પાણીમાં ઘાસ વડે પોતાનો માળો બાંધે છે. ચાલવાનું તેને વધારે પસંદ હોય છે છતાં તે સારી રીતે ઉડી પણ શકે છે. અનાજના દાણા, વનસ્પતિ તથા ખેતરોમાં રહેલાં છવજંતુઓ ખાઈને તે રહે છે.

બાળકો બગલાંઓનું અવલોકન કરી સારસ સાથે સરખાવતાં હતાં તે દરમિઆન સરોવરના મધ્ય ભાગમાં તરતું બતકના નામથી ઓળખાતું સફેદ પક્ષીઓનું એક ટોળું તેમની તરફ આવ્યું. તેમને પણ ડોક લાંબી હતી અને ચાંચ બગલાની ચાંચ જેવી લાંબી પણ ચમચાના આકાર જેવી ચપટી હતી. બગલાં પાણીમા બહુ દૂર જઈ શકતાં ન હતાં પણ આ પક્ષીઓ તો ગમે તેટલા ઊંડા પાણીમા પણ જઈ શકતાં હતાં અને પાણી ઉપર તરી શકતા હતા. બાળકો બરાબર અવલોકન કરી શકે એ હેતુથી

બગલું, બતક અને સારસ.

ધ્યાન મગ્ન બગલું

બગલાની ચાંચ તથા પગ

બગલાનો માળો.

સારસ.

બતક

બતકની ચાંચ તથા પગ.

કિનારા પર ઉભેલા એક માણસે આ ટોળામાથી એક પક્ષીને પકડી આણ્યું. અવલોકન કરતા જણાયું કે પાણીમા રહેવા છતા તેના શરીરને પાણી ભીજવી શકતુ ન હતુ. તેના શરીર પર હાથ ફેરવી જોતા જણાયુ કે તેની પાંખપર ચિકટ પદાર્થ હોવાથી તેને પાણી અડકી શકતુ નહોતુ. વિશેષ અવલોકનથી જણાયુ કે બગલાના પગ કરતા તેના પગ ટુંકા હોય છે, કારણ કે તેને પાણીમા ઉભા રહેવાની જરૂર હોતી નથી. પાણીમા તે તરીને દૂર જઈ શકે છે અને તેથી તેના પગના આગળા રબરના પડ જેવી ચામડીથી જોડાએલા હોય છે. એને છુટુ મુકતા કાદવકીચડવાળી જગ્યાએથી નીચેથી ચપટી ચાચ વડે ચપચપ કરતુ ક્રાઇક ખાવા મંડી જાય છે. જમીન પર રહેવાના કરતા પાણીમા રહેવુ તેને બહુ પસંદ પડે છે અને ગંદા પાણીમાથી જીવજતુઓ વીણી વીણીને ખાઈ જાય છે તેથી આપણને તે ઉપયોગી છે.

બાળકો પોતાની સાથે તેમની સ્કેચબુક લાવેલા હતા, તેથી તેમણે જે અવલોકન કર્યુ હતુ તેના તેમણે ચિત્રો પાડી લીધા અને ખાસ વિશેષતા જણાય તેની બાબતો તેમા દર્શાવી.

આ ચિત્રોમાનાં કેટલાક, થોડા સુધારા સાથે ઉપર આપવામા આવ્યા છે. આવા ચિત્રો બનાવવાથી અગર પક્ષીઓને વર્ગમા લાવીને બતાવવાથી બાળકોને જે આનંદ થાત તેના કરતા તેમનાજ નિવાસસ્થાનમાં તેમનું પ્રત્યક્ષ અવલોકન કરવાથી બાળકોને ઘણો વધારે આનંદ થયો અને તેમના જ્ઞાનમા સારો વધારો થયો.

પ્રે. ટ્રે. ટ્રેનિંગકોલેજ, અમદાવાદ } મનસુખરામ મણિશંકર દ્વિવેદી

## ચર્ચાપત્રનો ખુલાસો

'જઠ્ઠ' શબ્દને બદલે 'મત' દાખલ કરવાથી તમારી હરકત દૂર થશે

## સ્ત્રીઓ માટેની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

### પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૨૯.

આ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા **તા. ૨૩ મી સપ્ટેમ્બરને સોમવારે** સવારના અગિયાર વાગ્યે કૉલેજના મકાનમાં શરૂ થશે.

આ કૉલેજમા દાખલ થવાને જે બાઈઓ ઇચ્છા રાખતી હોય, તેમણે હકીકતનું એક પત્રક* પોતાની શાળાના મુખ્ય શિક્ષિકા મારફત અમારા તરફ મોકલી આપવું. એ પત્રકની સાથે સ્કૂલ કમીટીના મેમ્બરો તરફથી અથવા પોતાના ગામના કોઈ બે પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી મેળવેલ સદ્‌વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો પણ મોકલવી. હકીકતનું પત્રક તથા સદ્‌વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો મોડામાં મોડા તા. ૧ લી સપ્ટેમ્બર સુધીમા અમને મળી જવા જોઈએ. ત્યારપછી આવેલા પત્રકો સ્વીકારવામા આવશે નહિ.

પ્રાવેશિક પરીક્ષા આપવાના સંબંધમાં કોઈ ખાસ મર્યાદા રાખવામા આવતી નથી. પરંતુ કૉલેજમા દાખલ થતી વખતે જેની ઉમર પુરા ૧૫ વર્ષની હોય છે, તેનેજ દાખલ કરવામા આવે છે. ૧૫ વર્ષથી ઓછી ઉંમરની તેમજ ૨૫ વર્ષથી વધારે ઉંમરની બાઈઓને કૉલેજમા દાખલ કરવામા આવતી નથી

પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૦૨ ના જાન્યુઆરિ માસના 'ગુજરાત શાળાપત્રમા પ્રગટ થએલ કન્યાશાળાના પાચમા ધોરણના અભ્યાસક્રમ મુજબ લેવામા આવશે.

જે બાઈઓ કૉલેજમા દાખલ કરવા યોગ્ય જણાશે તેમની શારીરિક તપાસ કાઠિઆવાડના જનાના મેડિકલ ઑફિસર સાહેબ પાસે કરાવવામાં આવશે.

| સ્ત્રીઓ માટેની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ. તા. ૧–૫–૨૯. | મંજુલા મહેતા, લેડી સુપરિન્ટેન્ડેન્ટ |
|---|---|

* કોઠા માટે જુઓ શાળાપત્ર. ૧૯૨૮ પૃષ્ઠ ૨૭૭.

# જાહેરખબર

## હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા

૧. હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૧૩ માહે સપ્ટેમ્બર સને ૧૯૨૯ ને શુક્રવારે અગિયાર વાગ્યે આ કૉલેજના મકાનમાં શરૂ થશે.

૨. નીચેની કલમ ૩ જીમા જણાવેલી કોઈપણ પરીક્ષા પાસ થએલો ઉમેદવાર કૉલેજની પ્રાવેશિક પરીક્ષા આપી શકશે. પરંતુ ૧૬ વર્ષથી ઓછી ઉંમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉંમરના ઉમેદવારો કૉલેજમાં સામાન્ય રીતે દાખલ થઈ શકશે નહિ. પરંતુ વેસ્ટર્ન ઇન્ડિઆ સ્ટેટ્સ એજન્સિની કોઈપણ સ્ટેટની કે એજન્સિની કોઈપણ શાળામા ઓછામા ઓછાં છેલ્લાં બે વર્ષથી કામ કરતો શિક્ષક ૩૦ વર્ષની ઉમ્મર સુધી કૉલેજમાં દાખલ થઈ શકશે.

૩. દરેક ઉમેદવારની અભ્યાસ સંબંધી લાયકાત ઓછામાં ઓછી નીચેનામાંથી એક જોઈએ:—

(અ) સરકારી કેળવણીખાતાએ નિયત કર્યા મુજબ સાતમું ધોરણ પાસ.

(બ) વર્નાક્યુલર ફાઇનલ પાસ.

(ક) સરકારે મંજુર કરેલી કોઈ શાળામા અંગ્રેજી ચોથું ધોરણ પાસ.

૪. ઉપરની કલમ ૩ જી પ્રમાણેની લાયકાત અને બીજી હકીકત નમુના પ્રમાણેના સર્ટિફિકેટના ફોર્મમા* ભરી અમને **તા. ૩૧ મી ઓગસ્ટ ને શનિવારે આ ઓફિસે મળી જાય તેવી રીતે મોકલી આપવી. અપૂર્ણ અથવા અનિયમિત રીતે પૂરેલાં અને વખતસર નહિ પહોંચેલાં સર્ટિફિકેટ કોઈપણ સંજોગોમાં સ્વીકારવામાં આવશે નહિ. દરેક ઉમેદવાર માટે જુદું સર્ટિફિકેટ ભરી મોકલવું.**

૫. મુંબઈ સરકારના કેળવણીખાતા તરફથી સને ૧૯૧૩ માં પ્રસિદ્ધ થએલા ગુજરાતી સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે, પણ ગુજરાતી વિષયની પરીક્ષા નીચે મુજબ લેવાશે:—

* ફોર્મ માટે જુઓ શાળાપત્ર ૧૯૨૭ પૃષ્ઠ ૨૩૪

| | | માર્ક |
|---|---|---|
| (અ) લેખી પરીક્ષા | ૧ ગુજરાતી સાતમીના સામાન્ય જ્ઞાનના પાઠની લેખી પરીક્ષા. | ૫૦ |
| | ૨ નિબંધ. | ૨૫ |
| | ૩ અક્ષર તથા લેખનશુદ્ધિ. | ૨૫ |
| | ૪ વ્યાકરણ, વ્યુત્પત્તિ ને પિંગળ. | ૪૦ |
| | મોઢાની પરીક્ષા | ૬૦ |

(બ) સાયન્સ તથા આરોગ્યવિજ્ઞાનના વિષયમાં વે. ઈ. સ્ટેટ્સ એજન્સિના મહે. એજ્યુ. ઓફિસર સાહેબના સરક્યુલર નંબર ૭ તા. ૨૬-૬-૨૮ થી સુધારેલા અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા લેવામા આવશે. (આ અભ્યાસક્રમ સૌરાષ્ટ્ર શિક્ષકના નવેમ્બર, ૧૯૨૮ના અંકમા પ્રગટ કરવામાં આવ્યો છે.)

૬. છેક નાના કદના, કાનની કે આંખની શક્તિમાં ખામીવાળા, બોબડા, કે અશુદ્ધ ઉચ્ચારવાળા તથા દાકતરી પરીક્ષામાં નાપાસ થએલા ઉમેદવારને કોલેજમા દાખલ કરવામાં નહિ આવે.

હંટર મેલ ટ્રેનિંગ કોલેજ, રાજકોટ તા. ૪-૫-૨૯.
અ. પટેલ
પ્રિન્સિપાલ.

---

## જાહેરખબર

### રાવ સાહેબ માધવલાલ હરિલાલ સ્મારક ફંડની

કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે પંચમહાલ જિલ્લો, પંચમહાલ એજન્સિ, રેવાકાંઠા, મહીકાંઠા અને પાલણપુર એજન્સિની કોઈ સ્ત્રીશિક્ષકને સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦)ના ઇનામના પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ ગોઠવણ કરી છે. પરીક્ષા તા. ૫-૯-૨૯ ના દિવસે મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ અમદાવાદની પ્રેક્ટિસિંગ નિશાળમા કોલેજના લેડિ સુપ્રિન્ટેન્ડન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના હેડમાસ્તર લેશે પાઠનો વિષય અને તે જે વર્ગમાં આપવાનો હશે તે એક કલાક અગાઉ કહેવામા આવશે. સઘળી અરજીઓ તા. ૩૧-૮-૨૯ સુધીમાં પોતાના ઉપરી અધિકારી મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજના લેડિ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ તરફ મોકલી આપવી. પાંચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળાં સ્ત્રી શિક્ષકો આ ઇનામ માટે લાયક ગણાશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ, ફોર વિમેન અમદાવાદ-તા. ૧૧-૭-૨૯.
મા. ઇ. ઠાકોર
ઇ૦ ચાર્જ લેડિ સુપ્રિન્ટેન્ડ

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રકટ કર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. |
|---|---|---|---|---|---|
| ૧ | ઉર્દુ મિડલ સ્કૂલ જ્યોગ્રફિઆ ધોરણ ૫મા માટે | મિ. ગી. મોરિસન એમ.એ. | મેસર્સ મેકમિલન એન્ડ કૉ. મુંબઇ | ૧—૦—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે |
| ૨ | „ ધોરણ ૬ „ | „ „ | „ | ૧—૩—૦ | „ |
| ૩ | ઇસ્લાગે ઇન્ગ્લિશિઆકી તારીખ | મિ. એસ. ડી. ત્રિપાઠી, એમ. એ. | „ | ૧—૮—૦ | „ |
| ૪ | સુલ્તનાતે હિંદુસ્તાન ઔર લંકા | મોરિસન એન્ડ જૈન | „ | ૧—૪—૦ | „ |
| ૫ | પયેનો ઇગ્લિશ લોકોનો ઇતિહાસ | „ | „ | ૧—૬—૦ | „ |
| ૬ | પ્યારે રામકી પ્યારી બાતેં | યુધિષ્ઠિર | | ૦—૬—૦ | લાયબ્રેરી |
| ૭ | પીઆરે ક્રિશ્નકી પીઆરી બાતેં | યુધિષ્ઠિર | „ | ૦—૬—૦ | „ |
| ૮ | લવ ઔર કુશ | યુધિષ્ઠિર | | ૦—૬—૦ | „ |
| ૯ | જ્યોગ્રફિઆ-એ-સલ્તનતે હિંદ | „ | મેસર્સ લૉંગમેન્સ ગ્રીન એન્ડ કૉ. મુંબઈ. | ૦—૬—૦ | ફક્ત લાયબ્રેરી માટે |
| ૧૦ | દખ્ખનકી તારીખી કહાનીયાં | મિ. કયુ. ગોયરબી. | „ | ? | ઇનામ અને લાયબ્રેરી માટે |
| ૧૧ | જ્યોગ્રફિઆ-એ-ઝીલ્લા-એ-ધારવાર | સૈયદ હારીઝ ઇબ્રાહીમ કાઝી | હેડમાસ્તર, ઉર્દુ બૉયઝ સ્કૂલ, નં. ૧, ગાડગ | ૦—૪—૬ | ટીચર્સ લાયબ્રેરી |
| ૧૨ | હિસ્ટ્રી ઓફ ઇગ્લાંડ | બુધાનસીંગ અને દીવાનસીંગ | રાવ સાહેબ મુન્શી ગુલાબસીંગ એન્ડ સન્સ, લાહોર | ૧—૮—૦ | લાયબ્રેરી |
| ૧૩ | હયાતુલ મુફસ્સેરીન હિસ્સા. ૧. | હકીમ મોહમ્મદ ઇબ્રાહીમ | ખલીફાબાગ, ભાગલપુર | ૧—૦—૦ | „ |

ને. ડે. એ. ઈ. ઉર્દુ સ્કૂલ્સ, બી. ડી. ની ઑફિસ,
મુંબઇ, તા. ૩૦–૩–૧૯૨૯.

(અંગ્રેજીમાં સહી) આઈ. એ. એહમદી.
ડે. એ. ઇ. ઉર્દુ સ્કૂલ્સ, બી. ડી., મુંબઈ.

(૧)

## ઉ. લા. માં સને ૧૯૨૯ માં લેવામાં આવેલી છોકરીઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદી

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | | | ૩૦ | કાન્તા સોમચંદ શાહ | ૨૯૭ |
| | **અમદાવાદ જિલ્લો** | | | શાન્તા શકરાભાઈ રેંટીયાવાળા | ૨૯૭ |
| | | | ૩૨ | કીરપા સોમચંદ ખ્રિસ્તી | ૨૯૫ |
| ૧ | ભણુ નાનજીભાઈ ચૌહાણ | ૩૯૭ | | મહાલક્ષ્મી મણીલાલ દવે | ૨૯૫ |
| ૨ | કમળા દામોદરદાસ કાજી | ૩૯૧ | ૩૪ | ચંદ્રભાગા સાકળેશ્વર ત્રિવેદી | ૨૯૩ |
| ૩ | લક્ષ્મી અમરીતલાલ જોશી | ૩૮૭ | | મણી ઓઘાભાઈ દલવાડી | ૨૯૦ |
| ૪ | મણી મૂળજી ખ્રિસ્તી | ૩૪૫ | ૩૬ | શારદા ભોગીલાલ શાહ | ૨૮૦ |
| ૫ | ધનુ છનીઆ નાયક | ૩૩૯ | ૩૭ | ચંદ્રકાન્તા કુલશંકર દવે | ૨૭૩ |
| ૬ | ગીરજા ચંદુરાવ જાદવ | ૩૩૮ | | કમળા મોહનલાલ બ્રહ્મભટ્ટ | ૨૭૩ |
| ૭ | ચંદ્રકાન્તા રણછોડલાલ શાહ | ૩૩૩ | ૩૯ | કલાવતી છોટાલાલ શાહ | ૨૭૧ |
| ૮ | રમણગૌરી હરિશંકર ભટ્ટ | ૩૩૨ | ૪૦ | કાન્તા સોમનાથ ત્રિવેદી | ૨૭૦ |
| ૯ | લલિતા હરિલાલ દવે | ૩૩૨ | ૪૧ | અગી ઇસાઅલી પટેલ | ૨૬૯ |
| ૧૦ | સવિતા હરિક્રિષ્ણ જાની | ૩૩૧ | ૪૨ | શકરી અમરીતલાલ શાહ | ૨૬૮ |
| ૧૧ | અન્નપુર્ણા જીવરામ જાની | ૩૨૮ | ૪૩ | ચંદનગવરી પુનમચંદ મહેતા | ૨૫૯ |
| ૧૨ | દીના નરસિંહ ખ્રિસ્તી | ૩૨૫ | ૪૪ | શારદા ભાઇશંકર ઠાકર | ૨૫૬ |
| ૧૩ | તારામણી જગન્નાથ વૈષ્ણવ | ૩૨૦ | ૪૫ | મધુકાન્તા ગુલાબીદાસ ભટ્ટ | ૨૫૦ |
| ૧૪ | સવિતા આત્મારામ હાથી | ૩૧૮ | | હરિગંગા જગન્નાથ વૈષ્ણવ | ૨૫૦ |
| ૧૫ | વિન્ધ્યા પોચાભાઈ પંડયા | ૩૧૭ | ૪૭ | સવિતા મોહનલાલ શાહ | ૨૪૦ |
| ૧૬ | પુષ્પાવતી ચમનલાલ વકીલ | ૩૧૪ | | **ખેડા જિલ્લો** | |
| ૧૭ | ડાહી છોટાલાલ ત્રિવેદી | ૩૧૧ | | | |
| ૧૮ | ચંદ્રમણી વલ્લભદાસ દફતરી | ૩૦૯ | ૧ | દોરોથી દેવસીંગ ખ્રિસ્તી | ૪૩૫ |
| | કમળા છોટાલાલ પંચાલ | ૩૦૯ | ૨ | લખી હરખા ખ્રિસ્તી | ૪૨૮ |
| | મેના મોહનલાલ ત્રિવેદી | ૩૦૯ | ૩ | રૂથ માધવ ખ્રિસ્તી | ૪૨૨ |
| ૨૧ | સવિતા રતનજી સરખેડી | ૩૦૭ | ૪ | સુનંદાગૌરી દાનીએલ ખ્રિસ્તી | ૪૧૮ |
| ૨૨ | નર્મદા લક્ષ્મીશંકર રાવળ | ૩૦૧ | ૫ | હન્નાહ કચરા ખ્રિસ્તી | ૪૧૫ |
| ૨૩ | કાન્તા શંકરપ્રસાદ દેસાઈ | ૩૦૪ | ૬ | રૂબીના કેશવ ખ્રિસ્તી | ૪૦૯ |
| ૨૪ | કપીલા ચીમનલાલ ત્રિવેદી | ૩૦૧ | ૭ | હીરી હરખા ખ્રિસ્તી | ૩૯૮ |
| | સુરજ મોહનલાલ શાહ | ૩૦૧ | ૮ | અલીગાએલ દાનીએલ ખ્રિસ્તી | ૩૯૧ |
| ૨૬ | પુરી છગનલાલ પટેલ | ૩૦૦ | ૯ | શાન્તિ ધીરા ખ્રિસ્તી | ૩૯૧ |
| | નર્મદા ગોકળદાસ શાહ | ૨૯૯ | ૧૦ | દુકીસ હરિલાલ ખ્રિસ્તી | ૩૮૯ |
| | અ. કીરજલાલ વ્યાસ | ૨૯૯ | ૧૧ | સુમિત્રા ગોવિંદ ખ્રિસ્તી | ૩૮૬ |
| | જેલ | ૨૯૯ | ૧૨ | રૂકમણી મનસુર ખ્રિસ્તી | ૩૮૫ |

| | | |
|---|---|---|
| ૧૩ | લુઇસ અભેસીંગ ખ્રિસ્તી | ૩૮૪ |
| ૧૪ | તબીથા મંગળ ખ્રિસ્તી | ૩૭૭ |
| ૧૫ | જયકુંવર દાનીએલ ખ્રિસ્તી | ૩૭૩ |
| ૧૬ | સાલોમી મોતી ખ્રિસ્તી | ૩૬૬ |
| ૧૭ | સુમિત્રા ગલા ખ્રિસ્તી | ૩૬૫ |
| ૧૮ | મરીઅમ રણછોડ ખ્રિસ્તી | ૩૬૦ |
| ૧૯ | મરથા પોલીકાર્પ ખ્રિસ્તી | ૩૫૬ |
| ૨૦ | મણીબેન પરશોત્તમ પટેલ | ૩૫૩ |
| ૨૧ | બીના સોમચંદ ખ્રિસ્તી | ૩૩૯ |
| ૨૨ | દીના લલ્લુ ખ્રિસ્તી | ૩૩૩ |
| ૨૩ | જયકુંવર નાથુ ખ્રિસ્તી | ૩૩૩ |
| ૨૪ | સુલોચના ગોમચંદ ખ્રિસ્તી | ૩૩૦ |
| ૨૫ | મણીબેન મગનભાઈ પટેલ | ૩૨૯ |
| ૨૬ | એલન માધવ ખ્રિસ્તી | ૩૨૮ |
| ૨૭ | મેરી કેથેરીન સોલોમન ખ્રિસ્તી | ૩૨૩ |
| ૨૮ | મોતીબેન ગગાભાઈ રાવળ | ૩૨૦ |
| ૨૯ | વનલક્ષ્મીબેન ચીમનલાલત્રિવેદી | ૩૧૮ |
| ૩૦ | જેઠીબેન રણછોડ પંડ્યા | ૩૧૮ |
| ૩૧ | વિદ્યાબેન મંગળભાઈ ત્રિવેદી | ૩૦૭ |
| ૩૨ | રૂક્ષ્માણી વીશરામ ખ્રિસ્તી | ૩૦૭ |

## પંચમહાલ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | કસ્તુર મળજી ખ્રિસ્તી | ૩૭૨ |
| ૨ | મણી ગણપત ખ્રિસ્તી | ૩૬૪ |
| ૩ | માર્ગેટ વાલજી ખ્રિસ્તી | ૩૫૯ |
| ૪ | માર્ગેટ ભાવસીગ ખ્રિસ્તી | ૩૫૫ |
| ૫ | ભાની ઉદા ખ્રિસ્તી | ૩૫૩ |
| ૬ | મહાશ્વેતા અમુલખરાય દેસાઈ | ૩૪૨ |
| ૭ | શારદા બેન્જામીન ખ્રિસ્તી | ૩૪૦ |
| ૮ | એલન સુલેમાન ખ્રિસ્તી | ૩૩૫ |
| ૯ | અશ્રુમતી કરસનદાસ ખ્રિસ્તી | ૩૩૪ |
| ૧૦ | મણી આશીર્વાદ ખ્રિસ્તી | ૩૩૦ |
| ૧૧ | કેથેરીન શનાભાઇ ખ્રિસ્તી | ૩૨૬ |
| ૧૨ | હનાહ ખુશાલ ખ્રિસ્તી | ૩૧૯ |
| ૧૩ | ફેબી ગણેશ ખ્રિસ્તી | ૩૧૩ |
| ૧૪ | નાઓમી ડાહ્યા ખ્રિસ્તી | ૩૦૭ |
| ૧૫ | દયા જોન ખ્રિસ્તી | ૨૯૮ |
| ૧૬ | ઇસ્ટર મૂળજી ખ્રિસ્તી | ૨૯૪ |
| ૧૭ | સુમિત્રા મૂળજી ખ્રિસ્તી | ૨૮૨ |
| ૧૮ | સવિતા ભૂલેશ્વર જાની | ૨૭૮ |

| | | |
|---|---|---|
| ૧૯ | સુમિત્રા નાનજી ખ્રિસ્તી | ૨૭૫ |
| ૨૦ | લલિતા ગોવિંદભાઈ ખ્રિસ્તી | ૨૬૮ |

## ભરૂચ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | સત્યવતી માણેકલાલ એન્જીનિયર | ૪૦૩ |
| ૨ | સુમનગૌરી ઓચ્છવરામ દેસાઈ | ૩૯૮ |
| ૩ | લુઇસ જેરામ મકવાણા | ૩૭૯ |
| ૪ | સાલોમી ગીરધરલાલ ખ્રિસ્તી | ૩૬૩ |
| ૫ | રોશનબાનુ રુસ્તમજી કાપડીઆ | ૩૫૩ |
| ૬ | સાલુના નંદશંકર ખ્રિસ્તી | ૩૩૯ |
| ૭ | જમના વલ્લભદાસ પટેલ | ૩૨૬ |
| ૮ | વનિતા ગોપાળજી ખ્રિસ્તી | ૨૯૧ |
| ૯ | ગુરજમેન મનોરભાઇ કુંભાર | ૨૮૮ |
| ૧૦ | માર્ગેટ દાનીએલ ખાટ | ૨૮૪ |
| ૧૧ | મરથા ગીરધરલાલ ખ્રિસ્તી | ૨૮૩ |
| ૧૨ | નન્દન મયાશંકર ત્રવાડી | ૨૭૬ |
| ૧૩ | ઓરપાહ ભગવાન ખ્રિસ્તી | ૨૭૧ |
| ૧૪ | કાન્તા કલ્યાણજી ખ્રિસ્તી | ૨૫૯ |
| ૧૫ | રિવાબેન પ્રાણશંકર ભટ્ટ | ૨૪૧ |

## સુરત જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | મેથ્રોબા શીવલાલ ખ્રિસ્તી | ૪૩૨ |
| ૨ | નાજન જમશેદજી માલવડીઆ | ૪૧૪ |
| ૩ | સુમતી ચંદુલાલ ગજીવાળા | ૪૧૮ |
| ૪ | નારગેઝ કાવસજી કાસદ | ૪૧૨ |
| ૫ | દીવાળી ગૌરીશંકર વ્યાસ | ૪૦૬ |
| ૬ | કુસુમલક્ષ્મી પરમાનંદ ભટ | ૪૦૩ |
| ૭ | ગ્રેમેટ મગનલાલ કોયા | ૪૦૨ |
| ૮ | મંછાબેન કસનજી દેસાઈ | ૩૯૪ |
| ૯ | મોનાબેન પ્રેમચંદ ગાંધી | ૩૯૪ |
| ૧૦ | કુસુમબેન હીરાલાલ ઘડિઆળી | ૩૮૯ |
| ૧૧ | સુશીલા સનમુખરામ વકીલ | ૩૮૫ |
| ૧૨ | બબીબેન ભદ્રજી ભટ | ૩૮૩ |
| ૧૩ | નીરજબેન દામોદર રજવાડી | ૩૭૪ |
| ૧૪ | જમનાબેન ગોવિંદજી પટેલ | ૩૭૧ |
| ૧૫ | મરીઅમ સુલેમાનભાઈ ખ્રિસ્તી | ૩૭૧ |
| ૧૬ | લુઇસબેન કહાનજી ખ્રિસ્તી | ૩૬૩ |
| ૧૭ | દુર્ગાબેન પરાગજી નાયક | ૩૬૦ |
| ૧૮ | માલ્તીબેન ગુણવંતરાય કદમ | ૩૫૯ |

| નં. | નામ | ગુણ |
|---|---|---|
| ૧૯ | મચ્ચબેન રંગીલદાસ ગાંધી | ૩૫૮ |
| ૨૦ | ઉર્મિલા દેવજીભાઇ સોલંકી | ૩૫૬ |
| ૨૧ | પુષ્પલતા ભાલચંદ્ર પાઠકજી | ૩૫૫ |
| ૨૨ | મણીબેન ભીખાભાઈ પટેલ | ૩૫૧ |
| ૨૩ | મેરીબેન નાગરજી ભગત | ૩૪૮ |
| ૨૪ | કુસુમબેન નાનુભાઈ દેસાઈ | ૩૪૪ |
| ૨૫ | જડાવબેન માણેકલાલ રાણા | ૩૪૪ |
| ૨૬ | મણીબેન જેરામભાઈ પટેલ | ૩૪૪ |
| ૨૭ | કલાવતી નરહરલાલ ઠાકોર | ૩૪૨ |
| ૨૮ | ચીરૂમતી રતનલાલ દરૂ | ૩૪૦ |
| ૨૯ | પુષ્પાવતી સુંદરલાલ મુખ્તીઆર | ૩૩૯ |
| ૩૦ | શાન્તા ખીમચંદ અરબસ્તાની | ૩૩૮ |
| ૩૧ | હસમનગવરી ઠાકોરભાઈ રામજીવાળા | ૩૩૭ |
| ૩૨ | મીનાબાઈ રામભાઉ ચોકર | ૩૩૫ |
| ૩૩ | રૂક્ષ્મણીબેન નાગરજી પંચાલ | ૩૩૨ |
| ૩૪ | વિમળાબેન નગીનદાસ મુખ્તીઆર | ૩૨૮ |
| ૩૫ | અસુમતી વજુલાલ મુખ્તીઆર | ૩૨૭ |
| ૩૬ | મધુલક્ષ્મી નાથાલાલ દેવશરાઈ | ૩૨૬ |
| ૩૭ | ડીકીબેન ગાડાભાઈ દેસાઈ | ૩૨૪ |
| ૩૮ | મણીબેન જગનજી પટેલ | ૩૧૫ |
| ૩૯ | સાવિત્રીબેન મનસુખલાલ મજમુદાર | ૩૧૫ |
| ૪૦ | કમળાબેન ગુલાબભાઈ ડેપ્યુટિ | ૩૧૫ |
| ૪૧ | ચંદ્રમણીબેન મગનલાલ સુખા | ૩૧૪ |
| ૪૨ | સાવિત્રી ઉમીઆરામ મઝમુદાર | ૩૧૨ |
| ૪૩ | મણીબેન કીકાભાઈ પટેલ | ૩૧૧ |
| ૪૪ | સુમીલા મણીલાલ આગરવાળા | ૩૧૧ |
| ૪૫ | મેતી ભવજી ખ્રિસ્તી | ૩૦૫ |
| ૪૬ | માલીબેન દયારામ ભક્તા | ૩૦૫ |
| ૪૭ | રૂક્મણીબેન નિચ્છાભાઈ દેસાઈ | ૩૦૩ |
| ૪૮ | કુમુદબેન રણછોડજી નાયક | ૩૦૧ |
| ૪૯ | નજામાઈ જમશેદજી ખગસ | ૨૯૮ |
| ૫૦ | કમળાબેન ખંડુભાઈ દેસાઈ | ૨૯૧ |

## ઉર્દુ ઉમેદવાર

| નં. | નામ | ગુણ |
|---|---|---|
| ૧ | કમરૂન્ની સાબીબી ગુલામનબી નાતાલી | ૪૦૧ |

## કરાંચી સેન્ટર

### ઉર્દુ છોકરીઓ

| નં. | નામ | ગુણ |
|---|---|---|
| ૧ | દાતમાબેગમ વાલખાન | ૪૨૫ |
| ૨ | કમારબાનુ મુઝફ્ફરહુસેઇન | ૪૧૭ |
| ૩ | સાફ્રરખાંનામ ગુલામનબી | ૩૭૮ |
| ૪ | રહમતબીબી ઇમામદીન | ૩૭૨ |
| ૫ | ઝીનાબબીબી ઇમામબુ | ૩૬૯ |
| ૬ | આઝીઝબાનુ નુરમહમદ | ૩૫૨ |
| ૭ | શામીસલનાસા અબ્દુલહુસેઇન શાહ | ૩૪૯ |
| ૮ | મરીયુમબીબી મોહમદખાન | ૩૪૨ |

### ગુજરાતી છોકરીઓ

| નં. | નામ | ગુણ |
|---|---|---|
| ૧ | જીવકુંવરબાઈ ઝીણુલાલ | ૩૮૩ |
| ૨ | ગંગાબાઈ ઓધવજી | ૩૪૭ |
| ૩ | દીવાળીબાઈ ગમગીની | ૩૪૩ |
| ૪ | હીરાબાઈ મેલાભાઈ | ૩૪૧ |
| ૫ | કાન્તાગૌરી મણીલાલ | ૩૧૨ |
| ૬ | વેલબાઈ કેશવજી | ૩૦૯ |
| ૭ | અલકકિશોરી છોટાલાલ | ૩૦૩ |
| ૮ | રલિઆતબાઈ ગધવજી | ૩૦૦ |

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇ. સાહેબની ઑફિસ, અમદાવાદ,
તા. ૨૮–૬–૧૯૨૯.

(અંગ્રેજીમાં સહી)
કે. એસ. વકીલ.
એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૩૮૫૮ તા. ૨૮–૬–૧૯૨૯ મા કરેલી સુચનાનુસાર )

## (૨)

## પાઠ્ય પુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રકટકર્તા (ઠેકાણા સહિત) (નકલદીઠ) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામા આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | હિંદના પ્રજાનો ટુંકો ઇતિહાસ | મિ. કે. એચ. કામદાર | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત | ૦–૧૧–૦ | પાઠ્ય પુસ્તક | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૨ | ક્રિયાત્મક ભૂગોળમાળા મુંબઈ ઇલાકાના રૂપરેખા નકશા | મિ. ગી. જે. પરીખ | મિ. ગી. જે. પરીખ, છઠ્ઠિયમ સ્કૂલ, મેહવાવ | ૦—૫—૦ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૩ | ક્રિયાત્મક ભૂગોળમાળા ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડ અને હિંદુસ્તાન | ,, | ,, | ૦—૫—૦ | ,, | ,, |
| ૪ | આરોગ્યદર્પણ | મિ. આર. ગી. દીવાન | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત | ૦–૧૨–૦ | ,, | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૫ | કાવ્ય પરિચય ભાગ ૧ લો અને ૨ જો | મિ આર. વી. પાઠક અને મિ. એન. એન પરીખ | મિ. એન. એન. પરીખ, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ૦–૧૦–૦ દરેકના | ,, | ટ્રેનિંગ કૉલેજો અને માધ્યમિક સ્કૂલો માટે |
| ૬ | મત્સ્યગંધા અને ગાંગેય તથા બીજાં ચાર નાટકો | મિ. બી એલ. ઉમરવાડીઆ | યુગાન્તર કાર્યાલય ગોપીપુરા સુરત | ૧—૮—૦ | ,, | ,, |
| ૭ | ગો આખ્યાન-વલ્લભ ગુર્જરાખ્યાન અને ગુર્જરી પ્રસન્નાખ્યાન | મિ છ. એલ. પંડ્યા | મિ. છ. એલ. પંડ્યા, અગ્ગાર બિલ્ડીંગ મુંબઇ | ૦–૧૪–૦ | ઇનામ અને લાયબ્રેરી ઇનામ અને રેકોર્ડ લાયબ્રેરી | ટ્રેનિંગ કૉલેજો માટે માધ્યમિક સ્કૂલો માટે |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮ | અશોક ચરિત | મિ. બી. એન. મહેતા | ગુ. વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ | ૦-૧૨-૦ | ઇનામ અને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કોલર લાયબ્રેરી. | ટ્રેનિંગ કોલેજો માટે<br>માધ્યમિક સ્કૂલો માટે |
| ૯ | વિજ્ઞાનવિચાર | મિ. પી. છ. શાહ | " | ૧-૦-૦ | " | " |
| ૧૦ | સ્ત્રી સ્વાતંત્ર્યવાદ | મિ. એસ. એન. મહેતા | " | ૦-૧૨-૦ | " | " |
| ૧૧ | [illegible] | મિ. બી. કે. ઠાકોર | મિ. બી. કે. ઠાકોર, વડોદરા | ૧-૦-૦ | ઇનામ અને લાયબ્રેરી<br>ઇનામ અને સ્કોલર્સ લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે<br>માધ્યમિક સ્કૂલો માટે |
| ૧૨ | સુંદરી | મિ. ઝવેરચંદ મેઘાણી | સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર રાણપુર | ૦-૧૪-૦ કપડાનું પૂંઠું | ઇનામ અને લાયબ્રેરી | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો માટે અને સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાઓ માટે |
| | | | | ૦-૧૦-૦ કાગળનું પૂંઠું | ઇનામ અને સ્કોલર્સ લાયબ્રેરી | છોકરીઓની માધ્યમિક સ્કૂલો માટે |
| ૧૩ | આમંત્રિત | મિ. એ. છ. દેસાઈ | યુગાન્તર કાર્યાલય કણપીઠ, સુરત | ૦-૪-૦ | લાયબ્રેરી<br>સ્કોલર્સ લાયબ્રેરી | ટ્રેનિંગ કોલેજો માટે<br>માધ્યમિક સ્કૂલો માટે |
| ૧૪ | યુગાન્તર ગ્રંથમાળા પુષ્પ બીજું ભાવનાસૃષ્ટિ | મિ. વી. આર. ત્રિવેદી | " | ૦-૧૦-૦ | " " | " " |
| ૧૫ | કવિતા અને સાહિત્ય વૉલ્યુમ બીજું | સર, આર. એમ. નીલકંઠ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ | ૧-૦-૦ | " " | " " |
| ૧૬ | પ્રાચીન ગુર્જરકાવ્યો | મિ. કે. એચ. ધ્રુવ | " | ૧-૦-૦ | " " | " " |
| ૧૭ | પૌરાણિક કથાકોશ પ્રથમ ખંડ | મિ. ડી. પી. દેરાસરી | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ | ૧-૦-૦ | લાયબ્રેરી સ્કોલર્સ લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે<br>માધ્યમિક સ્કૂલો માટે |
| ૧૮ | સપ્તરોન | ડા. એસ. ટી. મહેતા | " | ૦-૨-૬ | " " | " " |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૯ | કાળાગરી | મિ. ચી. એન. મ્હેતા | મિ. એમ. આઈ. દેસાઈ ગુજરાતી-યુગ પ્રિન્ટીંગ પ્રેસ, મુબઈ | ૦–૧૨–૦ | લાયબ્રેરી<br>સ્કોલર્સ લાયબ્રેરી | ટ્રેનિંગ કોલેજો માટે<br>માધ્યમિક સ્કૂલો માટે |
| ૨૦ | સાહિત્ય વિનોદ | મિ. એ. કે. ત્રિવેદી | પ્રો. એ. કે. ત્રિવેદી સુરત | ૧—૪–૦ | ” ” | ” ” |
| ૨૧ | શાળોપયોગી બાળવ્યાકરણ | મિ. એમ. પી. કેકોબાદ | કરમનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત | ૦—૨–૬ | પાઠ્ય પુસ્તક | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૨૨ | મોરલી સંતો ભાગ પહેલો | મિ. ઝવેરચંદ મેઘાણી | મિ. એ. ડી. શેઠ,રાણપુર | ૦—૮–૦ કાગળનું પુઠું<br>૦–૧૨–૦ લુગડાનું પુઠું | ઇનામ અને છોકરાની લાયબ્રેરી<br>ઇનામ અને સ્કોલર્સ લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલોનાઉપલા ધોરણ માટે<br>માધ્યમિક સ્કૂલો માટે |
| ૨૩ | ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વાર્તા ભાગ પહેલો | ” | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ | ૦—૮–૦ | ઇનામ અને સ્કોલર્સ લાયબ્રેરી | માધ્યમિક સ્કૂલો માટે |
| ૨૪ | શીરીક | મિ. બી. કે. ઠાકોર | મિ. બી. કે. ઠાકોર, મદન ઝાપા વડોદરા | ૧—૮–૦ | સ્કોલર્સ લાયબ્રેરી | ” |
| ૨૫ | દર્શનીયુ | ” | મિ. જે. એ. મ્હેતા,પીર મઝસારોડ અમદાવાદ | ૧—૪–૦ | ” | ” |
| ૨૬ | નવલીક સંગ્રહ | મિ. આર. ડી શુકલ | મિ. એમ. સી. કોઠારી, ગવપુરા વડોદરા | ૨—૦–૦ | ” | ” |
| ૨૭ | સિંહાસન બત્રીસી ભાગ બીજો | મિ કે. બી. દેસાઈ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ | ૦–૧૦–૦ | ઇનામ અને વધારાના વાચન તરીકે | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે |
| ૨૮ | ગુજરાતનું પાટનગર, અમદાવાદ | ” | કુમાર કાર્યાલય રાયપુર, અમદાવાદ | ૨—૦–૦ | ઇનામ અને છોકરાની લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૨૯ | ડાહ્યું કોણ ? | મિ. જે. સી. ચોધરી | મિ. જે. સી. ચોધરી, સુરત | ૦—૩–૦ | ” | ” |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૬૪ | દપાતની પેટી | મિ. ગિજુભાઈ | બાલમિત્ર કાર્યાલય—આણંદ | ૦—૧—૬ દરેકનાં | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૬૫ | ગપોડું | " | | | | |
| ૬૬ | ચીડીઆખાનું | " | | | | |
| ૬૭ | મહાસભાઓ | " | | | | |
| ૬૮ | દેવીતોનાં મૂળ | " | | | | |
| ૬૯ | ગપગોળા | " | | | | |
| ૭૦ | આફ્રિકા સાંભર્યું | " | | | | |
| ૭૧ | બાલમિત્ર (પુસ્તક ૬ઠ્ઠું) | મિ. એ. એન. પટેલ અને મિ. બી. એન. ભટ્ટ | ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ | ૪—૮—૦ | છોકરાની લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૭૨ | સિંદબાદ શેઠ | મિ. સી. એમ. ભટ્ટ | એડિટર, "બાલમિત્ર" કાર્યાલય આણંદ | ૦—૭—૦ | ઇનામ અને છોકરાની લાયબ્રેરી | " |

(અંગ્રેજીમાં સહી) કે. એસ. વકીલ,
એજ્યુ. ઈન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૧૬૮૬ તા. ૧૩-૫-૧૯૨૯ માં કરેલી સૂચનાનુંસાર).

## બાળમન

બાળકનું હાલનું માનસ ઉત્તરોત્તર વૃદ્ધિ પામેલા મનનું ઘડાએલું સ્વરૂપ છે. હજારો વર્ષ પહેલાં જે પ્રાણીઓ જગતમાં થઈ ગયા છે તેના વિકાસની છાપ ધીમે ધીમે તેના મનપર પડેલી છે. આપણું મન જડ વસ્તુરૂપ સ્થિર નથી પણ પ્રગતિશીલ છે. તે અંતર પ્રેરણાથી આગળ વધવાનો પ્રયત્ન કરે છે. આગળ વધવું એ તેના જીવનનો મુદ્રાલેખ છે. બાળકને જે જે ઇચ્છા, પ્રેરણા, લાગણી થાય છે તે કેવળ મનુષ્ય તરીકેની નથી પણ તેમાં પાશવવૃત્તિનો પણ સમાવેશ થાય છે. બાળમન આવી રીતે અગણિત સંસ્કારના સમૂહરૂપ છે. તેમાંના થોડાકજ માનુષ સંસ્કાર છે, પણ બાકીનો મોટો ભાગ પ્રાણીવૃત્તિના અનુભવનો છે. આ પ્રમાણે બાળમન સર્વ પ્રાણીવૃત્તિના સંસ્કારનો એકત્રિત અંશ છે.

# ઇનામપત્રક

## ખેડા જિલ્લો

| નામ | રકમ | રિમાર્ક |
|---|---|---|
| શા. મોતીલાલ મુળજીભાઈ એ | ૧૨૫—૦—૦ | બને સ્કૂલોમા પ્યાલા પતાસા, તથા સ્કૂલો જમાડી. |
| ,, | ૧૧—૦—૦ | પરબમાં આપ્યા. |
| બારોટ ગોરધનભાઈ દામોદર-ભાઈએ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ભાલકાળા ભાઈજીએ | ૧૮—૦—૦ | પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| શેઠ દેવીદાસ ઠાકોરદાસે | ૨૨—૦—૦ | કપડાં વ્હેંચ્યા. |
| કરમસદના પટેલ પરસોતમ ધુળાભાઈ તથા ડાહ્યાભાઇ મોતીભાઈએ | ૮૦—૦—૦ | કન્યાઓને રકાબી પ્યાલા વ્હેંચ્યા. |
| ભટ્ટ નંદલાલ સોમેશ્વરે | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| પા દલાભાઈ ગણેશભાઈ એ | ૧૦૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| પા. મોતીભાઈ ઝવેરભાઈ એ | ૧૦૦—૦—૦ | ,, |
| વીણાના પટેલ બેચરભાઈ ભીખાભાઈ એ | ૬—૦—૦ | કન્યાશાળામાં રકાબી પ્યાલા તથા સ્કૂલમા પતાસા વ્હેંચ્યાં. |
| પટેલ હરમાનભાઈ બેચરભાઇએ | ૫—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| પટેલ અંબાઈદાસ દાદાભાઇ એ | ૩—૦—૦ | પતાસાં તથા ચણા વ્હેંચ્યા. |
| પટેલ દેસાઈભાઈ ભૂલાભાઇએ | ... | સ્કૂલ જમાડી. |
| મોટી ખડોલના મુહાર છોટા-લાલ મથુરભાઈ એ | ૪૦—૦—૦ | ,, |
| મહીસાના પટેલ ચતુરભાઈ બાબરભાઈ એ | ૯—૦—૦ | જર્મનસીલ્વરના પ્યાલા તથા પતાસા વ્હેંચ્યા. |
| પટેલ જુસાભાઈ જીવાભાઇએ | | |
| પટેલ રેવન્દાસ ગીરધરભાઈ એ | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| ગામના આગેવાન ગૃહસ્થોએ મળી | ૭૯૨—૦—૦ | ઇનામ વ્હેંચ્યા છે. |
| રખીઆલના પટેલ રણછોડ-ભાઈ કાશીભાઈ એ | ૧૫—૦—૦ | પિત્તળના પ્યાલા તથા સાકર વ્હેંચી. |
| પટેલ ફુલાભાઈ મકનભાઈ એ | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| મિ. ગીરજાશંકર ભાઈશંકરે | ૨૦—૦—૦ | ,, |
| મિ. દેશાઇભાઈ નાગરદાસે | ૨૦—૦—૦ | ,, |
| મિ. દાજીભાઈ છગનભાઈ એ | ૨૦—૦—૦ | સ્કૂલે જમાડી તથા પતાસાં વ્હેંચ્યાં. |
| મિ. તળજાભાઈ ધનજીભાઈએ | | |

નવાં બહાર પડેલાં સ્કૂલ ઉપયોગી પુસ્તકો

# હિંદુસ્થાનની ભૂગોળ

સાથે

## ( એશિઆ સામાન્ય )

ઉપયોગી નકશાઓ સહિત.

કર્તા

પ્રીતમરાય મજરાય દેસાઈ, બી. એ.

ટેક્સ્ટબુક તરીકે મંજુર થએલી

---

શાળોપયોગી

## વાર્તારૂપી ગુજરાતનો ઇતિહાસ

( નકશાઓ તથા ચિત્રો સહિત. )

કર્તા

દલસુખરામ ચુનિલાલ ત્રિવેદી.

કિંમત ૦-૪-૦.

---

શાળોપયોગી

## હિંદુસ્થાનનો ઇતિહાસ

( રાજ્યબંધારણ સાથે )

કર્તા

એમ. એમ. ધોલકીઆ, બી. એ. બી. ટી.

કિંમત ૦-૧૪-૦.

બુકસેલરો મોટા જથામાં સારા કમિશનથી મળશે.

---

થોડા વખતમાં બહાર પડશે

## વહેપાર વિજ્ઞાન

લખો:—

ગુજરાત ઓરિએન્ટલ બૂક ડીપો

રતનપોળના નાકે—અમદાવાદ.

Registered No. B. 43.

પુસ્તક ૬૮ ] [ અંક

# Gujarat School Paper

# गुजरात शालापत्र

## સપ્ટેમ્બર, સને ૧૯૨૯.

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.

હેડમાસ્તર ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



આ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. સલાપસ રોડ અમદાવાદ.

## અનુક્રમણિકા.



### શાળાપત્રના ગ્રાહકોને સૂચના

આથી સર્વે ગ્રાહકોને ખબર આપવામાં આવે છે કે શાળાપત્ર સંબંધીનો પત્રવ્યવહાર જે મેનેજરના સરનામે કરવામા આવે છે તે હવેથી એડિટરના નામે કરવા વિનતિ છે.

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૮ ]  સપ્ટેમ્બર, સને ૧૯૨૯  [ અંક ૯

## કેળવણીમાં નવીન દૃષ્ટિ

**સારો શિક્ષક પોતે થોડું બોલે છે પણ વિદ્યાર્થી પાસે ઘણું બોલાવરાવે છે. તે જાતે થોડું કામ કરે છે પણ તેમની કને ઘણું કામ કરાવે છે.**

આ ઉપર જણાવેલો વિચાર શિક્ષણના વિષયમા ઘણો ઉપયોગી છે પણ તે સંબંધી કેટલીક ખોટી માન્યતાને લીધે શીખવવાનું કામ જોઈએ તેવી સારી રીતે થતુ નથી. “ બે હાથ વગર તાળી પડે નહિ ” એ કહેવત મુજબ જ્ઞાનની ક્રિયા શિક્ષક અને શિષ્યના સંબંધદ્વારા થાય છે. શિક્ષક તેના શિક્ષણથી વિદ્યાર્થીના મન ઉપર અમુક સંસ્કાર પાડે છે અને શિષ્ય તે સ્પષ્ટ અને સચોટ કરવાને તેને પ્રશ્ન પૂછે છે અને શિક્ષકને તે મુજબ તેની શિક્ષણશૈલીમાં ફેરફાર કરવો પડે છે. આવી રીતે જ્ઞાનપ્રાપ્તિનાં બંને અંગની અરસપરસ અસર થાય તોજ–તે કાર્મ સંગીન થાય છે. કુદરતમાં પણ ક્રિયા પ્રતિક્રિયાનો અબાધિત નિયમ સર્વત્ર જોવામાં આવે છે. જો જડવસ્તુની સામે કંઈ ક્રિયા કરવામાં આવે છે તો તરતજ તે પ્રત્યુત્તર આપે છે. તેજ પ્રમાણે છોડ જેવો ચેતન પદાર્થ પણ જમીનમાથી અમુક પ્રવાહી પદાર્થ લઈને પછી તેને પાછો કાઢીને તેની વૃદ્ધિ કર્યા જાય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જ્યારે વર્ગમા બાળક શીખે છે ત્યારે તેણે નિષ્ક્રિય રહેવું નહિ પણ શિક્ષણની જે અસર તેના મન ઉપર થાય તેની સામે

પ્રતિક્રિયા કરી તેને એકરૂપ કરવી જોઈએ. જ્યારે વિદ્યાર્થીનું મન આવી રીતે સક્રિય હોય છે ત્યારેજ તે ખરૂં જ્ઞાન મેળવી શકે છે; નહિતો મગજમાં જે છાપ પડે છે તે ઝાખી અને અસંબદ્ધ હોવાથી તરત ભૂલી જવાય છે અને તેથી તેના જ્ઞાનમાં કંઈ વધારો થતો નથી. સમજ્યા વગર પરાણે ગોખી રાખીને તે બાબત યાદ રાખવામા આવે છે તો થોડા વખત પછી તે મગજમાંથી જતી રહે છે. આ કારણને લીધે જ્ઞાન મેળવવાની ક્રિયામાં શિક્ષક અને શિષ્ય બંનેએ સક્રિય થવાની ખાસ જરૂર છે.

શિક્ષક અને શિષ્યનો જ્ઞાનપ્રાપ્તિમા આવો ગાઢ સંબંધ છે તે ભૂલી જવાથી એક ખોટી માન્યતા એવી ચાલી રહી છે કે શિક્ષકજ બાળકને શીખવે છે અને તેથી શીખવવાનું પ્રર્ણું કામ તેને કરવાનું છે. જ્ઞાનની ક્રિયાની ખોટી સમજને લીધે આવી વસ્તુસ્થિતિ ઉદ્ભવી છે.

કોઈપણ માણસ બીજાને જ્ઞાન આપી શકતો નથી. વધારેમાં વધારે તો તેને માટે સારી અનુકૂળતા તે ઉપજાવી શકે. ખરી રીતે તો વિદ્યાર્થી પોતેજ જ્ઞાન મેળવે છે. જ્ઞાનની તેની જે સામગ્રી હોય તેનો તે જાતે ઉપયોગ કરી તેના જ્ઞાનના ભંડારમાં વૃદ્ધિ કરે છે. નવીન જ્ઞાન મેળવવાને માટે તેને જાતે મહેનત કરવી પડે છે. જ્યાસુધી નવા સંસ્કાર ઉપર ધ્યાન આપીને તેમજ તેના ઉપર વિચાર કરી તેમનો સંબંધ બાંધી તેમને વ્યવસ્થિત કર્યાં નથી હોતા ત્યાસુધી તે બાબતનું જ્ઞાન આપણને મળતું નથી; પણ હાલમાં વસ્તુસ્થિતિ એવી છે કે શિક્ષક ઘણો ખરો વખત બોલ્યાજ કરે છે. વિદ્યાર્થીઓ તે સાભળે છે અથવા કોઈ વખત તે સંબંધી કંઈ સવાલ પૂછવામાં આવે છે. આ ઉપરથી એમ માની લેવું જોઈએ નહિ કે વિદ્યાર્થીએ યથાર્થ રીતે જ્ઞાન મેળવ્યું છે. વર્ગમાં જ્યારે શિક્ષક અમુક બાબત સમજાવે છે ત્યારે વિદ્યાર્થીઓ તદ્દન નિષ્ક્રિય છે એમ ધારવું એ પણ ખોટું છે. તેમના મનમાં અમુક જાતની ક્રિયા તો થાય છે પણ તેનું બળ જોઈતા પ્રમાણમાં નહિ હોવાથી તેના મગજ ઉપર સચોટ છાપ પડતી નથી. શિક્ષક બહુ બોલે છે એટલુંજ નહિ પણ શીખવવાની ઘણી બાબત તે બાળકને તરત બતાવી દે છે. શબ્દના અર્થ સમજાવવાના હોય તો ઘણી વખતે પોતે તેની સમજુતી કરી જાય છે. કોઈ વિદ્યાર્થીનો દાખલો ખોટો પડયો હોય તો તે જાતે પાટીઆ ઉપર ગણે છે. ઇતિહાસ, ભૂગોળ અને બીજા વિષયમા વિદ્યાર્થીએ જાતે કેટલી તૈયારી કરી છે તેની ખાતરી કર્યા વગર નવીન હકીકત કહી જવાથી તેમને લાભ થતો નથી. પદાર્થપાઠ કે વિજ્ઞાનના વિષયમા શિક્ષક જાતે પ્રયોગ કરી જાય કે પદાર્થના ગુણનું વર્ણન

તે કહી જાય તેથી શીખનારને ફાયદો થતો નથી; કારણકે શિક્ષક અને શિષ્ય બંનેની ક્રિયા પ્રતિક્રિયા થવાને બદલે શિક્ષકજ ઘણું ખરૂં કામ કરી દેછે. બહુ બોલ બોલ કરવાથી શિક્ષક તરત થાકી જાય છે અને વિદ્યાર્થીઓ તેની સામે નિશ્ચેષ્ટ જોયા કરે છે, તેમજ શિક્ષણની દૃષ્ટિથી પણ તેમને ફાયદો થતો નથી એ બાબત ઉપર સ્પષ્ટ કરી છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે શિક્ષકે હવે કરવું શું?

શિક્ષક અને શિષ્યના સંબંધ પરત્વેનો એક ખોટો ખ્યાલ એ છે કે શિક્ષક બધું શીખવી શકે અને તેના શિક્ષણથી વિદ્યાર્થી જ્ઞાન મેળવે છે. આવી ખોટી કલ્પનાને લીધે કેળવણીમાં શિક્ષકે ઘણો આગળ પડતો ભાગ લેવો જોઈએ અને તેની વ્યક્તિ પ્રભાવની છાપ તેના ઉપર પડવી જોઈએ એવી સામાન્ય માન્યતા બંધાઈ છે. ખરી રીતે તો હવે એવી માન્યતા ફેલાતી જાય છે કે શિક્ષકના અગ્રસ્થાનને લીધે બાળકના વ્યક્તિત્વનો વિકાસ દબાઈ જાય છે અને તેના જ્ઞાન અને ચારિત્રની જેવી ખીલવણી થવી જોઈએ તેવી તે થતી નથી. વળી એને લીધે વિદ્યાર્થીમાં આત્મવિશ્વાસ અને જવાબદારીની લાગણીનો અભાવ જોવામાં આવે છે. શિક્ષકના અયોગ્ય દબાણને લીધે જે આવું અનિષ્ટ પરિણામ આવે છે તે અટકાવવાને માટે તેણે વિદ્યાર્થીને વધારે સ્વતંત્રતા આપી તેને જાતે અભ્યાસ કરવાની ટેવ પડવી જોઈએ. આ વિચાર દૃષ્ટિને અનુસરી જ્ઞાન મેળવવાની ક્રિયામાં તેનું સ્થાન ગૌણ થાય છે અને વિદ્યાર્થીને પ્રધાનપદ મળે છે; કારણ કે તેના વ્યક્તિત્વના વિકાસને માટે તેને સ્વતંત્ર રીતે કામ કરવા દેવાથી તેનામા નવીન કામ કરવાનું સાહસ, સમયસૂચકતા, ખંત, આત્મશ્રદ્ધા તથા સર્જનશક્તિ જેવા ઉપયોગી ગુણો આવે છે. ખરી રીતે તો શિક્ષકે આ પ્રમાણે તેની દૃષ્ટિ બદલી વિદ્યાર્થીને પ્રથમ જાતે જ્ઞાન મેળવવાને ઉત્તેજન આપવું અને જરૂર પડે તેને મદદ કરવી જોઈએ. આ વિચાર વધારે સ્પષ્ટ કરવાને અભ્યાસક્રમમાંથી એક બે વિષયનું નિરૂપણ કેવી રીતે થાય તે જોઈશું. દા. ચોથા ધોરણમા વાચનનો પાઠ છે. હવે શિક્ષક પ્રથમ પોતે તે વાંચી બતાવી તેના અર્થ સમજાવી તથા છેવટે ભાવાર્થના પ્રશ્ન પૂછી તે સમાપ્ત કરે એ સાધારણ રીત છે. પણ આ શિક્ષણશૈલીમાં ઉપર બતાવ્યા મુજબ શિક્ષકનેજ બહુ બોલવું પડે છે અને વિદ્યાર્થી તે સાંભળ્યા કરે છે. ખરી રીતે તો પ્રથમ તેના આરંભરૂપે કેટલાક સવાલ પૂછી તથા તેનો સાર કહી વિદ્યાર્થીને તે પાઠ મનમાં વાંચી જવા

કહેવું જોઈએ અને જે શબ્દના અર્થ કે ઉચ્ચાર અઘરો હોય તેની નોંધ કરવા કહેવું. ત્યારબાદ થોડો વખત વિદ્યાર્થીને તેમની મુશ્કેલીઓનું નિરાકરણ કરવા સવાલ પૂછવા કહેવું. શબ્દના અર્થ સારી રીતે સ્પષ્ટ કરવાને તેના અવલોકન કે અનુભવમાંથી મળી આવતા દાખલા લેવા જોઈએ. પછી તેમની પાસે પાઠ વંચાવવો જોઈએ, તેમાં થતી ભૂલો છોકરા પાસે સુધરાવવી અને પછી શિક્ષકે નમુનાનું વાચન વાંચવું જોઈએ. ત્યારબાદ કેટલાક વિદ્યાર્થીને વાંચવા કહેવું. આવી રીતે ઘણા છોકરાની પાસે વાચન કરાવ્યા પછી તેના ભાવાર્થના પ્રશ્ન પૂછવા અથવા તો તેની મતલબ તેમની પાસે સ્લેટમાં લખાવવી કે જેથી પાઠનો ભાવ સચોટ થાય. અલબત કેટલીક નવી બાબતો શિક્ષકને સમજાવવી પડશે પણ તે ઉપરથી તેણે દરેક વિષયમાં જાતે ઘણું બતાવી દઈને શીખવવું એ ઇચ્છવાજોગ નથી. વિદ્યાર્થી જે જે શીખે તે તે માટે તેણે પ્રથમ સ્વપ્રયાસ કરવો જોઈએ અને પછી શિક્ષકે તેને મદદ કરવી જોઈએ. વર્ગમાં બધા પ્રશ્ન શિક્ષક પૂછે અને છોકરાઓ તેનો જવાબ આપે તેને બદલે તેમણે ઘણા પ્રશ્ન શિક્ષકને પૂછવા જોઈએ. ઇતિહાસના વિષયમાં પણ શિક્ષક બહુ બોલતા માલમ પડે છે. જે શીખવવાનું હોય છે તેનું વર્ણન તે કરી જાય છે. વધારે સારી છાપ ઉપજાવવાને ચિત્ર કે આકૃતિનો ઉપયોગ તો કરે છે અને જો વિદ્યાર્થીઓ તેનો જવાબ આપે છે તો પાઠ સફળ થયો એમ સાધારણ રીતે માનવામાં આવે છે. જ્ઞાનની પ્રાપ્તિનો જે સિદ્ધાંત ઉપર રજુ કર્યો છે તે મુજબ તો પ્રથમ વિદ્યાર્થીઓએ નવો પાઠ તૈયાર કરેલો હોવો જોઈએ, અને તેમને જે બાબત ગુંચવણભરેલી લાગતી હોય તેના સવાલ શિક્ષકને પૂછવા જોઈએ. તેણે તેમને ઉત્સાહ આપી તેમની જિજ્ઞાસા તૃપ્ત કરવી જોઈએ; પછી તેણે જે કંઈ નવીન હકીકત હોય તે કહીને વિદ્યાર્થીના જ્ઞાનમાં વધારો કરવો જોઈએ. જો ભૂગોળના વિષયમાં નકશાના ખોખામાં અમુક શહેર, નદી કે પર્વત વગેરે બાબત વિદ્યાર્થી પાસે નકશામાં શોધાવી મૂકાવવામાં આવે તો તે બાબત તેને વધારે યાદ રહે છે. જો શિક્ષક ભૂગોળની અમુક બાબત સંબંધી પ્રશ્ન કા.પા. પર લખી, તેના જવાબ તૈયાર કરવાનું કહે તો તેથી તેમને વિશેષ ફાયદો થાય છે. આ પ્રમાણે કોઈ પણ વિષય પ્રથમ છોકરાંઓને તૈયાર કરવા કહેવું જોઈએ અને પછી જેટલી બાબત તેમાં ઉમેરવાની હોય તે વધારે શીખવી તેના જ્ઞાનની વૃદ્ધિ કરવી જોઈએ. આવી રીતના અખતરાથી વિદ્યાર્થીઓને પ્રથમ તેનું કામ કરવું અઘરું લાગશે તેમજ તેઓ કેટલીક ભૂલો કરશે; પણ ખંતથી તેનું

કામ કરવામાં આવશે તો આખરે ઘણું સારૂં કામ થઈ શકશે. ઉપલા ધોરણમાં પણ શિક્ષકો શ્રુતલેખન જાતે તપાસે છે તેને બદલે જો છોકરાને તે કામ કરવા દઈએ તો તેઓ સંભાળથી કરે છે. તેમના ઉપર દેખરેખ તો રાખવીજ જોઈએ અને તેમને સોંપેલું, કામ તેઓ પ્રમાણિકપણે કરે છે કે નહિ તે પણ શિક્ષકે જોવું જોઈએ. વિદ્યાર્થીઓ પ્રથમ ભૂલ કરે તથા બરાબર કામ કરે નહિ તોપણ તેમના ઉપર વિશ્વાસ રાખી તેમની કને કામ કરાવવું જોઈએ. નદીમાં તરવાનો અખતરો કરવાથીજ તરવાનું આપણને આવડે છે, પણ નદી કિનારે બીજા લોકોને તરતા જોયા કરવાથી તે કળા શીખી શકાતી નથી. તેજ પ્રમાણે વિદ્યાર્થીને માથે જવાબદારી નાખવાથી તેઓ ધીમે ધીમે સારૂં કામ કરે એવી અડગ શ્રદ્ધા શિક્ષકનામાં હોવી જોઈએ. વર્ગમાં શિક્ષણનું કામ શિક્ષક કરે જાય તેને બદલે વિદ્યાર્થીઓ પોતે પ્રથમ જ્ઞાન મેળવવાને મહેનત કરે અને પછી તેને જોઈતીજ મદદ શિક્ષક કરે એ વિચાર હાલના કેળવણીશાસ્ત્રમાં આગળ પડતો છે. આપણા શિક્ષકવર્ગને તે પ્રમાણે કામ કરવું મુશ્કેલ લાગે નહિ અને તેમના મનમાં તે સિદ્ધાંત સચોટ રીતે દૃઢ થાય તે માટે વિએના શહેરના સુપ્રસિદ્ધ કળાવિદ્ પ્રો. સિઝેકની શાળાનું કામ કેવી રીતે ચાલે છે તેનું થોડું વર્ણન નીચે પ્રમાણે આપવામાં આવ્યુ છેઃ—

વિએના શહેરના મધ્યમાં એક જુનું શાળાનું મકાન છે. તેમાં ૬ થી ૧૪ વર્ષનાં બાળકો અઠવાડીઆમાં બે વાર આવે છે. તેમને કંઈ શીખવવામાં આવતું નથી પણ ફાવે તે પ્રમાણે તેમના વિચાર અને લાગણીનો આવિર્ભાવ કરવાની તેમને તક આપવામા આવે છે. તેઓ ચિત્રકામ કરે છે. જુદા જુદા નમુના અને ભાત કાઢે છે, તથા ભરતકામ પણ કરે છે. કોઈ કોઈ વખત તો બાળક હારમોનિઅમ કે પિઆના પાસે જઈને તેને જે વગાડવાનું મન થાય તે પ્રમાણે વગાડવા દેવામાં આવે છે. પ્રો. સિઝેકનું એવું માનવું છે કે સંગીતને લીધે બાળક વધારે સારૂં કામ કરે છે. તેના હાથમાં કંઇ પેન્સિલ હોતી નથી તેમજ તેઓ વિદ્યાર્થીનું ચિત્રકામ કંઈ સુધારતા નથી. વળી તેમને તેઓ નમુનો પણ બતાવતા નથી. કોઈ વખત વિદ્યાર્થીઓએ કોઈ ફૂલ કે કુદરતનું દૃશ્ય થોડા દિવસ પહેલાં જોયું હોય તો યાદ દેવરાવીને તે સંબંધ સહેજ સાજ જલદીથી વર્ણન કરીને તેઓ કહે છે કે ચાલો આપણે ફૂલનું ચિત્ર કાઢીએ. ચિત્રકામનાં સાહિત્ય પ્રો. સિઝેક વિદ્યાર્થીઓને આપી તેમને કંઈ ખલેલ થાય નહિ માટે તેમના અભ્યાસગૃહમાં જાય છે. મહીનામાં ઘણી વખત જુદી જુદી ભાતનાં ચિત્રો ભીંત

ઉપર લટકાવવામાં આવે છે અને પછી તે સંબંધી પ્રો. સિઝેક તેની ચર્ચા કરી ટીકા કરે છે. પ્રથમ પ્રયાસે બાળકના ચિત્રમાં યથાદર્શન માલમ પડે તો જાણવું કે તેની બુદ્ધિમાં કંઈક ખામી છે. તે પોતે તેના વિદ્યાર્થીની ભૂલો જોઈ ગર્વસાથે કહે છે કે જો બાળકનું વ્યક્તિત્વ તેના ચિત્રમાં માલમ પડે તો તે ઇચ્છવાજોગ વસ્તુ છે. તેના કળામંદિરમાં આવતાં બધાં બાળકો બુદ્ધિશાળી છે. આ બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે તેમની પાસેથી કંઈ ફી લેવામાં આવતી નથી અને સાહિત્ય પણ મફત આપવામાં આવે છે. પ્રો. સિઝેક તેના વિદ્યાર્થીને તેના બરોબરીઆ ગણે છે એટલે તેઓ તેની સાથે રહી તેના કામમાં મદદ કરે છે. આજ તેના વિજયનું મુખ્ય કારણ છે. વળી તે ધારતો પણ નથી કે તેના બધા વિદ્યાર્થીઓ ચિત્રકળામાં પારંગત થવા જોઈએ કે થાય. કારકુન, મજુર તેમજ ઘરમા કામ કરતી માતાના જીવનમાં તેમજ સંસારના બીજા પ્રદેશમાં પણ સૌંદર્યનો ખ્યાલ આપી શકાય તેની શ્રદ્ધા નીચેની બાબતને લીધે દૃઢ થઈ છે. બાળક પેન્સિલ એક વખત ફેરવીને ચિત્ર ઉપજાવે છે તેમાં ઘણી શક્તિ રહેલી છે. બાળકોના કળાશિક્ષણના વર્ગમાં તેઓ જાતે પ્રયત્ન કરી ચિત્રો કાઢે છે. હું તેમાથી કંઈક શીખું છું. બાળકો પોતેજ ચિત્રનો વિષય પસંદ કરે છે. પખવાડીઆમા ફક્ત એકજ વખત હું તેમને વર્ગશિક્ષણ આપું છું અને તે વખતે તેઓ સમૂહકામ તૈયાર કરે છે. ત્યાં કંઈ સત્તા કે અધિકારનું બળ હોતું નથી. કામ એજ ખરી વ્યવસ્થા છે, ને તે કહે છે કે હું તો કેવળ નાના બાળકનો સાચો મિત્ર છું. બાળકોએ જાતે તેમના કામના ખાસ નિયમો શોધી કાટવા જોઈએ. તેઓ ખોટા નમુના કાઢે નહિ તે અટકાવવા એજ મારૂ ખરૂં શિક્ષણ છે. કળા શીખવી શકતા નથી પણ તે તો જન્મસિદ્ધ શક્તિ છે.

---

## કેળવણીમાં ક્રિયાનું સ્થાન

બાળક જન્મે છે તે ત્યાંસુધી તેની ઇન્દ્રિયો સાબુત હોય છે ત્યાંસુધી બાહ્ય જગતના જુદા જુદા પદાર્થ અને બનાવની અસર તેના મગજ ઉપર થયા જાય છે. જ્યારે તે છાપનું બળ ઓછું હોય છે ત્યારે તે ઝાંખી અને અસ્પષ્ટ પડે છે, પણ જ્યારે તેના સંસ્કારમાં જોશ વધારે હોય છે ત્યારે તે શરીરના ઉપયોગી અવયવો ઉપર અસર કરે છે અને આવી રીતે તેનો બાહ્ય આવિર્ભાવ કરવાને તે પ્રયત્ન કરે છે. જ્યારે આપણુ મન ઉપર

પડેલા સંસ્કાર બહિર્ભૂત થાય છે ત્યારે તેની છાપ વધારે સ્પષ્ટ અને સચોટ થાય છે. બાળક વર્ગમા 'કેરી'ના પદાર્થપાઠમા તેના ગુણનું વર્ણન સાભળે તેના કરતા જો તેનો આકાર, રંગ, કદ વગેરેનું જ્ઞાન આખદ્વારા મેળવે તો તે વધારે સચોટ હોય છે. આ પ્રમાણે કેરીનું જ્ઞાન મેળવ્યા પછી જો તેની પાસે તે સંબંધી હકીકત બોલાવવામા આવે તો તે બાબત વધારે સ્પષ્ટ થાય છે, પણ જો તેના ગુણ વગેરે છોકરો સ્લેટમા લખે અથવા કેરીનો માટીનો આકાર બનાવે તો તેનું જ્ઞાન સારી રીતે દૃઢ થાય છે. આ પ્રમાણે કાન, આખ, મો અને હાથદ્વારા જુદી જુદી રીતે મગજમા પડેલી છાપ પરત્વે પ્રતિક્રિયા કરવાથી તે વધારે સ્પષ્ટ અને સચોટ થાય છે એ નિસશય છે. જ્યારે શિક્ષક ફક્ત બોલીને પાઠ આપે છે ત્યારે વિદ્યાર્થીઓ તે સાભળે છે પણ તેને લગતા કંઈક ચિત્રો બનાવવામા આવે અથવા તેની ટુકી નોધ પાટીઆ પર લખી વચાવવામા આવે તો તે બાબતની છાપ વધારે સ્પષ્ટ અને સ્થાયી થાય છે. ફક્ત સાભળવાથી જે કઈ છાપ મન ઉપર પડે છે તે બરાબર સ્પષ્ટ હોતી નથી પણ જો તે બાબતની છાપ આખદ્વારા ગ્રહણ કરવામા આવે છે તો તે વધારે સ્પષ્ટ થાય છે તેના કરતાએ જાતે જોએલી અને સાભળેલી બાબતનું મોએ વર્ણન કરવામા આવે તો તે ઘણી સારી શિક્ષણયુક્તિ છે. પણ તેના કરતા તો હાથની ક્રિયાથી તેની છાપ દૃઢ કરવામા આવે તો તે ઘણી સ્થાયી અને સચોટ બને છે. આવી રીતે શિક્ષક જુદા જુદા વિષયમા કેવળ કાન અને આખના ઉપયોગ કરતા મો અને હાથનો ઉપયોગ જેમ બને તેમ વધારે કરવાની કાળજી રાખે તો તેનુ શિક્ષણ જરૂર સારૂ ફળદાયી નીવડશે. હવે માનસશાસ્ત્રના આ નિયમો જુદા જુદા વિષય પરત્વે લાગુ પડી ઉપર જણાવેલી બાબત વધારે સ્પષ્ટ કરીશું.

(૧) સંખ્યા શીખવતી વખતે બાળક પાસે મણકા કે લખોટા ગણાવવા, તેની સાથે તે સખ્યા બોલાવરાવવી તેમજ સ્લેટમા તે કા. પા. પર લખી હોય તે લખવા કહેવું. આ પ્રમાણે સંખ્યાનું જ્ઞાન, સાભળવાથી, જોવાથી તેમજ બોલવાથી અને છેવટે તે સ્લેટમા લખવાથી પાકું થાય છે. ઘડીઆ શીખવતી વખતે તે પ્રમાણે તેના જુદા જુદા પલાખા વસ્તુદ્વારા બનાવરાવી બનાવવા, તે સબધી ઉલટ સુલટ પ્રશ્નદ્વારા તે બાબત પાકી કરાવવી તેમજ મોએ ઘડીઓ બોલાવરાવવી તે સ્લેટમા લખવા બાળકને કહેવુ. થોડા પલાખા થયા પછી બાકીના પલાખા વિદ્યાર્થી જાતે ઉપજાવી કાઢે તેની ટેવ તેમને પાડવી જોઈએ કોઠક શીખવતી વખતે માપવાનુ, તોલવાનુ, ક્ષેત્રફળ કાઢવાનું વગેરે જે કઈ કંઈ શીખવવાનું હોય તેની ક્રિયા તેની પાસે કરાવીને શીખવવું.

વળી તે બાબત બોલાવરાવી તેમને તે હકીકત દઢ કરવી. અપૂર્ણાંકની જુદી જુદી આકૃતિઓ કાગળની કપાવરી તથા સ્લેટમાં તે કટાવરી સરવાળા, બાદબાકી જેવી ગણિતની ક્રિયામાં વિદ્યાર્થીના જીવનને લગતા દાખલા લેવા અથવા તેની પાસે દુકાન મંડાવી તે બાબત વધારે સારી રીતે સ્પષ્ટ કરી નફોટોટો, લેનશેર વગેરે બીજી જાતનુ શિક્ષણ પ્રયોગદ્વારા ક્રિયા કરીને શીખવી શકાય. નામામા પણ પ્રત્યક્ષ અનુભવના દાખલા લઈને કે તેવી જાતની કલ્પિત ક્રિયાથી તે સારી રીતે સ્પષ્ટ થઈ શકે. હુંડીના શિક્ષણમા પણ અમુક છોકરાને રૂપીઆ બીજે ગામ ભરવાની જરૂર પડી છે એવું ધારીને તેનો પ્રયોગ કૃતિદ્વારા થઈ શકે. ભૂમિતિમા જુદા જુદા આકાર સ્લેટમા કર વાથી કે કાગળની તેવી આકૃતિ કાટીને ક્રિયા થઈ શકે. આ પ્રમાણે ગણિત માથી અમૂર્ત બાબતો રમત અને જુદી જુદી વાસ્તવિક કે કલ્પિત કૃતિ-દ્વારા સારી રીતે સ્પષ્ટ કરી શકાય. એમ છે. ફરી ફરીને તે બાબત બો-લાવીને તેમજ હાથના ઉપયોગથી થતી ક્રિયાદ્વારા ગણિતનું જ્ઞાન સારી રીતે દઢ થઈ શકે.

(૨) હવે વાચનનો વિષય લઈએ. બાળકો અક્ષરને રેતીમા ઘુંટે, હવામા કાઢે તથા પછી સ્લેટમા લખે. તેજ પ્રમાણે કા. પા. પર લખેલા શબ્દને જોઈને બોલી જાય અને પછી સ્લેટમા લખે તો તે વધારે સારૂ છે. જો વાચનનો પાઠ સવાદરૂપે હોય તો બે કે ત્રણ છોકરા પાસે અમુક પાત્ર કલ્પી વંચાવવો જોઈએ. પાઠનો સાર તેની પાસે બોલાવવો જોઈએ. પાઠની હકીકત ઉપરથી જે કંઈ ચિત્ર ઉપજાવી કઢાય તે સ્લેટમા કઢાવવું. "તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો,"નું અમુક દશ્ય બાળકો સ્લેટમા કાઢી શકશે.

શબ્દાર્થ વાક્યના સંબંધમા સમજાવ્યા પછી તેનો ઉપયોગ વિદ્યા-ર્થીનાજ વાક્યમા કરાવવો. અઘરા શબ્દના અર્થ નોટબુકમા લખાવવા જોઈએ. કોઈ કોઈ પાઠનો નાટ્યપ્રયોગ પણ થઈ શકે. જે પાઠનું મનમા વાચન થયુ હોય તે મોઢેથી તેની પાસે વંચાવવો જોઈએ. આ પ્રમાણે જોએલી અથવા સભાળેલી બાબત મોઢે બોલી જવાથી તથા ક્રિયા કરવાથી સારી રીતે સ્પષ્ટ થાય છે એ ખુલ્લુંજ છે. કાવ્યશિક્ષણમા પ્રથમ શિક્ષકે સારા રાગથી કવિતા ગાઈ બતાવવી; તે બાળકો પાસે ગવરાવવાથી તેમને સારો રસ પડે છે, તેમજ તે સંબંધી ભાવાર્થના પ્રશ્ન પૂછવાથી તેમજ તેના અમુક ભાગનું જો બને તો ચિત્ર કઢાવીને કે તેનો સાર

ગદ્યમાં લખાવરાવીને તે વિષય સારી રીતે સમજાવી શકાય છે, અને તેથી તે તેમને યાદ રહી શકે છે. શ્રુતલેખનમાં પાઠ મનમાં વંચાવ્યા પછી તેમાંનો એક ફકરો લખવાથી તેમજ અઘરા શબ્દની જોડણી કા.પા. પર લખી બતાવવાથી બાળકો જોડણી સારી રીતે શીખે છે. જે શબ્દની જોડણીની ભૂલ થઈ હોય, તે ત્રણેક વખત સુધરાવવાથી ભૂલી જવાતી નથી. નિબંધમાં અવલોકન કરેલી કે અનુભવેલી બાબતની ચર્ચા કરવાથી તેનું જ્ઞાન સ્પષ્ટ થાય છે. જ્યારે તેઓ નિબંધ લખે છે ત્યારે તો તે વિષયનાં સંસ્કાર સારી રીતે દૃઢ થાય છે. વિચારની સ્પષ્ટતા માટે તેનો આવિર્ભાવ લેખનદ્વારા કરવો એ ખાસ જરૂરનો છે. શિક્ષકે કાઢેલી ભૂલો તેમની પાસે સુધરાવવામાં આવે તોજ તેમને નિબંધના મહાવરાથી શુદ્ધ લેખનની ટેવ પડે છે. આ પ્રમાણે તેની પાસે અવલોકન કરાવવું, બોલાવરાવવું, તથા ચર્ચા કરાવવી અને પછી તે બાબત લખાવવી જોઈએ.

વાર્તાના વિષયમાં ઘણી વખત નાટ્યપ્રયોગ થઈ શકે છે. જે વાર્તા બાળકે રસપૂર્વક સાંભળી હોય અને જો તેને બોલવાનું મન થાય તો તેને ઉત્તેજન આપવું, અથવા તેની પાસે તેના અમુક ભાગનું ચિત્ર કઢાવવું અથવા ટ્રેસ કરેલાં તેને લગતાં ચિત્ર તેમની પાસે કપાવવાં. વ્યાકરણનો વિષય વિદ્યાર્થીને અઘરો લાગે છે; કારણ કે તેમાં વિચારની સૂક્ષ્મ ક્રિયા સમજવાની છે અને તેનું સ્વરૂપ અમૂર્ત હોય છે, તેથી જો આ વિષયમાં કૃતિનો વિશેષ ઉપયોગ થાય તો બાળકને તે વિષય સહેલો થઈ પડશે. ચાલવાની, બોલવાની, હસવાની, ખાવાની જેવી જુદી જુદી જાતની ક્રિયા કરીને ક્રિયાપદનું ભાન સ્પષ્ટ કરાવી શકાય. જે શબ્દ અમુક ક્રિયા બતાવે તે 'ક્રિયાપદ' છે, એ આવી રીતે સરળ રીતે સમજાવી શકાય. નામ માટે જુદી જુદી વસ્તુઓને ઓળખાવી તેનાં નામ કઢાવવાં જોઈએ અને છેવટે 'સત્ય', 'ગળપણ' જેવા અઘરા નામનું શિક્ષણ આપવું જોઈએ. તેજ પ્રમાણે 'છોકરો દોડે છે' એ વાક્યમાં 'નાનો' એ શબ્દ બાળક પાસે ઉમેરાવી તેને અર્થ વિશેષ સમજાય છે એમ શીખવવું. તેવીજ રીતે એવા બીજા વાક્યમાં વિશેષણસૂચક શબ્દો મૂકીને વિશેષણનો અર્થ સ્પષ્ટ કરવો અને પછી તેની વ્યાખ્યા સમજાવવી. વિદ્યાર્થી પાસેથી ઘણાં વાક્યોમાં વિશેષણ આવે એવી કૃતિ કરાવવી. આવી રીતે દૃષ્ટાંતના વિશેષ ઉપયોગથી વ્યાકરણનાં બીજાં પદ સમજાવી શકાય. પણ ખરી ક્રિયાનો ઉપયોગ તો તેનું પુનરાવર્તન કરવામાં થાય છે. શિક્ષકે 'નામ', 'ક્રિયાપદ', 'વિશેષણ' વગેરે પદની ઘણી કાપલીઓ તૈયાર કરી રાખવી જોઈએ. પછી દરેક છોકરાને તેમાંની થોડી થોડી કાપ-

લીઓ આપી તેમાંથી 'નદી', ઘોડો', 'ખાય છે,' ,સુંદર,' 'રડે છે' 'અનુ' વગેરે શબ્દને સ્લેટમા પાડેલા અમુક પદના ખાનામાં તે મૂકાવવી. પછી તે ખરા ખાનામાં કાપલી મૂકે છે કે કેમ તેની શિક્ષકે ખાતરી કરવી અને જો તેની ભૂલ પડી હોય તો સમજાવવી. આ પ્રમાણે વર્ગની બે ટુકડી પાડીને હરિફાઈ-દ્વારા પણ સારૂં કામ થઈ શકે. વાક્યનું પૃથક્કરણ પણ તે રીતે સારૂં થઈ શકે છે.

(૩) પદાર્થપાઠ કે વિજ્ઞાનના પાઠમાં વિદ્યાર્થી પાસે પ્રયોગ કરાવવા તથા બાળવાની, કાપવાની, ટીપવાની વગેરે જે ક્રિયા હોય તે તેની પાસે કરાવવી. ઇતિહાસમા આવનાજનાવના સ્પષ્ટ ખ્યાલ માટે જો બને તો સ્થાનિક ઐતિહાસિક સ્થળનું અવલોકન કરાવવું તથા પછી તેનું વર્ણન અવસ્ય કરાવવું જોઈએ. તેમા આવતી હકીકતના સ્પષ્ટ ખ્યાલ માટે પર્યટન ઉપરાત લડાઇના નકશા તથા ચિત્રો કઢાવવાં જોઈએ. તેમજ કાળદર્શક ઐતિહાસિક તખ્તો તૈયાર કરાવવો જોઈએ. બીજા પુસ્તકોમાંથી રસિક ફકરા વંચાવવા જોઈએ તથા તેને લગની કવિતા કે ગીત હોય તે પણ ગવરાવવાં જોઈએ. હસ્તઉદ્યોગ સાથે તેનો સંબંધ જોડી રાજાનો મુકુટ, તલવાર, સિંહાસન, કિલ્લો, સિક્કા વગેરે વસ્તુ કાગળની બનાવી શકાય. રાજ્યના વિસ્તારદર્શક જુદા જુદા નકશા તૈયાર કરાવવાથી ઇતિહાસનું જ્ઞાન વધારે દૃઢ થાય છે. શીખવતી વખતે પણ શિક્ષક કા.પા. પર દોરેલા નકશાનો બરાબર ઉપયોગ કરે તો તે વિષય અવશ્ય રસિક થઈ પડે છે. તેમાંના કેટલાક પ્રસંગ તો કૃતિ માટે નાટ્યપ્રયોગ કે સંવાદના રૂપમા ભજવી શકાય છે. સોમનાથ પાટણ ઉપરની મહમદ ગીઝનીની સવારી શીખવતી વખતે જો ગીઝનીથી તે સોમનાથ આવ્યો તે બતાવનાર પાટીઆ ઉપર નકશામાં ફક્ત લીટી દોરવામાં આવે તો તેથી વિદ્યાર્થીની કલ્પના વધારે સ્પષ્ટ થાય છે. તેમજ અમુક રાજાનો ગાદી ઉપરનો હક્ક સાબીત કરવાને કા. પા. પરના વંશવૃક્ષદ્વારા તે સમજાવવામાં આવે તો તે બાબત સારી રીતે સ્પષ્ટ થાય છે. તેવી રીતે ભૂગોળમાં પ્રથમ પર્યટન કરાવી સ્થાનિક ભૂગોળનો સચોટ ખ્યાલ આપવો જોઈએ. અવલોકન અને ત્યારપછીની વાતચીત અને છેવટે વેનો માટીના નમુના તૈયાર કરવાથી તે બાબતનું જ્ઞાન પાકું થાય છે. ઇતિહાસની માફક ભૂગોળમાં પણ જુદી જુદી જાતના નકશા જેવા કે રાજ્કીય વિભાગ, કુદરતી રચના, વરસાદ, રેલ્વે વગેરેના તૈયાર કરાવવા જોઈએ. કેટલાક ભૂતળરચનાના નકશા કાગળના માવાના થઈ શકે છે. વર્ગમાં પાઠ આપતી વખતે પણ શિક્ષકે કા.પા. પરનું નકશાનું ખોખું પુરતા જવું અને વિદ્યાર્થી પાસે તેવી ક્રિયા કરાવવી જોઈએ. ચુષ્ટિજ્ઞાનમાં

પર્યટન કરાવી વનસ્પતિ તથા પશુપક્ષીનું અવલોકન અને વાતચીત કરી જ્ઞાન આપવું જોઈએ, પછી તેના ચિત્રો કઢાવવાં જોઈએ તથા નિબંધમાં તેવી હકીકતનો ઉપયોગ કરી શકાય તો તેથી તેનું જ્ઞાન સ્પષ્ટ અને સચોટ થાય છે. આ પ્રમાણે જણાવ્યા મુજબ કૃતિદ્વારા શિક્ષણ આપવાને માટે અલબત્ત શિક્ષકને વધારે મહેનત કરવાની હોય છે, પણ વિદ્યાર્થીને તેથી સારો લાભ થાય છે. જો શિક્ષક ઉત્સાહી અને મહેનતુ હોય તો જુદા જુદા વિષયમા ક્રિયાનો ભિન્ન ભિન્ન રીતે ઉપયોગ કરીને તે પાઠની સ્પષ્ટ અને સચોટ છાપ જરૂર ઉત્પન્ન કરી શકશે.



## કેળવણી અને સર્જન*

આજે આપણે કેળવણી અને સર્જન એ વિષય ઉપર વિચારવાના છીએ. યુરોપમા મેં જે કંઈ જોયું છે તેની શાળાનું વર્ણન તમારી આગળ રજુ કરીશ; કારણકે શિક્ષણના જે વિચારો યુરોપમાં ચાલી રહ્યા છે તે આપણને માર્ગદર્શક છે. તેમની પ્રાચીન સંસ્કૃતિ પણ સાથે સાથે જોવાની છે. લોકોરનોની પરિષદમા શિક્ષકના હૃદયમા કેવું ચિંતન છે તે હું જોઈ શકતો હતો અને જે રીતે આજે તે કેળવણીનો પ્રવાહ ચાલી રહ્યો છે તે હું જોઈ શકયો. શિક્ષણનો અર્થ અત્યારસુધી એમ મનાતો હતો કે શિક્ષક જ્ઞાન આપનાર છે અને શિષ્ય લેનાર છે. શિક્ષક બાળકના જીવનને ઘડે છે અને તે સાચો મિત્ર અને સલાહકાર છે એવી માન્યતા હાલમા થઈ છે. જેવી રીતે રસ ઉત્પન્ન થઈ શકે તેવી રીતે બાળક જ્ઞાન મેળવે તો ઠીક, નહિતો મોટીથી જ્ઞાન આપવું જોઈએ એમ માન્યતા હતી. જો બાળક તે ન સ્વીકારે તો આપનારનો દોષ ગણાતો નહિ પણ બાળકની ભૂલ થાય છે એમ મનાતું. એવાં બાળકો કુદરતી રીતે ભૂલભરેલા છે એવી માન્યતા સામાન્ય હતી. આ કારણને લીધે એમની જિંદગી ઘણે અંશે નકામી થઈ જાય છે. હજુ એ બાબત આજે પણ પ્રચલિત છે. પાશ્ચાત્ય દેશમાં શિક્ષણનો જે નવો પ્રવાહ વહે છે અને શિક્ષણની જે નવી સૃષ્ટિ ઉદ્ભવી છે તેમા બાળક એ મુખ્ય વસ્તુ સ્વીકારાઈ છે, અને શિક્ષક

* શ્રી. ભોગીલાલ ત્રિભોવનદાસ ઠાકરે મે. શા. ટ્રેનિંગ કોલેજમાં આપેલા ભાષણનો સાર.

તે ગૌણ બાબત ગણાઈ છે. બાળકનું મન તે કોરા કાગળ જેવું નથી પણ એની અંદર ભવિષ્યમાં ઉત્પન્ન થઈ શકે એવી વિધવિધ શક્તિઓ ભરેલી છે. બાળકોમાં એટલી બધી શક્તિ ભરેલી છે કે તેમાંની સમગ્ર વસ્તુને શિક્ષક સ્પષ્ટ કરી શકતો નથી. જુદા જુદા શિક્ષણશાસ્ત્રીઓ જુદી જુદી દૃષ્ટિથી તેને જુએ છે. શિક્ષકે અમુક કાર્યક્રમ ઘડયો અને તેને અનુકૂળ બાળક ન થાય તો તે બાળક ખોટું છે એ માન્યતા ભુલાઈ જવા આવી છે. તેનું પરિણામ એ આવ્યું કે જુની પદ્ધતિમાં મહાન ફેરફાર થયો છે કે જે બાળકનું જીવન વિકાસ અને વૃદ્ધિ પામતું હોય તેને અનુકૂળતા કરી આપવી. એ પ્રમાણે શિક્ષકનું કામ માળીના કર્તવ્ય જેવું કરવાનું છે. બાળકને તેની પોતાની વૃદ્ધિનો સ્વતંત્ર વિકાસ કરવાનો દરેક રીતે હક છે અને શિક્ષકે એની આડે નજ આવવું જોઈએ. પ્રો. સિઝેક યુરોપમાં એક જબરજસ્ત શિક્ષણશાસ્ત્રી મનાય છે. એની શાળા કેવળ ચિત્રની શાળા છે. તેમનું દૃઢ માનવું છે કે શિક્ષક જેટલું બાળકની સાથે વધારે બોલે છે તેટલું બાળકને નુકસાન કરે છે. ત્યારે હવે શું કરવું ? પણ તે કહે છે કે બાળક એ મોટા માણસ કરતાં ઇશ્વરની વધારે પાસે છે. પરમાત્માને છોડે એને વધારે વખત થયો નથી. જેમ તે મોટું થાય તેમ તેમ કુદરતથી તે દૂર જતુ જાય છે. બાળકમાં પ્રભુત્વ વધારે છે માટે શિક્ષક કરતાં તે વિશેષ જાણી શકે છે તેથી શિક્ષકે તેને કંઈ શીખવવું તે એક જાતની ધૃષ્ટતા છે. એમની શાળામાં એ સવારમાં પ્રાર્થના કર્યા સિવાય એક અક્ષર પણ બોલતા નથી. ત્યા ૧૪ વર્ષ સુધીનાં બાળકો આવે છે, અને એમની કૃતિઓ એવી અદ્‌ભુત છે કે તે જગતને ચકિત કરી નાખે છે. સિઝેક પોતાના નિયમો ને પોતે સચોટ રીતે સાબીત કરી બતાવે છે. એણે તો ત્યાંની સરકારને નોટિસ આપી કે તમારી નિશાળો બંધ કરો. એ બાળકોને કેમ તૈયાર કરે છે ? (એની ખાત્રી માટે ૧૪ વર્ષના બાળકોનાં ચિત્રો બનાવ્યાં હતાં.) એવાં ચિત્રો કાઢવામાં સિઝેકે એમ કહ્યું નથી કે તમે આવું ચીતરો કે આમ ચીતરો. તે કહે છે કે જ્યારે હું શાળામાં આવું છું ત્યારે હું હૃદયથી ઈશ્વર પાસે માગી લઉં છું કે મારી પ્રેરણા, મારી શક્તિ, મારૂં બળ બાળકોમાં ઉતરો અને બાળકોના અંતર આત્મામાં જે શક્તિ રહેલી છે તે બહાર નીકળો. પ્રથમ બાળકો ચિત્રો જુએ છે અને તે જોઈને તે કાઢવાનો ઉત્સાહ તેમનામાં થાય છે અને થોડા વખતમાં તેઓ ચિત્ર કાઢવા મંડી જાય છે. તેઓ રાત દિવસ તેમાં રસ લેતાં થઈ જાય છે. તેઓ તેમનું કામ ઘેર પણ લઈ જાય છે અને તેમની દરેક કૃતિ સુંદર

હોય છે. ત્યાં શિક્ષણનો બોજો નથી. તેમજ પરીક્ષા પણ લેવામાં આવતી નથી.

પ્રો. બાકુલે (ઝેકોસ્લોવેકિઆના) સંગીતના ઉસ્તાદ છે. તે સર્જન ખુબ ઉપજાવે છે. સંગીત એક કળા છે. બાકુલે ગરીબમાં ગરીબ માણસ હતો. એણે ગામના કેવળ રખડતા છોકરાને એકઠા કરી તેમની પાસે ગવડાવવા માંડ્યું; એ પણ સાથે ગાતો. બાળકોનું સંગીત તે સુધારતો કે તે સંબંધ કંઈ સૂચના કરતો નહિ, પણ અંતરથી તેમની સાથે સંગીતમાં ભળતો હતો. આજે એ રીતે એણે સંગીતની ઝેકોસ્લોવેકિઆમાં સુંદરમાં સુંદર શાળા કાઢી છે. એ ગરીબમાં ગરીબ છોકરાને સંગીતમાં તૈયાર કરે છે. બાકુલેનાં બાળકો એવાં તૈયાર થએલા હોય છે કે એક અજાણ્યા મનુષ્યના હૃદયને પણ સંગીતના તાલમાં તે જોડી દે છે. બાકુલેએ કળા શી રીતે મેળવી? એ સવાલના જવાબમાં તેણે કહ્યું કે કુદરતી રીતે મને શિક્ષક થતાં આવડયું.

મિસિસ નિકલ્સનની 'ગાર્ડન સ્કૂલ' છે. ગાર્ડન સ્કૂલ એટલે સ્વતંત્રતાની શાળા. એની અંદર હાના નામની એક બાળા ચિત્રમાં ખૂબ રસ લેતી. તે સ્વતંત્ર રીતે કામ કરતી. અહીંઆં સ્વતંત્રતા એટલે અનિયમન નહિ પણ પોતાની જાતે પોતાના પર મૂકેલું નિયમન એ હાના ભીંત ઉપર ખૂબ સુંદર ચિત્ર કરતી અને એ ચિત્રો તેના આત્માની છાપો હતી. આ સર્જન તેનું એટલું બધું સુંદર હતું કે એક વખતે મિસિસ નિકલ્સને તેના ઓરડામાં બીજાં કેટલાંક ચિત્રો દોરવા હાનાને કહ્યું. હાના દિવસો વીત્યા પણ ચિત્રો દોરેજ શાની! તે છોકરી કામ કરેજ નહિ; ફક્ત 'હા''હા' કરે. પછી મિસ નિકલ્સન વિચાર કરતી કે આને શું કારણ છે? ત્યારબાદ એક દિવસ પત્થરને ચપ્પુથી કોતરતાં હાનાને જોઈ તેણે પૂછ્યું, હાના, હું તને સુંદર ટાંકણાં લાવી આપું, તારે કોતરવું છે? મિસિસ નિકલ્સને કેટલાંક ટાંકણાં લાવી આપ્યાં અને હાના કામે લાગી. તેણે પત્થર ઉપર એક ડોસાનું ચિત્ર કોરી કાઢ્યું. વળી મિસિસ નિકલ્સને એક આલાબાસ્ટરનો સુંદર પત્થર લાવી તેને આપ્યો. તેમાં તેણે એક માતા પોતાના બાળકને લઈ રહી છે એવું સુંદર બાવલું કોતરી કાઢયું. મિસ નિકલ્સને વિચાર્યું કે જો મેં એને ચિત્ર કાઢવાનું દબાણ કર્યું હોત તો તે ફક્ત ચિત્રકાર નીવડત. પછી હાનાએ એક માતા પોતાના માંદા દીકરા ઉપર મૃદુ હૃદયે હાથ ફેરવતી હોય એવું કરુણમય ચિત્ર કોતરી કાઢ્યું. જ્યારે એ ચિત્રો પ્રદર્શનમાં મૂક્યાં ત્યારે

"ગાર્ડન સ્કૂલ" ઘણી પ્રખ્યાત થઈ ગઈ, અને એ રીતે બાળકને શિક્ષણમાં સ્વતંત્રતા આપવાના વિચારમાં વધારો થયો. આપણે અહીં કેટલાં એવાં બંધનો છે કે જેને લઈને આપણા વિદ્યાર્થીમાં સર્જનશક્તિ નથી આવતી. યોગ્ય સાધનો મળતા જો બાળક પોતાના મનથી એવું કંઈ કરે કે જે નવીન કાર્ય કરેલું હોય તો એમ જાણવું કે એ સર્જનશક્તિ છે. આપણે બાળકમાં રસ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરીએ છીએ, અને બાળકો સારી રીતે શીખે છે એ આપણી માન્યતા છે, પણ એ વિચાર માનસશાસ્ત્ર કબુલ કરતું નથી. બાળકનામા પોતાનામાં રસોત્પાદક શક્તિ છે. શિક્ષકે તેને અનુકૂળ વાતાવરણ ઉભું કરવું જોઈએ. પુરેપુરા વિકાસ નહિ પામેલાં કે જેમાં કંઈક મગજની ખામી છે એવાં બાળકો સિવાય બીજા બાળકો માટે આવું સ્વતંત્ર વાતાવરણ ઉત્પન્ન કરી તેમનામાં રસ ઉત્પન્ન કરવો જોઈએ. બાળકોમાં પુરેપુરી કામ કરવાની શક્તિ છે એવી શ્રદ્ધા શિક્ષકમાં હોવી જોઈએ. બાળકની વૃદ્ધિ સમયે એના માનસનો વિકાસ થવો જોઈએ. આ વિકાસને અનુકૂળ સર્વ સામગ્રી આપવી એજ શિક્ષણનું મુખ્ય ધ્યેય હોવું જોઈએ. શિક્ષણ એટલે ભવિષ્યના જીવનની તૈયારી એમ આપણે હજુસુધી માનતા હતા પણ આજે એ સામાન્ય મંતવ્ય નથી. બાળક પોતેજ જીવે છે, અને [illegible] જીવનમા રસ લઈ રહે છે. એ રસનો સર્વાંગી વિકાસ શી રીતે કરવો એ શિક્ષકનુ ધ્યેય હોવું જોઈએ, તથા એને અનુકૂળતા આપવી જોઈએ. બાળક જે કોટિનું છે તે પ્રમાણે તેને તેવા વાતાવરણમાં મૂકીએ તો તે બરોબર ઉછરે છે. લગભગ ૩–થી ૬ વર્ષ સુધીમાં બાળક આત્મલક્ષી હોય છે. તેના મગજમા જગતના જુદા જુદા આંદોલનો આવતાં જાય છે; તે એ સ્વીકારતું જાય છે; માટે એને અમુક વર્ષ પહેલાં મૂળાક્ષરો આપવા કે ન આપવા એ વિચારવાનું છે. માટે ૩–૬ સુધીમાં તો ફક્ત એના ઇંદ્રિયવિકાસને અનુકૂળ શિક્ષણ આપવું જોઈએ. અને તેને સ્વતંત્રતા આપવી જોઈએ. એના માનસના વિકાસ માટે છુટ આપવી જોઈએ. આ રીતે બાળક એ નક્કી કરેલા શિક્ષણને અનુકૂળ વર્તનાર નથી પણ વ્યક્તિગત ક્રમ પ્રમાણે ચાલનાર સ્વતઃવૃત્તિવાળું છે. ; બાળકો ૭ થી ૧૧ સુધી સક્રિય હોય છે. તેઓ ખૂબ ચપળ હોય છે. તેમને બેસાડી મૂકે તો મોટામાં મોટો શ્રમ તેમને લાગે છે. એના વિકાસને માટે એને જે જે સાધનો મળે તે લાવવાને તે પ્રયત્ન કરે છે. કેટલીક વખત ગણિત, ઇતિહાસ, ભૂગોળ વગેરેના શુષ્ક પાઠો નુકસાનકારક નીવડે છે. વિદ્યાર્થીને પોતાને અનુકૂળજ શિક્ષણ હોવું જોઈએ. જેમાં તેઓ સ્વતંત્ર રીતે કામ કરી શકે એવો શિક્ષણક્રમ જોઈએ.

૧૨ થી ૧૪ વર્ષમાં તેની લાગણી બહુ તીવ્ર હોય છે. તે અવસ્થામાં તે લાગણી પ્રધાન હોય છે. તે વખતે સ્વતંત્રતા ન આપતાં દબાણ થાય તો બાળક પોતાના હૃદયને ગુમાવે છે ને દુર્ગુણો ગ્રહણ કરે છે. પછીની અવસ્થામાં તે વિચાર કરતું થાય છે. પહેલાં વર્ણન લખે છે પણ હવે તો પ્રશ્ન પૂછે છે. ત્યારે એને અનુકૂળ શિક્ષણ આપવાની તૈયારી કરવી જોઈએ. કોઈક બાળક જલદીથી વિકાસ પામતું હોય તો કોઈ ધીમે વૃદ્ધિ પામતું હોય છે. એવાં બાળકો ઉપર અયોગ્ય દબાણ કરવાથી તેમનો વિકાસ અટકી પડે છે. આ રીતે વિકાસના માર્ગો તેના સમયને અનુકૂળ જુદા જુદા હોવા જોઈએ. ગણિતમાં જેને બહુ રસ પડતો હોય તેના ઉપર ભૂગોળનો બોજો નાખવામાં આવે તો નથી તે ગણિત કરી શકતો કે નથી તે ભૂગોળ કરી શકતો. જે વિષય રસિક પડતો હોય તેજ વિષયનો વધારે સારો વિકાસ કરાવવો જોઈએ. બાળકને યોગ્ય સ્વતંત્રતા આપવી જોઈએ કે જેથી તેની કાર્ય કરવાની મનોવૃત્તિ પ્રબળ બને અને તે સરસ વસ્તુ ઉપજાવી શકે.

એક બાળા હતી. તે સંગીત કે ચિત્રકામમા બીલકુલ રસ લેજ નહિ. તેને આઠ મહીના સુધી રમવા દીધી. શિક્ષકને તેને જોઈ ફિકર થતી હતી કે તેનો વખત નકામો જાય છે, પણ એક દિવસ એવો આવ્યો કે તે વખતે એણે કામ હાથમાં લીધુ અને પછી આઠ આઠ કલાક કામ કરવા માંડયું અને તેણે સુંદર ચિત્ર કાઢયાં. ત્યારબાદ તે મૂળાક્ષર શીખી અને વાચનમાં રસ લેતી થઈ. એને જે શોખ થયો તે મુખ્ય બાબત છે. શિક્ષકે ધીરજ રાખવી જોઈએ. બાળકને સ્વતંત્રતા આપવાથી નુકસાન નથી થતું તેની ખાત્રી થઈ ચૂકી છે. બાળકોનો ખૂબ વિકાસ તેની મરજી મુજબ સ્વતંત્રતાથી થાય છે. એક દિવસ વિએનામાં જર્મન છોકરા ઑસ્ટ્રીઆની ભાષા શીખતા હતા. તેઓ મને મિ. ઠકુર કહેતા. તેઓએ એક દિવસ હિંદુસ્તાન વિષેનો વિષય લીધો. તેમણે હિંદુસ્તાન સંબંધી પુરેપુરી હકીકત જાણવાનો નિશ્ચય કર્યો. પછી તેમણે એક લાયબ્રેરી (હિંદુસ્તાનને લગતી) ગોઠવી. ત્યારબાદ નકશા ગોઠવ્યા. પછી હિંદુસ્તાનને સ્વરાજ આપવું કે નહિ તે વિષય લીધો. અહીઆં જકાત શી રીતે દાખલ થઈ. હિંદીઓમાં શી શી ગંદી ટેવો છે એ બધું તેઓ વાંચી આવ્યા હતા, અને હિંદુસ્તાનની આબોહવા, સામાજિક, ઔદ્યોગિક વાતાવરણ વગેરે બાબતોથી તેઓ માહીતગાર થયા હતા. પછી એક વાવટો બનાવ્યો. ત્યારબાદ બહુમતિથી ઠરાવ પાસ થાય તેને વાવટો આપવો એમ નક્કી કર્યું. છેવટે બે પક્ષોએ ખૂબ ગરમાગરમ ચર્ચા કરી. છેવટે બહુમતિ થઈ કે હિંદને સ્વરાજ્ય આપવું જોઈએ. વાવટા ઉપર જુદાં જુદાં

બેસીએ કે "બાળકના મનમાં શું શું ચાલે છે તે હું બરાબર જાણું છું" તો તો તે એક જાતની આત્મશ્લાઘા છે એ નિઃસંશય છે; ખરી રીતે તો બાળકના મનને વાસ્તવિક રીતે પારખી શકાતુંજ નથી એવી નમ્ર ભાવના આપણે રાખવી જોઈએ.

બાળકની આંતર ગુહ્ય ગુહામા તેના જોસવાળા વ્યક્તિત્વને લીધે તેનામા સંસ્કાર કેવી રીતે પડયે જાય છે તેની આપણે ચિંતા કરવાની નથી. પણ જ્યારે એ આતરબળના પરિણામે તેનાં બાહ્ય ચિહ્નો જણાવા લાગે, તેમજ તે સંબંધી મુકાબલો અને વર્ગીકરણ કરતાં તથા તેમને વ્યવસ્થિતરીતે ગોઠવતા જોઈએ, ત્યારે તેમને તેમાં ઘણો રસ પડયો છે એમ આપણને માલમ પડે છે. જ્યારે તે એકાગ્રતાથી કામ કરતું જણાય ત્યારે આપણે ખચિત માનવું જોઈએ કે બાળકના આંતરમનમાં એક પ્રકારનું ચેતન જાગૃત થયું છે. આ જાતનું ચેતન આપણને દેખાતું નથી પણ તે સૌથી વધારે અગત્યની બાબત છે. જીવનની તાલબંધ ગતિને અનુસરી બાળકનું નવું સ્વરૂપ એ વખતે ઘડાય છે. ગુંચવણભરેલા અને અસંબદ્ધ બહારના સંસ્કાર તેના ઉપર પડે છે તે ઉપરથી બાળક તેની સ્વતઃપ્રવૃત્તિથી તે નિયમિત તથા વ્યવસ્થિત કરે છે, અને તેનું અવનવું સ્વરૂપ તે ઉપજાવે છે.

એક વસ્તુ જાણી લેવી એટલે તેનું બરાબર જ્ઞાન થયું છે એમ બાળક માટે છેજ નહિ એ બાબત યાદ રાખવી જરૂરી છે. વાસ્તવિક રીતે તો કોઈ વસ્તુ જાણવી કે તેનું જ્ઞાન મેળવવું એ તો તેની શરૂઆતની ક્રિયા છે, કારણ કે વસ્તુનું જ્ઞાન મેળવવું અને સ્વતઃવૃત્તિથી કંઈક નવું ઉપજાવવું એ બેમાં વિશેષ ભેદ છે. સ્વતઃક્રિયા અથવા સર્જન એ જ્ઞાનની સક્રિયતા વડેજ ઉદ્‌ભવે છે. મોન્ટેસોરિ શાળાઓમાં બાળકની ક્રિયાનું સ્પષ્ટ અને દેખીતું, સામા માણસને ચકિત કરે એવું પરિણામ જોવામાં આવતું
તું તો જ તેની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ કરતાં વધારે કીમતી વસ્તુ 'જે
એમના ઉપર સે એ છે કે બાળક તેની સર્જનાત્મકશક્તિને લીધે નવીન
પરીક્ષાની હોય [illegible] છે. [illegible] નવીન બાળકમાં ઘણુંજ એકાગ્રતાથી જાતે કામ
વ્યક્તિ થાય તે અશક્ય છે. તે છે; તે પોતાની આસપાસના સંજોગો આતુર-
ઉપર વારંવાર દબાણ કરવામ મવલોકે છે; તે સ્વતઃવૃત્તિથી તથા ઉત્સાહથી
જે વખતે શિક્ષકના હૃદયમાં પ કરે છે; તેનામાં વ્યવસ્થા અને શાંતિ પ્રત્યેનો
પાસે જે બાળકો છે તેમાં હું ; તે સ્વભાવે શાંત, માયાળુ અને આત્મસંયમી

હોય છે; અને સૌથી વધારે અગત્યની બાબત તો એ છે કે તેનું ભાવિ એક મહાન વ્યક્તિ તરીકે અભિલાષાભર્યું બન્યું છે, કારણ કે તેની મનોરથસૃષ્ટિ ઉપજાવવામાં તેણે પોતેજ પ્રથમ પ્રયત્ન કર્યો છે.

## કાવ્યશિક્ષણ

આ લઘુ લેખ લખવાનો હેતુ પ્રાથમિક શાળાઓમા ચાલતી કાવ્ય-શિક્ષણની પદ્ધતિ વિષે વિચાર કરવાનો છે. કોઈ એક શાળામાં ચાલતી પદ્ધતિ ઉપર લક્ષ ન રાખતાં સાધારણ રીતે કહીએ તો પ્રાથમિક શાળાઓમાં હાલ જે પદ્ધતિથી કાવ્યો શીખવાય છે તેમાં ઘણા ઉણપો છે. આ ઉણપો હાલ ચાલતી પદ્ધતિના વર્ણન ઉપરથી આપોઆપ જણાઈ આવશે.

ઘણે ભાગે શિક્ષક ચલાવવાની કવિતાવાળું પાનું કઢાવી કવિતાની પહેલી લીટી વિદ્યાર્થી પાસે વંચાવે છે. પછી તે લીટીના અર્થ કરાવે છે. મોટે ભાગે શબ્દે શબ્દનો પર્યાય મુકાય તે પર ખાસ લક્ષ દે છે. કોઈવાર અઘરા શબ્દની જુદી તારવણી કરી તેના અર્થ કહી દેવામાં આવે છે, અને અર્થ કરતી વખતે બાળકો પોપટની માફક આ પર્યાયો બોલે એટલેથી સંતોષ માની લેવામાં આવે છે. વચમાં "અન્વય કરો" "ગદ્યમાં ગોઠવો" આ હુકમોના ધ્વનિ સંભળાયાજ કરે છે. આમ એક પછી એક લીટી લઈ આગળ ચાલતાં, નિર્ણિત કરેલા સમયમાં કોઈવાર ત્રણ તો કોઈવાર પાંચ લીટીઓ થાય છે! બાકીનું કાવ્ય "આવતી વખતે" એમ કહી પડતું મૂકવામાં આવે છે.

કવિતા શીખવવાની આ રીત યથાર્થ નથી એ કહેવું પડે એમ નથી. કવિતા શીખવવાનો મુખ્ય હેતુ શો છે એ પ્રશ્નના જવાબ ઉપર કવિતા શી રીતે શીખવવી એનો આધાર રહે છે. શાળાના અભ્યાસક્રમમાં ભાષા ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે અને એનું શિક્ષણ વખતપત્રક પર ઘણો વખત રોકે છે. આ શિક્ષણ ગદ્યપદ્યના પાઠો, વ્યાકરણ નિબંધના પાઠો અને શ્રુતલેખન કોપીના પાઠોથી બહુધા સધાય છે. હવે જો ભાષાશિક્ષણ એજ કાવ્યશિક્ષણનો હેતુ હોય તો તે ઉપર કહેલી ચાલી આવતી રીતથી કંઈક અંશે સધાય ખરું. પણ ભાષાશિક્ષણ ગદ્યપાઠોથી વધારે સારી રીતે સાધી શકાય છે, અને એજ જાતના પાઠોથી ભાષાશિક્ષણ આપવું એ ઉચિત પણ છે. ભાષાનું જ્ઞાન મેળવવામાં બાળકનું મન પોતાની મેળે

અનેક ક્રિયાઓ કરે છે અને તેમ કરી સામાન્ય નિયમો શોધી કાઢે છે. કાવ્યની ભાષા આવા નિયમોને અનુસરતી ન હોવાથી નાનાં બાળકોનું ભાષાશિક્ષણ કાવ્યોદ્વારા સાધી શકાય નહિ, અગર સધાય તો ઘણીજ મુશ્કેલીથી. કવિહૃદય કાવ્યમા ચમત્કારી ભાષામાં ઉદ્ગાર જણાવે છે. એ ભાષા ચમત્કારી હોવા ઉપરાંત ઘણે ભાગે કોઈ છંદના બંધને અનુસરતી હોય છે. એનો ક્રમ ગદ્યથી ભિન્ન હોઈ ગદ્યથી મુશ્કેલ હોય છે. આવા વાહનદ્વારા નાનાં બાળકોને ભાષાશિક્ષણ આપવું એ ઘણું મુશ્કેલ છે એ તો સ્પષ્ટ છે.

ત્યારે કાવ્યશિક્ષણનો હેતુ શો ? જેમ પ્રત્યેક સારા ચિત્રદ્વારા કુશળ ચિતારો કોઈ સંદેશો આપે છે તેમ પ્રત્યેક સારો કવિ પણ કાવ્યદ્વારા સંદેશો આપે છે—એક મધ્યસ્થ વિચારને રસિકભાષામાં વ્યક્ત કરે છે. અનેક ગૌણ વિચારોની ગુંથણી કરી, ચમત્કારી ભાષામાં દલીલો કરી એ વિચારનું રસભરી વાણીથી સમર્થન કરે છે. આ રસનું પાન કરતાં શીખવું અને કવિહૃદયનો આ સંદેશો ઝીલવો એ કાવ્યવાચનનો મુખ્ય હેતુ છે અને બાળકો તે કરી શકે એવી પરિસ્થિતિ ઉભી કરવી એટલે બાળકોને રસપાન કરતાં શીખવવું અને કવિહૃદયનો સંદેશો ઝીલતાં શીખવવું ' એ કાવ્યશિક્ષણનો મુખ્ય હેતુ છે.

વળી કેવળ બુદ્ધિની કેળવણી બાળકોના વિકાસ માટે પુરતી નથી. લાગણીઓની કેળવણી વિના એ વિકાસ એક પક્ષે અધુરો રહે છે. તીવ્ર લાગણીજન્ય કાવ્યોથી લાગણીઓ સારી રીતે કેળવી શકાય એ દેખીતું છે. આમ કાવ્યોદ્વારા લાગણીઓને કેળવવી એ પણ કાવ્યશિક્ષણનો એક હેતુ છે. જો ઉપર જણાવેલા હેતુઓ સ્વીકારીએ તો ચાલી આવતી કાવ્યશિક્ષણની રીતની ખામીઓ દીવા જેવી સ્પષ્ટ થાય છે. નીચે બતાવેલી સરળ રીતથી આ ખામીઓ દૂર થશે એમ માની એ રીતનું ટુંકું વર્ણન આપું છું:—

પાઠની સફળતાનો આધાર તેને રજુ કરવાની રીત ઉપર છે. જો રજુઆત આકર્ષક હોય તોજ તે બાળકોનાં મન ખેંચી શકે. માટે જે કાવ્ય શીખવવાનું હોય તેની રજુઆત રસિકતાથી કરવી એ પ્રત્યેક શિક્ષકનો ધર્મ છે. પ્રસ્તુત કાવ્યનો પૂર્વાપર સંબંધ આપીને, એનાં જેવાં બીજાં કાવ્યોનું સ્મરણ કરાવીને, અને કવિની એ જાતનાં કાવ્યો લખવાની શક્તિનું ટુંકમાં પણ રસિકતાથી વર્ણન આપીને કાવ્યની રજુઆત કરવી. છંદબદ્ધ કવિતાઓ છંદમાં અને અન્ય રાગમાં લખાએલી તે તે રાગમાં શિક્ષકે વર્ગ સમક્ષ ભાવપૂર્વક અને યોગ્ય ચેષ્ટા સાથે ગાઈ બતાવવી. આમ કરતી

વખને વર્ગ સાથે સાથે ગાવા માંડે તો તેને તેમ કરતાં રોકવો નહિ. અહીં એક બે વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે; એક તો ચેષ્ટા નાટકી ન થઈ જાય તે લક્ષમાં રાખવું; કેમકે જો તેમ થવા પામે તો બાળકોનાં ચંચળ મન કાવ્ય ઉપરથી ઉડી ચેષ્ટાનેજ વળગી રહે, ને જે શુભ હેતુથી ચેષ્ટાની ભલામણ કરવામાં આવે છે તે જળવાય નહિ, એટલુંજ નહિ પણ તેજ ચેષ્ટા કાવ્યના રસપાનમા વિક્ષેપ રૂપ નીવડે. તાનપલટા લઈ ગાવાથી પણ આજ દોષ આવી જાય. બીજી વાત એ લક્ષમાં રાખવાની છે કે બને ત્યાંસુધી શિક્ષકે આખા કાવ્યનું વાચન વર્ગ સમક્ષ કરવું. નાની કવિતાઓ શીખવવાની હશે ત્યાં મુશ્કેલી ઉભીજ નહિ થાય; પણ જ્યાં મોટાં કાવ્યો શીખવવાનાં હશે ત્યાં પણ કાવ્યના વિચારની એકતા દૃષ્ટિમાં રાખી ભાગ પાડવામાં આવશે તો મુશ્કેલી નડશે નહિ. આમ કાવ્યની શરુઆત વખતે તે એકજ વાર ગાઈ બતાવવું એમ નથી. કુશળ શિક્ષક વર્ગની જરૂરિઆત સમજી શકશે ને બે કે ત્રણ વાર વાચન કરશે તો પણ તે ઇષ્ટજ ગણાશે,

હવે બીજું પગથીઉં બાળકોના પ્રયાસનું છે. આમ કાવ્ય ગાઈ બતાવ્યા પછી બાળકો પાસે તેનું મનમા વાચન કરાવવું. પછી મધ્યસ્થ વિચારના પ્રશ્નોથી વાતચીતની શરૂઆત કરવી. કાવ્યના સામાન્ય અર્થ-ગ્રહણને લક્ષમાં રાખી આ પ્રશ્નો યોજવા. વિદ્યાર્થીઓને એનું ભાન થયું છે એમ ખાતરી થતાં, કાવ્યનું એક વાચન કરી ક્રમ પ્રમાણે એક પછી એક વિચાર લેતા જવો ને તેના ઉપર પ્રશ્ન યોજી અઘરા શબ્દોના અર્થ સ્પષ્ટ કરવા ને મુશ્કેલ શબ્દરચનાઓને સ્ફુટ કરવી. જેમ જેમ એક વિચાર સ્પષ્ટ થતો જાય તેમ તેમ બાળકો પાસે સાધારણ વાતચીત પેઠે તે ઓલાવવો. આમ પાઠ પૂર્ણ કરવો.

ધોરણ પ્રમાણે અને બાળકોની ગ્રહણશક્તિ જેમ જેમ વિકાસ પામતી જાય તેમ તેમ આ પગથીઆંમાં ફેરફાર કરવાની જરૂર છે. ભાષાના ચમત્કારી પ્રયોગો, સાધારણ અર્થથી બીજા અર્થમાં વપરાએલા શબ્દો, ગદ્યના ક્રમ કરતાં જુદો ક્રમ, વગેરે બાબતો ઉપર ધીરે ધીરે લક્ષ ખેંચી શકાય. આ રીતે કાવ્ય શીખવવાથી બાળકો અન્વય વગેરેનાં ઝાડીઝાંખરાં-માંથી નીકળી રસપાનને સીધે રસ્તે ચઢશે એવી આશા રાખી શકાય.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ.
રણજીતભાઈ દેરાસરી

નો આ ઉત્સાહપ્રેરિત પ્રયત્ન સ્તુત્ય ગણાય; પણ તે વખતે એક ખાસ બાબત ધ્યાનમાં રાખવા ચૂકવું ન જોઈએ. કોઈ વખત પક્ષીને પગે દોરી બાંધીને પકડી રાખવામાં આવે છે; કોઈ વખત તેની ડોક પકડીને તેને ટેબલ ઉપર ઉભું રાખવામા આવે છે અને કોઈ વખત ન્હાના પાંજરામાં મૂંઝાઈ જાય તેમ તેને પૂરી રાખવામાં આવે છે. આમ કરવાથી પક્ષી બહુ ગભરાય છે અને નાસી જવા અનેક પ્રયત્નો કરે છે. તેમાં તેનાં પીછાં વીંખાઈ જાય છે અને ઘણી વખત તેના શરીરને ભયંકર નુકસાન થઈ જાય છે.

**સૃષ્ટિનિરીક્ષણના પાઠોનો મુખ્ય હેતુ કુદરત તરફ પ્રેમ ઉત્પન્ન કરવાનો હોય છે; કુદરતની વહાલી વસ્તુઓના આનંદ અર્થે આમ હિંસા કે હાંસી કરવાનો હોતો નથી,** એ ખાસ યાદ રાખવાની જરૂર છે. આવા પ્રસંગે પક્ષી સહેલાઈથી માઈ શકે અને સહેલાઈથી અંદર હરી ફરી શકે તેવું પાંજરું લાવવું જોઈએ. તેમાં પક્ષીને રાખીને દૂરથી તેનું અવલોકન કરવામાં આવે તો અનિચ્છાએ થતા કુદરતના અપરાધમાથી આપણે સહેલાઈથી બચી શકીએ.

ઉન્ડમાં અનેક કાગડાઓ તેમની દૃષ્ટિએ પડયા. આગલે દિવસે જમણવાર હતી અને કમ્પાઉન્ડ ઉપર ઉપરથી સાફ કરવામાં આવ્યું હતું, પણ ચારે તરફ ઓછો વધતો એઠવાડ પડેલો હતો અને એકઠા થએલા કાગડાઓ ચોતરફ ફરીને જમીન પર વેરાએલા ભાતના દાણા અને મિઠાઈના ટુકડાઓ તેમની લાંબી ચાચ વડે વીણી વીણીને ખાઈ જતા હતા. નિશાળના રવેશમાં ઉભેલાં બાળકોને આ દૃશ્ય જોવામાં ઘણો આનંદ આવતો હતો. શિક્ષકે પણ આ પ્રસંગનો લાભ લઈ બાળકોના અવલોકનમાં ઉત્તેજન આપ્યું. થોડીવારમા આખું કમ્પાઉન્ડ લગભગ સાફ થઈ ગયું. બાળકોએ ઘણી વખત કાગડાઓને સડેલા અને ગંધાતા મલિન પદાર્થોને રસ્તામાંથી ઉપાડી લઈ ખાઈ જતા જોએલા; પણ આજે તેમને ખાત્રી થઈ કે ઝાડુ કાઢનાર ભંગીઓની માફક સાફસૂફ કરવાનું કામ કાગડાઓ ઘણું સારૂં કરી શકે છે. કુદરતે તેમને તેવાજ કોઈ હેતુથી ઉત્પન્ન કર્યા હોવા જોઈએ અને તે હેતુને જમીન પરની ગંદકી દૂર કરીને તેઓ સાર્થક કરે છે. બાળકોએ તો તેમને પક્ષીઓમા ઝાડુ કાઢનારનું નામ આપ્યું અને કાગડાઓ ન હોય તો જમીન પર કેટલા બધા સડેલા પદાર્થો મનુષ્યજીવનને ખલેલ કરતા થાય એનુ તેમને ભાન થયું. કાગડાઓને તેમની લાંબી અણીઆળી ચાંચ જમીનમાથી ગમે તેવી ઝીણી વસ્તુ ઉપાડી લેવામાં મદદ કરે છે અને તેમના પગના ત્રણ આગળનાં અને એક પાછળનું આંગળું જમીન પર સમતોલપણુ જાળવીને ચાલવામાં મદદ કરે છે, એ સઘળું આ અવલોકન પરથી સહેલાઈથી જાણી શકાયું.

બાળકો ઉપરનું નિરીક્ષણ કરતાં હતાં તે દરમિઆન થોડે દૂર કાંઈક અકસ્માત થવાથી એક કાગડો જમીન પર પડી ગયો. તે જોઈને સઘળા કાગડાઓમાં કોલાહલ મચી રહ્યો. થોડીવારમાં તો ત્યાં કા કા કરતા પુષ્કળ કાગડાઓ એકઠા થઈ ગયા. ઘાયલ થએલા બંધુને કદાચ મદદ કરવાની પ્રેરણાથી દોડી જતા હોય અને કા કા કરીને બીજા કાગડાઓને બોલાવતા હોય એવું ભાન થતું હતું. કી કી કરતી કાબરો પણ મદદે આવતી જણાઈ. આગળના ત્રણ અને પાછળના એક આંગળાની મદદથી જમીન પર પગ ટેકાવતી, પીળા રંગની ચાંચવાળી, ભૂખરા શરીરવાળી, કાગડાઓના કરતા નાના કદવાળી કાબરો કાગડાના પંચને મદદ કરતી હોય એમ જણાતું હતું. કોઈ માણસના મરણ વખતે નજીકના સગપણવાળી બૈરીઓ રુદન કરતી હોય તે મુજબ દયા દર્શાવતી કાબરોના કી કી અવાજથી બીજા ઘણા કાગડાઓ ત્યાં દોડી આવ્યા.

પક્ષીઓમાં પણ આવું મંધબળ હોય છે એ જાણી બાળકોને નવાઈ સાથે બહુ આનંદ થયો. કદાચ પોતે પણ કાંઈક મદદ કરી શકશે એમ ધારીને બાળકોને ઘાયલ થએલા કાગડાની પાસે જવાની ઇચ્છા થઈ. બાળકો ત્યાં ગયા એટલે જમીન પર પડેલો કાગડો ગભરાતો હોય તેમ ઉડી જવાને પ્રયત્ન કરતો હોય તેમ જણાયો. એક મોટી ઉંમરના નિશાળીઆએ તેને પોતાના હાથમાં લઈ લીધો અને પાંખો ઉપર હાથ ફેરવીને તે પંપાળવા લાગ્યો. બીજાં બાળકો તો આ કાગડાને ધારી ધારીને તપાસવા લાગ્યા. તેની આંખો ખાસ ધ્યાન ખેંચે તેવી લાગી. આંખો બે હતી પણ કીકી એકજ જણાતી હતી,

કાગડો અને કાબર.















જે ઘડીમા એક આખમા અને ઘડીમા બીજી આખમા જતી હોય એમ લાગતુ હતુ. છતા તેના નેત્રોની ચપળતા અદ્દભુત હતી પક્ષીઓમા કાગડાની દૃષ્ટિ માથી વધારે ચકોર ગણાય છે.

કમ્પાઉન્ડમા એક ઝાડ હતુ. તેના ઉપર કાગડાઓના માળા હતા. એક માળામા આ ઘાયલ થએલા કાગડાને મૂકવામા આવ્યો. માળો બહુ કારીગીરીવાળો ન હતો. આડી અવળી ડાખળીઓનો તે બનાવેલો હતો અને ચપટી ટોપલીના આકારનો તે દેખાતો હતો પાસે એક બીજો માળો હતો તેમા દૃષ્ટિ કરતા અંદર પાચ ઇંડા જણાયા. આ ઉપરથી બાળકો જાણી શક્યા કે કાગડાની માદા તેના માળામા ચારથી પાચ ઇંડા મૂકે છે.

આ અનાયાસે પ્રાપ્ત થએલા પ્રસગનો લાભ લેવાથી બાળકોને કાગડા અને કાબર વિષે ઘણુ જાણવાનુ મળ્યુ. ચિત્ર, મોડેલ કે પાજરામા પૂરેલા કાગડાને કે કાબરને જોવાથી તેમને આટલી બધી હકીકત મળી શકત નહિ નિશાળમા આવીને તેમણે તેમની નોધ પોથીમા થોડા ચિત્રો પાડી લીધા જે થોડા સુધારા સાથે ઉપર બતાવવામા આવ્યા છે

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ. } મનસુખરામ મણિશંકર દ્વિવેદી.

# આરોગ્યના ઉપયોગી નિયમો

**૧ હવા:—**

(૧) તમારૂ રહેવાનુ મકાન કે કામ કરવાનુ સ્થળ સ્વચ્છ હવાની આવજાવવાળું રાખો.

(૨) હલકા, તંગ નહિ એવા છુટા અને છિદ્રાળુ વસ્ત્ર પહેરો.

(૩) ઘરની બહાર જેટલુ બને તેટલુ ફરતા રહો.

(૪) તમારા સૂવાના સ્થળમા પુષ્કળ ચોકખી હવા આવવા દો.

**૨ પાણી, ખોરાકઃ—**

(૧) સ્વચ્છ અને કુદરતી પાણી પીઓ.

(૨) જરૂર પડે ત્યારે અને જરૂર જણાય તેટલુ પાણી પીઓ.

(૩) નિશો ચઢાવે એવી પ્રવાહી ચીજોનો સદાએ ત્યાગ કરો.

(૪) જુદી જુદી જાતના ખોરાક ખાઓ.

(૫) દૂધનો બનાવેલો જુદી જુદી જાતનો ખોરાક લો.

(૬) જોઈએ તે કરતાં વધારે ખોરાક લેવો નહિ, અને વધારે ઉતાવળથી ખાવું નહિ.

૩ ટેવ:—

(૧) દરરોજ એકવાર દસ્ત ઉતરવો જોઈએ.
(૨) ટટાર ઉભા રહેવું, બેસવું અને ચાલવું.
(૩) ઝેરી ઔષધનો ત્યાગ કરો.
(૪) સ્વચ્છ રહો, અને ચેપી રોગવાળાથી દૂર રહો.
(૫) વરસમાં એકવાર દાક્તર કને તમારૂં આરોગ્ય તપાસાવો.
(૬) ખૂબ ઉદ્યોગ કરો; પણ તે સાથે રમત રમો અને આરામ પણ લો.

લી. અ. સૈયદ

---

(૧)

## ભરૂચ સેનીટરી એસોસિએશન

ભરૂચ સેનીટરી એસોસિએશન અને રેડક્રોસ સોસાઇટી, ભરૂચ, એમણે તા. ૧ લી એપ્રિલથી તા. ૩૦ મી જુન સુધીમાં દવાખાનાની વ્યવસ્થા નીચે મુજબ કરેલી તેનો ત્રિમાસિક રિપોર્ટ:—

ભરૂચ જિલ્લાનાં ગામડાંમાં આવા ૬૨ અને ભરૂચ શહેરમાં (મિલવાળા વિસ્તારમાં) ૩ સ્થળો છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| તાલુકો | ભરૂચ | સેન્ટર | (૧૨) | લાભ લેતા માણસોની સંખ્યા | ૧૦૯૭ |
| ,, | આમોદ | ,, | (૧૩) | ,, | ૨૩૧૦ |
| ,, | જંબુસર | ,, | (૧૨) | ,, | ૧૦૭૪ |
| ,, | વાગરા | ,, | (૧૧) | ,, | ૧૧૨૦ |
| ,, | અંકલેશ્વર | ,, | (૧૪) | ,, | ૯૮૫ |
| ભરૂચમાં ત્રણ સ્થળોએ | | | | ,, | ૨૬૮ |
| | | | | | ૬૮૫૪ |

બીજા ત્રણ મહીનામાં ૬૮૫૪ માણસોએ આ યોજનાનો લાભ લીધો અને તેમાં એકંદર ખર્ચ રૂા. ૨૪૫-૮-૬ થયો.

(ઉ. ભા. ના મે. એન્યુ. ઇન્સ. સાહેબના પત્ર નં. ૫૪૪૬ તા. ૨૭-૭-૨૯ માં કરેલી સૂચનાનુસાર)

## (૨)

### પાઠ્ય પુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રન્થકર્તા | પ્રકટ કર્તા (ઠેકાણા સહિત) (નકલદીઠ) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| ૧ | ગાના દરણ | મિ. જે. સી. ચોધરી અને મિ. એચ. જે. પંગોળી | મિ. જે. સી. ચોધરી, ગોપીપુરા, સુરત. | ૦—૫—૦ | ઇનામ અને છોકરાની લાયબ્રેરી, ઇનામ અને સ્કોલરલાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલોના ઉપલા ધોરણો માટે માધ્યમિક સ્કૂલો માટે |
| ૨ | હેમ કથાઓ | મિ. એચ. સી. શાહ | મિ. હીમતલાલ સી. શાહ, ઓડ, આણંદથઇ | ૦—૬—૦ | ઇનામ અને છોકરાની લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૩ | ગોપધનુષ્ય | મિ. નટવરલાલ વીમાવાળા | ગાંડિવ સાહિત્યમંદિર સુરત. | ૦—૪—૦ | " | " |
| ૪ | ચોપગાંની ચતુરાઈ | " | " | ૦—૪—૦ | " | " |
| ૫ | બાળ ડાયરી | મિ. વી. અંકડ અને મિ. એન. વીમાવાળા | " | ૦—૩—૦ | " | " |
| ૬ | કરીશજનું માહાત્મ્ય કે મંકલ પ્રશસ્તિ | મિ. એસ. બી. પાઠકજી અને મિ. બી.જી. વ્યાસ | મિ. એસ. બી. પાઠકજી નવાફળીઆ, કઠોર. | ૦—૮—૦ | " | " |
| ૭ | કુલગાળ | મિ. બી. પી. વ્યાસ | મિ. બી. પી. વ્યાસ, બાળકકાર્યાલય, ગોધરા. | ૦—૮—૦ | " | " |
| ૮ | સારી સારી વાતો | મિ. આર. એન. શાહ | બાલજીવન કાર્યાલય, વડોદરા. | ૦—૮—૦ | " | " |
| ૯ | દેશ દેશની દંતકથાઓ | " | સેન્ટ્રલ બુકડેપો, મુંબઈ | ૦—૭—૦ | " | " |
| ૧૦ | અદ્ભુત | મિ. એન. આઈ. પટેલ | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૦—૧—૦ | " | " |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ જીવનરસાયણ વિના | મિ. જે. પી. પંડિત | મિ. એમ. સી. કોઠારી, કાપડી પોળ, રાવપુરા, વડોદરા | ૦—૬—૦ | લાયબ્રેરી<br>સ્કોલર્સ લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે<br>માધ્યમિક સ્કૂલો માટે |
| ૧૨ મણિશંકર શીકાણી | મિ. જે. પી. પી. જોશીપુરા | " | ૧—૦—૦ | " | " |
| ૧૩ તુકારામ | મિ. બી. બી. મહેતા | " | ૧—૦—૦ | " | " |
| ૧૪ [illegible] | મિ. સી. એમ. ડોકટર | " | ૦-૧૧-૦ | " | " |
| ૧૫ દલપતરામ | મિ. કે. એમ. દવે | " | ૧—૨—૦ | " | " |
| ૧૬ વિષ્ણુદાસ | મિ. બી. એન. મહેતા | " | ૦-૧૪-૦<br>(કાગળનું પુંઠું)<br>૧—૦—૦<br>(લુગડાનું પુંઠું) | " | " |
| ૧૭ આયુર્વેદનો સંક્ષિપ્ત ઇતિહાસ | " | " | ૧—૦—૦ | " | " |
| ૧૮ રાષ્ટ્રીય કેળવણી | મિ. બી. બી. મહેતા | " | ૦—૬—૦ | લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૧૯ કાલિદાસ દિગ્દર્શન | મિ. બી. કે. ઠાકોર | મિ. બી. કે. ઠાકોર, મદનઝાંપા, વડોદરા. | ૦—૮—૦ | સ્કોલર્સ લાયબ્રેરી | માધ્યમિક સ્કૂલો માટે |
| ૨૦ યુનાઇટેડ સ્ટેટ્સ | " | " | ૦-૧૨-૦ | " | " |
| ૨૧ સંવાદ સંગ્રહ ભાગ ત્રીજો | મિ. એસ. સી ઠાકર અને મિ. બી. પી. શાહ | મિ. એસ. સી. ઠાકર, સ્કોટીશ કૉલેજ, સાદરા, મહિકાંઠા. | ૦-૧૦-૦<br>કાગળનું પુંઠું<br>૦-૧૨-૦<br>જાડું પુંઠું<br>૦-૧૪-૦<br>લુગડાનું પુંઠું | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૨ કાવ્યગંગ વિવિધ વિલાસ | મિ. પી. જે. ભટ્ટ | મિ. પી. જે. ભટ્ટ, મામલતદાર, માંડવી. | ૦-૧૨-૦ | લાયબ્રેરી | સંસ્કૃત પાઠશાળા માટે |
| ૨૩ પુરુષ સુક્ત અને યાજ્ઞવલ્ક્ય | ,, | ,, | ૦—૩—૦ | ,, | ,, |
| ૨૪ ખેતીવાડી પાઠ્યપુસ્તક ભાગ પહેલો | મનહર બ્રધર્સ,રાજકોટ. | મનહર બ્રધર્સ,રાજકોટ. | ૧—૪—૦ | ,, | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે |
| ૨૫ લગ્નમાં બ્રહ્મચર્ય અથવા મંયોગે વિયોગ | મિ. બી. કે. ઠાકોર | મિ. બી. કે. ઠાકોર, મદનઝાંપા, વડોદરા. | ૦—૬—૦ | લાયબ્રેરી સ્કોલર્સ લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે |
| ૨૬ શબ્દપોથી | મિ. ગિજુભાઈ | દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. | ૦—૧—૬ | સ્કોલર્સ લાયબ્રેરી | માધ્યમિક સ્કૂલો માટે |
| ૨૭ વાક્યપોથી | ,, | ,, | | | |
| ૨૮ ચિઠ્ઠીપોથી | ,, | ,, | | | |
| ૨૯ નાના પાઠો | ,, | ,, | | | |
| ૩૦ મોટા પાઠો | ,, | ,, | | | |
| ૩૧ ઘરમાં | ,, | ,, | | | |
| ૩૨ આંગણાંમાં | ,, | ,, | | | |
| ૩૩ શેરીમા | ,, | ,, | | | |
| ૩૪ બાળશાળામાં | ,, | ,, | | | |
| ૩૫ ગામમાં | ,, | ,, | | | |
| ૩૬ ફરવા જઈએ | ,, | ,, | | | |
| ૩૭ નાની વાતો | ,, | ,, | | | |
| ૩૮ દાદીમાની વાતો | હંસાબેન કાનુગા | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત. | ૦—૨—૦ | ઈનામ બુક | |
| ૩૯ નળદમયંતી | મિ. ચંદ્રશંકર | પુસ્તકાલય સહાયક સહકારીમંડળ લિ. વડોદરા. | ૦—૩—૦ | ,, | |

## (૩)

## સને ૧૯૨૯ માં લેવામાં આવેલી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદી

| નંબર | નામ | માર્ક |
|---|---|---|
| | **અમદાવાદ સેન્ટર** | |
| ૧ | અચુભાઈ અબ્દુલ ગની ભૈયા | ૩૮૪ |
| ૨ | કેશવલાલ બળદેવદાસ પટેલ | ૩૫૪ |
| ૩ | વાડીલાલ ખેમચંદ શાહ | ૩૫૩ |
| ૪ | મંગુભાઈ ભાઈલાલ પટેલ | ૩૫૦ |
| ૫ | જ્યરામ નાથુભાઈ પટેલ | ૩૪૨ |
| ૬ | મેમ્બુલ ગલસીંગ પરમાર | ૩૪૧ |
| ૭ | નાનચંદ ખેમચંદ શાહ | ૩૪૦ |
| ૮ | ચમનલાલ જેહાલાલ રાણા | ૩૩૯ |
| ૯ | નરસિંહભાઈ ભોજાભાઈવિણકર | ૩૩૭ |
| ૧૦ | ચીમનલાલ નાથજીદાસ શાહ | ૩૩૨ |
| ૧૧ | લાલજી હીરજી ઇસ્માઈલીઆ | ૩૨૬ |
| ૧૨ | જીવરામ શંકરભાઈ પટેલ | ૩૧૯ |
| ૧૩ | અંબારામ શીવરામ પટેલ | ૩૧૮ |
| | મોમાભાઈ મથુરભાઈ પટેલ | ૩૧૮ |
| ૧૫ | આત્મારામ પુજાભાઈ રાવળ | ૩૧૪ |
| ૧૬ | પુરશોતમ શામળીદાસ પટેલ | ૩૧૧ |
| | પુંજાલાલ પરશોતમદાસ પટેલ | ૩૧૧ |
| | રણછોડ પુરશોતમદાસ સુથાર | ૩૧૧ |
| | જીવણલાલ શંકરલાલ યાજ્ઞિક | ૩૧૧ |
| ૨૦ | ત્રીભોવનદાસ ભાઈચંદભાઈશાહ | ૩૧૦ |
| | છોટાલાલ લલ્લુભાઈ પટેલ | ૩૧૦ |
| ૨૨ | મગનલાલ ત્ર્યંબકરામ જોશી | ૩૦૯ |
| ૨૩ | હરિભાઈ છગનલાલ પટેલ | ૩૦૭ |
| | ચંદુલાલ પીતાંબરદાસ મહેતા | ૩૦૭ |
| ૨૫ | મોતીલાલ રાયચંદ પટેલ | ૩૦૪ |
| | શંકરભાઈ અમીચંદ પટેલ | ૩૦૪ |
| ૨૭ | ભોગીલાલ ધનેશ્વર જોશી | ૩૦૩ |
| ૨૮ | હરિકૃષ્ણ મગનલાલ જોશી | ૩૦૧ |
| | સોમનાથ નાથાલાલ જોશી | ૩૦૧ |
| ૩૦ | રણછોડલાલ હીરાલાલ શાહ | ૩૦૦ |
| ૩૧ | અંબાલાલ મગનલાલ ભટ્ટ | ૨૯૯ |
| ૩૨ | અસમલ રસુલભાઈ વ્હોરા | ૨૯૪ |
| ૩૩ | ઉમીઆશંકર ડાહ્યાભાઈ જોશી | ૨૯૩ |
| | ચુનિલાલ મણિલાલ પંડયા | ૨૯૩ |
| | કાંતિલાલ દામોદરદાસ શાહ | ૨૯૩ |
| | નાગજીભાઈ ચંદુભાઈવાઘેલા | ૨૯૩ |
| ૩૭ | રજબઅલી હરજીભાઈ ખોજા | ૨૯૨ |
| ૩૮ | જયંતિલાલ લક્ષ્મીશંકર દવે | ૨૯૧ |
| | ચંદ્રકાન્ત નર્મદાશંકર જાની | ૨૯૧ |
| ૪૦ | સોમનાથ કાળિદાસ ભટ્ટ | ૨૯૦ |
| | ત્રીભોવન જેહાલાલ દવે | ૨૯૦ |
| | ઉમીઆશંકર ડાહ્યાભાઈ ગોર | ૨૯૦ |
| ૪૩ | લાભશંકર કલ્યાણજી ઉપાધ્યાય | ૨૮૯ |
| ૪૪ | જયંતિલાલ વાડીલાલ શાહ | ૨૮૮ |
| | લલ્લુભાઈ ગુલાબરામ વ્યાસ | ૨૮૮ |
| ૪૬ | બાબુલાલ અમરતલાલ શાહ | ૨૮૭ |
| | શામળભાઈ રેવાભાઈ પટેલ | ૨૮૭ |
| ૪૮ | ચુનિલાલ શંકરભાઈ પટેલ | ૨૮૬ |
| | નેજરામ જેહાલાલ પુરોહિત | ૨૮૬ |
| ૫૦ | કાંતિલાલ ભલાભાઈ નાયક | ૨૮૪ |
| ૫૧ | હેમચંદ નાગરદાસ મકવાણા | ૨૮૩ |
| ૫૨ | કાંતિલાલ છગનલાલ વ્યાસ | ૨૮૨ |
| ૫૩ | ગવરીશંકર માધવલાલ જોશી | ૨૮૧ |
| | જયંતિલાલ મોતીલાલ શાહ | ૨૮૧ |
| | ચંદુલાલ-માણેકલાલ જોશી | ૨૮૧ |
| ૫૬ | દુર્ગાપ્રસાદ રણછોડલાલ ફરકી | ૨૮૦ |
| | કેશવલાલ રણછોડલાલ પટેલ | ૨૮૦ |
| ૫૮ | સોમા દલાભાઈ ખ્રિસ્તી | ૨૭૬ |
| | દીનાનાથ ડાહ્યાશંકર ભટ્ટ | ૨૭૬ |
| ૬૦ | મનુભાઈ ભલાભાઈ પટેલ | ૨૭૫ |
| | પુંજાલાલ બહેચર ભટ્ટ | ૨૭૫ |
| | અમરતલાલ મોહનલાલપરીખ | ૨૭૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૩ | ભવાનીશંકર મણિશંકર ભટ્ટ | ૨૭૬ | ૧૦૩ | ખોડાભાઈ સોદ્દાભાઈ વટાળીઆ | ૨૫૭ |
| | ડાહ્યાલાલ ગીરધર વ્યાસ | ૨૭૬ | | મનહરરાય તુળજાશંકર શુકલ | ૨૫૭ |
| | ગીરજાશંકર કાનજીભાઈ શુકલ | ૨૭૬ | | અંબાલાલ શીવરામ ભટ્ટ | ૨૫૭ |
| ૬૬ | અંબાલાલ ધુળાભાઈ પટેલ | ૨૭૫ | ૧૦૬ | છગનલાલ જયશંકર વ્યાસ | ૨૫૬ |
| | મણિલાલ લાલશંકર નવરંગા | ૨૭૫ | | મણિલાલ પ્રેમજીભાઈ પટેલ | ૨૫૬ |
| | સોમાલાલ કુબેરદાસ ગોર | ૨૭૫ | ૧૦૮ | માણેકચંદ ભોગીલાલ શાહ | ૨૫૪ |
| ૬૯ | છગનજી પબાજી કોળી | ૨૭૪ | | રેવાભાઈ પુરશોત્તમ પટેલ | ૨૫૪ |
| | ગૌરીશંકર છગનલાલ જોશી | ૨૭૪ | ૧૧૦ | શંકરભાઈ દલાભાઈ માળી | ૨૫૩ |
| ૭૧ | પોપટલાલ કરસનદાસ નીંબાર્ક | ૨૭૩ | | લક્ષ્મીચંદ છગનલાલ મ્હેતા | ૨૫૩ |
| ૭૨ | ફ્રેડ્રિક ગેંડાલ સોલંકી | ૨૭૨ | | નટવરલાલ નાથાલાલ શાહ | ૨૫૩ |
| | કેશવલાલ ગીરધરદાસ પટેલ | ૨૭૨ | ૧૧૩ | વ્રજલાલ ગોગજી શાહ | ૨૫૨ |
| | રસિકલાલ લલ્લુભાઇ શાહ | ૨૭૨ | ૧૧૪ | શકરાભાઈ મગનભાઈ પટેલ | ૨૫૧ |
| ૭૫ | ગોરધનદાસ છગનલાલ શાહ | ૨૭૧ | | રામસિંહ જવાનસિંહ રાઠોડ | ૨૫૧ |
| | મફતલાલ ઝુમખરામ ભાવસાર | ૨૭૧ | ૧૧૬ | જેઠાલાલ ભીખાજી મોગરા | ૨૫૦ |
| ૭૭ | રામભાઈ હીરાલાલ પરમાર | ૨૭૦ | | જીલુભા હાથીભાઈ ચુડાસમા | ૨૫૦ |
| | રતિલાલ પીતામ્બરદાસ પટેલ | ૨૭૦ | ૧૧૮ | હીરાલાલ વેણીરામ પંડ્યા | ૨૪૯ |
| ૭૯ | નાથાલાલ ભગવાનજી દવે | ૨૬૯ | | પીરમીઆ અમીરમીઆ મોગલ | ૨૪૯ |
| | રામપ્રસાદ રેવાશંકર રાવળ | ૨૬૯ | ૧૨૦ | આત્મારામ અમથાભાઈ પટેલ | ૨૪૮ |
| ૮૧ | અમથાલાલ લાલશંકર જોશી | ૨૬૮ | ૧૨૧ | અંબાલાલ ચતુરભાઈ પટેલ | ૨૪૭ |
| | ભીખાલાલ કોદરદાસ સુતાલા | ૨૬૮ | | કૃષ્ણલાલ હરિલાલ દેસાઈ | ૨૪૭ |
| | દશરથલાલ રણછોડલાલ રાવળ | ૨૬૮ | | માણેકલાલ પીતામ્બર પંડ્યા | ૨૪૭ |
| | લહેરચંદ વિઠલદાસ જોશી | ૨૬૮ | | રાઘજી જીવાજી સોલંકી | ૨૪૭ |
| | મણિલાલ ડુંગરદાસ શાહ | ૨૬૮ | | વિરજી દશા અસરી | ૨૪૭ |
| ૮૬ | હેમતસંગ શીવસંગજી પરમાર | ૨૬૭ | ૧૨૬ | ચતુરભાઈ તલસીભાઈ પટેલ | ૨૪૬ |
| | કાળાભાઈ વિરમભાઈ પટેલ | ૨૬૭ | | હેમિલ્ટન ગોવિંદ બારેયા | ૨૪૬ |
| ૮૮ | મહાશંકર અમથારામ ભટ્ટ | ૨૬૬ | ૧૨૮ | ભગાભાઈ મહેશ્વર પટેલ | ૨૪૪ |
| ૮૯ | અર્જુન ગીગાભાઈ ખ્રિસ્તી | ૨૬૫ | ૧૨૯ | ચીમનલાલ દેસાઈભાઈ પટેલ | ૨૪૩ |
| | રામશંકર છગનલાલ પંડ્યા | ૨૬૫ | | હિંમતલાલ રામશંકર અધ્યારુ | ૨૪૩ |
| ૯૧ | ગીરધર મગનલાલ પટેલ | ૨૬૪ | | સોમચંદ મગનલાલ શાહ | ૨૪૩ |
| | ખેમાર સામજી પટેલ | ૨૬૪ | ૧૩૨ | આશાભાઈ છગનલાલ જાની | ૨૪૨ |
| | મણિલાલ ગણેશ નિર્મલ | ૨૬૪ | ૧૩૩ | રમણલાલ મગનલાલ દેસાઈ | ૨૪૧ |
| ૯૪ | બુદ્ધિપ્રસાદ મણિલાલ પંડ્યા | ૨૬૩ | ૧૩૪ | અંબાલાલ ત્રીભોવનદાસ રાવળ | ૨૪૦ |
| | ચુનિલાલ સોમાભાઈ પટેલ | ૨૬૩ | | મોતીલાલ છગનલાલ પંડ્યા | ૨૪૦ |
| | પુંજાલાલ નરસિંહ ધુંવડ | ૨૬૩ | ૧૩૬ | ઇસુભાઇ ગલાભાઈ બલીન | ૨૩૮ |
| | રમણલાલ ત્રીકમલાલ શાહ | ૨૬૩ | ૧૩૭ | મણિલાલ ભગવાન પંડ્યા | ૨૩૭ |
| ૯૮ | મનસુખરામ ડાહ્યાભાઈ ત્રવાડી | ૨૬૨ | | વિલિઅમ સાયમન પરમાર | ૨૩૭ |
| | યોહાન ધુળાજી ફ્રેન્ક | ૨૬૨ | | ભીખાલાલ મહેશ્વરભાઈ પટેલ | ૨૩૭ |
| ૧૦૦ | છોટાલાલ મુલાભાઈ પટેલ | ૨૬૧ | ૧૪૦ | ગંડુલાલ મનસુખ શાહ | ૨૩૬ |
| ૧૦૧ | નટવરલાલ વાડીલાલ શાહ | ૨૬૦ | | ડાહ્યારામ દયારામ વ્યાસ | ૨૩૬ |
| ૧૦૨ | જ્યંતિલાલ રામભાઈ પટેલ | ૨૫૯ | | નરસિંહભાઈ મંગળભાઈ પટેલ | ૨૩૬ |

Registered No. B. 46.

પુસ્તક ૬૮ ] [ અંક ૧૦-૧૧

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ઑકટોબર-નવેમ્બર, સને ૧૯૨૯.

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાની વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે"

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ એ.

હેડમાસ્તર પ્રે. રા ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



સી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા.

गुजरात शाळापत्र

પુસ્તક ૬૮] ઑક્ટોબર-નવેમ્બર, સને ૧૯૨૯ [અંક ૧૦-૧૧

# બાળક કેવી રીતે શીખે છે

જેવી રીતે પ્રાણીનાં બચ્ચાં જન્મતાંની સાથે ખાવાપીવાની અને બીજી ક્રિયાઓ સહજ રીતે કરી શકે છે તેવી રીતે મનુષ્ય બાળક કરી શકતું નથી. તેની બચપણની સ્થિતિ નિરાધાર હોય છે, તેનું મુખ્ય કારણ એ છે કે એ સમયમાં તેને જાતે જુદી જુદી જાતનું જ્ઞાન મેળવવાનું હોય છે અને તેથીજ-તેના મગજની સ્થિતિ ઘણી કોમળ હોય છે. આ જ કારણને લીધે તે ટુંકા વખતમાં ઘણી નવીન બાબતો શીખી શકે છે. વળી કોઈપણ પ્રાણીએ તેણે મેળવેલું જ્ઞાન તેના ફરજંદને વારસામા આપ્યું હોય તે જણાતું નથી; પણ મનુષ્ય બાળકની ઉન્નતિનુ ખરૂં કારણ તો જે સમાજમાં તે રહેતું હોય તેમાં પરંપરા કે પુસ્તકરૂપે જે જ્ઞાન સંગ્રહ થયું હોય તેનો જે લાભ તે લે છે તે છે. જે જનસમાજમા જ્ઞાન અને ચારિત્રનો વિકાસ વધારે કે ઓછો થયો હોય છે તે પ્રમાણે તેના બાળકને થોડો કે વત્તો લાભ મળે જાય છે. આ કારણને લીધે સુધરેલી સમાજમાં બાળકને શાળામાં જે શિક્ષણ આપવામાં આવે છે તે વડિલોપાર્જિત જ્ઞાન સંબંધી હોય છે અને જ્યારે તે જ્ઞાન તે મેળવે છે ત્યારે તે તેની વ્યક્તિગત તેમજ જનસમાજ પ્રત્યેની ફરજો અદા કરવાને શક્તિમાન થાય છે. પણ તેને કેવી રીતે શિક્ષણ આપવું કે તેનો તે સારો લાભ લઈ શકે અને તેનું જીવન વધારે કાર્યસાધક થઈ શકે ? આ પ્રશ્નને બીજી રીતે જોઈએ તો તે ઉપર-

છે એટલે બાળક તેનાજ ઉપર ધ્યાન આપે છે અને બીજા વિચારને મગજમાં આવવા દેતું નથી. જે વિચાર પ્રસ્તુત વિષયને લગતા મગજમાં આવે છે તે ગ્રહણ કરવાને તેનું મન આતુર હોવાથી તે તરત સમજી શકે છે અને તેથી યાદ રાખી શકે છે. બાળકના મનમાં પાડને જેવો હેતુ જાગ્રત કર્યો હોય છે તે પ્રમાણે તેની ક્રિયા થાય છે કારણ કે હેતુ પ્રમાણે વિચાર ઉપર લક્ષ આપવામાં આવે છે. દા. ઘણા માણસ નદી ઉપર માલમ પડે છે. જે કવિ હોય છે તે તેની લીલા જોઈ સંસારની સાથે તેને સરખાવે છે. માછી તેમાથી માછલાં મળશે કે કેમ તેનો વિચાર કરે છે. ખેડુત તેનું પાણી ખેતીના કામમા કેવી રીતે આવશે તેનું અવલોકન કરે છે. સાધુ ત્યાં ઈશ્વરભજન એકાતમાં થશે કે કેમ તેનો વિચાર કરશે. વેપારી માણસ માલ લઈ જવા માટે વહાણ ચાલશે કે કેમ તેના તર્કવિતર્ક કરશે. આવી રીતે એકજ વસ્તુના વિષે જેવો દરેકના મનમાં હેતુ હોય છે તે પ્રમાણે તેનું નિરીક્ષણ કરે છે. આ ઉપરથી જે બાબત લક્ષમાં રાખવાની છે તે એ છે કે જેવી રીતનો હેતુ બાળકને પૂરો પાડયો હોય છે તે પ્રમાણે તે કામ કરે છે. દા. શિક્ષક તેમને કહે કે આજે આપણે સીમમાંથી ઝાડનાં જુદાં જુદાં પાંદડાં ભેગા કરવાં જઈશું. તે ઉપરથી તેઓ ત્યાં ફક્ત ભિન્ન ભિન્ન જાતનાં પાંદડાં ઉપરજ ધ્યાન આપશે અને તે લાવશે. ઘણી બીજી અનેક બાબત તરફ તે દુર્લક્ષ આપશે, કારણ કે તેમને સ્પષ્ટ હેતુ પૂરો પાડવામા આવ્યો છે, તેથી "જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ" એ વચન યથાર્થ છે. જ્યારે શિક્ષક બાળકના મનમાં સ્પષ્ટ હેતુ ઉપજાવે છે ત્યારે તે જે હકીકત કહે છે તે તે ઉત્સાહથી શીખે છે અને તેની છાપ મગજમાં સચોટ પડે છે. બાળકને શિક્ષક કહે કે આવતી કાલે આપણે 'ગાય' સંબંધી વાતચીત કરીશું તો બીજે દિવસે તે જે કંઈ કહેશે કે બીજાં બાળકો તે સંબંધી બોલશે તેની છાપ તેમના મગજમાં વધારે દૃઢ રીતે પડશે, કારણ કે તે ગ્રહણ કરવાને તેમનું મન પહેલેથી જાગ્રત થએલું છે, એટલે તે બાબતના વિચાર તેમના મનની આતુરતાને લીધે મનમાં સ્પષ્ટ રીતે પડે છે.

આ ઉપરથી એક ઉપયોગી નિયમ એ નીકળે છે કે બાળકના મનની આતુરતા ઉપજાવ્યા વગરનું શીખવવું ફળદાયી થતું નથી, કારણ કે તેના મગજમાં જે છાપ પડે છે તે ગ્રહણ કરવામાં આવતી નથી. દા. એક વર્ગમાં 'સ્વામીભક્તિ'નો પાઠ શિક્ષક વાંચી જાય છે અને બાળકો પછી વાંચે છે તથા અઘરા શબ્દના અર્થ સમજે છે. બીજો શિક્ષક કા. પા. માં ચાર કે પાંચ સવાલ પાઠના ભાવાર્થ સંબંધી લખી બાળકોને કહે છે કે તમે

આ પ્રશ્નો મનમાં વાંચી જાઓ અને તે પ્રમાણે પાઠનું શાંતવાચન કરો. હવે તેઓ જ્યારે પાઠ વાંચશે ત્યારે તે પ્રશ્નને લગતી બાબતો ઉપર ખાસ ધ્યાન આપશે અને શિક્ષક જ્યારે ભાવાર્થના સવાલ પૂછશે-ત્યારે સંતોષ-કારક જવાબ આપશે. બંને શિક્ષકો તાલીમ પામેલા હોશિયાર છે, પણ બીજા શિક્ષકની પદ્ધતિમાં સ્પષ્ટ હેતુ રહેલો હોવાથી બાળકને વિશેષ ફાયદો થાય છે. તે સંબંધી એક બીજો દાખલો લઈએઃ એક શિક્ષક નકશામાં ઉત્તર હિંદુસ્તાનની નદીઓ બતાવી તેનું વર્ણન કરી શીખવે છે. બીજા શિક્ષકે અગાઉથી તેમને કહ્યું હતું તમારે ઉત્તરહિંદની નદીઓનું વહેણ, તેમની લંબાઈ, તેમનું મૂળ અને મુખ તથા તે જે પ્રદેશમાંથી તે વહેતી હોય તેની હકીકત શોધી કાઢવાનીછે. આ પ્રમાણે પાઠનો હેતુ સ્પષ્ટ કરવાથી બાળકોને જાતે અભ્યાસ કરી તે બાબત તૈયાર કરવાનું મન થાય છે. આવી રીતે દરેક પાઠમાં જ્યાં બને ત્યાં શિક્ષક પ્રથમ પ્રશ્નના રૂપમાં તેનો હેતુ સ્પષ્ટ કરે તો બાળક ઉલટથી કામ કરશે. વળી તેમને જાતે અભ્યાસ કર-વાની ટેવ પડશે અને તેમનામાં આત્મવિશ્વાસ અને જવાબદારીના ગુણ ધીમે ધીમે આવશે. ઉપર જણાવ્યા મુજબ પાઠનો હેતુ સ્પષ્ટ કરી મનની જે આતુરતા ઉપજાવવામાં આવી તે બીજા શબ્દમા કહીએ તો 'રસ' છે. મનની આતુરતા એટલે મગજમા જે તંતુસ્થાન હોય છે તે ઉશ્કેરાય છે એટલે તંતુમાર્ગદ્વારા ત્યાં લોહી વધારે વહે છે અને તેને લીધે અમુક વિચારનો સંબંધ જાગૃત થાય છે તેથી વિદ્યાર્થીને તેમાં રસ પડે છે, કારણકે તેથી તેને ઇચ્છિત બાબત પ્રાપ્ત થાય છે. રસ એટલે ધ્યાન અને ધ્યાન એટલે યાદદાસ્તી એવો પૂર્વાપર વિચારનો સંબંધ છે, તેથી હાલમાં શિક્ષા, ભય કે બાલદબાણથી જે શીખવવામાં આવે છે તેનો નિષેધ કરવામાં આવે છે, પણ તેને બદલે વિદ્યાર્થી તેની આંતર ઇચ્છા—રસ—ને લીધે જે જ્ઞાન મેળવે છે તે વધારે સ્થાયી અને ફળદાયી નીવડે છે. દા. બાળવર્ગમાં એક વિદ્યાર્થી-ને શિક્ષક પૂછે કે તારૂં નામ શું છે? તે કહે કે 'મગન' તને તે લખતાં આવડે છે? તેને જો હવે લખતાં શીખવવામાં આવે તો તે વધારે ધ્યાન આપી કામ કરશે. એક શિક્ષક ચોથા ધોરણમાં બાળકોને કહે કે આવતી ફેરા તમારે ગમે તે વાર્તા નિબંધમાં લખવાની છે. આ ઉપરથી તેની આંતર-ઈચ્છા પ્રદીપ્ત કરવાથી તે વધારે સારી રીતે તેમના વિચાર દર્શાવી શકશે.

જો બાળકનું મન વધારે આતુર હોય એટલે તેને પ્રબળ હેતુ પૂરો પાડ્યો હોય તો તેથી તે મુશ્કેલીથી નિરાશ થશે નહિ અને તેનું કામ હોંસથી પુરૂં કરશે. પરીક્ષામાં પાસ થવાની ઇચ્છા યા શિક્ષકને ખુશ કર-

અને તેનું ચારિત્ર ખીલે છે. વર્ગમાં નિયમસર આવવું, પોતાના પાઠ બરાબર તૈયાર કરવા, સુઘડ રહેવું, વગેરે જે જે ટેવ બાળકને પડે છે તે વારંવાર થતી ક્રિયાનું ફળ છે. કોઈપણ બાબત એક વખત કરવાથી આવડી જતી નથી કારણકે તેથી મગજમાં તેનો સંબંધ બંધાતો નથી પણ જ્યારે તેની ક્રિયા વારંવાર થાય છે ને ટેવના રૂપમાં તે પરિણમે છે ત્યારે તે કામ સરળ રીતે અને ત્વરાથી થાય છે. હવે શિક્ષણમાં બીજો નિયમ યાદ રાખવાનો એ છે બાળક જે કંઈ પ્રથમ શીખે તેની ક્રિયા વારંવાર થવી જોઈએ. નાનું છોકરૂં ચાલતા શીખે છે ત્યારે અનેકવાર તે પડી જાય છે પણ જ્યારે તેનો કાબુ ચાલવાના સ્નાયુ ઉપર આવે છે ત્યારે તે આંખ અને મગજમાં પડેલા સંબંધને લીધે દોડી શકે છે અને રસ્તામાં ખાડો કે લાકડું હોય છે તોપણ તે ચાલવાની દિશામાં ઝડપથી દોડી શકે છે. આવી રીતે આપણી ઘણી જાતની ક્રિયા ટેવને આધારે થાય છે અને તેથી તે સરળ રીતે થાય છે, એટલે શિક્ષકે જે કંઈ શીખવવું તે ટેવના રૂપમાં શીખવવું જોઈએ. હાલમાં આંકની કચાશને લીધે ઘણા બાળકો ૧૮ રૂપીઆમાં ૮ રૂપીઆ નાખીએ તો કેટલા થાય તેને માટે આંગળીના વેઢાની મદદથી ૧૯, ૨૦, ૨૧ એમ એક એક ઉમેરી સરવાળો કરે છે. આ ટેવ ઇચ્છવાજોગ નથી. દરેક બાળકને ટુંકા સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર મોંએ તરત આવડવા જોઈએ, નહિતો હિસાબનું કામ ઢીલમાં પડે છે અને જોઈતા વખતમાં કામ પુરૂં થઈ શકતું નથી. આ નિયમ શિક્ષણની દરેક ક્રિયાને લાગુ પડે છે અને તેથીજ શીખવવાનું કામ આગળ વધી શકે છે.

એક નાના બાળકને તેની માએ ઉંબરા આગળ મૂક્યું છે અને તે બીજા ખંડમાં કામ કરે છે. હવે બાળકને ઉંબરો ઓળંગી બીજા ખંડમાં જવું છે. આ તેનો પ્રથમ પ્રયાસ છે. તે ઘુંટણ ટેકવીને તથા હાથ ઉંબરા ઉપર મૂકીને ઉપર ચઢવાનો પ્રયત્ન કરશે. કેટલીક વખત તે નિષ્ફળ જશે પણ થોડાક વખત પછી તે ઉંબરા ઉપર જઈ શકશે. પછી તેણે જે યુક્તિથી ઉંબરો ઓળંગવાનો યત્ન કર્યો હતો તેનો ઉપયોગ બીજે દિવસે પણ ફરીથી કરશે. હવે તેને બહુ તસ્દી પડશે નહિ. એમ થોડાક વખતમાં તે ઉંબરો જલદીથી ઓળંગી બીજા ખંડમાં જઈ શકશે કારણકે પહેલા પ્રયાસ વખતે જે સંબંધ તેના મગજમાં બંધાયો છે તેની મદદથી તે બીજીવાર સહેલાઈથી ઉંબરો ઓળંગી શકે છે અને પછી વધારે સહેલાઈથી તે કામ કરે છે. પ્રથમ પ્રયાસમાં તેને જે ફતેહ મળી તેથી તેના મનને ઘણો સંતોષ

થયો અને તેથી જે આનંદ તેને થયો તેથી તે કામ ફરીથી કરવાને પ્રેરાય હતુ. કોઈ ક્રિયા કર્યા પછી જો ધારેલો હેતુ ફળીભૂત થતો નથી તો આપણુ મન નાખુશ થાય છે અને તે કામ ફરીથી કરવાને આપણુને મન થતું નથી, પણ જે કામ એક વખત કરવાથી આપણુને આનંદ થાય છે તે ફરીથી કરવાને આપણુને મન થાય છે. એક બાળક સરવાળાનો દાખલો કરે છે તે બે ત્રણુ વખત કરે છે પણુ જવાબ ખરો આવતો નથી. જ્યારે ચોથી વાર તેનો જવાબ આવે છે ત્યારે તેને ઘણો આનંદ થાય છે અને તેથી તેવા સરવાળાના બીજા દાખલા તે કરવાને તે ખુશીથી પ્રેરાય છે. જેમ જેમ તેના દાખલા ખરા પડતા જાય છે તેમ તેમ તે વધારે હોસથી અઘરા દાખલા કરી શકે છે, પણુ જો ઘણો પ્રયાસ કર્યા છતા પણુ જો તેનો દાખલો ખરો પડયો ન હોય તો તે નાઉમેદ થઈ જાય છે અને હિસાબી કામ ઉપર તેને કંટાળો આવે છે. આ ઉપરથી શિક્ષણુનો ત્રીજો નિયમ એ મળી આવે છે કે બાળક જે ક્રિયા કરે તેમા તેનો હેતુ ફળીભૂત થાય તેવા સજોગો શિક્ષકે ઉપજાવવા જોઈએ. જો આવી રીતે તેના કામમા તેને આનંદ યા રસ પડશે તો તે આગળનું કામ પણુ જાતે કરી શકશે. કેટલીક વખત શિક્ષક બાળકને અઘરા દાખલા લખાવે છે અથવા તેની સમજશક્તિ ઉપરાતની બાબતો તેને પૂછે છે, પણુ તેનુ ફળ એ આવે છે કે તે કામ નહિ કરી શકવાથી બાળકોને તેનો કંટાળો આવે છે એટલે ફરીથી તેવુ કામ કરવાને તેમને મન થતું નથી. જે કામ બાળક ઉલટથી કરે છે તેમા તેનું ચિત્ત પરોવાએલુ હોય છે અને તેથી તે સારી રીતે જાણે છે. આ કારણુને લીધે શિક્ષકે બાળકને રસ પડે એવી શિક્ષણુની યોજના કરવી જોઈએ. બાલહઠ્ઠાણુથી કે ભયથી જે કઈ બાળક શીખે છે તે તે બરાબર સમજતુ નથી અને પછીથી તે ભૂલી જાય છે. માટે બાળક અમુક બાબત રસપૂર્વક કરે એવી રીતની તેણે યુક્તિ કરવી જોઈએ. વર્ગમા જે જે કંઈ શીખવવામા આવે તેમા જો બાળકને રસ. પડે તો તે ઘણી હોસથી તેના અભ્યાસમા આગળ વધે છે કેટલાક ચતુર, શિક્ષકો જ્યારે પાછળ રહેલો વિદ્યાર્થી કંઈ કામ કરી લાવે છે ત્યારે તેને ઉત્તેજન આપવાને તેના વખાણુ કરે છે. એ ઉપરથી તે બાળકને આનંદ થાય છે અને વધારે કામ કરવાને તેને મન થાય છે. "રસ એ શિક્ષણુનો આત્મા છે" એ કેળવણીના સૂત્રનું રહસ્ય આ ઉપરથી હવે વધારે સ્પષ્ટ થયુ હશે 'રસ' અને 'પ્રયત્ન કે કામ'ના સંબંધનો પ્રશ્ન હાલમા કેળવણીશાસ્ત્રમા ઉપસ્થિત થયો છે. તેના સંબધમા ટુકામા એટલું કહી શકાય કે 'રસ' એટલે મોજમજાહ, મરજીમા આવે તેવા તરંગને વશ થઈ કામ કરવું એ

તેનો યથાર્થ અર્થ નથી, પણ આંતર ઇચ્છાને અનુસરી એક ચિત્તથી કામ કરવું એ તેનો ખરો અર્થ છે. તેમા ચીવટથી તથા ખંત અને મહેનતથી કામ કરવાનો અવકાશ છે. બાહ્ય ઉત્તેજકથી એટલે લાલચ અને ભયથી બાળકો જે કામ કરે તેના કરતાં તેઓ સ્વતઃ ઇચ્છાથી કામ કરે તો તેમાં ઘણો તફાવત જોવામાં આવે છે. અમુક કામ કે જેમાં બાળકને રસ પડતો નથી તે તેને વેઠ સમાન લાગે છે. અલબત્ત તેણે અમુક કામ વારંવાર ખંતથી કરવું જોઈએ પછી તે કામ તેને ગમે કે ન ગમે, પણ તેનો અર્થ એ થતો નથી કે તેણે હંમેશાં બાહ્ય દબાણ અને ભય કે લાલચને આધીન થઈને કામ કરવાનું છે. જ્યાંસુધી કોઈપણ કામમાં સ્વતઃ આનંદ થાય નહિ ત્યાંસુધી તે કામ સારૂં થતું નથી. આ ઉપરથી એટલું શિક્ષકે ધ્યાનમાં રાખવું કે બાળકને બધી બાબત રસમય કે તેને આનંદ મળે એવી કરવાની નથી. તેને જો અમુક કામમા મુશ્કેલીઓ નડે છે તથા તે ગુંચવાય છે તો તેનો તે જાતે વિચાર કરે છે અને પછી તેનો નિવેડો લાવે છે. કેટલીક વખત તેની મરજી વિરુદ્ધ પણ કેટલુક કામ કરાવવાની જરૂર છે; કારણકે તેથી તેની સંકલ્પશક્તિ કેળવાય છે, પણ તેને દરેક બાબતમાં કંટાળો આવે એવું કામ કરાવવું નહિ કે જેથી તેને શાળાના કામ પ્રત્યે અણગમો ઉત્પન્ન થાય એતો સ્પષ્ટ છે.

આ લેખના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે ઉપસંહારરૂપ જણાવ્યા છેઃ—

(૧) અમુક સંજોગોમાં જે પ્રતિક્રિયા કરવામાં આવે છે અને તેને લીધે મગજમાં જે સંબંધ બંધાય છે તે શિક્ષણ છે. શિક્ષણ એટલે ફક્ત સંસ્કારની નહિ પણ તેનો આવિર્ભાવ ક્રિયારૂપે થાય તે.

(૨) જ્યારે બાળકનું મન અમુક કામ કરવાને આતુર હોય છે ત્યારે તે કરવાથી તેને આનદ થાય છે, પણ જો તેમાં કંઈ ખલેલ પડે છે તો તે ચીઢાય છે. અમુક કરવાને જ્યારે તે ઇંતેજાર હોતું નથી અને જો પરાણે તે કરાવવામાં આવે છે તો તેથી તેને દુઃખ થાય છે. જે બાળકના મનમાં અમુક કામ કરવાનો હેતુ પ્રબળ હોય તો તે કરવા માંટે તે વધારે આતુર હોય છે અને તેથી તેની શિક્ષણની ક્રિયા વધારે સચોટ અને ફળદાયી થાય છે.

(૩) જેનો મહાવરો બાળક કરે છે તે બાબતનું જ્ઞાન તેને થાય છે. જેનો મહાવરો તે કરતું નથી તે બાબત તેને આવડતી નથી.

(૪) જે ક્રિયાથી બાળકને આનંદ થાય છે તે બાબત તે શીખે છે. જે કામ કરવાથી તે નિષ્ફળ જાય છે અથવા તેને કંટાળો આવે છે તે બાબત તે શીખતું નથી.

# * હાલની કેળવણી સંબંધી કેટલાક વિચારો



કુદરતમા અહોનિશ ફેરફાર થયા કરે છે તેથી સજીવ વસ્તુને તે પ્રમાણે તેના વર્તનમા ફેરફાર કરવો પડે છે. આ ઉપરથી પરિસ્થિતિને અનુસરી યોગ્ય ફેરફાર કરવો એ જીવનનું લક્ષણ ઠરે છે. જે વ્યક્તિ કુદરતના આવા મહાનિયમનુ ઉલ્લંઘન કરે છે તેનો નાશ થાય છે. મનુષ્ય પણ એજ નિયમને આધીન હોઈ તેણે સંજોગો પ્રમાણે ફેરફાર કરવા જોઈએ. છેલ્લા થોડા વરસમા વિજ્ઞાનના ક્ષેત્રમા ઘણી ઉપયોગી શોધો થઈ છે, તેથી એની, વહાણકામ, રસાયન, હવાઈ મુસાફરી, વગેરે કળામા અદ્ભુત પ્રગતિ જોવામા આવે છે, તે પ્રમાણે શિક્ષણ-શાસ્ત્રમાં ઘણા મહત્ત્વના ફેરફાર થયા છે, અને તેની અસર એટલી બધી થઈ છે કે તેના ઉપયોગથી મનુષ્યની નવી ઉત્તમ જાતિ ઉપજાવી શકાય એવી ઉત્કટ અભિલાષા વધતી જાય છે. આ કારણને લીધે આપણે શિક્ષક વર્ગે કેળવણીમા થએલા ફેરફાર જાણવાની ખાસ જરૂર છે, કારણ કે જુની ઘરડમાં કામ કરવાથી એક જાતની જડતા આવે છે અને એ જડતા ખરેખર મૃત્યુ સમાન છે. દુનિયાના સુધરેલા રાજ્યો પ્રજાની ઉત્તમ કાર્ય-સાધક કેળવણી સારૂ જુદા જુદા પ્રકારના પ્રયોગો કરી રહ્યાં છે અને તેથીજ આપણે મોન્ટેસોરી, ડોલ્ટન તથા યોજનાપદ્ધતિ વગેરે સંબંધી સાંભળીએ છીએ. હાલની કેળવણીમાં અગત્યના શા ફેરફાર થયા છે તે હવે આપણે જોઈએ.

(૧) હાલમા શિક્ષણશાસ્ત્રમાં જે ઘણો મહત્ત્વનો ફેરફાર થયો છે તે એ છે કે કેળવણીની સર્વ પ્રવૃત્તિના ધ્યેય તરીકે બાળકને મુખ્ય બાબત ગણવામા આવે છે. શિક્ષણસાહિત્ય, મકાન, અભ્યાસક્રમ અને શિક્ષક, એ સર્વ કેળવણીના અંગ બાળકના વિકાસના ધ્યેય આગળ ગૌણ છે. બાળકની શક્તિની ખીલવટ એ કેળવણીનું ખાસ લક્ષ હોવું જોઈએ. આવી દૃષ્ટિથી શિક્ષણની વ્યવસ્થામાં અજાયબ ફેરફાર થયો છે. પ્રથમ તો શિક્ષકે તેની પદ્ધતિ બાળકની બુદ્ધિને અનુસરીને રચવી જોઈએ. આવી રીતે તેની દૃષ્ટિ પ્રાપ્ત કરવા સારૂ તેણે બાળકને અનુરૂપ થવાની

---

* બોરસદની મેરિ બ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કૉલેજમાં તા. ૮-૬-૨૯ ને રોજ આપેલા ભાષણનો સાર થોડાક ફેરફાર સાથે

જરૂર છે, અને તેણે બાળક તરફીજ શિક્ષણ આપવાની અગત્ય છે.આ સંબંધમાં બીજી વાત ધ્યાનમાં રાખવા જેવી એ છે કે શિક્ષક બાળકને ખરી રીતે તો શીખવી શકતો નથી, પણ બાળક પોતાનીજ મેળે જ્ઞાન મેળવે છે. ફક્ત શિક્ષક તો જ્ઞાનની સામગ્રીને પુરી પાડે છે અને તેની જિજ્ઞાસા સતેજ કરી માર્ગદર્શન કરે છે; તેથી શિક્ષકે પોતે બાળકને બહુ શીખવવાનો લોભ ઓછો રાખી તેને જોઈતી અનુકૂળતા કરી આપવી, કે જેથી બાળક પોતે પોતાની મેળે જ્ઞાન પ્રાપ્ત કરી શકે.

હવે ત્રીજી વાત બંદોબસ્તની છે. શિક્ષકના ભયથી કે ધાકથી બાળક જડ વસ્તુની માફક ચુપાચૂપ બેસી રહેતો હોય તો તે સારો બંદોબસ્ત કહેવાતો નથી. પણ બાળક ઉમંગથી કામ કરતું હોય એટલે કે તે પોતાના કામમાં ઉલટથી મશગુલ હોય તો તે સારો બંદોબસ્ત કહેવાય છે. બાહ્ય દબાણ કે ભયથી જે નિયમ પાળવામાં આવે છે તે ઉત્તમ વ્યવસ્થા ગણાય નહિ પણ જ્યારે બાળકો આંતર ઊર્મિથી કામ કરી શાળાના નિયમનું હોંસથી પાલન કરે છે તેજ ખરૂં નિયમન કે બંદોબસ્ત છે.

હાલમાં સમૂહશિક્ષણને બદલે વ્યક્તિગત શિક્ષણ તરફ વલણ વધતું જાય છે, અને એમ થવા માટે વ્યકિતવિકાસને પોષવા માટે બાળકને સ્વતંત્રતા આપવાનો મત વધારે પ્રચલિત થતો જાય છે. સ્વતંત્રતાનો કેટલાક ખોટો અર્થ કરે છે. તેનો ખરો અર્થ એ છે કે **બાળકે નિયમને આધીન રહીને તેની આંતર** ઇચ્છા પ્રમાણે વર્તવું જોઈએ.

આ નવીન દૃષ્ટિને લીધે અભ્યાસક્રમમાં પણ ઘણી વિવિધતા જોવામાં આવે છે. બધા વિદ્યાર્થીઓને એક સરખો અભ્યાસ કરવાનો હોતો નથી, પણ અમુક વરસ સુધી સામાન્ય શિક્ષણ લીધા પછી તેની શક્તિ અને રુચિ મુજબ તે અમુક વિષયની પસંદગી કરી તેનો ખંતથી વિશેષ અભ્યાસ કરે છે. વળી શિક્ષણસાહિત્યમાં પણ તેવીજ જાતનો ફેરફાર કરવામાં આવ્યો છે. આ પ્રમાણે બાળક એ કેળવણીનું ધ્યેય છે, એ વિચારને અનુસરી શિક્ષણપદ્ધતિ, અભ્યાસક્રમ, સાહિત્ય, અને બંદોબસ્તમા ઘણો મોટો ફેરફાર ઉપર બતાવ્યા મુજબ થયો છે.

(૨) શિક્ષકે બાળકને, શિક્ષણનું કેન્દ્ર સમજ્યા પછી બીજી અગત્યની બાબત તેણે જાણવાની એ છે કે બાળકમાં અનંત શક્તિ છે એવી તેનામાં દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ. જો શિક્ષકમાં આવો વિશ્વાસ નહોય તો તેની શક્તિનો કંઈ વિકાસ તેનાથી થઈ શકતો નથી. આવી ઉચ્ચગામી ભાવનાથી શિક્ષકમાં ધીરજ, સાહસ અને શક્તિ આવે છે.

પ્રેરાય એવા સવાલ પૂછવા જોઈએ. દા. વિદ્યાર્થી પાસે ઉત્તર હિંદની નદી-ઓની માહીતી કઢાવવી હોય તો "ઉત્તર હિંદની નદીઓનાં નામ બોલો" એમ નહિ પૂછતાં એ સવાલ પૂછવો કે "અમદાવાદથી હરદ્વાર જતાં રસ્તામાં કઈ કઈ નદીઓ આવે છે તેનું વર્ણન કરો." જો આમ પ્રશ્ન પૂછવામાં આવે તો બાળકોને કલ્પનાદ્વારા વિચાર કરીને ઉત્તર આપવો પડશે. હાલની પરીક્ષાપદ્ધતિથી વિદ્યાર્થીના કેટલાક નૈતિક તેમજ બુદ્ધિના ગુણોની કસોટી થઈ શકતી નથી, કારણકે યાદશક્તિને પોષણ મળે તેવાજ સવાલ પૂછવામાં આવે છે.

(૮) હવે બીજી એક વાત કહેવાની એ છે કે હાલનું આપણું શિક્ષણ મોટે ભાગે સાહિત્યને અંગે છે, પણ પાશ્ચાત્ય દેશોમાં વિજ્ઞાનની પદ્ધતિ અને દૃષ્ટિનું રહસ્ય વિદ્યાર્થીઓ મેળવે એવી રીતે કેળવણીની વ્યવસ્થા કરવામા આવે છે. આપણે તો સાહિત્યપ્રેમી બનીએ છીએ, પણ આપણા વિદ્યાર્થીઓમા વૈજ્ઞાનિક દૃષ્ટિ જામતી નથી તેથી તેમનું વહેમી અને કલ્પનામય જીવન હોય છે. પણ યુરોપના વિદ્યાર્થીના જીવનમાં વિજ્ઞાનનું જ્ઞાન ઓતપ્રોત થવાથી તે કુદરતના નિયમ ઉપર આધાર રાખે છે અને તેવી દૃષ્ટિથી તે વહેવારૂ થાય છે. વળી વિજ્ઞાનના સંગીન જ્ઞાનનેલીધે તે જીવનના સુખમય સાધન ઉપજાવી શકે છે અને દેશની સંપત્તિમાં વધારો કરી શકે છે. પણ એથી ઉલટું આપણા લોકની દૃષ્ટિ કલ્પનામય હોવાથી દુન્યવી કામમા જોઈતી ફતેહ તેમને મળતી નથી. આ કારણને લીધે આપણી શાળાના અભ્યાસક્રમમા સૃષ્ટિજ્ઞાન, પદાર્થપાઠ, અને વિજ્ઞાનને અગત્યનું સ્થાન મળવું જોઈએ, અને ઉછળતી પ્રજાની દૃષ્ટિ વૈજ્ઞાનિક કરવી જોઇએ.

૯ હાલની કેળવણી સબંધી છેલ્લી બાબત એ છે કે આ જમાનામાં લોકશાસનનો જે વિચાર વધારે પ્રચલિત થાય છે તેને અનુસરી શાળાનું બંધારણ, વ્યવસ્થા, શિક્ષણશૈલી તથા અભ્યાસના વિષયમાં પ્રજાશાસનની ભાવના નજરે પડે છે. શિક્ષકની આપખુદ સત્તા અદૃશ્ય થતી જાય છે અને શિક્ષક વિદ્યાર્થીનો એક મદદગાર મિત્ર હોય એવી ભાવના ખૂબ જોસમા ફેલાતી જાય છે. તેમજ વ્યવસ્થા વગેરે શાળાનું કામ વિદ્યાર્થીઓને સોંપી દઈ તેમની સ્વરાજ્યની વૃત્તિ ખીલવવામાં આવે છે. કર્તવ્યનિષ્ઠા, જવાબદારી, સાહસ, આત્મશ્રદ્ધા, વગેરે ખરા મનુષ્યત્વને ખીલવનારા ગુણો શાળાના પ્રજાશાસનની પદ્ધતિથી વિદ્યાર્થીમાં આવે છે અને તેથી શિક્ષકની જોહુકમી સત્તાને તિલાંજલિ મળી છે.

---

# ગુજરાતનાં પ્રાચીન સ્થળ

## (૫)

**સિંહપુર** ( સિહોર ):—સિંહપુર અથવા સિહોર ભાવનગરની દક્ષિણે ૧૮ માઇલ પર અને હાથબની પશ્ચિમે ૨૫ માઇલ પર છે. સાતમા સૈકામા એ એક અગતયનુ શહેર હતુ. દશમા સૈકામા મળરાજના આમંત્રણથી ત્યા ઔદિચ્ય બ્રાહ્મણો આવી વસ્યા હતા. આ શહેરની આસપાસ ઔદિચ્ય બ્રાહ્મણોનું સંસ્થાન થયું હતુ કારણકે એમ કહેવાય છે કે સિદ્ધરાજ જય સિંહે ૧૦૧ ગામ આ બ્રાહ્મણોને પટામા આપ્યા હતા.

**ઘોઘા:**—આ બંદરનું જુનુ નામ ગુડીગઢ છે. વલભિ રાજાઓના વખતમાં આ શહેરની કંઈક અગત્ય હતી. પણ પછીથી એની પડતી થઈ હતી. મુસલમાન સમયમાં તે વધારે પ્રસિદ્ધિમા આવ્યું હતું અને ત્યા વેપાર સારો ચાલતો હતો.

**હસ્તકવપ્ર** (હાથબ):—હાથબ ઘણુ પ્રાચીન ગામ છે. ખ્રિસ્તિ સંવતની શરૂઆતથી એનું અસ્તિત્વ છે અત્યારે જો કે ત્યા માત્ર ૧,૦૦૦ માણસની વસ્તી જોવામાં આવે છે તોપણ પહેલા એક બહુજ અગત્યનું અને આબાદ બંદર હશે એમ ગ્રીક ઇતિહાસકારોના વર્ણન ઉપરથી માલમ પડે છે. છઠ્ઠા સૈકામા વલભિરાજ્યના એક જિલ્લાનું તે મુખ્ય મથક હતુ અને તે બંદર હોવાથી ત્યાનો વેપાર મોટો હશે એમ માનવાનુ કારણ છે.

**શત્રુંજય:**—કાઠિઆવાડમા જૈન લોકોનું ટેકરી ઉપર આવેલું પ્રસિદ્ધ સ્થળ છે, અને ભાવનગરની નૈર્ઋત્યમા ૩૫ માઇલ પર તે સ્થળ આવેલુ છે. ટેકરી ઉપર અત્યારે બે મોટાં મંદિર છે. એક આદિનાથનું અને બીજું નેમિનાથનું. આ બંનેમાં આદિનાથનું દહેરું વધારે જુનું છે. કુમારપાળના દિવાન ઉદયનની ઇચ્છા મુજબ તેના પુત્ર અંબડે તેનું સમારકામ કરાવ્યુ હતું. ભીમરાજના પ્રધાન વસ્તુપાળે નેમિનાથનું દહેરું બંધાવ્યું હતું. વસ્તુપાળે આ ટેકરીની તળેટીમાં એક તળાવ પણ બાંધ્યું હતું.

**ગિરિનગર** (જુનાગઢ )—આ શહેર સુંદર ડુંગરની તળેટીમાં વસેલું છે. ઉજ્જયન્ત અને રૈવતક એ નામો આ ડુંગરનાં છે. પ્રાચીન વખતથીજ આ શહેર પ્રસિદ્ધિમાં આવેલુ છે. તે તીર્થ છે અને રાજધાનીનું શહેર છે. હિંદુ, જૈન અને બૌદ્ધ લોકોનું તે પવિત્ર સ્થળ છે. અશોકનો શિલાલેખ પણ આ સ્થળે છે. બ્રાહ્મણો તેને અતિ પવિત્ર સ્થળ

માને છે. મહાભારતમાં તેની પવિત્રતા અને માહાત્મ્ય વર્ણવેલાં છે. સ્કંદ-પુરાણમાં લખ્યું છે કે શંકરે અહીં તપશ્ચર્યા કરી હતી. જૈન લોકોના ૨૨ મા તીર્થંકર નેમિનાથ અહીં નિર્વાણ પામ્યા હતા. એટલે ખાસ કરી દિગંબર શાખા આ સ્થળને વધારે પવિત્ર માને છે. અશોકના સ્તંભથી બૌદ્ધ મતાનુયાયીઓને આ સ્થળ તીર્થરૂપ છે. કેટલીક બૌદ્ધ સમયની ગુફાઓ ત્યાં જોવામા આવે છે.

તે ઉચ્ચ પ્રદેશમાં આવેલું હોવાથી, આસપાસના સપાટ ભૂમિ ઉપર દેખરેખ રાખી શકાય એવે સ્થળે તે વસેલું હોવાથી જુના વખતથી તે રાજ્યની રાજધાની તરીકે રહેલું છે. અશોકના પ્રતિનિધિનું તે મથક હતું. ક્ષત્રપ રાજાઓના વખતમા પણ તે મુખ્ય સ્થળ હતું. ગુપ્ત રાજાઓના સુબા પણ આ સ્થળે રહેતા હતા. વલ્લભિવંશ સ્થાપનાર ભટાર્કે જ્યારે પોતાની રાજધાની ગિરિનગરથી ખસેડી વલભિપુરમાં સ્થાપી ત્યારે તેણે પોતા તરફથી એક સુબો આ સ્થળે નીમ્યો હતો. વલભિવંશની પડતીના સમયમાં આ સ્થળનો સુબો સ્વતંત્ર થયો અને ચુડાસમા રજપુતોની રાજધાનીનું મથક બન્યું. ટેકરી ઉપર નેમિનાથનું સુંદર દહેરૂં છે અને તે સિદ્ધરાજ જયસિંહના કાઠિઆવાડના સુબા સજ્જને બારમા સૈકામાં બંધાવ્યું હતું (ઈ. સ. ૧૦૯૪-૧૧૪૩). ટેકરી ઉપર ચડવાનાં જે પગથીઆં છે તે કુમારપાળના પ્રધાન ઉદયનના પુત્ર અંબકે બંધાવ્યાં હતાં.

**વામનસ્થલી**-(વનથળી)—જુનાગઢની દક્ષિણે આઠ માઇલપર આ ગામ આવેલું છે. તે પ્રાચીન સ્થળ છે. મહાભારતમાં તે વામનતીર્થ તરીકે જણાવેલું છે. ગિરનારમાહાત્મ્યમાં જણાવેલું છે કે આ સ્થળ વામન ભગવાને વસાવ્યું હતું. હાલ ત્યા વામન ભગવાનનું એક મંદિર પણ છે.

પાંચમા સૈકામા ગુપ્ત રાજાઓનો ત્યાં અધિકાર હતો અને તેમના તરફથી કાઠિઆવાડ માટે નીમાએલા સુબાઓ ત્યાં રહેતા. વલભિરાજાઓના સમયમા પણ ત્યા સુબાઓ રાજ્ય કરતા. વલભિરાજ્યની પડતી થયા પછી ત્યાંના સુબાઓ સ્વતંત્ર થઈ ગયા અને ચુડાસમા રજપુતો ત્યાં રાજ્ય કરવા લાગ્યા. તેઓ ત્યાં સોળમા સૈકા સુધી રાજ્ય કરતા હતા. પછીથી દોલતખાન ઘોરીએ તે દેશ જીતી લીધો.

**પ્રભાસ** (સોમનાથ):—આ શહેર એકલા ગુજરાતમાં તેમજ આખા હિંદુસ્તાનમાં અતિ પ્રાચીન શહેરોમાંનું એક પ્રાચીન શહેર છે. ઈ. સ. પૂર્વે ૩૦૦ વરસ પહેલાં પણ તે તીર્થરૂપે આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ હતું.

પ્રભાસનો ઇતિહાસ શ્રીકૃષ્ણના જીવન સાથે ગુંથાએલો છે. યાત્રાર્થે અર્જુન જ્યારે આ સ્થળે આવ્યા હતા ત્યારે શ્રીકૃષ્ણ તેમને મળવા આ સ્થળે આવ્યા હતા. યાદવાસ્થળી પણ આ સ્થળે થઈ હતી, અને શ્રીકૃષ્ણે દેહત્યાગ પણ આ સ્થળે કર્યો હતો. અત્યારે એ શૈવ ધર્મનું મુખ્ય સ્થળ છે. કનિંગહામ જણાવે છે કે કૃષ્ણરાજાએ (પાહલવ વંશના) આ સ્થળે ઇ. સ. ૭૨૦ મા કિલ્લો બાંધ્યો હતો, અને તેમાં શિવની મૂર્તિ પધરાવી હતી. તે પહેલાં પણ આ સ્થળ શૈવ સંપ્રદાયના પ્રસિદ્ધ મથક તરીકે હતું. ત્રીજા અને ચોથા સૈકામાં તે જાણીતું હતું.

મહાદેવની સ્થાપના થયા પછી તે સ્થળ વધારે ને વધારે પ્રસિદ્ધિમાં આવતું ગયું. હજારો જાત્રાળુઓ દરરોજ આ સ્થળે જાત્રા નિમિત્તે આવતા. શંકરના મંદિરને ૧૦,૦૦૦ ગામ આપવામાં આવ્યા હતા, અને ઉપજ વધતી ગઈ તેમ આબાદી અને વૈભવ પણ વધતા ગયા. ૨૦૦ મણ સોનાની એક સાંકળ એ મંદિરમાં હતી અને તેને સોનાના ઘંટ સાથે વળગાડેલી હતી અને શંકર પૂજા અખંડ રહે એટલા માટે વારાફરતી બ્રાહ્મણોને એ ઘંટના અવાજથી પૂજા માટે જગાડવામાં આવતા. અંધારાવાળા ભાગમાં ત્યાં શંકરની મૂર્તિ હતી તે ભાગ મણિના ચળકાટથી પ્રકાશિત રહેતો. મહમ્મદે એ મંદિર લુંટયું ત્યારે ૨૦ લાખ 'દિનાર'નો માલ તેને એ મંદિરમાંથી મળ્યો હતો.

એકલા મંદિરના વૈભવથી શહેર આબાદ નહોતું બન્યું પણ એ શહેર મારફતે દરિયાઈ વેપાર પણ ચાલતો. ચીન અને આફ્રિકા જતા આવતા વહાણો આ સ્થળે અટકતા. ચોગરાજે કેટલાક વહાણ આ સ્થળે લૂંટયા હતા. વળી હિંદુસ્તાન અને મેસોપોટેમિઆ વચ્ચે ઇ. પૂ. ૮ મા સૈકામાં દરિયાઈ વેપાર ચાલતો હતો, એટલે આ સ્થળે પણ તે સમયમાં પુષ્કળ માલ ચડતો ઉતરતો હોવો જોઈએ કારણ કે તે સ્થળ મધ્ય માર્ગના સુંદર મથક તરીકે આવેલું હતું.

મહમ્મદ ગિઝનીએ એ દેવળનો નાશ કર્યો એ વાત જાણીતી છે પણ શંકરના દેવળના રક્ષણાર્થે ૫૦૦૦૦ હિંદુઓએ પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા એ વાત પણ જાણવા જેવી છે. એ બનાવ પછી ત્રીસ વરસની અંદર કુમારપાળે એ મંદિર ફરીથી બંધાવ્યું, ત્યારપછી ૧૫૦ વરસે ફરીથી અલફખાનના હુમલાથી તેનો નાશ થયો (ઇ. સ. ૧૩૦૦) ચુડાસમા રજપુતોના વખતમાં (ઇ. સ. ૧૨૭૯–૧૩૩૩) ફરીથી તેનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો. પણ ૧૩૯૦ મા મુઝફરે, ૧૪૯૦ મા મહમદ બેગડાએ અને ૧૫૩૦ મા મુઝફર બીજાએ એ સ્થળ ઉપર હુમલા કર્યા. અને એ પ્રમાણે મંદિરનો નાશ થયો.



# વાચનની શિક્ષણપદ્ધતિ

પ્રાથમિક શાળાના પહેલા વર્ષને અંતે બાળકનામાં ઓછામાં ઓછા ૩૦૦ શબ્દો વાચી શકે તેટલી શક્તિ હોવી જોઈએ. કોઈપણ શબ્દ નજરે જોતાંજ તેનો તે શુદ્ધ ઉચ્ચાર કરી શકે તેટલી તેને આંખની તાલીમ મળેલી હોવી જોઈએ, અને જ્યારે તે પહેલા ધોરણમાં હોય ત્યારે તો તેનામા દરેક નવા શબ્દનો પોતાની મેળે ઉચ્ચાર કરી શકે એવી તેને ટેવ પડેલી હોવી જોઈએ. આ ટેવ કેળવાય તોજ વિદ્યાર્થી આગળ જતાં સ્વતંત્ર રીતે વાચન કરી તે પ્રત્યેનો તેનો શોખ તે વધારશે એવી શિક્ષક આશા રાખી શકે.

સામાન્ય રીતે આપણામાં એવો ખ્યાલ હોય છે કે વિદ્યાર્થી અમુક વખત સુધી એક ધોરણમા રહે તોજ તે ઉપલા ધોરણમાં ચડવાને માટે લાયક થાય છે. ખરી રીતે જોતાં ઉપલા ધોરણમાં અમુક સમયની કે મુદ્દત-ની જરૂર નથી. જે અગત્યની બાબત છે તે એ છે કે, વિદ્યાર્થીએ અમુક ધોરણને અનુસરતું પુરતું કામ સારી રીતે સંતોષકારક કર્યું છે કે નહિ તે છે. આ કારણથી વ્યક્તિગત કામ કરવાની ખાસ જરૂર છે.

ગામડાઓની શાળાઓમાં બાળકો થોડાકજ વર્ષ સુધી અભ્યાસ કરે છે, અને પછી તેઓ ઉદરનિર્વાહ માટે પોતાના વડીલો સાથે કામે વળગે છે અથવા તો તેવી બીજી કોઈ પ્રવૃત્તિમાં પડે છે. આવી સ્થિતિમાં શિક્ષકે જેમ બને તેમ વિદ્યાર્થીને થોડા વખતમાં વાંચવાનું વધારે મળી શકે તેવી યોજના ઘડી કાઢવી જોઈએ. બાળક વાંચવાને માટે પોતાની શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરે તે શિક્ષકે જોવું જોઈએ અને સાથે તે પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે તેની વાચનશક્તિ દિનપ્રતિદિન વધતી જાય છે કે કેમ. શાળામાં જેટલો સમય રહે તે સમયમાં બાળકની વાચનશક્તિ એટલી હદ સુધી વધવી જોઈએ કે શાળા છોડયા પછી તે પાછું અજ્ઞાન બની જાય નહિ. આવો ઉદ્દેશ ગામડાંની શાળાનો ખાસ હોવો જોઈએ.

અમુક ચોપડીમાં શું લખ્યું છે તે સમજવાનો ઉત્સાહ બાળકમાં જો શિક્ષક લાવી શકે તો શાળા પ્રત્યે બાળકનામાં પ્રેમ ઉત્પન્ન થશે. જ્યાં-સુધી તે શાળામાં ભણશે ત્યાંસુધી અને ત્યારપછી પણ તે જુદી જુદી બાબતો વાંચતો રહે એવી તાલીમ તેને શિક્ષક તરફથી મળવી જોઈએ.

જો વાચનમાં શિક્ષકને આનંદ પડશે તો વિદ્યાર્થીમાં પણ તેવી જાતનો આનંદ તે ઉત્પન્ન કરી શકશે. તેમનામાં વાચન પ્રત્યે શોખ ઉત્પન્ન કરીને તેઓ રસપૂર્વક વાંચી શકે એવી વાર્તાઓની ચોપડીઓ શિક્ષકે બાળકો આગળ રજુ કરવી. જ્યારે સરસ વાર્તાઓ મળી આવે ત્યારે એવી રીતે તેમના વાચનની યોજના કરવી જોઈએ કે તેમને જે કંઈ મુસ્કેલી નડે તે વાચનના રસને લીધે આપોઆપ દૂર થઈ જાય. જો વાર્તાના વાચનમાં કેવળ અઘરા શબ્દો સમજવામાં બાળકોનો ઘણો વખત જાય તો તેમને તેમાં મજા પડશે નહિ. વળી શિક્ષકે વાર્તાનું વાચન શુષ્ક રીતે ન થાય તે પણ જોવાનું છે. પાઠ વંચાતો હોય ત્યારે બધાં છોકરાં વાચનમાં ભૂલ પડે તે ભૂલ સુધારવા આખો વખત ચોપડીમા માથું ઘાલી બેસી રહે તો તેથી શબ્દોનું યાંત્રિક રીતે પુનરાવર્તન થાય છે. ખરી રીતે તો આ બાબત વાચનપાઠમાં ગૌણ છે. શબ્દજ્ઞાન સંબંધી મુસ્કેલીઓ દૂર થઈ જાય તો-પણ વાચન પ્રત્યે બાળકોનો પ્રેમ વધારવા માટે ચિત્તાકર્ષક સંજોગો ઉભા કરવા જોઈએ. બાળક મોટેથી આનંદપૂર્વક વાંચે તેને માટે સાંભળનાર વિદ્યાર્થીઓમાં તેની કદર કરવાની શક્તિ હોવી જોઈએ. વર્ગમાં શિક્ષકે તેનામાં એવી ભાવના ઉત્પન્ન કરવી જોઈએ કે તેમને કંઈ પણ સાંભળ-વાની જરૂર છે તે બાબત વાચનપાઠમાંથી તેમને જરૂર મળી આવશે. સારા વાચનની એક રીત એવી છે કે શિક્ષકે અને બાળકોએ ચોપડીઓ-જ પ્રથમ બંધ કરી દેવી. હવે જે બાળક પાઠ વાંચે છે તેના મનમા એવો વિચાર આવશે કે મારે એવી રીતે સ્પષ્ટ અને ભાવપૂર્વક વાંચવું જોઈએ કે જેથી સાંભળનાર બીજા વિદ્યાર્થીઓ તેમાના વિચારો ઝટ ગ્રહણ કરી શકે. આવી રીતે વાચન હેતુપૂર્વકનું થશે અને સાથે સાથે વાંચતી વખતે તેનું બોલવું સ્પષ્ટ અને જુસ્સાદાર થશે. વાર્તાનું વાચન કરાવવું હોય ત્યારે વાર્તાઓના પાઠ સરળ અને સહેલા હોવા જોઈએ. તેમાં અઘરા શબ્દો પણ ન હોય એટલુંજ નહિ પણ તે વાર્તા રસપૂર્ણ હોવી જોઈએ. આવી વાર્તામાંથી એક વાર્તા પસંદ કરી બાળક પાસે વંચાવવી, અને બીજાઓ તે રસપૂર્વક સાંભળે. બીજી પણ એક રીત છેઃ દરેક બાળકને જુદી જુદી વાર્તાની એક એક ચોપડી આપવી. એવી ચોપડીમાં બાળકોને ગમ્મત અને રસ પડે અને સાથે સાથે ઉપયોગી માહીતી મળે એવી રીતનો વાર્તાનો વિષય હોવો જોઈએ. શિક્ષક દરેક બાળકને કહી રાખે કે તેણે વર્ગને વાર્તા વાંચી સંભળાવવી પડશે. બાળક વર્ગને વાંચી સંભળાવે તે પહેલાં તે વાર્તા તે બરાબર મનમાં વાંચી જાય અને પછી તેણે વર્ગને વાંચી સંભળાવવી જોઈએ.

જ્યાંસુધી તેનું વાચન સ્પષ્ટ થાય નહિ ત્યાંસુધી તે બાળકને વર્ગ સમક્ષ કંઈ વંચાવવું નહિ. વાર્તામાં જણાવેલા વિચારો પોતે સમજે અને તે બીજાઓ સ્પષ્ટ રીતે ગ્રહણ કરે તે આ પદ્ધતિનો હેતુ છે.

આ કારણને લીધે વાચનની જે પદ્ધતિ આ હેતુ સિદ્ધ કરવા માટે અખત્યાર કરી હોય તેજ રીત બીજા, ત્રીજા, અને ચોથા ધોરણમાં ચાલુ રાખવી જોઈએ. ફેર તેમાં માત્ર એટલોજ હોવો જોઈએ કે શરૂઆતમાં ઉચ્ચારશુદ્ધિ માટે જે યત્નો વારંવાર કરવાની જરૂર બાળવર્ગ કે પહેલા ધોરણમાં પડે છે તે આ ધોરણમાં હોવી જોઈએ નહિ. તેમજ જ્યાં જરૂર પડે ત્યા માત્ર અમુકજ વખત શુદ્ધ ઉચ્ચાર કરાવવામાં ગાળવો, પણ શિક્ષકે બાળકો કોઈની મદદ લીધા વિના નવા શબ્દોના શુદ્ધ ઉચ્ચાર કરે છે કે નહિ તે પર બરાબર ધ્યાન આપવું જોઈએ. જ્યાંસુધી બાળકોને નવા શબ્દોના શુદ્ધ ઉચ્ચાર કરવાની ટેવ ન પડે ત્યાંસુધી જો વાચન માટે અમુક વખતમાથી ૫-૧૦ મિનિટ શબ્દજ્ઞાન અને ઉચ્ચાર માટે અલગ રાખવામાં આવે તો તે સરળ વાચન માટે વધારે અનુકૂળ થઈ પડશે. હવે પાઠ્યપુસ્તકનું કે બીજી ચોપડીઓનું વાચન કરતી વખતે જો અઘરા શબ્દો આવે, તો તે વખતે શાંત વાચનની પદ્ધતિએ તે શબ્દોનો પરિચય કરાવ્યો હોય તો તે જાતની મુશ્કેલી દૂર થઈ જશે. વાચન કરાવતી વખતે એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે અઘરા શબ્દો સંબંધી બાળકની મુશ્કેલીઓ પહેલેથી દૂર કરી લેવી જોઈએ, આથી બાળકનું લક્ષ વાચનમાંના અઘરા શબ્દ તરફ નહિ જતા તેમા જે વિચારો જણાવ્યા હોય તે તરફ જશે. સામાન્ય રીતે દરેક શાળામાં વાચન માટે પાઠ્યપુસ્તકો નક્કી થએલાં હોય છે તો આ પુસ્તકોનુંજ પાયારૂપ વાચન થવું જોઈએ. આવાં પુસ્તકોમા બાળકોને જ્ઞાન મળે એવા પાઠોની પણ યોજના હોય છે. આરોગ્ય, કુદ્રત, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, વગેરે વિષયોના પાઠો જ્ઞાન પુરૂં પાડવાના અને સાથે સાથે વાચન થઈ શકે એવા પાઠો છે. તેનો ઉપયોગ તે વિષયો સાથે સંબંધ રાખી કરાવવો. કેટલાંક વિકલ્પે વાંચવાના પુસ્તકો પણ હોય છે. તેનો વધારાના વાચનના પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગ કરવો જરૂરનો છે.

દરેક વર્ગમાં વિદ્યાર્થીઓએ આખા વરસ દરમિઆન ઓછામાં ઓછા પાંચ છ પુસ્તકો વાચવાં જોઈએ. તે ઉપરાંત શાળાના પુસ્તકાલયની ધોરણ અનુસાર અધરી હોય તેવી ચોપડીઓ વાંચવી જોઈએ. શાળામા ચોપડીઓ પુરતી સંખ્યામાં ન હોય તો ફરતાં પુસ્તકાલયો હોય ત્યાંથી તેનો લાભ

લેવો જોઈએ અને બાળકોને વાચન પુરું પાડવું જોઈએ. વળી શિક્ષકે કે શાળાના વડા અધિકારીએ શાળાના વરસ દરમિઆન બાળકો માટે વાચનના માસિક અભ્યાસક્રમની રૂપરેખા પહેલેથી નક્કી કરી રાખવી. આવા અભ્યાસક્રમમાં પાઠ્યપુસ્તકો તેમજ વિશેષ વાચન માટેનાં પુસ્તકો દરેક ધોરણ માટે વિદ્યાર્થીની લાયકાત પ્રમાણે નક્કી કરવાં. વળી દરેક મહીને ક્યાં ક્યાં પુસ્તકો વાંચી શકાય તેમજ ભાષાની મુશ્કેલી તથા વિચાર કે વિષયનું સ્વરૂપ—આ બધું લક્ષમાં રાખી વરસના આરંભથી છેવટ સુધી અમુક ક્રમ પ્રમાણે ક્યાં ક્યાં પુસ્તકો વિદ્યાર્થીએ વાંચવા જોઈએ તે સંબંધી પણ અભ્યાસક્રમમાં સૂચના હોવી જોઈએ. પહેલા પુસ્તકનું વાચન થઈ ગયું હોય અને તેમાં જે શબ્દો આવી ગયા હોય અને જે બાળકોએ સમજી લીધા હોય તે શબ્દોનું પુનરાવર્તન તેની પછીના બીજા વાચનના પુસ્તકમાં હોવું જોઈએ એવી તેમાં ક્રમિકતા આવવી જોઈએ. વાચન પ્રત્યે બાળકોનો શોખ વધારવો હોય, તેમાં તેમને રસ લેતા કરવા હોય, અને સાથે સાથે તેમનું શબ્દભંડોળ અને જ્ઞાન વધારવું હોય તો આવી સુવ્યવસ્થિત અને સુઘટિત યોજના થવી જોઈએ, નહિતો શિક્ષકનો અને બાળકનો પરિશ્રમ વ્યર્થ જશે અને વાચનનો હેતુ પાર પડશે નહિ.

## ચિત્રકળા—નવીન સંદેશ

પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમાં ચિત્રકામ ફરજિઆત વિષય તરીકે શીખવવાનું દાખલ કરવામાં આવ્યે આસરે પચીસ ત્રીસ વર્ષ થયાં છે. માધ્યમિક શાળાઓમાં તે નિયમિત રીતે શિખવાય છે. શહેરની પ્રાથમિક શાળાઓમાં તેનો પ્રચાર ઠીક ઠીક થએલો છે. પણ હજી ગામડાની શાળાઓમાં તેને માટે જોઈ તો પ્રયાસ થઈ શકયો નથી. ચિત્રકળા તે એક મોજશોખનો વિષય છે, તેનાં સાધન ઘણાં ખર્ચાળ છે અને શિક્ષણના બીજા વિષયો સાથે તેને કાંઈ લેવાદેવા નથી એવી ભૂલભરેલી માન્યતા હજી કેટલેક ઠેકાણે પ્રચલિત છે. ચિત્રકળાનો સંદેશ ગામેગામ નાનામાં નાની શાળામાં તેમજ સાધન વગરની શાળાઓમાં પણ પહોંચી શકે એવા હેતુથી સને ૧૯૨૪ માં મુંબઈમાં એવા હેતુથી એક કમિટી મળી હતી અને તે વખતથી ચિત્રકામના અભ્યાસક્રમમાં નવા ફેરફાર કરવામાં આવ્યા છે, અને તેને અંગે કેટલીક વહેવારૂ સૂચનાઓ પણ આપવામાં આવી છે.

એ સૂચનાઓને અનુસરી ટ્રે. રા. ટ્રે. કૉ. અમદાવાદમા ચાલતાં દરેક ચિત્રકામનો અભ્યાસ ચાલે છે તે નીચે મુજબ જણાવવામાં આવે છે:-

ડ્રૉઇંગ પેપર તથા રંગીન પેપરોની બાંધેલી ડ્રૉઇંગની ચોપડીને બદલે પારસલના તેમજ કાગળનાં રીમનાં રદ્દી કાગળો, જુનાં છાપાંના કાગળો તથા પારસલ વીંટાળવાના (બ્રાઉન પેપર) બદામી કાગળોના ટુકડાઓ ચિત્રકામ માટે ઉપયોગમાં લેવામાં આવે છે. કાગળના કકડા ઉપર કાઢેલાં ચિત્ર તે વ્યક્તિવાર રાખવા માટે બદામી કાગળોના હાથે બનાવેલાં કોથળીઓ પણ કરવામાં આવે છે.

પાણીના રંગોની પેટીને બદલે દેશી રંગો જેવા કે રંગી (રમચી, ગેરૂ), ખડી, પીળી માટી, મુલતાની માટી, ગળી, રેવંચીનો શીરો, હરતાલ કાજળી, કલઈ, સફેદો વગેરેને ચલાણાં, કુલડીઓ અથવા નાળિએરની કાચલીઓમાં પલાળી રાખી તેમા ચિકાશ માટે ગુંદરના પાણીનાં થોડાં ટીપાં મેળવી વાપરવામાં આવે છે.

કીમતી પીંછીઓ (બ્રશ) ને બદલે બાવળના દાતણની, વડની વડવાઈની, ખજુરીની સળીઓની, મુજની, કાગળને કાતરીને; રૂની દીવેટ કરીને ખીસ્કોલીના વાળની, ઘોડાના વાળની હાથે બનાવેલી પીંછીઓથી રંગકામ કરવામાં આવે છે.

ડ્રૉઇંગ પેન્સિલને બદલે ગમે તે જાતની લખાણ કામની પેન્સિલ વાપરી શકાય છે. રંગકામમાં વપરાતી 'પેસ્ટલ' પેટી તથા રંગીન ચાકની લાકડીઓને બદલે ઉપર વર્ણવેલા પાણીના રંગકામમાં વપરાતા દેશી રંગોના ગાંગડા તથા સફેદ માટે ચાકના ગાંગડા વાપરી શકાય.

બાળવર્ગ તથા પહેલા ધોરણમા ચિત્રકામમાં વપરાતી પત્થરપાટી અને પત્થરપેન તદ્દન નિરુપયોગી માલમ પડે છે. બાળકોનાં નાજુક અને કોમળ અવયવો માટે પત્થરપેન જેવાં કઠણ સાધન હિતકારી નથી. તેને માટે પોચાં, *સુંવાળાં સાધન વપરાવાં જોઈએ, જેવાં કે ખડી અને ચાકના* ગાંગડા, દેશી રંગોના ગાંગડા, પીંછી વગેરે. બાળવર્ગની શરૂઆતમાં કોઈપણ સાહિત્ય વગર રેતીપર આંગળીના ટેરવાથી ચિત્રો દોરાવી શકાય છે. રંગીન બીયાં, રંગીન મણકા, કાગીઆ, કચૂકા, કઠોળ વગેરેથી જુદા જુદા આકારોની રચના કરી શકાય. રંગીન ભૂકાઓ—ઈંટને ઘસીને તેનો ભૂકો, ચૂનાની કાંક, કોલસાની ભૂકી, પત્થરની ભૂકી, હળદર, કંકુ, ગુલાલ અથવા રેતીને જુદા જુદા રંગના પાણીમાં રંગી સૂકવીને તે વડે રંગોળીના આકારોની સુંદર રચના, ભૂમિતિના આકારો તથા ચિત્રોની રચના થઈ શકે.

કુદરતી તથા સામાન્ય પદાર્થોનાં રૂપરેખા ચિત્રોને બદલે પદાર્થને મળના રંગના રંગીન ગાંગડા, પાણીના રંગો અને પીંછી વડે આબેહુબ ખ્યાલ આપવા માટે પિંડચિત્રો ( Mass Drawing)ની પદ્ધતિ બાળકોને શીખવવામાં આવે છે. તેની સાથે સાથે પોતાનાજ ગામમાંથી મળી આવતી માટી લાવીને બાળકો તેના નમુના બનાવે છે, અને નમુના સુકાયા પછી વસ્તુને મળતા રંગમાં તેમને રંગે છે. વખતે માટીના નમુના બનાવીને તૈયાર થયે તે તરત રંગી પણ શકાય છે.

પત્થરપાટી પર પત્થરપેન વડે બાળકો ઘણાં નાના ચિત્રો દોરતાં હતાં તે વલણ ફેરવવા માટે કાળી રંગેલી પાટી પર ચાકના ગાંગડા વડે મોટા પ્રમાણમાં ચિત્રો દોરાવવામાં આવે છે, તેમજ ભીંતને છાણ માટીના ગારા વડે લીંપી કાળી રંગી હોય તો તેના પર ઉભાં ઉભાં બાળકો મોટાં પ્રમાણમાં ચાકના ગાંગડા અથવા રંગીન ગાંગડાઓ વડે ચિત્રો દોરી શકે. કાળો રંગ કરવા માટે પાકી કાળી શાહી ચાલી શકે.

લાકડાની પાટીને એક બાજુએ કાળી તથા બીજી બાજુએ સફેદ રંગીને તૈયાર કરેલી છે. કાળી બાજુએ ચાકના ગાંગડા તથા પલાળેલી ખડીથી ચિત્રો દોરવામાં આવે છે, તથા બીજી સફેદ બાજુએ કાળી શાહીથી ચિત્રો દોરાય છે. કાગળના ટુકડા પર દોરવું હોય ત્યારે કાગળ મૂકવાના આધાર તરીકે પાટી વાપરી શકાય છે. પત્થરપાટીની માફક વખતોવખત ભાગી ન જતાં આ પાટી ઘણો વખત ચાલી શકે છે. વેપારી વર્ગના લોકો આખા દિવસની લેવડદેવડની તાત્કાલિક નોંધ રાખવા માટે જે લાકડાની પાટી વાપરે છે તે પાટી દરરોજ સવારે સાફ કરી ફરીથી તૈયાર કરવામાં આવે છે. માટીના વાટકામાં મુલતાની માટી પલાળી રાખવામાં આવેલી હોય છે. ચીંથરાનો કકડો માટીમાં પલાળી તે વડે પાટીને ફરીથી તૈયાર કરવામાં આવે છે. જેવી રીતે પહેલાંના વખતમાં કિત્તો લખવા માટે પાટી તૈયાર કરવામાં આવતી હતી, તેવીજ રીતે આજે પણ કાળી શાહીથી અથવા પલાળેલી ખડીથી લખવા માટે પાટી તૈયાર કરી શકાય.

'ચિત્રકામમાં ઉપયોગી સઘળા પદાર્થો ગામડામાં સહેલાઈથી મળી શકે તેવાજ' લેવા જોઈએ. કીમતી વસ્તુઓ શહેરમાંથી ખરીદી લાવવાની જરૂર નથી. આસપાસ જોવામાં આવતી, ખેતરોમાં, તથા જંગલોમાં નજરે પડતી વસ્તુઓ વગર મૂલ્યે લાવીને ઉપયોગમાં લઈ શકાય. સૂકાં ફળો, સૂકાં શાકના નમુના, ખરી પડેલાં પીંછાં, શંખલા, કોડાં વગેરે લાવીને રાખી મૂકવામાં આવે તો તે ઉપરથી ચિત્રકામ થઈ શકે છે. બાળકોને વખતો-

વખત બહાર લઈ જઈ ત્યાં જોવામાં આવતી ચીજો તેજ સ્થળે ચીતરી શકાય એમ છે.

સાદા દેખાવ તરીકે ટુંકી ટુંકી વાર્તાઓ વાચનપાઠોમાં તથા પદાર્થ-પાઠોમાં આવતા પ્રસંગો બાળકોની મરજીમાં આવે તેવી રીતે પસંદ કરીને દોરાવવાથી બાળકોની સ્મરણ, સર્જન તથા કલ્પનાશક્તિ કેળવાય છે.

વસ્તુઓનાં ચિત્રોના નકશા પરથી તેમજ કાળા પાટીઆ પરના ચિત્રો પરથી બાળકો કેવળ નકલ કરે તે ઇચ્છવાજોગ નથી. તેને બદલે અસલ વસ્તુ પરથીજ દોરાવવાનો પ્રયત્ન થવો જોઈએ. બાળકોનાં સ્વપ્રયાસથી દોરેલાં ચિત્રો જો કે ઘણે અંશે દોષિત હોય છતાં તે તેમનાં પોતાનાં ચિત્રો છે. ચિત્રો પરથી નકલ કરી તે શિક્ષકના બનાવેલાં ચિત્રોની કેવળ નકલજ છે. તેમા બાળકોનો સ્વપ્રયાસ મુદ્દલ હોતો નથી. માટે અસલ વસ્તુ પરથીજ બાળકોએ ચિત્રો દોરવાં એ ઘણું અગત્યનું છે અને તેમાંજ માનસિક વિકાસને અવકાશ છે.

પ્રે. રા. ટ્રે. કોલેજ, અમદાવાદ. } પુંજાભાઈ ઇચ્છારામ લુહાર, ડ્રોઇંગ માસ્તર

## સૃષ્ટિનિરીક્ષણ

### પક્ષીઓનું અવલોકન

કુદરતના અવલોકનનો બાળકોને જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે તેમને પ્રથમ સ્વતંત્ર અવલોકન માટે અવકાશ આપવો જોઈએ. શિક્ષકે પ્રાથમિક સૂચનાઓ આપી અવલોકનની વસ્તુના એકજ ભાગ પર તેમનું ધ્યાન આકર્ષવું નહિ. કુદરતની વસ્તુનું પ્રથમ સમગ્ર અવલોકન, એટલે આખી વસ્તુનું અવલોકન કરવું જોઈએ અને પછીથી તેના ભાગોનું છુટું છુટું વિશેષ અવલોકન થવું જોઈએ. આવા સમગ્ર અવલોક-ન માટે પૂરતો વખત આપ્યા બાદ સૂચક પ્રશ્નોદ્વારા તે વસ્તુના વિશિષ્ટ ભાગ તરફ બાળકોનું ધ્યાન ખેંચવું. પક્ષીઓનું અવલોકન હોય તો તેમની ચાંચ લાંબી, ટુંકી અથવા અમુક આકારની શા માટે હોય છે; પગ અને તેનાં આંગળાંની રચના અમુક પ્રકારની શા માટે હશે વગેરે ચર્ચા બાળ-કોને માટે આનંદનો વિષય થઈ પડશે. ઘણી વખત બને છે તેમ પ૯ અને

ડોકાના સામાન્ય અવયવોનું વર્ણન કરી જવાથી વિચારશક્તિ કેળવાતી નથી અને અવલોકનનો ખાસ હેતુ પાર પડતો નથી.

એક ગામમાં તળાવની પાળ ઉપર એક આંબલીનું ઝાડ હતું. તેના પર દરરોજ રાત્રે એક ઘુવડ બોલતું હતું. તેનો કર્કશ અવાજ લોકોને પસંદ ન પડવાથી તેઓ તેને હાંકી કાઢવા દરરોજ પ્રયત્ન કરતા હતા. દિવસના ભાગમાં ઘુવડ નજરે પડતું ન હતું અને રાત્રે દરરોજ બોલતું હતું. એક સવારે અકસ્માત આંબલીના ઝાડના થડ પરની એક બખોલમાં તે નજરે પડ્યું. પુષ્કળ માણસો તેને જોવા જતા હતા. નિશાળના બાળકોને પણ તે જોવા લઈ જવામાં આવ્યાં. બાળકોએ જરા દૂરથી કોઈ દિવસ નહિ જોએલું ઘુવડ જોયું.

તેની ગોળ, તીણી, વિચિત્ર આંખો; ટુંકી ચાંચ, ગોળ મ્હોં, ટુંકા પગ અને વાંકાં આંગળાં તથા પીંછાં પરનો ચિત્રવિચિત્ર રંગ જોઈ તેના પર લોકોનો અણગમો શા માટે થતો હશે તેનો ખ્યાલ બાળકોને આવ્યો. ઘુવડ દિવસે દેખી શકતું નથી, તેથી બહાર નીકળતું નથી. તેના ગોળ ચીપીઆ જેવા આંગળાંથી ઝાડની ડાળી પકડીને આખો દિવસ તે સંતાઇ રહે છે. રાત્રે તે ફરવા બહાર નીકળે છે અને નાનાં પક્ષીઓ, છીવડાં, ઉંદર વગેરેનો શિકાર કરે છે અને તેના તીણા કર્કશ અવાજથી માણસોની નિદ્રામાં ખલેલ કરે છે એવું જ્યારે બાળકોએ જાણ્યું ત્યારે તેઓ અંદર-અંદર વાતો કરવા લાગ્યાં કે "આજે ઠીક ચોર પકડાઈ ગયો છે."

કુદરતે તેને આવું બનાવ્યું એમા તેનો શો વાંક! એમ સમજી બાળકોને તેની દયા આવવા લાગી.

ઘુવડથી નાનું પણ બધી રીતે તેને મળતું ચીબરી નામનું પક્ષી પણ રાત્રેજ ફરવા નીકળે છે અને ચિલબીલ ચિલબીલ બોલી લોકોને શુકનઅપશુકનના અવાજ આપે છે તે બાળકોને અત્રે સમજાવવામાં આવ્યું.

આમ ઘુવડનું અવલોકન ચાલતુ હતું તે વખતે આંબલીના થડના ઉપરના ભાગમાં એક બીજું લક્કડખોદ નામનું પક્ષી કાંઈક કામ કર્યા કરતું હતું. તેનો અવાજ આવવાથી બાળકોનુ ધ્યાન તે તરફ ગયું. આ કબુતરથી જરા ઓછા કદનું પક્ષી તેનાં આંગળા થડની છાલમાં ટેકાવી ટેકાવી ખીસકોલીની માફક ઉપર ચઢતું હતુ તથા તેની લાંબી ચાંચ વડે છાલને ટક ટક કરીને ખોતરતું હતું અને લાંબી અણિચ્યાળી જીભ વડે છાલની

અંદર રહેલાં નાનાં જીવડાં ખેંચી ખેંચીને ખાતું હતું. તેનો અવાજ મોટો પણ કર્કશ હતો. તેના પગને બે આગળ અને બે પાછળ એમ ચાર આગળાં હતાં. આંગળાંને છેડે તીણા નખ જેવું હોવાથી ઝાડ પર ચાલતાં તે પડી જતું નથી. કેટલીક જગ્યાએ ઝાડના થડમાં તેની મજબુત ચાંચ વડે ઈંડાં મૂકવા તેણે ગોળ બાંકોરાં પાડયાં હતાં.

ઉપર પ્રમાણે અવલોકન કરી બાળકો નિશાળે પાછાં આવતાં હતાં, ત્યાં રસ્તામાં એક જમરૂખીના ઝાડની ડાળી પર તેમણે એક પોપટ જોયો. પોપટે તેના પગનાં આંગળાંથી (બે આગળનાં અને બે પાછળનાંથી) ડાળી પકડી રાખી હતી તેથી તેને પડી જવાની ધાસ્તી ન હતી. તેની વાંકી અણિઆળી, તરવાર જેવી તીક્ષ્ણ પણ મજબુત ચાંચ વડે તે જમરૂખનાં સખત બી ખાતો હતો અને સુંદર અવાજથી લોકોના મન રંજન કરતો હતો. તેના શરીરના સુંદર લીલા રંગ વડે તે ઝાડના લીલા રંગના પાંદડામા સંતાઈ રહેલો હતો અને બોલતો ન હોત તો ભાગ્યેજ નજરે પડત.

બાળકોએ પાળેલા અને તાલીમ અપાએલા કેટલાક પોપટ જોયા હતા. નિશાળની પાસેજ રહેતા એક ગૃહસ્થને ત્યાં "ગંગારામ" નામનો એક દેશી પોપટ તથા કબુતરના આકાર અને રંગનો એક જંગબારી પોપટ બાળકોએ જોયો હતો. જંગબારી પોપટની ચાંચ તથા છીભ કાળા રંગની હતી અને દેખાવમા ઘણી રીતે કબુતરના જેવો હોવા છતાં બોલવામાં દેશી પોપટ કરતાં ઘણો ચઢિઆતો હતો. દરેક પક્ષીના અવાજનું તે અનુકરણ કરતો હતો; જાતજાતની સીસોટીઓ વગાડતો હતો અને બરાબર માણસના જેવું બોલતો હતો. આ જંગબારી પોપટની એક જણે રૂ. ૪૦૦ થી માગણી કરી હતી છતાં તે વેચવામાં આવ્યો ન હતો. આ બન્ને પોપટને નિશાળમાં ઘણી વખત લાવવામાં આવતા અને બાળકો તેમને મરચા, જમરૂખ, દાડમ વગેરે આપી આનંદ મેળવતા હતા.

આ આનંદપર્યટન પુરૂં કરી બાળકો શાળામાં પાછાં આવ્યાં ત્યારે બહાર એક માણસ જમીન પર જુવારના દાણા નાખતો હતો અને જમીન પર કેટલાંક કબુતરો તે ચણતાં હતાં.

બાળકોએ સાંભળ્યું હતું કે કબુતરો (ખાસ કરીને સફેદ રંગનાં કબુતરો) અસલના વખતમાં પાળવામાં આવતાં હતાં અને તાલીમ લીધા બાદ તેઓ દૂર દેશોમાં અને અગમ્ય પ્રદેશમાં માણસોના ગુપ્ત પત્રો લઈ જઈ સંદેશવાહકનું કામ કરતાં હતાં. પત્રને ઘડી વાળીને દોરા વડે તેમના

ગળે અથવા પગ સાથે બાંધવામાં આવતો અને જરા પણ ભૂલ કર્યા વિના ધારેલા સ્થળે તેઓ તે આપી આવતાં.

બાળકોને નિશાળની બહાર ચણતા કબુતરોનું દૃષ્ય આનંદજનક લાગ્યું, તેથી થોડો વખત તે જોવાને તેઓ ઉભાં રહ્યા. કબુતરો તેમની ટુંકી અણીદાર ચાંચ વડે જુવારના દાણા ખાતાં હતાં. તેમના પાતળા, લાલ રંગના પગ અને તે પરના આંગળા જમીન પર ચાલવાને બહુ અનુકૂળ પડતા હતા. તેમની નાની ગોળ આંખો, તેમનું નિર્દોષ જીવન વ્યક્ત કરતી હતી. તેમની ટુંકી, લીલા રંગની છાંટ વાળી, ચિત્રવાળી ગરદન તથા સ્લેટના રંગની સુંદર પાંખો આકર્ષક લાગતી હતી. પક્ષીઓમાં તેમનું જીવન બહુ નિર્દોષ લાગતું હતું.

ગમે તે જગ્યાએ ગમે તેવી કઢંગી રીતે આડો અવળો માળો બાંધવાથી તેમના ઇંડા બરાબર સચવાઈ શકતા નથી તેથી તેમનામા સામાન્ય અક્કલ ઓછી હશે એવો બાળકોને ખ્યાલ આવ્યો.

કબુતરોથી થોડે દૂર ભુખરા રંગના ચકલીથી જ્હેજ મોટાં અને કાબરથી નાનાં, સાત આઠ પક્ષીઓ કલકલાટ કરી રહ્યાં હતાં. તેમની તીણી ચાંચ વડે જમીન પરથી ઝીણા જીવડા તેઓ ખાતા હતાં. આ બડબડીઆ નામના પક્ષીઓ ઘણી વખત નિશાળના કમ્પાઉન્ડમાં આવતાં હતાં. દરેક વખત તેમના ટોળામા સાત આઠની સંખ્યા રહેતી અને દરેક વખત તેમનો ગડબડાટ એવોજ રહેતો. આ પક્ષીઓ ઝીણાં જંતુઓજ ખાવાને માટે પસંદ કરતા. સાથે ફરવાની ટેવ હોવાથી લોકો તેમને સાત ભાઈ અથવા સાત બ્હેન કહે છે.

× × × ×

બાળકોને આજના પર્યટનથી બહુ ગમ્મત પડી. નિરીક્ષણ કરેલાં પક્ષીઓનાં ચિત્રો પાડી લીધાં હતાં, તે આ સાથે થોડા સુધારા સાથે આપવામાં આવ્યાં છે.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ,
અમદાવાદ. } મનસુખરામ મણિશંકર દ્વિવેદી

# હિંદુસ્તાનનો યુગવાર ઇતિહાસ

## ૧. હિંદી સંસ્કૃતિની આંતર એકતા

થોડા વખત ઉપર મદ્રાસ યુનિવર્સિટી તરફથી ડૉ. જદુનાથ સરકારે* "હિંદુસ્તાનનો યુગવાર ઇતિહાસ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું તેનો સાર નીચે પ્રમાણે છે

અનેક યુગો દરમિઆનની હિંદી સંસ્કારિતા અને રાષ્ટ્રીય ભાવનાના વિકાસની સમાલોચના કરતી વખતે તેમણે જણાવ્યું હતું કે હિંદમાં જુદી જુદી પ્રજાઓ હોવા છતાં તેની રાષ્ટ્રની જીવનશક્તિ અને તેની વિશેષ-પ્રકારની સંસ્કારિતા ખાસ જણાઈ આવે છે. અનેક રાજ્યોની ઉથલપાથલો, પરદેશીઓના હુમલા, ધાર્મિક ઝઘડા, અને બીજી કુદરતી આફતો વારંવાર આપણા દેશ ઉપર આવી પડી છે છતાં આપણું સામાન્ય જીવન હંમેશાં અખંડિત ચાલુ રહ્યું છે. આપણા ઇતિહાસના જુદા જુદા સમયમાં આ અદ્‌ભુત લક્ષણ હંમેશા નજરે તરી આવે છે. દરેક પ્રજાએ અથવા દરેક સંસ્કૃતિએ આપણા દેશ ઉપર પોતપોતાની છાપ પાડી છે તે બધા સંસ્કારો સમગ્ર હિંદના સઘળા પ્રાંતોમાં કાયમને માટે પડ્યા છે, એટલુંજ નહિ પણ સમય જતાં એ બધા સંસ્કારો હિંદી પ્રજાજીવનમાં મેળભેળ થઈ આખરે એકરૂપ થઈ ગયા છે.

આપણી સમાજ અને પ્રજાનું જે અલગપણું હતું તે ઘણી વખત જ્ઞાનની શોધમાં ફરતા યાત્રાળુઓ, ધાર્મિક યોદ્ધાઓ, વિજયી રાજાઓ-દ્વારા ઘણા પ્રાચીન સમયથી ઓછું થયું હતું અને વિચાર, રીતરિવાજ અને સમગ્ર સંસ્કૃતિની સામાન્ય ભાવના ઉત્પન્ન કરવામાં આવી હતી. આ બધાનું એકંદર પરિણામ એ આવ્યું કે રાજકીય કુસંપ, ભાષાનો ફરક રીતરિવાજ, પરગણ વગેરેનો ભેદ હોવા છતાં આખા હિંદના સઘળા પ્રાંતોના સાહિત્ય અને વિચાર ઉપર 'સંસ્કૃતિ'ની સર્વસામાન્ય છાપ પડી હતી એ વખતે ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય વિચાર, રીતરિવાજ વગેરેમાં એકતા માલમ પડતી હતી વળી સ્થાનિક સ્વામીપણ અને આબોહવા વગેરેમાં ફેરફાર હોવા છતાં જે જે પ્રજાઓ હિંદમાં લાંબા વખતથી વસતી હતી તે તે પ્રજાઓના શરીરમાં અને તેમના જીવનમાં પણ અમુક જાતના સામાન્ય લક્ષણ જોવામાં આવતા હતા.

---

* તે આપણા દેશના મહાન ઇતિહાસકાર છે તેમણે મોગલ અને મરાઠા સમયના અમૂલ્ય પુસ્તકો સંશોધન કરી બહાર પાડ્યા છે

## ૨. આર્યસંસ્કૃતિનો ફાળો

વૈદિક, બૌદ્ધ, ઇસ્લામી અને બ્રિટિશ સમય એ હિંદી સંસ્કૃતિની વિકાસના ચાર મહાન માર્ગદર્શક સ્તંભો છે, અને એ દરેક યુગમાં તે તે સમયનાં વિશેષ તત્ત્વો હિંદી જીવનમાં દાખલ થયાં છે; અને તેને લીધે આપણા જીવનમાં અને વિચારસૃષ્ટિમાં નવું ચેતન આવ્યું છે. આપણા દેશની કુદરતી રચના, તેમાં વસતી મનુષ્યજાતિ અને રાજકીય જીવન ભિન્ન ભિન્ન પ્રકારનાં હતાં; અને અત્યારે દ્રાવિડ સંસ્કૃતિ તેમાં ભળી ગએલી છે; છતાં આર્યસંસ્કૃતિ હિંદ ઉપર સર્વોપરિ સત્તા ભોગવે છે અને આપણા જીવનમાં તે એકતારૂપે ઓતપ્રોત થઈ રહી છે. આર્યસંસ્કૃતિનાં ખાસ ૭ લક્ષણો જોવામાં આવે છે. આત્મતત્ત્વવિચાર, યુક્તિપુરઃસર તર્ક, સાહિત્ય અને કળાવિધાનમાં વ્યવસ્થિત કલ્પના, જ્ઞાતિવ્યવસ્થા, આર્યોની વસાહતની ઉત્તરે અને દક્ષિણે ચાલતા અનેક પતિના અને માતાદ્વારા વારસના રિવાજને કાઢી નાખી સ્ત્રીઓને સમાજમાં આપેલી ઉંચી પદવી–આ બધા આર્ય સંસ્કૃતિના સંસ્કાર છે.

આર્યોના ઉપરના આક્રમણને લીધે તેમને અનાર્યના ધર્મ અને રીત-રિવાજનો થોડો સ્વીકાર કરવો પડ્યો હતો, અને તેથી વૈદિક કર્મકાંડ અને તેમના ધર્મનું હિંદુધર્મમાં રૂપાંતર થયું હતું. મૂળ વતનીઓ જે અનાર્ય હતા તેમના ધર્મમાં તત્ત્વજ્ઞાન અને પૌરાણિક કથાના ઉંચા સંસ્કાર દાખલ થયા. તેમના દેવોને પણ ઉંચું સ્થાન આર્યોએ આપ્યું. આર્યધર્મની અસર-ને લીધે અનાર્યોની જડવસ્તુ, પ્રાણી અને નાગપૂજાની ભાવનાને ઉંચુ સ્વરૂપ આપવામાં આવ્યું. વિચારના પ્રદેશમાં વ્યવસ્થાનો ઉત્તમ નમુનો સૂત્રસમય છે, અને તેને અનુસરી જે કળાનો ઉદ્ભવ થયો તેમાં સંયમ અને સંસ્કારિત્વ સ્પષ્ટ માલમ પડે છે. સૌથી ઉત્તમ લાભ થયો તે મહા-ભારતના સમયની આશ્રમવ્યવસ્થા છે. આ આશ્રમો હિંદની ઉંચામાં ઉંચી સંસ્કૃતિના મધ્યસ્થ ભંડારરૂપ હતા, અને તેમાંથી સદાચાર અને જ્ઞાનનો ઓઘ વહ્યા જતો હતો. મધ્યયુગની યુરોપની ખ્રિસ્તીધર્મસંસ્થા જેવો ઉદ્દેશ આ આશ્રમનો હતો. ફેર એટલોજ છે કે તેમાં તપસ્વીના મઠો નહોતા.

## ૩. બૌદ્ધધર્મના સંસ્કાર

આર્યસંસ્કૃતિ ફેલાતાં ફેલાતાં જ્યારે બંગાળાની પશ્ચિમ સરહદ સુધી પહોંચી તે વખતે તેનું આરંભનું બળ ક્ષીણ થયું હતું અને તે વખતે સંસ્કૃત-

માં જે નવાં તત્ત્વો દાખલ થયાં તેને લઈને તેના મૂળસ્વરૂપમાં ઘણો ફેરફાર થયો. મિથિલા પ્રદેશમાં વેદ ધર્મથી જે જુદું, નવું અને ઉંચા પ્રકારનું તત્ત્વજ્ઞાન ઘડાયું હતું તેમાંથી બૌદ્ધધર્મનો ઉદય થયો. એ દેશનો ધર્મ જનસમૂહના ધર્મ તરીકે સ્વીકારાયો. તેમા ન સમજાય તેવી ધર્મક્રિયાઓના આડંબરની ગુંચવણ નહોતી. આ ધર્મની આમવર્ગ ઉપર વિશેષ અસર થઈ અને મનુષ્યનો ઉદ્ધાર અમુક ભક્તિદ્વારા થઈ શકે એવુ સગુણ-તત્ત્વ એમા દાખલ થયુ અને પછી તેમાથી મૂર્તિપૂજા અને પ્રબળ આશ્રમ-જીવનનો ઉદ્ભવ દૃઢ થયો. બૌદ્ધના વખતમા ગુફામંદિરો બાધવાનો રિવાજ શરૂ થયો અને તેની નકલ હિંદુઓ અને જૈનોએ કરી બૌદ્ધધર્મના પ્રચાર-થી હિંદ બહારના બીજા દેશો જોડે સબધ સરૂ થયો, અને તેને લીધે ઘણા દેશના લોકો પોતાના ધર્મની પવિત્ર ભૂમિ તરીકે હિંદને ગણવા લાગ્યા. આથી બે જાતનો લોકવ્યવહાર શરૂ થયો. એક તો અહીંથી ધર્મ-ગુરુઓ બીજા દેશોમા ઉપદેશાર્થે જવા લાગ્યા અને બીજું એ કે અનેક પરદેશીઓ આ દેશમા ધર્મ માટે આવવા લાગ્યા. આને લીધે હિંદનુ એકાકુ જીવન અદૃશ્ય થયું.

બાદ્ધનો દાખલો લઈ ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકાથી હિંદુ ધર્માચાર્યો અને સંસ્થાનસ્થાપકો પૂર્વ હિંદુસ્તાનના દૂરના પ્રદેશોમા અને પાસિફિક મહાસાગરના ટાપુઓમા વસ્યા હતા તેનો પુરાવો મળી આવે છે. બૌદ્ધધર્મ-ના સમયમા હિંદની આર્યપ્રજા સાથે અનાર્ય પ્રજાઓ ભળી ગઈ. આ પ્રમાણે ઉત્તર, પશ્ચિમ, પૂર્વમા મહાયાન ધર્મની સત્તા મળી ગઈ અને તેથી હિંદુ સંસ્કારિતાની છાપ આખા એશિઆના મધ્ય અને અગ્નિ ખુણાના દેશો પર પડી.

ઇ. સ. પાચમા અને છઠ્ઠા સૈકામા સિથિઅન અને બીજી ભટકતી જાતોના ભારે હુમલાઓને લીધે થએલી ક્રાન્તિને લીધે હિંદુ સમાજની પુનઃ રચના નવેસરથી કરવામા આવી હતી તેને લીધે હિંદ પ્રાનમા વર્ણવ્યવસ્થા દૃઢ થઈ ગઈ અને રજપુતો પ્રજાના રાજા તરીકે ગણાવા લાગ્યા તેઓએ ઉત્તરથી છેક દક્ષિણે મહારાષ્ટ્રથી બહાર સુધી પોતપોતાના રાજ્યો સ્થાપી દીધા. આ રજપુત રાજાઓએ ૧૦ મા સૈકા પછીથી વાયવ્ય તરફથી આવતા મુસલમાનોના હુમલા સામે ( લોખંડી દિવાલની ) વજ્રની માફક ટક્કર ઝીલી હિંદુ ધર્મનુ રક્ષણ કર્યું હતું.

બૌદ્ધધર્મના ઇતિહાસમાં ૨૦ સૈકા સુધી ભિન્ન ભિન્ન પ્રકારના ફેરફાર થયા હતા. આમવર્ગને સમજાય તેવા સરળ અને સાદા બૌદ્ધધર્મ-

ના સિદ્ધાંત તથા વહેવારૂ નીતિશાસ્ત્રને બદલે તેની અતિ સૂક્ષ્મ અને શુષ્ક તર્કજાળને લીધે તેની પડતીનો સમય જલદી આવ્યો. તેના જીર્ણ થયા પછી ઘણી બાબતો જે મનુષ્યના હૃદયને તથા કલ્પનાને સંતુષ્ટ કરતી હતી તેમાંની મૂર્તિપૂજા, રથયાત્રા, વગેરે હિંદુધર્મમા લેવામાં આવી હતી. મહાયાન સંપ્રદાયમાંથી મઠવ્યવસ્થા, અને ધારણા અને ધ્યાનનાં તત્ત્વો શૈવ ધર્મમાં દાખલ થયા. ભક્તિ અને જનતાના પ્રેમ જેવી બાબતો વૈષ્ણવ ધર્મમાં લેવામા આવી. મહાયાન ધર્મની ભાવના પ્રમાણે ધ્યાની બુદ્ધદેવ અને હિંદુના યોગી વચ્ચે ભાગ્યેજ કાંઈ ભેદ માલમ પડે છે. ભક્તિસંપ્રદાય, ઈશ્વરના અવતાર તરીકે તેના ઉપરનો પ્રેમ, ગરીબ લોક કે જેમાં નારાયણ આવિર્ભાવ થાય છે તેના પ્રત્યેનો સક્રિય સેવાધર્મ, અને પુનરદ્ધાર પામેલા નવીન વૈષ્ણવ મતના ઉપદેશ કરનાર સાધુઓ– આ બાબતો નવીન હિંદુધર્મમાં બૌદ્ધ ધર્મમાંથી લેવામાં આવી હતી. બૌદ્ધ આશ્રમને બદલે હિંદુ મઠ ઉત્પન્ન થયા. મહાયાનના પરમાર્થ કરનાર શ્રવણને બદલે વૈષ્ણવ વિરાગીઓ નજરે પડવા લાગ્યા અને વિષ્ણુના અવતાર તરીકે બુદ્ધ ભગવાનને એક દેવ તરીકે ગણવા લાગ્યા.

તંત્રવિદ્યાને લીધે હિંદુધર્મનું રૂપાન્તર સરળ થઈશક્યું. બૌદ્ધતંત્રશાસ્ત્રના દેવ અને દેવીઓનુ રૂપાંતર હિંદુ દેવદેવી તરીકે થયું. બૌદ્ધધર્મની તારા એ તાંત્રિક શક્તિ થઈ, જે શિવની શક્તિ તથા પ્રકૃતિ છે. તેવીજ રીતે ભયાનક કાળીનું સ્વરૂપ તે મહાવિદ્યાનું સમજવાનું છે. હિંદના બૌદ્ધોના ધર્મમા શંકર, રામાનુજ અને ચૈતન્ય જેવા અદ્ભુત બુદ્ધિવાળા પુરુષોએ પરિવર્તન કર્યું. બૌદ્ધધર્મનાં અવશેષોએ નેપાળમાં આશ્રય લીનો. નેપાળમા ૧૯ મી સદીમા બૌદ્ધધર્મના સાહિત્યનો સંગ્રહ કરવામા આવ્યો હતો, અને ત્યાંથી તેને યુરોપમા મોકલવામાં આવ્યુ હતું, તેને લીધે ત્યાં બૌદ્ધધર્મના સારા અભ્યાસનો આરંભ થયો.

### ૪. ઈસ્લામના સંસ્કાર

હિંદમા મુસલમાન વસાહતનુ સ્વરૂપ ઉપર બનાવેલી અન્ય પ્રજાઓના કરતા તદ્દન નિરાળું હતું. તેમનો ધર્મ તથા રાજ્યનીતિશાસ્ત્ર એવાં પૃથક્ હતાં કે તેમનો પૂર્ણ સ્વીકાર થઈ શકે એમ નહોતું. તેમની શાસનપદ્ધતિ તેમજ સમાજસ્થિતિ તેમની મૂળની લડાયક અને ભટકતી અવસ્થાને અનુકૂળ હતી. અકબરના સમય સુધી પણ એક રાજ્ય કરતી કોમ તરીકે તેઓ આપણા દેશમાં સરાસ લડાયક સ્થિતિમાં રહેતા, પણ ત્યારપછી ઇસ્લામી પ્રજા આ દેશને પોતાનો ગણવા લાગી. બૌદ્ધ સમયમાં

પરદેશીઓ સાથે સંબંધ આપણે બાંધ્યો હતો, પણ પછીથી તે આઠમા સૈકામા તૂટી ગયો હતો પણ પાછો હવે તે શરૂ થયો હતો, એટલે હજારો પરદેશીઓ દર વરસે આપણા દેશમા આવતા અને થોડાક મુસલમાનો પણ પરદેશ જતા હતા. મોગલ રાજ્ય દરમિઆન ઉત્તર હિંદુસ્તાનમા અને દક્ષિણના થોડા ભાગમા એક સામાન્ય રાજ્યવ્યવસ્થા અને નાણાનું ચલણ સ્થાપિત થયુ હતું. તેમજ આમવર્ગની ભાષા ફારસી અને ઉર્દુ હતી. ચિત્રકામ, બાગકામ, ઐતિહાસિક તવારીખની નોંધ, ખરા ઇતિહાસના સાહિત્યનો સંગ્રહ, લશ્કરી વ્યવસ્થા તથા દુર્ગની સુધારણા, ફારસી, આરબી, અને તુર્કી ભાષામાથી શબ્દોનો પ્રચાર, ઇસ્લામી કળાકૌશલ્ય તથા રિવાજ, પોશાક, દરબારી અદબ, યુનાની ઔષધાલયો—આ બધા મુસલમાની સંસ્કૃતિના તત્ત્વો તે સમયે હિંદમા દાખલ થયા. હિંદી નૌકાસૈન્યનો પુનરુદ્ધાર, રામાનંદ સંપ્રદાયની સ્થાપના માટે મળેલી સરળતા, પુષ્કળ ઐતિહાસિક સાહિત્યની ઉત્પત્તિ અને લડાઈમા દારૂગોળાનો ઉપયોગ—આ ઇસ્લામી સંસ્કૃતિના સંસ્કાર આપણા દેશ ઉપર પડયા.

### ૫. બ્રિટિશ સમયમાં હિંદનું પુનરુત્થાન

છેવટમા હિંદના યુરોપીય વિજેતાઓએ આપણા દેશનુ આધુનિક સ્વરૂપ ઘડયું છે. તેઓ અહીંઆ રહી પાછા પોતાના દેશમા જાય છે. આવી રીતે નવા શિખાઉ અને જુના અનુભવી અંગ્રેજોના જવાઆવવાનું હંમેશા ચાલ્યા કરે છે તેથી આપણા દેશ સાથે તેમનો સંબંધ આ પ્રમાણે એ રીતે ચાલુ રહે છે. અંગ્રેજ લોકના મસર્ગની અસર આર્યલોકોના સમાગમ જેટલી પ્રબળ અને વિશાળ છે, તેથી સર્વત્ર શાંતિ અને સહીસલામતી માલમ પડે છે, અને બીજા દેશો સાથે આપણો સંબધ પાકો તાજો થયો છે. પૃથ્વી ઉપર આર્થિક કે જ્ઞાનના જે પ્રવાહ વહે છે તેની અસર હિંદમા પણ સાથે સાથે થતી જાય છે

અંગ્રેજી સામ્રાજ્યના પરિણામે જુદી જુદી જાતિઓ અને ધર્મનું સંગઠન થવા લાગ્યુ છે. (આ ક્રિયા હમણાજ શરૂ થઈ છે) અને તથા સામાજિક સરખામણી અને વિચારની એકતા પણ થવા લાગી છે. અંગ્રેજ લોકોનું અનુકરણ કરવાથી આપણા લોકોમા પ્રગતિનો જુસ્સો પેદા થયો છે, અને તેઓ વધારે સારો આદર્શ રાખી તેને ફળીભૂત કરવા પ્રયત્ન કરે છે. જોકે મોએથી આપણે યુરોપીય સંસ્કૃતિનો અસ્વીકાર કરીએ છીએ અને આપણી પ્રાચીન ભાવનાઓ અને સંસ્થાઓને સન્માન આપીએ છીએ તોપણ વહેવારમા તો આપણે એમનો પ્રગતિનો સિદ્ધાંત સ્વીકાર્યો છે.

હાલમાં સામાજિક સેવાની જુદી જુદી પ્રવૃત્તિઓ ચાલી રહી છે અને તેથી રાજ્યવહીવટમાં વિશેષ કુશળતા અને પ્રમાણિકપણું જોવામાં આવે છે. ૧૯મા સૈકાનું પુનરુજીવન એ બ્રિટિશ રાજ્યનો આપણને મોટો લાભ છે. શરૂઆતમાં તો બુદ્ધિના પ્રદેશમાં એટલે જ્ઞાનની જાગૃતિ આવી હતી. તેની અસર આપણા સાહિત્ય, કેળવણી, વિચાર અને કળા ઉપર થઈ હતી. પછીથી નૈતિક બળ તરીકે તેની અસર આપણી સમાજ અને આપણા ધર્મ ઉપર થવા લાગી હતી. અત્યારે આપણા દેશની આર્થિક સ્થિતિ સુધારવાના યત્ન હાલના જમાનાને અનુસરી કરવામાં આવે છે. અંગ્રેજી કેળવણીના ઈતિહાસના જુદા જુદા તબક્કામાં જે ફેરફાર થયો હતો તેની અસર આપણા દેશના સાહિત્ય ઉપર જોવામાં આવે છે. તે વખતે આપણું સાહિત્ય અંગ્રેજી સાહિત્યના ધોરણ ઉપર રચાયું હતું, એટલે અંગ્રેજી પુસ્તકનો તરજુમો, અનુવાદ અથવા રૂપાંતર કરીને દેશી સાહિત્ય ઉત્પન્ન કરવામાં આવ્યું હતું. પછીથી વિદેશી સાહિત્યનું રહસ્ય બરાબર સમજી તે જીવનમાં ઓતપ્રોત થઈ ગયું, તોપણ આપણું નૈસર્ગિક તત્ત્વ તેમા સ્પષ્ટ માલમ પડતું હતું. હવે આપણા સાહિત્યમાં સરળતા, વિવિધતા, અને સ્વાભાવિકતા જોવામાં આવે છે. કેળવણીથી આપણામાં દેશાભિમાનનો જુસ્સો ઉત્પન્ન થયો છે અને પ્રાચીન ભાવના માટે આપણામાં માન ઉત્પન્ન થયું છે. વેદ અને બૌદ્ધ સમયનાં તેમજ હિંદુસ્તાનના પ્રાચીન સાહિત્યો જે લાંબા વખત સુધી ગુમ થએલાં જણાતાં હતા અથવા તેનું વિસ્મરણ થઈ ગયું હતું તે હવે આપણે પાછું પ્રાપ્ત કર્યું છે. આપણું જીવન તથા ધર્મના સિદ્ધાંત અને કર્મકાંડને આપણે કેળવણીને લીધે નવી દૃષ્ટિથી જોઈએ છીએ. સમાજસુધારણા માટે આપણામાં તીવ્ર ઇચ્છા પ્રગટી છે; પણ સાથે સાથે પ્રાચીન મત તરફ પ્રત્યાઘાતરૂપે લોકોનું વલણ જોવામાં આવે છે. ઇ. સ. ૧૮૨૮ ની સાલથી બ્રાહ્મસમાજનો વિકાસ, આર્યસમાજ જેવી હિંદુધર્મની પુનરુત્થાનરૂપ સંસ્થાઓ, રાજકીય પ્રશ્નની ભિન્ન ભિન્ન અવસ્થાઓ જેમાં બરાબર સામાજિક સમાનતા એ મુખ્ય બાબત છે તે, આપણા હુન્નરઉદ્યોગ, કળા, વેપારમાર્ગો, નાણાવટાનું આધુનિક સ્વરૂપ—આ બધાં હિંદી પુનરુત્થાનનાં પરિણામ છે. ઉપરની હકીકત ઉપરથી આપણને ભવિષ્ય તરફ નજર કરવાની જરૂર છે એમ માલમ પડે છે અને તેની સાથે પ્રગતિ માટે સંપૂર્ણ શ્રદ્ધા હોવાની જરૂર છે. ફક્ત પ્રાચીન કાળનું સ્મરણ અને મનનને બદલે ખરી રીતે આપણે આપણી સ્થિતિ સુધારવાને માટે નવીન બળ કે તત્ત્વો આપણા જીવનમાં ઉતારવાં જોઈએ.*

---

* આ ઉપરથી તૈયાર કરેલો કાળદર્શક તક્તો વિદ્યાર્થીને ઉપયોગી થઈ પડશે.

# કાવ્યશિક્ષણની નોંધ

## ધોરણ ૭ મું

વિષય.—કવિતા

હેતુ.—રસવૃત્તિ કેળવી "ગૃહ કોકિલા" નામના કાવ્યનું વાચન કરાવવાનો

સાધન.—કવિ નરસિંહરાવની છબી  સમય, ૫૦ મિનિટ

| મુદ્દા | શૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|
| આરંભ<br>અ વ્યવસ્થા<br>બ પૂર્વાપર સંબંધના પ્રશ્નો | વર્ગને વ્યવસ્થિત કરવો.<br><br>"પેલું બકરી કેરૂં બાળ" કવિતા કોણે લખી છે? એ કવિની બીજી કોઈ કવિતા તમે વાચી છે? કઈ કઈ?<br><br>જ. "અહિંયાં સહસ્રલિંગ તળાવ વિશાળું હતુ' હા. આ ઉપરાત કવિશ્રીએ બીજી ઘણી કવિતાઓ લખી છે. (નામો કા.પા. ઉપર લખવા.) | "મધ્ય રાત્રિએ કોયલ"<br>"ચંદા" |
| કવિનું ઓળખાણ | આ નામો ઉપરથી કવિને કેવા કાવ્યો લખવાનો શોખ હોય એમ દેખાય છે?<br>આ કવિશ્રી નરસિંહરાવ કુદરતની ખુબીઓના કાવ્યો ઘણા સરસ લખે છે. ટુંકાં ટુંકા ને સુદર રીતે ગવાય એવા કુદરતના વર્ણનનાં કાવ્યો આ કવિશ્રીએ આપણને ખૂબ આપ્યા છે. તમારે કવિની છબી જોવી છે? તે બતાવવી.<br>એઓશ્રી મુંબઈ પાસે વાદરા ગામમાં રહે છે. એમનો બંગલો છેક દરીઆ કિનારે છે. પાસે સુંદર વૃક્ષોની ઘટા છે. ત્યાં બંગલામા બેઠે બેઠે કવિ, કોઈ વખત દરીઆને ઓજે નાચતુ ચંદ્રનું પ્રતિબિંબ, તો | |

કોઈ વખત દરીઆમાં રમતાં તારકવૃંદ નિહાળે છે. કોઈ કોઈ વાર સમુદ્રની ઉછળતી-છોળોની સાથે એમના હૃદયમાં કાવ્યો ઉછાળા મારે છે. એમના વિચારવંત મનમાં અનેક પ્રશ્નો ઉઠે છે ને પાસેની ઘટામાંથી આવતા કોયલના ટહુકામા કવિહૃદય એ પ્રશ્નોના જવાબ સાભળી ગુંજી ઉઠે છે ..

કાવ્યનું વાચન — (પુસ્તક ઉઘડાવી શિક્ષક કાવ્યનુ વાચન શરૂ કરે છે.)

ગૂઢ કોકિલા

તિમિર તારક સર્વ ગયા શમી,
ઉઠી ઉષા કંઈ કેશ સમારતી,
શશિકલા ગગનાઙ્ગણમા રમી,
નવલ શુક્ર શું પ્રેમથી લાડતી.
ઇત્યાદિ.

અગીઆરે કડીનું રાગ સાથે વાચન કરવું. એ કડી ગાતાં ગાતાંમાં તો વર્ગ સાથે થઈ ગાવા લાગશે. તેને રોકવો નહિ.

આ પ્રમાણે વાચી રહ્યા પછી અડધી મિનિટ થોભી પૂછવું કે ફરી વાંચી સંભળાવું? (ભાષા અઘરી છે માટે માગણી થશે)

બાળકોનું વાચન — બીજી વાર પણ પ્રથમની માફક વાચન કરવું. પછી વિદ્યાર્થીઓને મનમાં આખું કાવ્ય વાંચી જવા કહેવુ

તાત્પર્યાર્થના પ્રશ્નો ને સમજુતી — કવિના મનમાં શા શા પ્રશ્નો ઉઠે છે? (બાળકો ગુંચાય તો પ્રશ્નોવાળી લીટીઓ ગાઈ બતાવવી.)

આ પ્રશ્નોના જવાબ કોણ આપે છે?

શા જવાબ આપે છે?

એ કયા બેઠી બેઠી ટહુકે છે? કવિ એને જોઈ શકે છે? કવિએ કાવ્યનું નામ શા પરથી પાડયુ હશે?

કોયન કવિને ખરખર જવાબ આપતી હશે? ત્યારે કવિ એમ કેમ કહે છે? (કવિના મનમા વિચાર આવે છે તેજ સમયે ટહુકા થાય છે તેવી કવિ કલ્પના કરે છે શકુંતલાને રજા આપતી કોયલનો પ્રસગ યાદ દેવડાવવો —

શુ શુ મેળવવાની ઇચ્છા કવિને ગર્ત ય પથમા દોરે છે? તેમા કવિને શો સ દેહ પડે છે?

પરભૃત શો જવાબ આપે છે? કયા લેખો ઉકેલવાની કવિને ઇચ્છા થાય છે? એ લેખો કયા અને શા વડે લખાયલા કવિ કલ્પે છે? પરભૃત શો જવાબ આપે છે? એના જવાથી કવિના હૃદયમા ઘા પડયા છે? એ ઘા મટવાથી કવિના મનમા શો પ્રશ્ન ઉઠે છે?

કોકિલા શો જવાબ આપે છે? ત્યાણ કવિના ચિત્તને ભ્રમણે ચગાવે છે? કવિનુ હૃદય આતુર શાથી બને છે? કવિનો આત્મા શાને માટે નમે છે? એ વિશે કવિના મનમા શો પ્રશ્ન ઉઠે છે? કોકિલા જવાબમા શુ કહે છે? કવિના મનમા આ પ્રશ્નો ક્યા સમયે ઉઠે છે?

આ ઉપરથી જાણ્યુ કે સવારના સમય છે?

('તિમિર તારક સર્વ ગયા ગમી" વગેર એક ફરી ફરી વાચી સભળાવવી આ ચાર લીટીમા કોઈ અગર શબ્દ તમને ન આવડતો હોય તો પૂછો એ સૂચના આપવી)

આદિત્ય તિમિર, એટલે?

સાભળો: પોતાના ભાઈઓને પોતાની નામે યુદ્ધમા લડવા તૈયાર થએલા જોઈને અર્જુનની આંખે તિમિર વળ્યાં. તિમિર એટલે?

તિમિર, અંધારું.

બીજા શબ્દો પૂછવામા આવે તો આ પ્રમાણે સમાધાન કરી, કા.પા. ની અંદર લખી પ્રશ્નો આગળ ચલાવવા.

શુ શુ શમી ગયું? તેજ સમયે સામેથી કોણ ઉઠયુ? એને શુ કરતી કલ્પી છે? શેને ઉષાના કેશ કલ્પા છે? એ કેવી સ્થિતિમા હતા?

એણે ઉઠીને તરત શુ કરવા માડયું?

ઉંઘી ઉઠયા પછી છોકરીઓના વાળ કેવા થઈ જાય છે? છોકરીઓ વાળને શું કરવા બેસી જાય છે?

અહીં ઉષાના કિરણો પણ ચોતરફ ફેલાયા હતા તે ધીમેધીમે બેસી જવા લાગ્યાં

શુક્રયુ પ્રેમથી કોણ લાડતું હતુ? ક્યાં આગળ? તમે શુક્રનો ગ્રહ જોયો છે? એનું તેજ કેવું હોય છે?

[ શિક્ષક ઉમેરે—પૃથ્વી ને સૂર્યની વચ્ચે છે. સવારે પૂર્વમાં અને સાંજે પશ્ચિમમાં ઉગે છે. થોડા દિવસ પૂર્વમાં ઉગ્યા પછી દેખાતો બંધ થઈ પશ્ચિમમાં ઉગે છે.] એને નવવ શુક્ર કેમ કહ્યો હશે?

શશિકલા ક્યાં ઉગી હતી? કઈ દિશામાં?

કોની સથે લાડ કરતી હતી? શુક્રની જાતિ કઈ? શશિકલાની શી જાતિ?

કવિના મનમાં આ બે માટે શો વિચાર હશે?

આ પ્રમાણે બીજી કડીના પ્રશ્નો યોજવા.

તમે આ દેખાવનું વર્ણન કરો જોઈએ?

તારાઓ અને રાતનું અંધારૂં શમી ગયાં છે. પૂર્વમાં ઉષાનાં કિરણો આછાં દેખાય છે.

આકાશમાં ચંદ્રની કલા શુક્રના તારાની પાસે શોભી રહી છે. તે જાણે તેની સાથે પ્રેમથી રમતી હોય એવી દેખાય છે. પોતાનું કઠોર બોલવું બંધ કરી ઘુવડ વનમાં સંતાઈ ગયાં છે ને આંબાની ડાળીઓમાંથી કોયલ અમૃત વરસાવી રહી છે.

આ દેખાવ તમારી સ્લેટમાં ચીતરો જોઈએ.

ગ્રે. રા. ટ્રે. કૉલેજ, અમદાવાદ. } રણજીતભાઈ દેરાસરી

## ખોરાકનું સત્ત્વ

વંશપરંપરાથી ઉતરી આવેલા સંસ્કાર અને પરિસ્થિતિ એ બે બળવડે મનુષ્યનું જીવન ઘડાય છે. જાતીય સંસ્કારનાં કારણો હાલનાં સુપ્રજનનશાસ્ત્રના કાબુમાં સારી રીતે આવ્યાં છે અને વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિમાં તેને લીધે સારૂં પરિણામ આવ્યું છે. એજ નિયમોનો ઉપયોગ મનુષ્યના જીવનમાં કરવામાં આવે તો તેમાં થોડી ઘણી ફતેહ મળે એમ આશા રહે છે; પણ આ નિયમો હજુ બરોબર રીતે સિદ્ધ થયા નથી.

સજીવનપિંડ જે વખતે અતિ સુકુમાર અવસ્થામાં અને ઇન્દ્રિયવિકારને અતિ વશ હોય છે તે વખતના આજુબાજુના સંજોગો અથવા પરિસ્થિતિ તેના ઉપર દઢ અસર કરી શકે છે, તેથી તેવા સંજોગો ઉભા કરવા આપણા હાથની વાત છે. વ્યક્તિગત જીવનનું ભાવિ સ્વરૂપ

ઘડવામાં પ્રથમના સંજોગો પછીની પરિસ્થિતિ કરતાં દસગણી વધારે સચોટ અસર કરે છે; એટલા માટેજ ગર્ભધારણ સમયથીજ માતાના ખોરાક માટે સારી સંભાળ રાખવી જોઈએ અને જો તેમ થાય તોજ બાળકનામાં સાધારણ રોગો સામે ટક્કર ઝીલવાની શક્તિ આવી શકે. વસ્તુસ્થિતિ આમ છે છતાં બાળકના જન્મ પછીજ તેની સારવાર તથા સંભાળ રાખવામા આવે છે. આમ અમુક અમુક વખતેજ 'માતા' ની સારવાર તરફ ધ્યાન આપવામા આવે છે અને તે પણ ગર્ભધારણ સમયના પાછલા ભાગમાંજ. ગર્ભધારણની પ્રથમ અવસ્થામાં પરિસ્થિતિની અસર જો કે વધારે થાય છે તોપણ તેજ અવસ્થામાં ગર્ભની સંભાળ રાખવામાં આવતી નથી.

## આબોહવાને લગતી બાબતો

આ વખતે આબોહવા અને સારા પોષણની સારી અસર થાય છે. ખોરાકની બાબતમા તેમાના પોષકતત્ત્વોનું શાસ્ત્ર નીચેની બીના ઉપર ખાસ ધ્યાન ખેંચે છેઃ—

(૧) ખોરાકનાં રસાયણિક તત્ત્વો

(૨) તેનાં પોષકતત્ત્વોનો સંબંધ પ્રોટીન (પદાર્થો) અને ઉત્સાહજનક તત્ત્વે, જેવાં કે ખાંડ અને ચરબીનું પ્રમાણ.

(૩) શુદ્ધ અને સંપૂર્ણ એલ્બ્યુમીન તત્ત્વ

(૪) ખનીજ ક્ષારોનું પ્રમાણ

(૫) વિટેમીનનું પ્રમાણ

(૬) લોહીમાં શોષણ થવાથી તંતુઓ અને અવયવોની ક્રિયા પર અસર કરનાર પદાર્થોનું પ્રમાણ.

આ ખોરાકનાં મળ તત્ત્વો છે. પણ તેને લગતી એની બીજી પણ એક બાબત એ છે કે જે રસાયણિક પદાર્થ વિજ્ઞાનની કસોટીમાં આવી શકતી નથી. શરીરનું બંધારણ રચવામાં અને તેના વિકાસ કરવા માટે ખોરાકમાં જે શક્તિ હોય છે તે આ નહિ જણાએલું ખોરાકનું તત્ત્વ છે. એ તત્ત્વ તે ખોરાકનો પ્રાણ કે શક્તિ છે. નાનાં પ્રાણીઓ પર અનેક પ્રયોગો કર્યાથી જે પરિણામ આવ્યું છે તે પરથી આ વિચારને ટેકો મળે છે, અને તે નીચેની હકીકત પરથી વધારે વ્યક્ત થશે. મનુષ્યની વૃદ્ધિ અને વિકાસનો જે સૌથી અગત્યનો સમય હોય તે વખતે કેવો ખોરાક આપવો જોઈએ તે નક્કી કરવામાં તે પ્રયોગોનાં પરિણામ આપણને ઘણાં મદદરૂપ થઈ પડે તેમ છે.

## રાંધવાથી ખોરાકમાં થતો ફેરફાર

દાખલા તરીકે રાંધવાથી ખોરાકનું તત્ત્વ નાશ પામે છે, કારણકે ઉકાળબિંદુએ તેનું સત્ત્વ નષ્ટ થઈ જાય છે. કાચાં, ઈંડાં, તરકારી અને ફળફળાદિ કરતાં રાંધેલો ખોરાક ઓછો પોષક છે. તે પ્રાણીની વૃદ્ધિમાં થોડો ફાયદાકારક છે તેટલા માટે જઠરાગ્નિ પ્રબળ હોય તે વખતે રાંધેલો ખોરાક જેમ બને તેમ ઓછો ખાવો જોઈએ. બહુજ ગરમ કરવાથી દૂધનાં કેટલાંક તત્ત્વો નાશ પામે છે એટલું જ નહિ પણ ટુંક સમયમાં ઓક્સિજન તથા સૂર્યની ગરમીના સંબંધમા આવવાથી પણ તેમાં ફેરફાર જલદી થાય છે. થાનવાળાં પ્રાણીઓનુ દૂધ દોહીને થોડો પખત પ્રકાશ કે હવામાં રાખવામાં આવે તો તેનામા અને બાળકે માને ધાવીને મેળવેલાં દૂધના તત્ત્વોમાં ઘણો ફેર પડી જાય છે. જોડીઆં બાળકોમાંથી એક બાળકને માનું દૂધ ધાવવા દેવામાં આવે અને બીજાને તેજ માનું દૂધ કૃત્રિમ સાધનોથી બહાર કાઢીને પણ વધારે પ્રમાણમાં આપવામાં આવે તો માને ધાવીને ઉછરતું બાળક બીજાના કરતાં વધારે સારી રીતે વૃદ્ધિ પામે છે.

નિઃસત્ત્વ થઈ ગએલા એકજ જાતના ને સરખા વજનના અનાજ પર ઉછેરવામાં આવેલાં મરઘીના બચ્ચા કરતાં ખેતરમાં ઉગાડવામાં આવેલા અમુક વજનના દાણા પર જીવન ગુજારનાર બચ્ચાં વધારે મજબુત બન્યાં હતાં, અને વધારે સારી રીતે વિકાસ પામ્યાં હતા, તેમજ વધારે જોસથી રોગો સામે તે ટક્કર ઝીલી શકતાં હતા. કુદરતી રીતે મૂકાએલાં ઈંડાં પર જીવનાર ઉંદરો કૃત્રિમ રીતે મરઘીથી નીપજાવેલ ઈંડાં પર જીવનાર કરતાં વધારે બળવાન થાય છે. વળી સૂકું ઘાસ ખાતી ગાયોના દૂધ પર ઉછરેલા ઉંદરો, વસંત ઋતુનું લીલું ઘાસ ખાધેલી ગાયોના દૂધ પર ઉછરેલા ઉંદરો કરતાં કમ તાકાતવાળા તથા સત્ત્વહીન માલમ પડયા હતા.

### ચેતનયુક્ત ઈંડાં વધારે પોષક છે.

આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે ધાવવાથી મળેલું દૂધ, ઉગાડવામાં આવેલું અનાજ, કુદરતી રીતે મૂકાએલાં ઈંડાં, અને વસંતનું લીલું ઘાસ ખાઈને રહેનાર પ્રાણીઓનું દૂધ તેમાં રહેલાં સારાં પોષાકતત્ત્વોને લીધે નિઃસંશય વધારે અગત્યનો ખોરાક થઈ પડે છે. ઉપર જણાવેલી હકીકત કરતાં વધારે અગત્યની બાબતનું ખોરાક વિષે જે સંશોધન થયું છે તે નીચેની બીના પરથી સ્પષ્ટ થશેઃ—

જે ખોરાકમાં વધારે વાનીઓ હોય છે તેમાંથી મેળવેલાં તત્ત્વો, તેટલાજ વજનની થોડીજ વાનીમાંથી મેળવેલાં તત્ત્વો કરતાં વધારે પોષણ

આપનાર હોય છે. દાખલા તરીકે, એક રતલ નાના નાનાં ઈંડાં તેટલાજ વજનના ૭ મોટાં ઈંડાં કરતાં વધારે પોષક નીવડે છે. એક રતલ વજન જેટલા હજારો નાના દાણાઓ તેટલાજ વજનના મોટા દાણાઓના કરતાં શરીરમાં વધારે માંસ ઉત્પન્ન કરે છે. તાજો અને કુમળો ખોરાક વાસી અને પાકટ ખોરાક કરતાં વધારે પૌષ્ટિક છે. સરખા વજનની અને એકજ પ્રકારના રસાયણિક તત્ત્વોવાળા બે માંસપિંડ છે કે એક નાના પ્રાણીમાંનો અને બીજો મોટા પ્રાણીનો—તો તેમાં નાના પ્રાણીમાંથી બનેલા માંસપિંડમા વધારે પોષકતત્ત્વ હોય છે અને શરીરની વૃદ્ધિ કરવામા તે વધારે બળપ્રદ હોય છે. ઘણીજ વાનીઓનો બનેલો ખોરાક એકજ વાનીના ખોરાક કરતાં વધારે પોષણ આપનાર નીવડેછે. તરેહવાર જાતના એક ટન વજનના ઘાસથી જેટલુ માસ પેદા થાય છે અને દૂધ મળે છે તેનાથી એકજ જાતના એક ટન ઘાસથી ઓછું માંસ અને દૂધ મળે છે.

પાનખર અને વસંતઋતુ પહેલા ઘાસ પર રહેલા જનાવરના બે ટોળામાંનું બીજું ટોળું પહેલા કરતાં ખાઈ પી હૃષ્ટપુષ્ટ બને છે એટલુંજ નહિ પણ સ્નાયુના બંધારણ માટે જોઈતા પોષક તત્ત્વોથી ભરપુર તે દૂધ આપે છે. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે ચોમાસાના તાજા ઘાસચારામા જમીનનો ઘણોખરો કસ હોય છે ને તેનાજ પરિણામરૂપ તે મોસમમાં મળતા દૂધમા વિશેષ ચેતન જણાય છે.

### સ્નાયુચેતનાનું રહસ્ય

પોષકતત્ત્વ સંબંધી નવા શોધાએલા સિદ્ધાંતો તેમજ ખોરાકને લગતા ઉપર જણાવેલા વિચારો ધ્યાનમાં લેતા ગર્ભધારણ સમય દરમિઆન કઈ જાતનો ખોરાક અનુકૂળ આવશે તેનો નિર્ણય લગાડે મુશ્કેલીભરેલો નથી. ગર્ભપિંડ તે વખતે બહુજ કોમળ અને લાગણીવાળો હોવાથી તે સમયનો ખોરાક સ્નાયુનો સારો વિકાસ અને તેની ઘણી વૃદ્ધિ કરે તેવા તત્ત્વોનોજ હોવો જોઈએ. જો તે પ્રમાણે ખોરાક આપવામાં આવે તો સ્નાયુની સારી વૃદ્ધિ થાય છે તે નિઃસંશય બાબત છે.

(ઇટાલિઅન ડૉ. ટલારીકોના ભાષણના અંગ્રેજી લેખ પરથી)

ગ્રે. શ. ટ્રે. કોલેજ, અમદાવાદ. } મણિલાલ મલુકચંદ પરીખ

# ભૂગોળ શિક્ષણ

## ધોરણ ૭ મું

### કેપટાઉનથી કેરોની મુસાફરી

પાઠનો હેતુ—કલ્પનાશક્તિ કેળવી ગેરી હુવર સાહેબ સાથે તેમની મોટરમાં કેપટાઉનથી કેરો કાલ્પનિક મુસાફરી કરવાનો.

સાધન—કેટલાંક ઉપયોગી ચિત્રો, નકશાની ચોપડી, વિદ્યાર્થીઓના પોતાના દોરેલા નકશાઓ. (જેમ જેમ મુસાફરી આગળ વધે તેમ તેમ માર્ગ અને સ્થળો વિદ્યાર્થી પોતાના નકશામાં નોંધતા જાય.)

**આફ્રિકા અંધકારમય ખંડ**—આફ્રિકા કેવો ખંડ કહેવાય છે? અંધકારમય શા માટે? એ પ્રશ્નોથી જિજ્ઞાસા ઉત્પન્ન કરી કહેવું કે ઘાડાં જંગલ, જંગલી મનુષ્યો, જંગલી પ્રાણીઓ, રસ્તાની હાડમારી વગેરે કારણોને લીધે અંધારામાં રહેલો પ્રદેશ છે. સરોવરના પ્રદેશમાં રેલ્વે નથી એ હકીકત નકશામાંથી શોધાવવી.

**અંધકારમય પ્રદેશમાં ડોકીઉં કરી કેપથી કેરો મુસાફરી કરવાની ઉત્તેજના**—આજથી આશરે ૩૦ વર્ષ પર સેસિલ રહોડ્સ સાહેબે કેપથી કેરો રેલ્વે બાંધવાની કલ્પના કરેલી પણ હજુ સુધી રેલ્વે થઈ નથી એ વાત કહીને ગયા ફેબ્રુઆરી માસમાં ગેરીહુવર સાહેબ કેપટાઉનથી કેરો મોટરગાડીમાં મુસાફરી કરી આવ્યા છે, તેમની સાથે કાલ્પનિક મુસાફરી કરવા વિદ્યાર્થીઓને તૈયાર કરવા.

**મુસાફરી માટે તૈયારી**—નકશાના અવલોકન પરથી, ૮૦૦૦ માઇલની મુસાફરી કરવાની છે, મધ્યના અજાણ પ્રદેશમાંથી, જંગલોમાં થઈને અતિ વરસાદવાળા પ્રદેશમાં થઈને જવાનું છે, માટે તંબુ, દવા, મચ્છરદાની, બંદુક, પીસ્તોલ, કેમેરા, ખોરાક, એ સાધનો સાથે રાખવાનાં છે એ વિદ્યાર્થી સાથે ચર્ચા કરીને નક્કી કરવું.

વરસાદની મોસમમાં ઘણી મુશ્કેલી પડે તેનો અનુભવ લેવા ફેબ્રુઆરિ મહીનામાં મુસાફરી શરૂ કરી. આપણે ત્યાં ફેબ્રુઆરિમાં શિઆળો હોય છે તે વાત કઢાવી આફ્રિકાની ઋતુઓ વિષે નવા પાઠનાં બીજ રોપી બીજા પાઠની તૈયારી કરવી.

**કેપટાઉનથી જોન્સબર્ગ**—કેપટાઉન શહેરના દેખાવનાં ચિત્રો ભીંત પર મૂકવાં કહી નકશામાં કેપટાઉન મૂકાવવું અને જોન્સબર્ગ શોધા-

## કેપ ટાઉનથી કેરો સુધીનો જમીનનો માર્ગ.

વળુ નકશા પરથી આશરે એ બે શહેર વચ્ચેનુ અંતર (૧૦૦૦ માઈલ) કઢાવવુ આ મુસાફરીમા બહુ હાડમારી ન પડે એ હકીકત નકશાના અવલોકન પરથી કઢાવવી

જોન્સબર્ગમાં આવેલી સોનાની ખાણોની વાત કરી સોનું લેવાની લાલચમાં ન રહેતાં આગળ મુસાફરી કરવાને ઉત્સાહ આણવો.

**જોન્સબર્ગથી બુલવાયો**—મુસાફરીનું વર્ણન આગળ ચલાવવું અને તેમાં અહીંથી સારા રસ્તા નથી, ઝાડીવાળો ભાગ છે, લિંપોપો નદી આવે છે, રહોડેશિઆ પ્રાંતમા મુસાફરી થાય છે, અને બુલવાયો શહેરથી વાકું જંગલ શરૂ થાય છે એ બધી હકીકત આણવી. આ બધાં સ્થળો નકશામાં શોધાવવા અને પોતાના નકશામા મૂકાવવા.

**વિક્ટોરિઆ ધોધ**—બુલવાયો શહેરથી ૩૦૦ માઇલ છેટે દુનિયામા જાણીના વિક્ટોરિઆ ધોધ આવ્યા છે, એ વાત કહી વિક્ટોરિઆ ધોધનું વર્ણન આપવું, અને ધોધનું રૂપરેખા ચિત્ર પાટીઆમા દોરવું અને બીજાં ચિત્રો જોવા આપવા. ધોધના વર્ણનમા નીચેની હકીકત લાવવી. એ ધોધ ઝામ્બેઝી નદીમા છે. સને ૧૮૫૫ મા લિવિંગસ્ટને પહેલ વહેલો એ ધોધ જોયો. દેશી લોકોએ એને 'ગર્જના કરતા ધુમાડા' એવા અર્થવાળું નામ આપ્યું છે. પાચ ૭ માઇલ દૂરથી પાણીની વરાળના ગોટેગોટા આકાશ સુધી પહોચતા દેખાય છે. દશ માઇલ દૂરથી ધોધનો અવાજ સંભળાય છે. પાસે જતાં કાન બહેર મારી જાય એટલો અવાજ થાય છે. પાણી પર ફીણના ગોટા, મેઘધનુષ્યના દેખાવો, આસપાસની ૩૦૦, થી ૪૦૦ ફુટ ઉંચી ભેખડો અને તે પરની ભાતભાતની વનસ્પતિ અને તેની વચ્ચે વચ્ચેથી દેખાતી લાલ રંગની જમીનનું વર્ણન કરવું. નાયગરા ધોધની સાથે સરખામણી કરવી.

વિક્ટોરિઆ ધોધ ૪૨૦ ફુટ ઉંચો, ૧ માઇલ પહોળો.

નાયગરાનો ધોધ ૧૫૮ ફુટ ઉંચો, ¾ માઇલ પહોળો. ઉંચાઈ અને પહોળાઇનું ભાન કરાવવા માટે જાણીતાં દષ્ટાંતો આપવાં.

## વિક્ટોરિઆ ધોધથી ટાંગાનિકા સરોવરને રસ્તે

આ પ્રદેશમાં (નકશામા બતાવી) છેક મદરાસના રાજ્ય સુધી પુષ્કળ વરસાદ પડે છે કહી, ૩ મહીનામાં ૧૦૦ ઇચ ભગસરી વરસાદ પડે છે કહેવું. (૧૦૦ ઇચ વરસાદનો ખ્યાલ આપવો.)

આ ભાગના વર્ણનમા કાપવાળી જમીન, કઈ જગાએ ખુંચી જવાય તેનું ઠેકાણું નહિ, એ હકીકત લાવવી અને મોટર માટે ઝાડનાં ડાળાં

કાપી રસ્તાઓ બનાવવાની મુશ્કેલી વર્ણવવી. મદદમા અહીંના દેશી લોકો મળી શકે છે તે કહેવું. દેશી લોકોના પોશાકનું વર્ણન કરવું. ૧ ચમચો મીઠું લઈ એક માણસ આખો દિવસ મજુરી કરવાનું માથે લેછે કહી તેમને મીઠું બહુ ભાવે છે તે બાબત પર લક્ષ ખેંચવું. આજ રસ્તે લિવિંગ્સ્ટન સાહેબ મરણ પામ્યા હતા તે કહેવું. વરસાદ ઘણો પડે છે અને વારંવાર મોટર ખુંચી જાય છે તેને કાઢવાનું કંટાળાભરેલું કામ માથે આવી પડે છે.

એ કામના કંટાળાનો થાક ઉતારવા પાસેના જંગલમાં શિકાર રમવાની મજાનુ વર્ણન કરવું. શિકારમા હરણ, હાથી, વગડાઉ ભેંસ, ગેંડા વગેરે પ્રાણી મળી આવે છે. સિંહ ઘણા વસે છે. ચિત્તાનો ભય છે એ બધી હકીકત કહેવી.

**ટંગાનિકાથી નૈરોબી** (કેનિઆ સંસ્થાનમાં)—આ પ્રદેશની જમીન કાળી, અને કહોવાણવાળી છે તેથી કપાસને માફક આવે છે, અહીંનાં જંગલોમા સિંહ પુષ્કળ વસે છે તેનો ખ્યાલ આવવા એક બે પ્રસંગના વર્ણન આપવા–(૧) એક વખત રાતે ખુંચેલી મોટર કાઢતા હતા એટલામા સિંહની ભયંકર ગર્જના સાંભળી. આસપાસ જોયું તો સિંહનું ટોળું ધીમે ધીમે છેક મોટર નજીક આવતું ભાળ્યું. કુંવર સાહેબે બંદૂક હાથમાં લીધી પણ બીજજ ક્ષણે બંદૂક મૂકી દીધી અને મોટરના દીવા બુઝાવી નાખ્યા, અને બહાદુરી કરતાં ડહાપણથી સિંહના ભયમાંથી ઉગર્યા. (૨) કેનીઆ સંસ્થાનમા યુગાન્ડા રેલ્વે બંધાઈ ત્યારે ઘણા મજુરોના અને એન્જીનીઅરોના સિંહે જાન લીધા હતા.

પર્વતોના દશ્યમા કીલીમાનઝારોનું વર્ણન કરવું અને તેની સરખામણી એવરેસ્ટ સાથે કરવી. કીલીમાનઝારો ૨૦૦૦૦ ફૂટ ઉંચો છે અને એવરેસ્ટ ૨૯૦૦૦ ફૂટ છે. અહીં મળતા ગોરિલા અને ચિમ્પાન્ઝી જાતના વાંદરોનું વર્ણન કરવું. તેમનો શરમાળ સ્વભાવ અને માણસના જેવી ખરડાની કરોડ અને હાથ પગનો ઉપયોગ વિદ્યાર્થીના ધ્યાન પર લાવવાં.

**નૈરોબીથી ખાર્ટૂમ**—મોટર ચાલી શકે નહિ એવો છીછરાં પાણીનો પ્રદેશ તેથી નીલ નદીમાં હોડી મારફતે મુસાફરી કરવાની જરૂર જણાવવી. નદીમાંથી આસપાસના દશ્યનું વનસ્પતિમાં ફક્ત પેપાઈરસ ઘાસ જ્યા ત્યાં નજરે આવે તેનું, થોડે થોડે અંતરે આવતા ટાપુઓનું

અને તેમાં વસતા મનુષ્યાહારી જંગલી મનુષ્યોનું વર્ણન કરવું. એ લોકોના દાંત ઘસીને અણીવાળા કરવાની રીત પર લક્ષ ખેંચવું. તેમની મુસાફરોને થતી કનડગત કહેવી.

**ખાર્ટુમથી કૈરો**—અહીંથી બે રસ્તા છે. એક નદીની સાથે સાથે અને બીજો નદીની ડાબી બાજુએ આવેલા રણમાં ઊંટનો માર્ગ. મોટર માટે નદીની ખીણના માર્ગની પસંદગી. રસ્તે આવતા ખડકોનું વર્ણન કરવું. એક ખડક ઉપરથી ઉતરી બીજા ખડક પર મોટર ચઢાવવાની મુસ્કેલીનું વર્ણન આપવું. ખડકોમા ભૂલા પડવું અને બર્બર જતા આરબ વેપારીઓનું મળવું. જેમ તેમ વેપારીને સમજાવ્યા ત્યારે તેમણે રસ્તો બતાવ્યો. તેમની સાથે વાત કરતાં પડેલી ભાષાની મુસ્કેલી જણાવવી. આ રણના રસ્તે કૈરો પહોંચવું. કૈરો શહેરના દેખાવોના ચિત્રો બનાવવાં.

**કૈરોથી કેપટાઉન પાછા આવવું**—પાછા ફરતી વખતે ગુલર સાહેબે આગળથી ૪૦ દિવસે કેપટાઉન પહોંચી જવાનું નક્કી કર્યું. જોન્સબર્ગમાં તેમને મળવા આવેલા તેમના મિત્રો અને શહેરના લોકોનું વર્ણન કરવું. કેપટાઉન ધારેલા વખત કરતા ફક્ત ૨૭ મિનીટ મોડા પહોંચ્યા.

રેલ્વે કરતાં મોટરનો રસ્તો બાંધવો સહેલો છે એ વાત મુસાફરીના પરિણામમાં નક્કી થાય છે તે વિદ્યાર્થી સાથે ચર્ચા કરી કઢાવવું.

આફ્રિકાને લગતાં ચિત્રો વિદ્યાર્થીઓને જોવા સૂચવવાં. ચાલતા પાઠે નોંધ કરતાં પાઠને અંતે કાળા **પાટીઆમાં નોંધનું સ્વરૂપ નીચે પ્રમાણે ઘડાશે:—**

**આફ્રિકા**—અંધકારમય ખંડ, (૧) રસ્તા ન મળે એવાં ઘાડાં જંગલ, (૨) જંગલી મનુષ્ય અને ઘાતકી પ્રાણી.

**ગેરીગુલર સાહેબની કેપથી કૈરો મુસાફરી**—કેપથી કૈરો ૮૦૦૦ માઇલ.

**તૈયારી**—તંબુ, દવા, મચ્છરદાની, બંદુક, પીસ્તોલ, કેમેરા, ખોરાક.

**જોન્સબર્ગ**—કેપથી ૧૦૦૦ માઈલ, રસ્તા સારા, સોનાની ખાણ.

**બુલવાયો**—લિંપોપો નદી, રૂહોડેસીઆ, **વિક્ટોરિઆ ધોધ**—ધોધનું રૂપેરી ચિત્ર. ધોધનું દેસિ નામ 'ગર્જના કરતા ધુમાડા' ૪૨૦ ફૂટ ઉંચાઈ, ૧ માઈલ પહોળાઈ. દેશીઓ ૧ ચમચો મીઠું લઈ આખો દિવસ મજુરી કરે છે, લિવિંગસ્ટોન-તેમનું મરણ.

**ટાંગાનિકા સરોવરનો પ્રદેશ**—શિકારમા હરણ, હાથી, વગડાઉ ભેંસ, સિંહ, ચિત્તા, ગેંડા, ગોરિલા ને ચિમ્પાન્ઝી વાદરા

**નૈરોબી**—કેનિઆ મસ્થાનમા, યુગાન્ડા રેલ્વે, કીલીમાનઝારો પર્વતનુ શિખર

**ખાર્ટુમ**—નીલ નદીમા થઈ હોડીમા મુસાફરી, મનુષ્યાહારી જગલી મનુષ્યો તેમના દાત

**કેરો**—ખાર્ટુમથી નીલ નદીની ખીણનો રસ્તો, જુના પડદુ, આરબ મુસાફરો અને ઘેર પહોંચવુ

આ મુસાફરીનો માર્ગ બતાવનારા આ સાથે આપેલો નકશો જોવો

પ્રેક્ટિસિંગ સ્કૂલ, ટી આર કૉલેજ } વ. દ. દેશાઈ
અમદાવાદ.

---

## ગુજરાતને નામ આપનાર ગુર્જરો

**ગુર્જર નામ અસલ જણાય છે**—ગુજરાતના ગુર્જરો હિંદુસ્તાનની પશ્ચિમ તરફથી આવેલા લોકો છે, એ વાત ચોક્કસ છે પણ એઓનુ ગુર્જર નામ તે લોક યા તાયફાનુ અસલ નામ છે કે? યા તેઓનુ અસલ નામ જુદુ હોય અને અહિંના લોકોએ તે નામ પાડ્યુ હોય તેમ છે કે? એવુ ધારવામા આવે છે કે એ તાયફાનુ અસલ નામ "ગુર્જર" નામને મળતુ કાઈ નામ હોય, પણ અહીના લોકોએ તેને પોતાના વિચાર મુજબ કાઈક મરડી મૂકી ગુર્જર બનાવ્યુ વાયવ્ય ખુણાના પ્રાંતોમા પણ ગુર્જરો છે ત્યાના લોકો પોતાની રીતીએ એ નામ **ગોચર** એટલે ગાયને ચરાવનાર એમ લે છે, સબબ કે ત્યા, તેઓના મોટા ભાગનો ધંધો ભરવાડી છે ત્યા તેઓ પોતાને કોઈ વખત રજપુત તો કોઈ વખત મહિર તોખમના જણાવે છે ત્યા તેઓએ એક જગ્યાને પોતાનુ નામ 'ગુજરાત' આપ્યુ છે

**ગુર્જરનામ શુ છે?**—આ ગુર્જર યા ગુજ્જર નામ શુ છે અને એઓ ક્યાના અસલ રહેવાસી હતા? એ બાબે હિંદુસ્તાન ઉપર નાનો મોટો હુમલો પાડનારા નીચના તાયફાઓના નામો લેવામા આવે છે, કે આ ગુર્જરો એઓમાથી એક હોય.

૧ કુશન, જેઓ મોટા યુએચી તાયફાના હતા અને જેઓ ઈ. સ પુર્વે ૧૦૦ થી ઈ સ. ૩૫૦ સુધીમા અત્રે આવેલા રહ્યા હતા

૨. કેડાર અથવા નાના યુએચી જેઓ ઇ. સ. ૩૯૦ થી ૫૦૦ સુધીમાં અત્રે દરોરો પાડી આવતા રહ્યા હતા.

૩. જુ જુ અથવા અપાર તાયફાવાળાઓ, જેઓ ઇ. સ. ૪૦૦ થી ૫૦૦ સુધી અત્રે આવતા રહ્યા હતા.

૪. ખઝર અથવા ગોરા હૂણલોકો, જેઓ મોટે ભાગે અને મોટી સંખ્યામાં ૪૫૦ થી ૫૫૦ સુધીમાં આવ્યા હતા. તે આગમચ પણ તેઓ કેટલીક સંખ્યામાં આવ્યા હતા.

૫. ગઝ ગઝ નામનો તાયફો જે ઇ. સ. ૯ અને ૧૦ મી સદીમાં આવ્યો હતો. આ તાયફો તે માનુચેહરના પેહેલવી પત્રોમાં જણાવેલો તુગઝગુઝ તાયફો છે.

૬. જ્યોર્જિઆ, જેનું ફારસી નામ ગુર્જીસ્તાન છે, ત્યાંથી આવેલા લોકો.

આ ૭ નામોમાથી બે નામોને વિચાર માટે વધુ હક છે. ૧. ગુર્જીસ્તાનના લોકો. ૨. ખઝર લોકો. તેથી એ લોકોના હક બાબે કાંઇક તપાસ કરીએ.

**ગુર્જરો હૂણ લોકનો એક તાયફો.**—વિન્સેન્ટ સ્મિથના કહેવા પ્રમાણે કેટલાક લેખોમાં અને પુસ્તકોમા હણ લોકોને ગુર્જરોની સાથે બોલવામાં આવે છે. આ ગુર્જરો અથવા ગુજ્જરો ઉત્તર હિંદુસ્થાનથી તે ગુજરાત સુધી પથરાએલા હતા. તેઓના વંશના ગુર્જરો હજુ ઉત્તર હિંદુસ્થાનમાં અને કાશ્મીરમાં વસે છે. તેઓનાં નામ ઉપરથી ગુજરાત અને ગુજરાનવાલા નામના મુલકો ત્યાં હજુ પણ જણાયલા છે. તેઓ પણ હૂણ લોકો માફક હિંદુસ્તાનમાં પશ્ચિમ તરફથી આવ્યા હતા અને તેઓ લોહીથી હૂણ હતા. એ ગુર્જરોએ રજપુતાનામાં પણ એક મોટું રાજ્ય સ્થાપ્યું હતું. તેની રાજધાની ભીન્માલ અથવા શ્રીમાલ હતી, જે આબુથી ઉત્તર પશ્ચિમે આસરે ૫૦ માઇલ દુર આવ્યું હતું. ભરૂચ તરફ પણ જે ગુર્જરોનું નાનું રાજ્ય બન્યું હતું, તે ગુર્જરો રજપુતાનાના ગુર્જરોની એક શાખા હતી. આ શાખાએ ઈ.સ. ની ૯ મી સદીમાં કનોજ છતી લીધું હતું. ગુર્જરો એક ભરવાડી તાયફા તરીકે જિંદગી ગુજારવા લાગ્યા પણ તેઓ સાથે સાથે ખેતી પણ કરતા. ઉત્તર હિંદુસ્તાનમાં જાટ અથવા જટ નામના લોકો છે, તેઓ પણ ગુર્જર લોકોના વર્ગના ગણાય છે. રજપુતાનાના પરીબ રજપુતો ખાસ કરી ગુર્જરો ગણાયા છે. એવું ધારવામાં આવે છે કે હૂણ તાયફાના ખઝર ટોળામાંથી ગુજરોનું મૂળ ઉતર્યું હતું.

આ ખઝરો આરમીનીઅનો અને જ્યોર્જિઅનોને મળતા હતા. ઇ.સ. ૩૧૨થી એ તાયફાવાળાઓએ કાસ્પીઅન સમુદ્રની ઉત્તરનાં ઉજડ મેદાનોમાંથી પશ્ચિમ ભણી કુચ કરી પોતાના સંસ્થાનો સ્થાપવા માંડયાં.

**હૂણ લોકોની ટુંકી તવારીખ**—આપણા દેશ સાથે ગુપ્તવંશના વખતથી એ હૂણ તાયફાના હુમલાઓની સત્તાવાર તવારીખ જોડાએલી છે, તોપણ એવું દીસે છે કે આ ગુપ્તવંશના વખતની આગમચ તેઓ અવારનવાર આ મુલક ઉપર હુમલો કરતા રહ્યા હતા. ગુપ્તવંશના વખતમાં તેઓનો આ દેશ ઉપર પહેલો હુમલો ઇ.સ. ૪૫૫ માં થયો હતો. ગાઝીપુરના જિલ્લામા આવેલાં ભીટારી ગામમાંના એક સ્તંભના લેખ ઉપરથી અને જુનાગઢના ગિરનારના પહાડ આગળના ખડકના લેખ ઉપરથી માલમ પડે છે કે સ્કન્દગુપ્ત રાજાએ તેઓને આ વખતનો પહેલો હુમલો અટકાવ્યો હતો. પણ છેવટે સ્કન્દગુપ્તની હાર થઈ હતી. આ અરસા દરમિઆન એ નાયફાવાળાઓ અવારનવાર ઇરાન ઉપર પણ હુમલો કરતા. ત્યાંની હારજીતની, તેઓના હિંદુસ્તાન ઉપરના હુમલા ઉપર પણ, નરમગરમ અસર થતી હતી. ઇરાનમા એ હૂણલોકોના હાથે ફીરોઝ પાદશાહની હાર આસરે ઈ.સ. ૪૮૪ મા થતાં, તેઓનું જોર વધ્યું. ત્યારપછી તેઓએ હિંદુસ્તાન ભણી વધારે જોર માર્યું. તેઓ પોતાના પાદશાહ તોરમાનની સરદારી હેઠળ આ તરફ આવ્યા અને તેમણે ફત્તેહ મેળવી. મધ્ય પ્રગણાઓમાં સાગર જિલ્લાના ખુરા તાલુકામાં એરાન નામની જગ્યાએ આ તોરમાન પાદશાહે પોતાનો એક લેખ કોતરાવેલો છે. તેણે એક બીજો લેખ કુરા નામની જગ્યાએ કોતરાવ્યો છે. આ લેખમાં એ પોતાને માટે "રાજા રાજ મહારાજ તોરમાની શાહી જઉ" એમ બોલે છે. આ હૂણરાજાએ પણ હિંદુસ્તાન આવી પોતા માટે આ ખિતાબ ધારણ કર્યો. તેણે માળવામાં પોતાનું મુખ્ય મથક બનાવ્યું અને આસરે ઇ.સ. ૫૧૦ માં તે મરણ પામ્યો. બ્રાહ્મણ ધર્મવાળાઓ પોતાની અનેક માન્યતાઓમાં અગ્નિને માન આપતા અને તેની પૂજા કરતા. હવે આ પશ્ચિમ ભણીથી આવેલા હૂણ તાયફાવાળાઓ અને તેઓના તાયફાના ગુર્જરો પણ અગ્નિને માન આપતા. એક પછી એક ત્રણ શહેરો—વલ્લભી, પાટણ અને અમદાવાદ—પશ્ચિમ હિંદુસ્તાનની રાજધાની બનવાનું માન ભોગવે છે. (૩) હિંદુસ્તાનમાં પહેલે વલ્લી, જે સૌરાષ્ટ્ર યાને કાઠિઆવાડના પૂર્વ ભાગમાં આવ્યું હતું, તે રાજધાની અથવા મુખ્ય શહેર ગણાતું હતું. પાંચમી સદીની છેવટે ભટાર્ક, જે મૈત્રક નામના લોકો કે જેઓ કોઈ પારકા મુલકનાં લોકો ગણાતા હતા,

તે લોકોના તાબફાનો હતો, તેણે વલ્લીમાં પોતાનો પડાવ નાખી તેને વધાર્યું અને ત્યાં પોતાનો વલ્લભીવંશ સ્થાપ્યો. જ્યારે સિંધ તરફથી આરબોએ હુમલો લાવી આ મુલક લીધો, ત્યારે પાંચમી સદીથી શરૂ થએલો વંશ ઇ.સ. ૭૭૦ માં સમાપ્ત થયો.આ વંશના પહેલા રાજાઓ હૂણ લોકોને કે જેઓનો અમલ કાઠિઆવાડમાં હતો, તેમને ખંડણી આપતા હતા. જુનાગઢ આગળના ગિરનાર પહાડની તળેટી આગળના અશોકના લેખકના જાણીતા ખડકના મોટા પત્થર ઉપરના ઇ.સ. ૪૫૭ ના એક લેખ ઉપરથી માલમ પડે છે કે સ્કન્દગુપ્ત રાજાએ ઇ.સ. ૪૫૫ ને સુમારે આ હૂણ લોકોને હરાવ્યા હતા. ૧૦ વર્ષ સુધી તેઓ શાંત રહ્યા. તે પછી આસરે ઇ.સ. ૪૬૫ માં તેઓ હિંદુસ્તાન ભણી પાછા આવ્યા અને તેમણે પાટલીપુત્ર ઉપર હુમલો કર્યો અને સ્કન્દગુપ્તને હરાવ્યો. આ અરસા દરમિઆન તેઓએ ઉત્તર પશ્ચિમે હેરાત શહેરે તરફ પોતાનું મુખ્ય મથક બનાવ્યું હતું. તેથી તેઓએ આ દેશમાં જીતેલા આ પાટલીપુત્ર શહેરને પોતાના ટોળાની રાજ્યધાની બનાવવાની જરૂર જોઈ નહિ. તેઓએ આ તરફની મગધ શહેનશાહતને મોટો ફટકો માર્યો. આ પછી તેઓના સરદાર તોરમાનની સરદારી હેઠળ તેઓએ માળવામાં રાજ્ય સ્થાપ્યું. અહીં માળવામાં તેની પછી તેનો દીકરો મીહીરગુલ રાજા થયો. પણ તેને ઇ.સ. ૫૨૮ માં ત્યાંથી હાંકી કઢાઢવામાં આવ્યો. અત્યારસુધી ઉપર જણાવ્યા મુજબ વલ્લભીરાજાઓ હૂણલોકોને ખંડણી આપતા હતા.

**ગુજરાતમાં હૂણ લોકોઃ**—ગુપ્તવંશના વખતમાં આપણે ગુજરાતમાં હૂણ તાયફાવાળાઓનું વિશેષ જોર જોઈએ છીએ. ઉપર કહ્યું તેમ સ્કન્દગુપ્ત રાજાએ તેઓને હરાવ્યા હતા, અને જુનાગઢ આગળના ગિરનાર પહાડ તરફના અશોકના અસલી લેખવાળા ખડક ઉપર સ્કન્દગુપ્ત ઇ. સ. ૪૫૬ માં પોતાની ફત્તેહની નોંધ લે છે. હવે ગુપ્તવંશ પછી વલ્લભીવંશના વખતમાં હૂણ તાયફાવાળાઓનું જોર ઉત્તર હિંદુસ્તાનમાં ચાલુ હતું. આસરે ઇ. સ. ૫૨૫ માં એ હૂણ લોકોનું જોર ઉત્તર હિંદુસ્તાનમાં વધારે હતું અને તેઓ મુંબઈની પડોશના કલ્યાણ સુધી પોતાના રાજા ગોલાસના અમલ તળે વધ્યા હતા.

**રજપુતાનામાં પણ આ પારકા તાયફાવાળાઓઃ**—એ હૂણ તાયફાવાળાઓ, જેઓ સેંકડો નહિ પણ હજારો હાનરની સંખ્યામાં હિંદુસ્તાન આવ્યા હતા તેઓએ પહેલી જીત પછી હાર ખાધી. કોઈ વખત મોટી હારો ખાધી પણ તેથી તેઓનો કોઈ સમુળગો નાશ થયો નહિ,

તેઓનો અમલ યા રાજ્ય હકુમત તૂટયું, પણ તેઓ એક તાયફા તરીકે તૂટી સદંતર નાશ પામ્યા નહિ. ઉત્તર હિંદુસ્તાનમાં તેઓ મોટી સંખ્યામા રહ્યા અને રજપુતાનામા પણ રહ્યા. તેઓએ મુલકોની આગલી વસતી સાથે ભેળાઈ ગયા અને એ મુલકોના હાલના વતનીઓમાં ઘણાકો આ હૂણ તાયફાના આગલા લોકોના વંશના છે. તેઓ અહીં રહ્યા અને તેઓ અને અત્રેના હિંદુઓ વચ્ચે કોઈક વિચાર આચારો થોડા ઘણા સામાન્ય હોવાથી તેઓ હિંદુઓ સાથે પલોટાઈ જઈ પોતે હિંદુ બન્યા. આ હૂણ તાયફાવાળાઓમાં જેઓ વધુ લડાયક હતા અને સરદાર સમાન હતા, તેઓ હિંદુઓના ક્ષત્રી વર્ગના બન્યા. રજપુતાનાની પરીહાર અને બીજી જાતો મૂળમાં આ પશ્ચિમ ભણીથી આવેલા હૂણ તાયફાવાળાઓથી બની હતી. લડાયક વર્ગો, જેઓ ક્ષત્રિય બન્યા હતા, તેઓથી કોઈક ઉતરતા વર્ગનાઓ ગુર્જર-ને નામે રહ્યા. મંડળીમાં એથી ઉતરતી જાતો ચંડેલ, રાઠોડ, ગહરવાર વગેરેની રજપુત જાતો બની. ઇ. સ. ની ૯ મી થી ૧૧ મી સદી સુધીનાં કનોજના રાજાઓ ગુર્જરો હતા. ભોજ રાજા ( આસરે ઇ. સ. ૮૪૦ થી ૮૯૦ ) આ ગુર્જર વંશનો હતો.

પશ્ચિમ તરફથી અત્રે આવેલા, ઉપર જણાવેલા સર્વ લોકોમાંથી ખઝર, જેઓ ગોરા હૂણ લોકો હતા, અથવા તેઓના વર્ગના હતા, તેના તાયફા-વાળા તે આ ગુર્જરો છે. તેઓએ ઇ. સ. ની પાંચમી સદીમાં હિંદુસ્તાન તરફ મોટા પાયા પર કુચ કરી. આ અરસાની આગમચ તેઓએ આવવું શરૂ કર્યું હતું. પણ ઇ. સ. ની પાંચમી સદીમાં તેઓએ મોટી સંખ્યામાં આવવા માંડયું.

ગુર્જરો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે તેઓને આ દેશના કોઈક મોટા ભાગથી કાંઈક આવકાર મળ્યો. બ્રાહ્મણ ધર્મ પછી બૌદ્ધધર્મ, હિંદમાં પ્રસિદ્ધ થયો હતો. ત્યારે દેશના પુરાણા બ્રાહ્મણ ધર્મવાળાઓએ હિંદુસ્તાનમાં આવેલા આ પારકા પુરુષોની મદદ લેવા માંડી. તેવી મદદ આપનારાઓમાં હૂણ તાયફાવાળા આ ગુર્જરો પણ હતા.

આ ગુર્જર લોકો, જેઓ ઉપરથી ગુજરાતે પોતાનું નામ લીધું છે, તેઓએ પશ્ચિમ ભણીથી આવી ઉત્તર હિંદુસ્તાનમાં લાંબો વખત મથક કર્યું હતું. પંજાબમાં તેઓના નામ ઉપરથી ગુજરાનવાળા, ગુજરાત એવા મુલકો જણાયલા છે. એ તરફથી તેઓ આસને આસને રજપુતાનાના માર્ગે લાટ (ગુજરાત)ના મુલક ભણી આવ્યા. ઉત્તર હિંદુસ્તાનમાં વાસો કરી પડેલા ગુર્જરો, અને તેઓના કરતાં વધારે કાશ્મીરમા પડાવ નાખી રહેલા ગુર્જરો, પોતાના દેખાવમાં શરીરનિમાં હજુ કાંઈ અસલીઆન દેખાડતા જણાવ-વામાં આવે છે.

ગુર્જર નામને ખઝર નામ સાથે સંબંધ છે. એ ગુર્જરો યા ખઝરો પશ્ચિમ ભણીથી ઈરાનની પુરાણી સલ્તનતના એક ભાગ ઉપરથી આવ્યા હતા. તેઓ એક પ્રકારે ભટકતી જાત હતી પણ તે છતાં તેઓનું મુખ્ય મથક કાસ્પિઅન સમુદ્રની આજુબાજુ અને ખાસ કરી તેની પૂર્વે હતું. તેઓ પાંચમી સદીની ઘણું આગમચ હિંદુસ્તાનમાં આવ્યા અને પહેલે રજપુતાનાના મુલકમાં અમલનો પગદંડો કર્યો અને ત્યાંથી પૂર્વ અને દક્ષિણ ભણી વધવા લાગ્યા.

ગુજરાતના વલ્લભી અને ચાલુક્ય વંશના વખતમાં ભરૂચ તરફ ગુર્જરોનું એક રાજ્ય હતું. તે રાજ્ય માહી અને તાપી નદીઓ વચ્ચે હતું. પણ અવારનવાર ઉત્તરે ખેડા અને દક્ષિણે તાપી નદી સુધી વધ્યું હતું. નાન્દીપુર હાલનું નાંદોદ જે હાલમાં રેવાકાંઠામાં આવેલા રાજ્યપીપળા રાજ્યની રાજધાની છે, તે તેઓનું રાજધાની શહેર હતું. તેઓ રાજ્ય કરતા પણ તેઓનું સ્વતંત્ર રાજ્ય હતું નહિ. તેઓના રાજા પોતાને "સમધિગત–પંચમહાશબ્દ" એટલે "જે પાંચ મોટા ખેતાબો પહોચેલા" અથવા "સામન્તાધિપતિ" એટલે "હાથ તળેના રાજ્યોના વડા" કહેતા.

ભરૂચ તરફના મુલકમાં હકુમત કરી ગએલા ગુર્જરોનાં ૬ રાજાઓનાં નામો અને ગાલ મળે છે. આ રાજાઓ પોતાને સૂર્યની પૂજા કરનારા તરીકે જાહેર કરે છે.

દક્ષિણ ભણી જતાં રાષ્ટ્રકૂટ, જે નામથી દક્ષિણના રાઠોડો ઓળખાતા, તેઓ તરફથી આ ગુર્જરોના વધારાનો અટકાવ થયો. અવારનવાર લડાઈ ચાલુ રહી અને તેમાં કહે છે કે ઇ. સ. ની ૯ મી સદીની શરૂઆતમાં રાષ્ટ્રકૂટ લોકોના રાજા ત્રીજા ગોવિંદે એઓને સખ્ત હરાવ્યા ત્યારપછી ઇ. સ. ની ૧૦ મી સદીની છેવટે વધારે પગભર બની તેઓએ પૂર્વ ભણી વધવા માડ્યું, ત્યારે તેઓને પ્રભાકર અને તેના દીકરા હર્ષવર્ધને અટકાવ્યા. ૧૫૦ વરસ તેઓ શાંત રહ્યા. જ્યારે તેઓને માથે વત્સરાજ નામનો સરદાર હતો ત્યારે તેઓએ આસરે ઇ. સ. ૭૮૩ માં માથું ઉંચક્યું અને આજુબાજુ વધવા લાગ્યા હતા તે છેક ગૌડ (હાલનું બિહાર) અને વંગ (હાલનું બંગાળા) સુધી વધ્યા. ઇ. સ. ૮૪૩ ને આસરે તેઓ મહોદય (કનોજ), જે તેઓની રાજ્યધાની સમાન હતું, ત્યાંથી ઉત્તર ભણી સુધી અમલ કરવા લાગ્યા અને અવારનવાર દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓ સાથે લડવા લાગ્યા.*

* ડૉ. જીવનજી જમસેદજી મોદીના ભાષણનો સાર

# સ્વામિભક્તિ–સંવાદ

( ચોથી ચોપડીનો બીજો પાઠ અસરકારક રીતે શિખવવા માટે તેને સંવાદના રૂપમાં નીચે પ્રમાણે મૂકી બતાવ્યો છે. )

સ્થળઃ જયપુરના કિલ્લાની દિવાલ.

( મારવાડનો રાજા વિજયસીંગ લડાઈમાં હારવાથી નાસતો નાસતો પોતાના વિશ્વાસુ સરદાર જ્વાનસિંગ સાથે જયપુર આવી પહોંચે છે. )

વિજયસીંગઃ—(સ્વગત) જ્યારથી રામસીંગ સાથેની લડાઈમા હાર થઈ છે, ત્યારથી જ્યા જાઉં છું ત્યાં હારજ થતી આવે છે. હું કોણ? મારવાડનો તાજ વિજયસીંગ, કે જેને ચરણે હજારો સમશેરધારીઓ ઝૂકી ઝૂકીને સલામો કરતા; તે આજ એક ભટકતા શ્વાનની માફક ગામે ગામ રખડે છે. પણ રામસીંગની ધાકને લીધે કોઈ આશરો આપતું નથી. બિકાનેર ગયો તો ત્યાંયે ન સંઘરાયો. ત્યાથી આ જયપુર આવ્યો.

આ એજ કપટીરાજા ઈસરીસીંગ, કે જેણે મારા પિતાનો કપટથી નાશ કરાવ્યો હતો. આહા! તેનેજ શરણે જવાનું સરજાયું છે!! સ્વપ્નેય ન જોએલા પ્રસંગો નસીબ નજરોનજર બતાવે છે. ઓ પ્રભુ! શી વિધિની વિચિત્રતા!!!......ઠીક, ચાલ જીવ, સામે દરવાન ઉભો છે, તેની સાથે ખબર કહેવરાવુ. ( ચિઠ્ઠી આપતા) આ ખબર તમારા રાજાને પહોચાડો. ચાલો જ્વાનસીંગ, સામેના ઝાડ નીચે વિસામો લઈએ.

( તે લઈ દરવાન ઈસરીસીંગને આપે છે, ઈસરીસીંગ ચિઠ્ઠી વાંચે છે )

શ્રીમાન રાજેન્દ્ર ઈસરીસીંગ,

હું આપની સહાયતા માટે મારા સરદાર જ્વાનસીંગ સાથે જાતે અહીં આવ્યો છું; તો આશ્રય આપી આભારી કરશો.

લી. આપની મૈત્રી ઇચ્છનો
**વિજયસીંગ,**
મારવાડ નરેશ

(સ્વાગત) કોણ વિજયસીંગ? બચ્ચા, આ ઈસરીસીંગની અટપટી જાળમાં અનાયાસે તું યે ઠીક અટવાયો છે.

(ચિઠ્ઠીનો જ્વાબ લખી આપે છે, તે લઈ દરવાન વિજયસીંગને આપે છે; વિજયસીંગ વાચે છે.)

વ્હાલા ઠાકોર વિજયસીંગ,

આપ ધર્મશાળામાં જઈને ઉતરશો, હું ઘણી ખુશીની સાથે આપને મળવા ત્યાં આવું છું.

લી.
સ્નેહાધીન ઈસરીસીંગ

ઈસરીસીંગ—અછરોલ નરેશ! ધર્મશાળામાં મુલાકાત કરતી વખતે વિજયસીંગને કેદ કરી સદાને માટે બંદીવાન બનાવવાનો મારો વિચાર છે. આ ગુપ્તવાર્તા હું આપનીજ જાણ માટે જણાવું છું.

અછરોલ નરેશ—રાજન્, શરણાગતનું રક્ષણ કરવું એ સજ્જનોનો ધર્મ, અને રજપુતોનો તો પરમધર્મ છે. તો આપને મારી નમ્ર સલાહ છે કે આશરે આવેલાને અભયદાન આપો.

ઈસરીસીંગ—આ વખતે આપની સલાહ મને માન્ય નથી; બસ એ તો એજ.

અછરોલ નરેશ—(ધર્મશાળા તરફ જતો સ્વગત) આ વિશ્વાસઘાતી અને અભિમાની ઇસરીસીંગ વિજયસીંગને કેદ પકડવાનો પ્રયત્ન કરશે, તે વખતે ઝપાઝપી ને મારામારી થયા વગર રહેશે નહિ; અને તેથી વિજયસીંગની સાથે રહેલા મારા જમાઈ જવાનસીંગના જીવને કદાચ જોખમ લાગશે. માટે ચાલ, આ પ્રપંચી કારસ્તાનનો ભેદ તેના કાને પહોંચાડું. આ અતિ અગત્યની બાતમી બીજાને કાને ન જાય તે માટે જવાનસીંગની પાકી ખાતરી લેવી પડશે.

(જવાનસીંગ પાસે જાય છે, તેને એક તરફ બોલાવી બધી વાતથી વાકેફ કરે છે....જવાનસીંગને જતો રોકી કંઈ યાદ આવતા)

અને જવાનસીંગ! આ વાત બીજે જાય તો મારૂં મોત ઉભું થાય. માટે આ વાત કોઈને કહો તો તમને એકલીંગજી મહાદેવના સોગન છે.

જવાનસીંગ—તમે બે ફીકર રહો.

(અછરોલ નરેશ જાય છે.)

જવાનસીંગ—(સ્વગત) જો આ ભેદ અંધારામાં રહેત તો મારા રાજાને ઊલમાથી ચૂલમાં પડવા જેવું થાત......

હવે આ પ્રપંચને પહોચી વળવા માટે તેને બંધબેસતી બાજી રચવા પહોંચી જાઉં.

(ઈસરીસીંગ પોતાના સરદારો સાથે ધર્મશાળામાં જાય છે, બંને રાજાઓ મળે છે; અને એકજ ગાદી પર બેસે છે)

ઈસરીસીંગ—કેમ મિત્ર, કુશળ છો ?

વિજયસીંગ—આપનાં દર્શનથી વિશેષ.

(ત્યાં જ્વાનસીંગ તેમની પાસે જાય છે, ને સલામ કરી ઈસરીસીંગ-ની પાછળ તેના ઝભ્ભાની ચાળ દબાવીને બેસે છે.)

ઈસરીસીંગ—કેમ, જ્વાનસીંગ ઠાકોર, તમે તો તમારા રાજાના જમણા હાથને શોભાવો છો, છતાં આજે પાછળ બેસવાનું શું કારણ?

જ્વાનસીંગ—મહારાજ, આજનો પ્રસંગ એવો જ છે. (આ શબ્દ સાંભળતા કંઈ કપટ છે એમ જાણી વિજયસીંગ ચાલવા માડે છે. તેને પકડવાને ઈસરીસીંગ ઉભો થવા જાય છે; પણ જ્વાનસીંગ તેના ઝભ્ભાપર બેઠેલો હોવાથી તે ઊઠી શકતો નથી. પછી જ્વાનસીંગ પોતાનું ખંજર કાઢી તેની છાતી પર ધરી રાખતા)

મારા રાજાને અહીંથી ક્ષેમકુશળ જવા નહિ દેશો તો આ ખંજર આપની છાતીમાં ભોંકી પ્રાણ લઈશ. (વિજયસીંગ તરફ જોઈને) આપ ઘોડેસવાર થાઓ ત્યારે મને ખબર આપજો............(પોતાનું ખંજર મ્યાન કરી, ઈસરીસીંગની સામે આવી ઘણી નમ્રતાથી મુજરો કરે છે. તેની આવી સ્વામિભક્તિ જોઈ રાજા ઇસરીસીંગના મનમાં લાગણી થઈ આવે છે. અને ઉભા થઈ ઘણા માનથી જ્વાનસીંગનો મુજરો સ્વીકારે છે.)

ઈસરીસીંગ—ધન્ય છે! જ્વાનસીંગ ઠાકોર! ધન્ય છે!

(સરદારો તરફ જોઈ)

જુઓ! આ સ્વામિભક્તિનું સરસ ઉદાહરણ. જેની પાસે આવા નીમક-હલાલ માણસો હોય તેના ઉપર જીત મેળવવાની આશા રાખવી કોકટ છે.

(સૌ જાય છે.)*

સિ. સ્ટે. તા. સ્કૂલ, રાજકોટ. } રામજી કાનજી રાજગુરુ.

---

## પાત્રો કોણ?

તોટક

(૧)

ગગનાં ગણુમા ભમતી તનયા,<br>
વિરહી થયલાં નિજ માતપિતા;<br>
પ્રિય કંથ સહે હરખે રમતી,<br>
નિજ માત પિતા અરિથી ડરતી.

* વાચનમાળાના આધારે ફેરફાર સાથે.

અતિ છે મમતા પ્રિય માત ઉરે,
મળવા નિજ ઉરે ઉછાળી રહે;
અરિ મારી કરી તનયા રડતી,
પડી દોડતી એ નિજ માત પ્રતિ.

હસી માત લહી નિજ રૂપ હતી,
ઉછરંગ ધરી તનયા ગમતી;
શી ઉછંગ જઈ સસુતા રમતી,
મળતા મળતા ઉરમા શમતી.

નિજ તાત વળી પતિના પણ તે,
મળતા અવસરે અતિશે હરખે;
વર ને વધૂ તે તનયા તન જે,
તન તાપ તપે તનયા તલસે.

જઈ એ ભમતી દૂર તાત થકી,
વચમા નિજ માત રહે ગમતી;
નવ તિમીરથી નિજ માત જુએ,
તરછોડી લહે તનની તનયે.

વરસાવી વને કર કોમળ એ,
તરકુંજ અને ગિરિ એ ગગને;
વરસે સહુને મન તેજ ગમે,
વરસાદ લઈ નિજ તાત કને.

---

તનયા કોણ ? માતા કોણ ? પિતા કોણ ?

છોટાલાલ એમ. ઉપાધ્યાય
દિહેણકર-રાંદેર

---

## પશ્ચિમ એશિઆમાંનો બ્રિટિશ મુલક

દસ વરસ પહેલાંના મહાયુદ્ધમાં તુર્કસ્તાન પાસેથી અંગ્રેજોએ મેસોપોટેમિઆ અથવા ઇરાક, પેલેસ્ટાઈન, ટ્રાન્સજોર્ડિનિઆ, તથા હજાજ પ્રાંતો જીતી લીધા. યુદ્ધ સમાપ્ત થયા પછી જીતેલા પ્રાંતોની, બધાના નિર્ણય મુજબ સારી વ્યવસ્થા

કરવામાં આવી. બધે ઠેકાણે શાન્તિ ફેલાવવા માટે રાષ્ટ્રમંડળ નિર્માણ થયું, અને છતી લીધેલા પ્રાંતોની વ્યવસ્થા કરવામાં આવી. આ ભાગ પાડવામાં બ્રિટિશની દેખરેખ હેઠળ જણાવેલા ચાર પ્રાંતો સોંપવામાં આવ્યા. આરબો રાજ્યતંત્રની વ્યવસ્થા સારી રીતે કરી શકે ત્યાંસુધી આ પ્રાંતોની વ્યવસ્થા બ્રિટિશોએ રાખવી એમ ઠરાવ્યું હતું. એટલે કે, અંગ્રેજો આરબ રાજાના થોડા વખત માટે કારભારી બન્યા. રાષ્ટ્રમંડળ તરફથી બ્રિટિશોને ૨૫ વર્ષ સુધી વહીવટના હક્ક સોંપવામાં આવ્યા છે. બ્રિટિશ પાસે આ અધિકાર આવ્યો એટલે તેમને પાછળના યુદ્ધમા મદદ કરનારા આરબ રાજાઓ પૈકી મક્કાનો શેરીફ હુસેન અને તેના બે છોકરા ફૈઝુલ અને અબ્દુલ્લા એમને અનુક્રમે હજાજ, મેસોપોટેમિઆ, અને ટ્રાન્સજોર્ડિનિઆના રાજા નીમવામાં આવ્યા. બ્રિટિશો પોતે હાઈ કમિશનર માર્ફત એ પ્રાંતમાં શાંતિ અને વ્યવસ્થા રાખે છે.

**પેલેસ્ટાઈનઃ**—આ પ્રાંત ભૂમધ્ય સમુદ્રના કિનારા પાસે હોવાથી ત્યાંની હવા સાધારણ છે. ત્યા આગળ શિઆળામાં નિયમિત વરસાદ પડે છે. અને જમીન ઘણી ફળદ્રુપ છે. આ કારણથી ત્યાં અનાજ તથા ફળો પુષ્કળ થાય છે. તુર્ક લોકોના વખતમાં આ પ્રાંતની પ્રગતિ બંધ હતી. હમણાં પાછી ત્યાં સુધારણા થવા માંડી છે. આ પ્રાંતમાં નારંગી, દાડમ, અંજીર, દ્રાક્ષ, અને ફળ (જેમાંથી તેલ નીકળે છે) પુષ્કળ થાય છે. ઘઉં, કપાસ, તમાકુનો પાક પણ થાય છે. આ સિવાય આ દેશમાંથી મધ પણ પુષ્કળ મળે છે. તે માટે "મધ અને ઘીના વહેળા વહે છે." એવી પ્રાચીન ઉક્તિ છે. હમણાં આ પ્રાંતમાં યાહુદી લોકોની વસ્તી વધારે થવા માંડી છે. એ લોકો શ્રીમંત હોવાથી તેઓ તે ઠેકાણે ખેતી સુધારવાની શરૂઆત કરે છે. કાચ, સાબુ, રેશમી, અને ઉનના કાપડ તૈયાર કરવા માટે મોટાં કારખાના કાઢ્યા છે. અહીંઆં આરબ લોકોની સંખ્યા એમના કરતા આઠગણી છે તોપણ નવીન રાજ્યમાં યાહુદી લોકોની વસ્તી વધારે થવા લાગી છે. છતા પહેલાંની માફક પેલેસ્ટાઇન તેમનો દેશ થાય એવી તેમની મોટી અભિલાષા છે.

આ પ્રાંતના કિનારા પાસે જાફા અને હૈફા બંદરો આવેલાં છે. જાફા પાસેથી થોડા માઈલ પર જેરુસલેમ શહેર આવ્યું છે. આ બંદરોની સાથે રેલ્વે વડે તે જોડવામાં આવ્યું છે. આ ઠેકાણે ખ્રિસ્તક્રાઈસ્ટનો વધસ્તંભ અને ખલીફા ઉમરની મસીદ એવી બે મોટી ભવ્ય ઇમારતો આવેલી છે. તેથી ખ્રિસ્તી અને મુસલમાન પ્રજા આ સ્થળને ઘણું પવિત્ર ગણે છે.

અહીંઆંના રસ્તાઓ સાંકડા અને ગંદા છે, પણ હમણાં ધીરે ધીરે આ સ્થિતિ બદલાતી જાય છે.

સુમારે ૭૦૦ વર્ષ પહેલાં આ પવિત્ર સ્થળ તેમના તાબામાં લેવા માટે ખ્રિસ્તી રાષ્ટ્રોએ મુસલમાનો સાથે ધર્મ યુદ્ધ કર્યું હતું, તેમાં ખ્રિસ્તિ રાષ્ટ્રોને તે વખતે યશ મળ્યો નહોતો; પણ આજે અંગ્રેજોએ તે અભિલાષા ફળીભૂત કરી છે. આ પ્રાંતમાં આ શહેર સિવાય બીજું વિશેષ મોટું શહેર નથી. અહીંઆં હાઈ કમિશનરના ઓદ્દાવાળો બ્રિટિશ અધિકારી રહે છે. તેને એક મંત્રિમંડળ, અને એક પ્રતિનિધિમંડળ રાજ્ય વહીવટમાં મદદ કરવા માટે છે. સને ૧૯૧૯માં જનરલ એલેનબિએ આ શહેર સર કર્યું હતું.

નવીન રાજ્યવ્યવસ્થામાં તારયંત્ર, વીજળી, કારખાનાં—વગેરે સુખનાં સાધન દાખલ કરવાની શરૂઆત થઈ છે.

**મેસોપોટેમિઆ:**—બગદાદથી બસરા સુધીનો ભાગ ઇરાક નામથી તે પ્રાંત આરબ લોકો ઓળખે છે. પણ હમણાં બ્રિટિશ તાબાના મેસોપોટેમિઆના આખા પ્રાંતને એ નામ લાગુ પડે છે. યુફ્રેતિસ અને તૈગ્રિસ નદીઓથી આ દેશ સંપત્તિવાળો બન્યો છે. આ નદીના કાંઠે અતિ પ્રાચીન બાબિલોનિયન, આસિરિયન, અને ખાલ્ડિયન સંસ્કૃતિ સ્થાપન થઈ હતી. બગદાદમાં કેટલાંક વર્ષ ખલીફાની ગાદી હતી. હસન અને હુસેનની કરબલામાં કતલ થઈ હતી. બાબિલોનમાં સિકંદર બાદશાહ મરણ પામ્યો હતો. નિનેવ્હે અને બાબિલોન એમનું મહત્વ આજે નામ શેષરૂપે રહ્યું છે. ત્યાં ઉનાળામાં તાપ ઘણો સખત લાગે છે. તે વખતે લગભગ ૧૧૯ અંશ સુધી ગરમી પડે છે. વરસાદ બહુજ થોડો, અને તે શિઆળામાં પડે છે. ઉનાળામાં દિવસે ઘણી ગરમી હોય છે પણ રાત્રે ઠંડી લાગે છે. એકંદરે કિનારા સિવાયની હવા નિરોગી છે. ત્યાં નદીમાં ઉનાળામાં બરફ પીગળેલો હોય છે અને શિઆળામાં વરસાદને લીધે પૂર આવે છે, તેથી તેમાં કોઈ વખત પાણી ઓછું થતું નથી. પહેલાંની જુની નહેરો દુરસ્ત કરવાનું અને નવી બાંધવાનું કામ શરૂ કરવામાં આવ્યું છે.

આ પ્રાંતના મધ્ય ભાગમાં અને ઉત્તર ભાગમાં મકાઇ. ઘઉં, કપાસ તથા તમાકુનો પાક થાય છે અને તરબુચ, અંજીર, દાડમ વગેરે ફળો થાય છે. આ નદીમાં આગબો વહાણદ્વારા માલ લાવવા લઈ જવાનો વેપાર ચલાવે છે. આ પ્રાંતમાં બગદાદ રાજ્યધાનીનું શહેર છે. અહીંઆં આરબ રાજા ફૈઝુલ રહે છે. આ શહેર દરીઆથી આશરે ૪૦૦, માઈલ અંદર છે. ઈરાની અખાતના કિનારા પાસેથી સુમારે ૧૦૦ માઈલ અંતરે આવેલું

બસરા વ્યાપારનું મોટું બંદર છે. તે ભાગમાં ખજુર, વધારે થાય છે. આ બંદરેથી પરદેશમાં ખજુર, ખારેક, અનાજ, ઊન, લાકડાં, ચામડું રવાના થાય છે.

ફૈઝુલની મદદમાં એક મંત્રીમંડળ તથા મજલસ-અલ-તાસિસ એ પ્રતિનિધિ સભા નીમવામા આવી છે. પણ તે પ્રાંતના હાઈકમિશનરના હાથમાંજ બધી સત્તા છે એમ કહેવું ખોટું નથી.

**ટ્રાન્સજૉર્ડિનિઆ:**—આ પ્રદેશ પેલેસ્ટાઇનિ અને ઇરાકની વચ્ચે છે. આ પ્રાંતમાંની હવા ઘણીજ ઉષ્ણ છે. જૉર્ડન નદી પાસેના પ્રદેશમાં નારંગી, કેળાં, તથા કપાસ થાય છે. અને ઉત્તર ભાગમાં ઘઉં અને જવ પાકે છે. આ પ્રાંત સમૃદ્ધિવાળો નથી; પણ ભૂમધ્ય સમુદ્રમાંથી ઇરાની અખાત સુધી વેપાર કરવાને માટે આ પ્રાંત પાસે હોવાથી અંગ્રેજી દ્રષ્ટિબિંદુએ તે ઉપયોગી છે. આ પ્રાંત પર હુસેનના બીજા છોકરા અબ્દુલ્લાની નીમણુક થઈ છે છતાં તેને એક કારોબારી સભા અને એક ધારાસભા રાજ્યકારભારમાં મદદ કરે છે પણ આ રાજા મોજશોખમાં હોવાથી ત્યાંની સર્વ વ્યવસ્થા બ્રિટિશ અધિકારી મારફત ચાલે છે. અને રાજાને પહેલાં જે પગાર મળતો હતો તે ઓછો કરવામાં આવ્યો છે. આ પ્રાંતની રાજધાની **ઍામાન** શહેર છે. એ સિવાય બીજું મોટું શહેર નથી. ત્યાં બહુ કરીને વસ્તી ગામડાંઓમાં હોય છે. ઢોરો પાળવા, અને ખેતી કરવી એ તેમનો મુખ્ય ધંધો છે. બહુ કરીને વસ્તી આરબ જાતની છે.

**હજાજ:**—આ પ્રાત પર મક્કાના શેરીફ હુસેનની નીમણુક થઈ હતી. આ પ્રાંત સ્વતંત્ર છે એવું યુદ્ધ થયા પછી તુર્ક લોકોએ જાહેર કર્યું હતું. પછી ઇબ્ન-સાઉદ નામના વાહાબી રાજાએ મક્કા પર સ્વારી કરી તેને પાયમાલ કરી ત્યાની સત્તા હુસેન પાસેથી છીનવી લીધી છે. અંગ્રેજ સાથે તેને સલાહ થઈ છે.

આવી રીતે પેલેસ્ટાઇન સિવાય બાકીના ત્રણ પ્રાતો આરબ રાજાના હાથમાં હોવા છતાં રાજ્ય વ્યવસ્થા પરદેશી પ્રજાના હાથમાં છે પણ એ પ્રાંતો તેમને પાછા સોંપવા એવો રાષ્ટ્રમંડળનો ઠરાવ છે. પરંતુ ૨૫ વર્ષ સુધી આ પ્રાંત બ્રિટિશોના હાથમાં રહે એ વાત નિર્વિવાદ છે.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ. } ગુ. હ. દેશમુખ

---

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રકટ કર્તા કે બુક સેલરનું નામ | કિંમત રૂ આ પા | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ | તોહ્ફા ઇ એહસાન | હાજી હફીઝ સૈયદઅલી એહસાન, ગોરમાન | કરીમુદ્દીન, બુકસેલર, કાશ્મીરી બજાર, લાહોર | ૦—૪—૦ | ઇનામ અને લાયબ્રેરી |
| ૨ | એહમાનુન ઇન્તેખાબ | શમસુલ-ઉલેમા મૌલવી મહમદ અબ્દુલ જલીલ | ભારગવા બુક ડેપો, લખનૌ | ૦—૫—૬ | ,, |
| ૩ | ઇસ્તેદાઈ ઇલમુલ હીસાબ | પી ગમનાન એ નોથોરી | ,, | ૦—૩—૬ | લાયબ્રેરી |
| ૪ | સ્કાઉટ ગાઇડ | મીશ બરનાથ મહેતા, બી એ | પુરી, બ્રધર્સ, લાહોર | ૦-૧૨-૦ | ,, |
| ૫ | નગીનમયતી | યધિષ્ઠિર | ,, | ૦—૬—૦ | ઇનામ અને લાયબ્રેરી |
| ૬ | સીરાત-એ-રીઝવાન | મૌલવી મહમદ અબ્દુરરહેમાન સાહેબ રાઇમ | અબ્દુરરહેમાન રાઇસ, ૩૦૭ ડેમ્પલી, હૈદરાબાદ, ડેક્કન | ૦—૮—૦ | , |
| ૭ | એટલાસ જોગ્રફીઆ-એ-હિંદુસ્તાન | બી બી વાલીસ | મૅકમિલન એન્ડ કો, લિમિટેડ, માર્ટ મુંબઈ | ૦-૧૦-૦ | ,, |
| ૮ | જોગ્રફીઆ-એ-અહતા-એ-મમ્બાઈ | બશીર અહમદખાન, હેડ માસ્તર મદ્રેસા-એ- | ઇસ્નામીઆ નગરી | ? | ,, |
| ૯ | જોગ્રફી ઓફ એકસરસાઇઝ બુક સીરીઝ, ૧-૩ | કવાદીરઅલી, બી એ | એમ ફીરોઝુદ્દીન એન્ડ સન્સ, લાહોર | ૦-૬-૦, ૦-૫-૦, ૦-૫-૦ | ,, |
| ૧૦ | બઝાર-એ-હુસ્ન ભાગ ૧-૨ | મુન્શી પ્રેમચંદ | દારુલ ઇશાઅત એ-પંજાબ, લાહોર | ૧-૧૨-૦ | ,, |
| ૧૧ | પ્રેમ પચ્ચીસી ભાગ ૧ | ,, | , | ૦—૮—૦ | ટીચર્સ લાયબ્રેરી |

(અંગ્રેજીમાં સહી) એમ. આઇ ફારૂકી

સેક્રેટરી, ઉર્દુ ટેક્સ્ટ બુક કમિટી, અને ડી ઇ. આઈ ઉર્દુ સ્કૂલ્સ, બી ડી.

# ઇનામ પત્રક
## પંચમહાલ જિલ્લો

| ગામ | નામ | રકમ | રિમાર્ક |
|---|---|---|---|
| ટીંબા-ગોધરા | જતોડના ચુનિલાલ પિતામ્બરે | ૫—૦—૦ | કન્યાશાળામાં પતાસા વહેંચ્યાં |
| | કેસરના મંગળભાઈ કાશીભાઈ પટેલ | ૫—૦—૦ | ,, |
| | ગાળકના શા. હીરાચંદ મગનલાલે | ૩૨—૦—૦ | જર્મન સીલ્વરના પ્યાલા તથા રોકડા તથા પતા વહેંચ્યાં |
| | ચેડાસરના મગનલાલ હરગોવને | ૬—૦—૦ | પતાસાં વહેંચ્યાં |
| ટીંબા-ગોધરા | કેસરના મંગળભાઈ કાશીભાઈ પટેલે | ૨—૦—૦ | ,, |
| | ગાળકના શા. હીરાચંદ મગનલાલે | ૮—૦—૦ | ,, |
| ભાટપુરા ,, | વેજલપુરના શેઠ શંકરલાલ મહાસુખલાલ ગાંધીએ | ૧૪—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યા |
| પાદરડી ,, | મિ રામસીંગ હીરાભાઈએ | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| વલ્લવપુર ,, | મે. કારભારી સાહેબ મંગળજીભાઈ પરશુરામે | ૧૪—૦—૦ | મિઠાઈ વહેંચી તથા ઘડિઆળ ભેટ આપ્યું |
| વસનપુરા ,, | કરમસદના પટેલ ઇશ્વરભાઈ ઝવેરભાઈએ | ૮—૦—૦ | પિત્તળના પ્યાલા કન્યા કલાસમાં વહેંચ્યા તેમજ પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ ડાહ્યાભાઈ જેઠાભાઈએ | ૭—૦—૦ | જર્મનના પ્યાલા તથા છોકરાને પતાસાં વહેંચ્યાં |
| ભાટપુરા | પટેલ વજેસિંહ સરદારસિંહે | ૩૨—૦—૦ | સ્કૂલ જમાડી તથા પતાસાં વહેંચ્યાં |
| | | ૮—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા |
| વાડી | ગામના આગેવાન ગૃહસ્થોએ | ૫૦—૦—૦ | મિઠાઈ વહેંચી |
| ગીદોરા | ઠાકોર સાહેબ શ્રીમાનસિંહજીએ | ૧૮—૦—૦ | પિત્તળના પ્યાલા રકાબી તથા સાકર વહેંચી |
| નવાખલ | પા. જગનભાઈ પુંજાભાઈએ તથા પા. મોતીભાઈ ખોડાભાઈએ | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| ઠાકોર | વીસાનીમા વાણીઆના પંચ તરફથી | ૨૧—૦—૦ | ઘડીઆળ ભેટ આપ્યું |

## રાજપીપળા સ્ટેટ

| | | | |
|---|---|---|---|
| મલા-રાજ-પીપળા | પા. નાગજીભાઈ ભગવાને | ૧૧૦—૦—૦ | બે હોલોમાં પત્થર જડાવી આપ્યા |
| | મોટા કરારાના રાય જેઠાભાઈ ત્રીભોવનભાઈએ તથા બહેચરભાઈ દયાળભાઈએ | ૪૦—૦—૦ | કન્યાશાળામાં જર્મનના પ્યાલા રકાબી વ્હેંચ્યા |
| ઉમલા-રાજ-પીપળા | દરાપુરાના અમીન મણીભાઈ વેરીભાઈએ અને ઇટોલાના પટેલ સોમાભાઈ દેસાઇભાઈએ | ૪૦—૦—૦ | કન્યાશાળામાં જર્મનના પ્યાલા રકાબી વ્હેંચ્યા |
| ઓડગામ | મહંત રામરતનદાસ ગુરૂરણછોડદાસે | ૧૦—૦—૦ | સ્કૂલ જમાડી તથા પેંડા વ્હેંચ્યા |
| | દેસાઈ પુરૂષોત્તમ નારણદાસે | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| | બાઈ રાયબાએ | ૨૦—૦—૦ | ” |

## મહીકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| ઉમરી | મેમ્બરોએ તથા ગામના આગેવાનોએ | ૪૪-૧૨-૦ | સ્કૂલ જમાડી તથા સાકર વ્હેંચી |
| ” | મોટીભાલુના સુથાર મૂળચંદ મોતીએ | ૮—૦—૦ | સ્કૂલ જમાડી |
| આગીઓર | સ્કૂલ કમિટિના મેમ્બર મિ. મૂળજીદાસ કાળીદાસે | ૧૫—૦—૦ | ” |
| લવાડ | શાહ જીવણલાલ ગગલદાસની બેન રૂક્ષ્મણીએ | ૨૩—૦—૦ | ” |
| ઉમરી | ગામના વણીક મહાજને | ૮—૦—૦ | ” |
| | ઘાંચી વિરચંદ ભાઇચંદે | ૮—૦—૦ | ” |
| ટીંબા | મહેતા નથ્થુચંદ ભાઇચંદે | ૧૨—૦—૦ | ” |
| | જમીદાર શાહ મણીલાલ નાથજીએ | ૧૪—૮—૦ | ” |
| | મહેતા દલસુખ મંછારામે અને મહેતા કાળીદાસ મગનલાલે | ૧૫—૮—૦ | ” |
| | સુથાર રવચંદ બહેચર તથા સુથાર દેવજી શંકરે | ૧૦—૮—૦ | ” |
| | પટેલ ભાખાલાલ નાથાભાઈ નવાવાસનાએ | ૧૭—૮—૦ | ” |
| | મહેતા શંકરલાલ લલ્લુભાઈ તથા દોશી જેશંગ કેવળદાસ તથા મહેતા પુનમચંદ ચતુરદાસે | ૧૫—૮—૦ | ” |
| | આંકલીયારના પટેલ કાળીદાસ પેથાભાઈએ | ૧૭—૮—૦ | ” |
| સનવાસણા | મહેતા કેવળ જેચંદની વિધવાએ | ૧૧—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા મિઠાઈ, પેનો વ્હેંચી |

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| રાટડી | નામદાર દરબારશ્રી દોલતસિંહજી સુરજમલજીએ | ૧૦૦—૦—૦ | સ્કૂલોના પરબ ફંડમા આપ્યા. |
| | ,, | ૧૦૦—૦—૦ | જોરાવરસિંહજી સાયન્સમાં આપ્યા. |
| | ,, | ૩૦—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | કડવાસણની ઝાડીવાળા ગુરુમહારાજશ્રી નારાયણપુરીજીએ | ૩૦—૦—૦ | સાકર વ્હેંચી. |
| વલાદ | વ્યાસ ડાહ્યાભાઈ છગનલાલે | ૪૨—૦—૦ | સ્કૂલ જમાડી તથા પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| બડોદરા | મિ. મણીલાલ કેશવરામ હેડમાસ્તરે | ૧૪—૦—૦ | સ્કૂલ જમાડી તથા પેન, પેન્સિલ વ્હેંચી. |
| | મિ. જવાનજી ગુલાબજીએ | | |
| | મિ. આશાભાઈ ખેમચંદે તથા બીજા આગેવાનોએ | | |
| મોડાસર | પટવાત ભગવાનભાઈ કરસનભાઈ એ | ૫૫—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| | પટવાત છગનભાઈ દેસાભાઈ એ | ૬૦—૦—૦ | ,, |
| જમીયતપુરા | પટેલ નાથાભાઈ નિશાળભાઈ એ | ૩૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | શાહ હીરાભાઈ છકડભાઈ એ | | |
| કાસીંદ્રા | દેવાનાના શા. નાથાભાઈ જેચંદે | ૨—૦—૦ | પતાસાં વ્હેંચ્યા. |
| વડુકડ | ગામના ગૃહસ્થોએ | ૪૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| | સોની વ્રજલાલ જેઠાલાલે | ૭—૦—૦ | સાકર વ્હેંચી. |
| | શાહી સ્ટેટ તરફથી | ૭—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | ભાવનગરના મિ. નાગરદાસ રણછોડભાઈ એ | ૮—૦—૦ | કન્યાઓને છીંટના કકડા વ્હેંચ્યા. |
| | શાહ ફુલચંદ ગોપાળજીએ | | |
| | મિ. મથુરદાસ ભગવાનદાસે | | |
| | શેઠ મથુરદાસ ભગવાનદાસે | ૯—૬—૦ | ચોપડીઓ વ્હેંચી. |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૮—૨—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા વ્હેંચ્યા. |
| | શેઠ કેશવજી વાઘજીએ | ૧-૧૨—૦ | કન્યાશાળામાં પતાસાં વહેંચ્યાં |
| | અત્રેના રહીશ સવાઈ ઓધવજી કાશીરામે | ૩—૦—૦ | બંને સ્કૂલોમાં પરબ ચાલુ કરી |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૨૫—૦—૦ | બંને સ્કૂલો જમાડી |
| દખાદ્યવ | શાહ ઉમેદરામ જમનાદાસે | ૨—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| ત્રાસદ | મિ. મગનલાલ નારણભાઈ સુથારે | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી |

| | | | |
|---|---|---|---|
| ત્રાસદ | ભાવળાના મિ. પરષોતમ નાથાભાઈ પટેલે | ૨૦—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું |
| પીપળી | તાલુકદાર સરદારસંગ રાયશંગજીએ | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| ચોરવડોદરા | મિ. રમાભાઈ લાલાભાઈએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં |
| નાનાખોખરા | શાહ હીરાચંદ નથુભાઈએ | ૧૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| કુબડથલ | પા. જીવાભાઈ વિઠ્ઠલભાઈએ | ૩—૦—૦ | પતાસા વ્હેંચ્યા |
| તણુસા | શેઠ કરસનદાસ લક્ષ્મીચંદે | ૭—૦—૦ | કન્યાશાળાની સ્વચ્છતામાટે |
| | શેઠ દામોદર રામજીએ | ૫—૦—૦ | પિત્તળની ડોલ, પ્યાલા, |
| | મહેતા દલપતરામ ભીમજીએ | ૦—૮—૦ | લોટો વગેરે સાહિત્ય લાવી આપ્યાં. |
| | વચલા ભાગના તાલુકદારો, સદ્‌ગૃહસ્થો | ૪—૧૪—૦ | મિઠાઈ વ્હેંચી |
| | સોની લવજી હીરજી વગેરેએ | | |
| સલાવ | શ્વેતામ્બર લોકોના પંચતરફથી | ૫—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું |
| પાટડી | મિ. ઈશ્વરલાલ પ્રાણુલાલ પટેલ | ૨—૦—૦ | ચાર ડોલચીઓ જસતની લાવી આપી |
| પાણુવી | રાજપુત માવસંગ નારણભાઈ ગોહેલે | ૬—૧૨—૦ | સ્કૂલ જમાડી. |
| રોજકા | ચુડાસમા કાળુભા શિવસંગજીએ | ૨—૦—૦ | સાકર વ્હેંચી |
| હીરાપુર | સ્કૂલ કમિટિના મેમ્બર ઉમેદભાઈ નાથાભાઈ પટેલે | ૨—૦—૦ | પતાસા વ્હેંચ્યા. |
| બામરોલી | કડીના શેઠ રતનશીભાઈ કેવળદાસે | ૪—૦—૦ | પ્લેગ વ્હેંચી. |
| કુબડથલ | મિ. કાસમબક્ષ અલાબક્ષે | ૨—૦—૦ | પતાસા વ્હેંચ્યાં |
| | મિ ઉગરાભાઈ મથુરભાઈ પટેલે | ૨—૦—૦ | દુધ પાયું |
| | મિ. મોમાભાઈ જીવાભાઈ પટેલે | ૩—૦—૦ | ” |
| ઉવારસદ | પંડયા શામળદાસ શાસ્ત્રરામે | ૭—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| | | ૫—૦—૦ | સ્કૂલ ફંડમાં આપ્યા. |
| | પંડયા હરિલાલ ગીરધરલાલે | ૭—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| | ” | ૫—૦—૦ | સ્કૂલફંડમાં આપ્યા. |
| કામેંદ્રા | બાઈ મોધી શા. મૂળચંદ ત્રીકમલાલની વીધવાએ | ૩૫—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| સુવાલા | ગાયકવાડસ્ટેટના દિવાન મે. કરસનદાસ જેસિંગદાસ દેશાઈએ | ૧૫—૦—૦ | પેંડા વ્હેંચ્યા. |
| ધંધાણુ | પાટીદાર ભાઈજીદાસ ગમજીદાસે | ૧૫—૮—૦ | સ્કૂલ જમાડી. |
| વલાદ | શા. કેશવલાલ રણછોડભાઈએ | ૧—૦—૦ | પતાસા વ્હેંચ્યાં, |

| | | | |
|---|---|---|---|
| વળાદ | પા. દેશાઈભાઈ લલ્લુભાઈએ | ૧—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| | પા. ગીરધરભાઈ કાળિદાસે | ૧—૦—૦ | |
| | સુતાર મેમાભાઈઉમેદભાઈએ | ૧—૦—૦ | |
| દંતાલી | પંચાલ જીવણલાલ ભાઈચંદે | ૫—૦—૦ | પેંડા વ્હેંચ્યા. |
| વાડજ | મિ. નારણભાઈ ત્રીકમભાઈ મિસ્ત્રીએ | ૧૦—૦—૦ | મિઠાઈ તથા ચવાણું વ્હેંચ્યું |
| | મિ. દ્વારકાંદાસ સોમનાથ પટેલે | ૩૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| વસાઈ | પા. હીરાભાઈ જેઠાભાઈએ | ૨૫—૦—૦ | ,, |
| | મિ. ખુશાલભાઈ જેઠાભાઈએ | | |
| વાલુકડ | નામદાર લાઠીના ઠાકોરસાહેબે | ૧૦—૦—૦ | બંને સ્કૂલોમાં ચોપડીઓ તથા સ્લેટો વ્હેંચી. |
| | | ૧૫—૦—૦ | બંને સ્કૂલોમાંમિઠાઈ વ્હેંચી. |
| ડુમાણા | ગામલોકો તરફથી | ૧૯—૦—૦ | પુસ્તકો તથા પતાસાં વહેંચ્યા. |
| | મિ. પ્રભુરલાલ નરભેરામ મહેતાએ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| | | ૩—૦—૦ | સાકર વ્હેંચી. |
| જલાલપુર | બાઈ રે ઠાકરડાએ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | મિ. ભાઈલાલ છોટાલાલ પટેલે | ૨૫—૦—૦ | ,, |
| બામરોલી | ભાવસાર છગનલાલ રાયચંદે | ૧—૮—૦ | સાકર વ્હેંચી. |
| બાવળા | મિ. ઉમેદભાઈ મોહનભાઈજીએ | ૩૦૦—૦—૦ | દરેકે દરેક સ્કૂલો જમાડી. |
| | પા. કરસનદાસ લખુભાના વારસોએ | ૩૦૦—૦—૦ | ,, |
| પીરાણા | મિ. શંકર માનાભાઈએ | ૧૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | | ૨—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં. |
| ફીઆળ | રીણાવના શાહ ભાઈલાલ બેકોરભાઈએ | ૫—૦—૦ | સાકર વ્હેંચી. |
| આબારેલી | પા. ત્રીભોવન બુધરભાઈએ | ૧૨—૦—૦ | સ્કૂલ જમાડી. |
| બાકરોલ | સરખેજના મોહનલાલ જેશંકરભાઈએ | ૮—૦—૦ | ,, |
| પીપળી | રાજપુત પરમાર મુળીભાઇ જેઠીભાઇએ | ૨૭—૦—૦ | ,, |
| પાણવી | ગાંધી મોહનલાલ ભાઈચંદભાઇએ | ૯—૦—૦ | ,, |
| | સોની મગનલાલ રઘનાથે | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| | મિ. મોહનલાલ પરશોતમદાસજીએ | | |
| આંબલી | ખંભાતના શેઠ તારાચંદ સાંકળચંદે | ૧૧—૦—૦ | ઘડિઆળ લાવવા માટ બક્ષિસ આપ્યા તથા સ્કૂલ જમાડી. |
| | ,, | | |

## સને ૧૯૨૯ માં લેવામાં આવેલી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદી

| નંબર | નામ | માર્ક |
|---|---|---|
| | **નડિઆદ સેન્ટર.** | |
| ૧ | મોમાભાઈ લલ્લુભાઈ કાછીઆ | ૪૧૭ |
| ૨ | શંકરભાઇ રણછોડદાસ પટેલ | ૪૦૨ |
| ૩ | પુનમચંદ મુળચંદ શાહ | ૩૮૩ |
| ૪ | પ્રભુદાસ હરિભાઇ ખ્રિસ્તી | ૩૮૧ |
| ૫ | કાંતિલાલ જીવણલાલ દવે | ૩૮૦ |
| ૬ | નંદલાલ મણિલાલ શાહ | ૩૭૬ |
| ૭ | ચંદ્રપ્રસાદ મણિલાલ દેસાઇ | ૩૭૪ |
| ૮ | નળજીભાઇ ઘોરીભાઇ પટેલ | ૩૭૩ |
| ૯ | જોઇતાભાઇ એચરભાઇ પટેલ | ૩૬૮ |
| ૧૦ | ચંદુલાલ ચુનિલાલ શાહ | ૩૬૭ |
| ૧૧ | છોટાજી સુધાજી ચોહાણ | ૩૬૫ |
| ૧૨ | પ્લેટો રોમ્યુલ્ડ ખ્રિસ્તી | ૩૫૯ |
| ૧૩ | ચંદ્રસિંહજી પ્રભાતસિંહજી મહીડા | ૩૪૯ |
| ૧૪ | રમણલાલ છોટાલાલ શાહ | ૩૪૭ |
| ૧૫ | નારણભાઇ ચતુરભાઇ પટેલ | ૩૪૫ |
| ૧૬ | ચીમનલાલ છગનલાલ બારોટ | ૩૪૩ |
| ૧૭ | કાસમભાઇ કરીમભાઈ વોહરા | ૩૩૬ |
| ૧૮ | પુરશોત્તમ મૂળજીભાઇ પંડયા | ૩૩૨ |
| ૧૯ | અજન ખાના પટેલીઆ | ૩૩૨ |
| ૨૦ | પુરશોત્તમ ખોડાભાઇ પટેલ | ૩૩૦ |
| ૨૧ | છોટાલાલ ભાઇજીભાઈ અમીન | ૩૨૯ |
| ૨૨ | ભાઇલાલ ફુલાભાઇ પટેલ – | ૩૨૮ |
| ૨૨ | મોતીભાઇ વાઘજીભાઇ પટેલ | ૩૨૮ |
| ૨૨ | રસિકલાલ લક્ષ્મીદાસ પટેલ | ૩૨૮ |
| ૨૫ | ચંદુલાલ મૂળચંદ શાહ | ૩૨૭ |
| ૨૬ | ઇશ્વરભાઈ ખોડાભાઇ બારૈઆ | ૩૨૬ |
| ૨૬ | કાન્તિલાલ દયાશંકર પંડયા | ૩૨૬ |
| ૨૮ | રામચરણદાસજી પીતાંબરદાસજી સાધુ | ૩૨૫ |
| ૨૯ | રસુલભાઇ કરીમભાઇ વોહરા | ૩૨૨ |
| ૩૦ | હરમાનભાઈ ચતુરભાઈ પટેલ | ૩૨૧ |
| ૩૦ | ઇશ્વરભાઈ લલ્લુભાઈ પટેલ | ૩૨૧ |
| ૩૨ | કાશીભાઈ ગલાબભાઈ પટેલ | ૩૨૦ |
| ૩૨ | નુરમહમદ જમાલભાઈ શેખ | ૩૨૦ |
| ૩૪ | રામકૃષ્ણ લલ્લુભાઈ જાની | ૩૧૮ |
| ૩૪ | શાંતિલાલ અંબાલાલ શાહ | ૩૧૮ |
| ૩૬ | મોમાભાઈ શનાભાઈ પટેલ | ૩૧૭ |
| ૩૭ | ગોરધનભાઈ ભાઇલાલભાઈ પટેલ | ૩૧૬ |
| ૩૭ | મણિલાલ મંગળભાઈ પટેલ | ૩૧૬ |
| ૩૯ | ધુળાભાઈ વાઘજીભાઈ પટેલ | ૩૧૫ |
| ૪૦ | રતિલાલ હરિલાલ લુહાર | ૩૧૩ |
| ૪૦ | રતિલાલ કંચનલાલ મ્હેતા | ૩૧૩ |
| ૪૦ | હીરાભાઈ અંબાલાલ પટેલ | ૩૧૩ |
| ૪૩ | મોમારાત મગનરાત વાળંદ | ૩૧૨ |
| ૪૪ | પુરશોત્તમ ઉમેદભાઈ બારોટ | ૩૧૧ |
| ૪૪ | આશાભાઈ મંગળભાઈ પટેલ | ૩૧૧ |
| ૪૪ | શંકરલાલ નાથાભાઈ પટેલ | ૩૧૧ |
| ૪૪ | ગણુભાઈ રણછોડભાઈ વાઘેલા | ૩૧૧ |
| ૪૮ | રાવજીભાઈ મગનભાઈ પટેલ | ૩૦૮ |
| ૪૮ | મનાભાઈ હાથીભાઈ બારૈઆ | ૩૦૮ |
| ૪૮ | છોટાભાઈ હરિભાઈ પટેલ | ૩૦૮ |
| ૫૧ | મણિલાલ મથુરભાઈ પટેલ | ૩૦૭ |
| ૫૨ | મનુ તળશી કુંભાર | ૩૦૬ |
| ૫૨ | રામજી બોઘાજી પગી | ૩૦૬ |
| ૫૪ | અંબાલાલ નાથાભાઈ પટેલ | ૩૦૫ |
| ૫૫ | મફતલાલ ભાઈલાલ બારોટ | ૩૦૪ |
| ૫૫ | મેહરામણસિંહજી મોતીસિંહજી મહીડા | ૩૦૪ |
| ૫૫ | હુસેનમીઆ સરદારમીઆ મલેક | ૩૦૪ |
| ૫૫ | ગલાભાઈ સોનાભાઈ પટેલ | ૩૦૪ |

| | | |
|---|---|---|
| १३५ | ગીવાભાઈ સોમાભાઈ પટેલ | २७२ |
| १३५ | નટવરલાલ ચુનિલાલ ઓત્રિય | २७२ |
| १३८ | લલ્લુભાઈ ખુશાલભાઈ કુંભાર | २७१ |
| १३८ | ચતુરભાઈ બાવજીભાઈ પટેલ | २७१ |
| १४० | સુલેમાન ફુલજીભાઈ ખ્રિસ્તી | २७० |
| १४१ | અંબાલાલ વ્રીજવલ્લવદાસ શાહ | २६९ |
| १४१ | હીરાલાલ દલસુખભાઈ શાહ | २६९ |
| १४३ | બુદ્ધિલાલ ત્રીભોવનદાસ શાહ | २६८ |
| १४४ | કાળિદાસ ભાઈજી બારૈયા | २६७ |
| १४४ | જેશંકર ગણપતરામ દવે | २६७ |
| १४४ | જાલમસિંહ હિંમતસિંહ જાદવ | २६७ |
| १४४ | અંબાલાલ ચુનિલાલ પટેલ | २६७ |
| १४८ | મથુરભાઈ સોમાભાઈ બારૈયા | २६५ |
| १४८ | ગોવિંદભાઈ લક્ષ્મીદાસ પટેલ | २६५ |
| १४८ | હીરાલાલ પુરશોત્તમભાઈ પટેલ | २६५ |
| १४८ | ભીખાભાઈ અમથાકારે સુથાર | २६५ |
| १५२ | બુધાભાઈ છગનભાઈ રાવળ | २६४ |
| १५२ | ચીમનલાલ નીકમભાઈ વાળંદ | २६४ |
| १५४ | જનમંગ દેવીસીંગ અતાભઈ | २६३ |
| १५४ | ભાઈલાલભાઈ દેસાઈભાઈ બીન રણછોડભાઈ પટેલ | २६३ |
| १५४ | છોટાભાઈ મોતીભાઈ બીન નહેરીભાઈ પટેલ | २६३ |
| १५४ | મણિભાઈ શંકરભાઈ પટેલ | २६३ |
| १५४ | રણછોડભાઈ લાલાજી પટેલ | २६३ |
| १५६ | કાન્તિલાલ જેહાલાલ તલાટી | २६२ |
| १६० | રામજી ચતુરજી બારૈયા | २६१ |
| १६० | સુરજી મંગળજી બારૈયા | २६१ |
| १६० | રહેમાનભાઈ જેઠાભાઈ પટેલ | २६१ |
| १६० | મળજીભાઈ ઝવેરભાઈ પટેલ | २६१ |
| १६० | મંગળદાસ બાપુલાલ શાહ | २६१ |
| १६० | પરશુરામ ચુનીલાલ શાસ્ત્રીવાળા | २६१ |
| १६० | પ્રહલાદ સોમેશ્વર ઉપાધ્યાય | २६१ |
| १६७ | ગુલાભાઈ હરિભાઈ પટેલ | २६० |
| १६७ | કાળિદાસ બેચરભાઈ પટેલ | २६० |
| १६७ | નાગજીભાઈ શીવાભાઈ પટેલ | २६० |
| १६७ | માર્ગાફ્રિયુ હીનમલીશ ફરગુસન | २६० |
| १७१ | જેઠાભાઈ પ્રભાતસીંગ બારૈયા | २५९ |
| १७१ | વાડીલાલ કેદારસીંગ ભટ્ટ | २५९ |

| | | |
|---|---|---|
| १७१ | અંબાલાલ ચુનિલાલ દિક્ષિત | २५९ |
| १७४ | રસુલમીઆ સરદારમીઆ મલેક | २५८ |
| १७४ | વિરસિંહ હરિસિંહ પરમાર | २५८ |
| १७४ | મોહનલાલ ચુનીલાલ શાહ | २५८ |
| १७७ | ગુલામજાફર નથુભાઈ મલેક | २५७ |
| १७७ | રાયસંગ જેસંગ પરમાર | २५७ |
| १७७ | બેચરભાઈ ગલાબભાઈ પટેલ | २५७ |
| १७७ | વેહેરીભાઈ કાળિદાસ પટેલ | २५७ |
| १७७ | વિઠ્ઠલભાઈ નાથાભાઈ પટેલ | २५७ |
| १७७ | ચીમનલાલ ફુલચંદ મોદી | २५७ |
| १८३ | ચતુરભાઈ ખોડાભાઈ બારૈયા | २५६ |
| १८३ | ગુલાભાઈ મથુરભાઈ બારૈયા | २५६ |
| १८३ | ગેબ્રીઅલ એન્ટોન ખ્રિસ્તી | २५६ |
| १८३ | ચોહાન મથુરભાઈ મકવાણા | २५६ |
| १८७ | કાન્તિલાલ હરગોવિંદદાસ પરીખ | २५५ |
| १८७ | આશાભાઈ શનાભાઈ પટેલ | २५५ |
| १८७ | ડાહ્યાભાઈ જમનાદાસ પટેલ | २५५ |
| १८७ | ગુલાભાઈ ઝવેરભાઈ પટેલ | २५५ |
| १८७ | કરમીખાન હુસેનખાન પઠાણ | २५५ |
| १९२ | ગણપતલાલ ગંગાશંકર જોશી | २५४ |
| १९२ | વજેસીંગ રૂપસીંગ મકોડા | २५४ |
| १९२ | મોતીભાઈ નરસિંહભાઈ પટેલ | २५४ |
| १९५ | અંબાલાલ સોમાભાઈ ભાવસાર | २५३ |
| १९५ | વિષ્ણુપ્રસાદ મણીલાલ ત્રવાડી | २५३ |
| १९७ | હુસેનખાન હમીદખાન મલેક | २५२ |
| १९७ | કાન્તિલાલ ગીરધરલાલ પંડિત | २५२ |
| १९७ | ચતુરભાઈ જગનાદાસ પટેલ | २५२ |
| १९७ | છોટાભાઈ ગોવિંદભાઈ પટેલ | २५२ |
| २०१ | ગોવિંદભાઈ અમરાભાઈ વાઘરી | २५१ |
| २०२ | બુધાભાઈ મંગળભાઈ બારૈયા | २५० |
| २०२ | દાનાભાઈ રણછોડભાઈ ચમાર | २५० |
| २०२ | શંકરલાલ હરજીવન મહેતા | २५० |
| २०२ | આશાભાઈ અંબાલાલ પટેલ | २५० |
| २०२ | ઘનશ્યામ માણેકલાલ ઠાકર | २५० |
| २०७ | જગન્નાથ વેહેરીભાઈ બારોટ | २४९ |
| २०७ | સુલેમાન ડાહ્યાભાઈ પરમાર | २४९ |
| २०७ | ચતુરભાઈ લલ્લુભાઈ પટેલ | २४९ |
| २०७ | રતિલાલ અંબાલાલ પટેલ | २४९ |
| २०७ | રમણલાલ પ્રાણલાલ શાહ | २४९ |

નવાં બહાર પડેલાં સ્કૂલ ઉપયોગી પુસ્તકો

## હિંદુસ્થાનની ભૂગોળ

સાથે

## ( એશિઆ સામાન્ય )

ઉપયોગી નકશાઓ સહિત.

કર્ત્તા

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ, બી એ.

ટેક્સ્ટબુક તરીકે મંજુર થએલી

---

શાળોપયોગી

## વાર્તારૂપી ગુજરાતનો ઇતિહાસ

( નકશા તથા ચિત્રો સહિત. )

કર્ત્તા

હસમુખરામ ચુનીલાલ ત્રિવેદી.

કિંમત ૦-૮-૦.

---

શાળોપયોગી

## હિંદુસ્થાનનો ઇતિહાસ

( રાજ્યબંધારણ સાથે )

કર્ત્તા

એમ એમ. ઘોડાકીઆ, બી એ બી. ટી.

કિંમત ૦-૧૪-૦.

રતનપોળ મોટા જથામાં સારા કમિશનથી મળશે.

---

થોડા વખતમાં બહાર પડશે

## વહેપાર વિજ્ઞાન

લખોઃ—

ગુજરાત ઓરિએન્ટલ બુક ડીપો

રતનપોળના નાકે-અમદાવાદ.

Registered No. B. [illegible]

પુસ્તક ૬૮ ] [ અંક ૧૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## ડિસેમ્બર, સને ૧૯૨૯.

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણાં બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે. "

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

## અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૮]  ડિસેમ્બર, સને ૧૯૨૯  [ અંક ૧૨

## બાળસ્વભાવ

બાળસ્વભાવના નિરીક્ષણથી બાળકની મનોવૃત્તિ મુજબ શિક્ષણપદ્ધતિ અને શિક્ષણનો હેતુ નક્કી કરવો જોઈએ. હાલમાં શિક્ષણની નવી પદ્ધતિ મુજબ બાળકે શિક્ષકની રુચિ પ્રમાણે પોતાની મનોવૃત્તિ અનુકૂળ કરવાની નથી, પણ શિક્ષકે બાળકરૂપ થવાનું છે; એટલે તેણે બાળકના મનના સ્વરૂપનો અભ્યાસ કરવાનો છે. બાળકના મનના અવલોકન સિવાય શિક્ષક ભાગ્યેજ પોતાના શિક્ષણનું સારૂં ફળ ઉપજાવી શકે એમ છે; કારણ કે જે વસ્તુ પર તેને કંઈ અસર ઉપજાવવાની છે તે બાળકનું મન છે. આ કારણથી તેણે તેના ગુણદોષ, વિકાસનો ક્રમ, ને જુદી જુદી મનોવૃત્તિના સ્વરૂપનો ખ્યાલ જાણવો જોઈએ. આવા બાળસ્વભાવના જ્ઞાન સિવાય શિક્ષક પોતાના ધંધામાં કદી સફળ નીવડે નહિ, કારણકે જે વસ્તુ પર શિક્ષકે પોતાના શિક્ષણથી અસર કરવાની છે તે મન છે, અને મનના જ્ઞાન સિવાય કેળવણીનું સ્વરૂપ બાંધવું એ કેવળ વ્યર્થ પ્રયત્ન કરવા જેવું છે. કુદરતની સર્વ વસ્તુમાં મન એ ઘણો સૂક્ષ્મ પદાર્થ છે, ને જેમ જેમ વસ્તુની વધારે સૂક્ષ્મતા, તેમ તેમ તેના ઉપર અસર કરવાનું વધારે કઠણ નીવડે છે. ધાતુ, છોડ, શરીર, અને મન એ અનુક્રમે વધારે ને વધારે ગુંચવણભરેલી રચના છે; તેથી કારીગર, માળી, દાક્તર, અને શિક્ષકને એ રચનાના પ્રમાણમાં ધારેલી અસર ઉત્પન્ન કરવાનું વધારે મુશ્કેલ માલમ પડે છે. શિક્ષકનું મુખ્ય જ્ઞાન આપવાનું છે એટલે કે બાળકના મનનો વિકાસ કરવાનું છે;

તેથી મન શું છે અને તેનો વિકાસ કેવી રીતે થાય છે એ જાણવું ખાસ જરૂરનું છે; નહિતો શિક્ષણનો મૂળ હેતુ સફળ થતો નથી. જેમ બે હાથ સિવાય તાળી પડતી નથી તેમ બાહ્ય પ્રસંગ અને મૂળ પ્રકૃતિ સિવાય કંઈ પણ જ્ઞાન મળતું નથી. જ્ઞાનના આ બંને અંશની જરૂર છે, પણ તેમાં બાળકની સ્વાભાવિક શક્તિ એ વધારે પ્રબળ બાબત છે. બાહ્ય જગતના પદાર્થ એ મનને ફક્ત ખોરાકરૂપ છે; પણ તે તેમાં ભૂખ ઉત્પન્ન કરી શકતા નથી. જેમ બીને ગરમી, હવા, અજવાળું, ભિનાશ, અને જમીન-તળની જરૂર પડે છે તેમ મનને ભિન્ન ભિન્ન વસ્તુના સંસ્કારની જરૂર છે; પણ તેથી જેમ બીમાં રહેલું ગુપ્ત ઝાડનું સ્વરૂપ તદ્દન બદલાઈ જતું નથી, તેમ બાળકના મનની શક્તિમાં મોટો ફેરફાર થઈ શકતો નથી. જો બાહ્ય સંસ્કાર તેને અનુકૂળ હોય તોજ કંઈ ફેરફાર થઈ શકે છે. આ ઉપર-થી એ નિર્ણય ઉપર આવી શકીએ કે બાળકની સ્વાભાવિક શક્તિ ઘણી પ્રબળ હોય છે, અને બાહ્ય સંસ્કારની અસર તેના ઉપર આપણે ઇચ્છીએ તેટલા પ્રમાણમાં થઈ શકતી નથી.

ફ્રૉબેલ પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે "મનુષ્યજીવનનો ખાસ હેતુ તેનામાં જે દિવ્ય અંશ છે તેનો સ્પષ્ટ અને પૂર્ણ અનુભવ કરવાનો છે," "તેનામાં જે દૈવી તત્ત્વ છે તેનો અનુભવ એ મનુષ્યનો પરમ પુરુષાર્થ સફળ થવા બરોબર છે." ફ્રૉબેલ આવા મનથી શિક્ષણપદ્ધતિનો ઉદ્દેશ "આંતર શક્તિનો બાહ્ય આવિર્ભાવ છે" એમ સાબીત કરે છે. સર્વ કેળવણીનો હેતુ બાળકની સ્વતઃ પ્રવૃત્તિદ્વારા મનની જાગૃતિથી ગુપ્ત શક્તિ ખિલવવાનો છે. શિક્ષણનો ખરો હેતુ બાળકના સ્વભાવને પ્રદર્શિત કરવાનો છે. બાળકનું વ્યક્તિત્વ ખિલવવાને માટે તેની આંતર પ્રવૃત્તિને ઉત્તેજન આપવું એ મુખ્ય સાધન છે. આવી રીતે દરેક વસ્તુના સ્વભાવનો વિકાસ એજ કુદરતનો હેતુ છે, અને જ્યારે તે સફળ થાય છે ત્યારે તે વસ્તુ પોતાનું ખરૂં જીવન અનુ-ભવે છે એમ કહી શકાય છે.

દરેક પ્રાણીને કુદરતે તેના નિર્વાહ અને રક્ષણ માટે અમુક જાતની પ્રેરણા આપી હોય છે તે વડે તે તેની દિનચર્યા સહજ રીતે કરે છે. જ્યારે કોઈપણ ક્રિયા આપોઆપ કંઈ પણ હેતુનો પહેલેથી વિચાર કર્યા સિવાય બરાબર રીતે થાય છે ત્યારે તેને 'પ્રેરણા' કહે છે. પ્રેરણાના આ-વેગથી પ્રાણીને જેમ ધક્કો વાગતો હોય તેમ તે ક્રિયા કરવાને આકર્ષાય છે અને તેની કાર્યસિદ્ધિ યથાર્થ રીતે થાય છે. આવી જાતની પ્રેરણા યા જન્મસિદ્ધ સહજ જ્ઞાન દરેક નાના કે મોટા પ્રાણીમાં હોય છે. દા. ત. બતકનું

બચ્ચું તેના જન્મ પછી તરતજ પાણી તરફ આકર્ષાય છે અને તેમાં તે તરી શકે છે. કરોળીઓ તેના જાળામાં ફસાએલા જંતુના મર્મ ભાગ ઉપર ડંખ મારી તેને બેહોશ કરી શકે છે, તેવી રીતે સુઘરીનો માળો અથવા મધમાખી તેનો પુડો કુદરતી આવેગને લીધે કરી શકે છે. મનુષ્ય બાળકમાં પ્રાણીના કરતાં કેટલીક વધારાની પ્રેરણા હોય છે. તેમાં ફેર એટલો-જ છે કે પ્રાણીની પ્રેરણાનો વિકાસ નહિ થવાને લીધે તેમની બુદ્ધિની ક્રિયામાં કંઈ વધારો જોવામાં આવતો નથી. માનવ સુધારાનો ઇતિહાસ પ્રેરણામાં ફેરફાર કરવાથી બુદ્ધિની જે ઉચ્ચ પ્રકારની ક્રિયા ઘડાય છે તેના ઉપર રચાએલો છે. દા. કુતૂહલની પ્રેરણાનો ઉપયોગ પ્રાણીમાં નવીન કે અજાણી વસ્તુનું શું સ્વરૂપ છે તે નિહાળવામાં થાય છે અને મનુષ્યજાતિએ તેની જિજ્ઞાસા વડે કુદરતના ગૂઢ નિયમો શોધી કાઢી અનેક શાસ્ત્ર તથા કળા રચી તેની હાલની સંસ્કૃતિ ઉપજાવી છે.

બાળકમા કઈ કઈ પ્રેરણા કુદરતે મૂકી છે અને તેનો ઉપયોગ—તેની કેળવણી કેવી રીતે થઈ શકે તે આપણે હવે જોઈશું. પ્રાણીમાત્રનું મુખ્ય કર્તવ્ય ક્રિયા કે અમુક જાતનું વર્તન કરવાનું હોય છે. આપણા જીવનનો ઘણો મોટો ભાગ વહેવારૂ કામમાં જાય છે તેથી કુદરતે બાળકને જન્મતાંની સાથે કેટલીક પ્રેરણા અર્પેલી છે. ચૂસવાની, કરડવાની, પકડવાની, રડવાની હસવાની, ગુસ્સે થવાની, ચાળા પાડવાની, બેસવાની, ઉભા થવાની, ઘુંટણીએ ચાલવાની, ઉભા થઈ ચાલવાની તથા ઉંચે ચડવાની પ્રેરણા નાના બાળકમાં જોવામાં આવે છે. આ પ્રેરણાઓ તેના જીવનના અમુક વખતે માલુમ પડે છે. બાળક માંદું કે નિર્બળ હોય છે તે વખતે તે બેસી શકતું નથી તેમજ ચાલવાનું શીખતું નથી. જ્યારે બાળક મોટું થાય છે ત્યારે તેનામાં જુદી જુદી પ્રેરણા, જેવી કે બીક, પ્રેમ, નકલ, સંગ્રહ અને લડાયક વૃત્તિ, હરિફાઈ, માલકીપણાની વૃત્તિ, વખાણ, રચનાત્મક ચપળતા, રમત, જિજ્ઞાસા, સહવાસની વૃત્તિ, તથા દયાની વૃત્તિ, અને બોલવાની વૃત્તિ જોવામાં આવે છે. જો આ વૃત્તિમાં યોગ્ય ફેરફાર કરી તેનું સારૂં સ્વરૂપ ઘડવામાં આવે તો બાળકને યોગ્ય કેળવણી મળે છે. બાળકના જીવનનો મોટો ભાગ આવી પ્રેરણાના વેગને આધીન થઈ જુદી જુદી ક્રિયા કરવામાં જાય છે, પણ જો શિક્ષક યોગ્ય વખતે તેનું સારૂં સ્વરૂપ ઘડવાને કાળજી રાખે તો તેને સારો લાભ થાય છે. બાળક જે કંઈ નવું શીખે છે તે આ પ્રેરણાના આધારે શીખે છે. પ્રેરણાના વેગને અટકાવવાની સત્તા કોઈ વ્યક્તિમાં નથી. વાસ્તવિક રીતે તેના હેતુમા જોઈતો ફેરફાર કરવામાં આવે તો તેથી વ્યક્તિને

તેમજ સમાજને લાભ થાય છે. બાળક જે જે કંઈ નવું શીખતુ જાય છે તે ઉપર જણાવેલી પ્રેરણાની ક્રિયા કરીને શીખે છે તેથી શિક્ષકે તેમજ માબાપે તેનું કુદરતી વલણુ જાણીને તેને કેળવવાની સંભાળ રાખવી જોઈએ. બાળકના જીવનમાં તેમને જે કાઈ સુધારો કરવાનો છે તે આ પ્રેરણાની મદદથી કરવાનો છે. ગમે તેમ કલ્પના કરીને મરજીમાં આવે તેવો ફેરફાર બાળકના જીવનમા થઈ શકતો નથી. તેની ક્રિયાનો આધારભૂત જે વેગ અનેક વરસના જાતિ અનુભવને લીધે કુદરતે તેને વારસામાં આપ્યો છે તેનું અવલોકન કરી તેને અમુક માર્ગે વાળવાનો છે. આ દષ્ટિથી શિક્ષકે બાળસ્વભાવનો અભ્યાસ કરવાની જરૂર છે. જે બાળકના મન ઉપર અસર ઉપજાવી તેનો વિકાસ કરવાનો છે તેની મનોવૃત્તિનું તેણે ખાસ અવલોકન કરીને તેનું પોપણુ કરવાનું છે અને તે ઉપરથી તેનું ચારિત્ર ઘડવાનું છે. દા એક બાળક તેની મા જોડે રમે છે; તેવામાં મંકોડો જતો જોઈને તે ઝાલવા જાય છે. તેની મા તેને તેમ કરતા પરાણે અટકાવે છે છે અને તેને રમકડું રમવા આપે છે. તેને તે જુએ છે, પછાડે છે, ભાગે છે અને તેનું અવલોકન કરે છે. હવે જ્યારે જ્યારે તે મંકોડો જુએ છે ત્યારે ત્યારે તે પકડવા જતુ નથી અને રમકડું રમવાને માગે છે. આ પ્રમાણે અમુક વસ્તુને પકડવાની બાળકની સહજવૃત્તિનું સ્વરૂપ બદલી તેની મા તેને સુંદર રમકડું રમવા આપે છે તે તેને ઝાલીને રમે છે. તેવો એક બીજો દાખલો લઈએ. એક માણસે કુતરો પાળ્યો છે. તે જ્યારે માંસ જોઈને ખાવાને આકર્ષાય છે ત્યારે તેને તે શિક્ષા કરી તેને બદલે રોટલો ખાવાનો આપે છે. આ પ્રમાણે ઘણી વખત તેને માસ ખાતો અટકાવીને રોટલો ખવરાવવાથી તેના મગજમા રોટલો જોઈને તેને તે ખાવાનું મન થાય છે. અને માસ ખાવાનુ ગમતુ નથી એવો સંબંધ બંધાય છે. આ પ્રમાણે જે નવીન સંબંધ ( કુદરતી વલણુનું સ્વરૂપ બદલવાથી ) બંધાય છે તે શિક્ષણુ છે. શિક્ષકે આ પ્રમાણે બાળકના મગજમાં યોગ્ય સંબંધ બાંધી તેનું ચારિત્ર ઘડવાનું છે. ચારિત્ર એટલે સારી ટેવ અને અમુક ક્રિયા વારંવાર થવાથી ટેવ બંધાય છે. જો ઉપર બતાવ્યાં પ્રમાણે નવીન સંબંધ ઉપજાવવાની શક્તિ કોઈપણુ શિક્ષકનામાં ન હોય તો શિક્ષણુ કે કેળવણીને કંઈ અવકાશ રહેતો નથી. મનુષ્ય બાળકનામાં જે ઘણી શક્તિ જોવામાં આવે છે તે આવા પ્રકારની છે અને તેથી જ તે અન્ય પ્રાણી ઉપર સરસાઈ ભોગવી શકે છે. જ્યાંસુધી કેળવણીની દષ્ટિ આ સત્યને અનુસરી હોય નહિ, ત્યાંસુધી બાળશિક્ષણમાં જોઈ તો સુધારો થવાનો સંભવ રહેતો નથી; તેથી કુદરતી વલણુને ફેરવી તે બળનો અમુક

દિશામાં ઉપયોગ કરવો એ કેળવણી છે. આની રીતે કુદરત ઉપર કેવો કેળવણીનો વિજય થાય છે ?

(૧) **બીક**—એ બાળકમાં સહજવૃત્તિ છે. અજાણ્યા માણસથી તેમજ અપરિચિત વસ્તુથી તે બીએ છે. અંધારી જગાએ તેમજ ઉંચા મકાન ઉપર જવાને તેને બીક લાગે છે. તેમજ મોટા માણસને પણ જુદા જુદા પ્રસંગે બીક લાગે છે કે રખેને અમુક વસ્તુ જતી રહેશે તો તેનું શું થશે. આવી રીતે બીક એ કુદરતે મનુષ્યમા તેના રક્ષણ માટે મૂકી હોય એમ લાગે છે. બાળકને શાળામાં બીક લાગે છે. એ બીકનો ઉપયોગ શિક્ષણમાં થાય તો બાળક તેનું કામ કરશે, પણ બીક ત્રાસના રૂપમાં હોવી જોઈ એ નહિ, તેમજ બાળક હંમેશાં શિક્ષકથી બીનેજ કામ કરે એ ઇચ્છવા જોગ નથી. દરેક મનુષ્યને થોડા તો શિક્ષાનો ભય હોય છેજ; તેમજ બાળક પણ તે વૃત્તિને અનુસરી કામ કરે તો તેમા કંઈ હાનિકારક નથી. પણ તેની સાથે. શિક્ષક ઉપરનો તેનો પ્રેમ તો અવશ્ય હોવો જોઈએ. જે બાબત પ્રેમથી થાય છે તે કેવળ ધાકથી થતી નથી, તેથી શિક્ષકે આ વૃત્તિનો ઉપયોગ ઘણી સંભાળથી કરવાનો છે. બાળકની બીકનું વલણ છેવટે પ્રેમમાં પરિણમે તેવું શિક્ષકનું વર્તન હોવું જોઈએ. રાજ્યમાં સત્તાની બીક, ધર્મમાં નર્કનો ભય, સમાજમાં પ્રજામતની બીક, કુટુંબમા વડીલની મર્યાદા તથા શાળામાં શિક્ષકનો દાબ અનિષ્ટ વૃત્તિનો નિરોધ કરી સામાજિક હિતના વલણને ઉત્તેજિત કરે છે.

(૨) **પ્રેમ**—સ્વાભાવિક રીતે બાળક તેના ગોઠીઆને ચાહે છે, તેમજ શિક્ષકનો સમભાવ જોઈ તે તેના તરફ આકર્ષાય છે. શિક્ષક બાળકની પ્રેમની લાગણી તેના તરફ વિશેષ પ્રમાણમાં ખેંચાય તેને માટે શિષ્ય તરફ દીલસોજીવાળું તથા માયાળુવર્તન રાખવું જોઈએ. જો શિક્ષક તેના તરફ બાળકનો પ્રેમ આકર્ષી શકશે તો તે ઘણું કામ કરી શકશે, કારણકે પ્રેમને લીધે શ્રદ્ધા અને શ્રદ્ધાને લીધે જ્ઞાનનો પ્રવાહ સરળ રીતે વહે છે અને તેનું આસ્વાદન બાળક સહેલાઈથી કરી શકે છે.

(૩) **નકલ**—જનમંડળની બધી પ્રવૃત્તિનો આધાર બે વૃત્તિ ઉપર રહેલો છે. એક સર્જન કે સંશોધન અને બીજી નકલ. જે મનુષ્યની કલ્પના-પ્રતિભા પ્રબળ હોય છે તે સમાજ માટે નવીન સત્ય શોધી કાઢે છે તથા કંઈ નવીન રચના તેની આગળ રજુ કરે છે; તેથી સમાજના ચક્ર કાળક્રમે ઘસાવાને બદલે સરળ રીતે આગળ વધે છે, નહિ તો તેમાં જડતા

આવી જાય છે અને તેનું જીવન શુષ્ક અને નિર્માલ્ય થઈ જાય છે. આ કારણને લીધે કળાકાર, કવિ, ચિત્રકાર, શિલ્પી વગેરે સર્જકોનુ સમાજ ઘણું ઋણી છે. પણ જેમની બુદ્ધિ હલકી જાતની હોય છે તે તેમણે ઉત્પન્ન કરેલી રચનાનું અનુકરણ કરે છે. બાળક જન્મે છે ત્યારથી જે કંઈ તે શીખેછે તે નકલનો પ્રભાવ છે. તેનું બોલવું, ઉઠવું, બેસવું, ખાવુંપીવું, પોષાક પહેરવો, તેની રીતભાત વગેરે પ્રવૃત્તિમાં સ્પષ્ટ રીતે નકલ માલમ પડે છે. જ્યારે સમાજમા કંઈ નવીન ફેરફાર થાય છે ત્યારે તે તરતજ તેની નકલ કરે છે. શિક્ષકના ચારિત્રની અસર તેની કલ્પના ઉપર ઘણી પ્રબળ થાય છે અને તે પ્રમાણે તે કરવાને આકર્ષાય છે. તેની રીતભાત, બોલવું, લખવુ વગેરે ટેવની અસર વહેલી કે મોડી તેના મન ઉપર થાય છે અને તે પ્રમાણે તેની નકલ કરે છે તેથી શિક્ષકનું ચારિત્ર ઉચું હોવું જોઈએ. કેળવણીનો સર્વમાન્ય સિદ્ધાંત એ છે પણ બાળક ખોટી નકલ કરે તેની સંભાળ રાખવી જોઈએ. જે વિચાર કે કૃતિની અસર મગજ ઉપર પ્રબળ થાય છે તે જ્યારે આપોઆપ ક્રિયાદ્વારા બહિર્ભૂત થાય છે ત્યારે નકલ થઈ છે એમ કહેવાય છે, એટલે તેના સારાસારના વિવેકનો સા અવકાશ રહેતો નથી. આ કારણને લીધે શાળાનું વાતાવરણ તેમજ શિક્ષકની રીતભાત એવી હોવી જોઈએ કે બાળકના કોમળ મગજ ઉપર કોઈ પણ જાતનો અનિષ્ટ સંસ્કાર પડે નહિ. પણ તેની આગળ કોઈ પણ જાતનો ઉચો આદર્શ રજુ કરી તેને ફળિભૂત કરવાને તેમને ઉત્સાહિત કરવા જોઈએ.

(૪) **સંગ્રહાત્મકવૃત્તિ**—જેમ કીડી અનાજના દાણા ભવિષ્યના ઉપયોગ માટે ભેગા કરી રાખે છે તેમ બાળકને પણ અમુક વસ્તુ સંગ્રહ કરવાની કુદરતી ઇચ્છા થાય છે. કેટલાક માણસો બહુ ચોપડીઓ તથા છાપા પોતાની પાસે જોઈને ખુશ થાય છે, પછી તે વાચી શકે છે કે કેમ તે જુદી બાબત છે. તેવીજ રીતે કંજુસ માણસ પાસે અઢળક પૈસો હોય તોપણ તેમા વધારો કરવાની તેની ઇચ્છા થાય છે. સ્ત્રીઓ લુગડાં, ઘરેણાંથી સંતોષ નહિ પામતાં તેમા વધારો કર્યાંજ જાય છે. આ બધા દાખલા મનુષ્યમાં જે સંગ્રહ કરવાની સ્વાભાવિક વૃત્તિ છે તેની સાક્ષી પૂરે છે. શિક્ષકે કેટલાંક બાળકને પૈનો, કાગળના કકડા, ચિત્રો તથા લખોટીઓ ભેગી કરતા જોયાં હશે. તે ઉપરથી તેણે આ વૃત્તિનો લાભ લેવા તેમને સૃષ્ટિજ્ઞાન માટે પાદડા ભેગા કરવા તથા જુદી જુદી જાતના સ્ટાંપ અને ચિત્રો, સંગ્રહ કરવા કહેવું. શાળાનું સંગ્રહસ્થાન સારૂ થાય તે માટે આસપાસ મળતી વસ્તુ

લાવવાનું કહેવાથી તેઓ તે તરત લાવવાને પ્રેરાશે. જ્ઞાનનો સંગ્રહ કરવો એટલે દરરોજ કંઈને કંઈ નવું જ્ઞાન મેળવવાની તેમની અભિલાષાને ઉત્તેજન આપવું જોઈએ તેમજ તેમના ચારિત્રના વિકાસમાં તેઓ કંઈને કંઈ પ્રગતિ કરે એવી ભાવના તેમના હૃદયમાં ખડી કરવી જોઈએ.

**(૫) લડાયકવૃત્તિ**—ઘણા જુના કાળમાં મનુષ્યને તેનો નિર્વાહ પ્રાણીનો શિકાર કરી અને અન્ય ટોળીના માણસો જોડે લડીને કરવો પડતો હતો. અંદર અંદરની તકરારો લડાઈથીજ પતાવવામાં આવતી. આ કારણથી અજાણ્યા મનુષ્યને દુશ્મન ગણી તેનો નાશ કરવો એ અનેક લડાઈનો મુખ્ય હેતુ હતો. અનેક વરસ સુધી જે વૃત્તિનું બંધારણ આવી રીતે રચાયું હોય તે સુધરેલા જમાનામા પણ તેનું મૂળ સ્વરૂપ ઘણી વખત વિકરાળ રીતે માલમ પડે છે. નાના છોકરાને પક્ષીનો શિકાર કરવો, તેને કાંકરા મારવા તથા હેરાન કરવાને સ્વાભાવિક રીતે મન થાય છે, તેમજ એક બીજાની સાથે તકરાર કરી લડવું અને ગરીબ વિદ્યાર્થીને સતાવવો તથા મારવો એ સાધારણ બાબત છે. બાળકના આવા લડાયક જુસ્સાને સારે રસ્તે વાળવાને માટે તેમને ભણવામાં પડતી મુશ્કેલી દૂર કરવાને માટે કહેવું. ગણિતના અઘરા દાખલા ગણવાને તથા કવિતાનો મુખપાઠ કરાવી તેમના જુસ્સાનો તેવી રીતે ઉપયોગ કરવાથી તેનામાં આત્મવિશ્વાસ આવે છે અને વધુ કામ કરવાને તે પ્રેરાય છે. તોફાની વિદ્યાર્થીને અમુક પ્રશ્નનો ઉત્તર શોધી લાવવાનું સોંપવાથી તેમના ઉત્સાહ તથા શક્તિને કામમાં વપરાય છે, તેથી તેમને ઘણો લાભ થાય છે. કેટલાક લોકોને હાલમાં સુલેહશાંતિના વખતમાં લડવાના પ્રસંગો મળતા નથી ત્યારે તેમનો જુસ્સો તેઓ કોર્ટમાં લડીને શાંત કરે છે. શિક્ષકે બાળકના લડાયક જુસ્સાનો ઉપયોગ તેઓ વધારે વિદ્યા પ્રાપ્ત કરે તેવા પ્રસંગો ઉપજાવીને કરવો જોઈએ. સુપ્રસિદ્ધ વિદ્વાન ન્યુટન જ્યારે શાળામાં ભણતો હતો ત્યારે તે આળસુ હોવાથી વર્ગમાં નીચે પડયો રહેતો હતો, પણ એક દિવસ તેને એક છોકરા જોડે વઢવાડ થઈ તેમાં તેને હિમતથી હરાવ્યો તે ઉપરથી તેને ભણવામાં સારો અભ્યાસ કરવાનું મન થયું. તેના લડાયક જુસ્સાનો ઉપયોગ આવી રીતે વિદ્યા પ્રાપ્ત કરવામાં જોડવાથી તે પાછળથી એક મહાન વિદ્વાન થયો.

**(૬) હરિફાઈ**—એક માણસનું અમુક કામ જોઈને વધારે સારી રીતે કરવાની જે વૃત્તિ તે હરિફાઈ છે. દુનિયામાં સર્વત્ર હરિફાઈ જોવામાં આવે છે અને તેથી તેનું ઉંચું કામ આ વૃત્તિને લીધે થાય છે. જો હરિ-

ફાઈ ન હોય તો કેટલા મનુષ્ય જ્ઞાન મેળવવાની ખાતર વિદ્યા પ્રાપ્ત કરે ? કેટલા મનુષ્યો તેમના કામમા સુધારો કરે ? અતિશય હરિફાઈ ને લીધે અદેખાઈ અને દ્વેષ ઉત્પન્ન થાય છે એ વાત ખરી છે, પણ તેના આ વેગને લીધે કામમા સુધારો થાય છે એ તો નિર્વિવાદ છે. એક વિદ્યાર્થીના અક્ષર સારા હોય તો બીજા વિદ્યાર્થી હરિફાઈની લાગણી ઉશ્કેરવાથી તે પ્રમાણે કામ કરવા પ્રેરાશે. વાચનમા વર્ગની બે ટુકડી પાડવાથી તેમા જલદી સરળતા આવે છે. તેવીજ રીતે થોડી ઘણી હરિફાઈનો ભણતરમાં ઉપયોગ કરવો જરૂરનો છે. વર્ગમા માર્ક પણ તેજ હેતુથી અપાય છે અને તેથી બીજા વિદ્યાર્થીને ઉંચો નંબર મેળવવાનું મન થાય છે. હાલમા હરિફાઈને બદલે એક બીજાને મદદ કરી સહકારથી કામ કરવાનું વલણ વિશેષ જોવામા આવે છે. અલબત્ત હરિફાઈ એ મનુષ્યજીવનનું ધ્યેય નથી પણ જ્યાસુધી મનુષ્યસ્વભાવમા એ ગુણ રહ્યો છે ત્યાંસુધી અમુક મર્યાદામાં તેનો ઉપયોગ કરવો ઇષ્ટ છે એમ સર્વ કોઈને સમજાશે. ચતુર શિક્ષક આ વૃત્તિનો વિવેકપૂર્વક ઉપયોગ કરશે તો વિદ્યાર્થીને સારા લાભ થશે.

**(૭) વખાણ**—' ખુદાને પણ ખુશામત વહાલી છે ' એ કહેવત ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દરેક મનુષ્યને તેની અસ્મિતા (હુંપદપણા) નો વિસ્તાર બહુ ગમે છે. તેનુ શરીર, કપડાં, ઘરેણાં, ચોપડી, રાચરચીલું, તેની આબરૂ પણ તે તેના અંગરૂપ ગણે છે અને જો તે બાબત સારી ગણાય તો તેને ઘણો આનદ થાય છે અને ફુલાય છે; પણ જો કોઈ તેની બદગોઈ કરે છે તો તેને આઘાત થાય છે અને તેને ખોટું લાગે છે. નાના બાળકને પણ સ્વમાન વહાલું હોય છે. જો તેમનો તિરસ્કાર કરવામા આવે છે તો તેઓ તરત ગુસ્સે થાય છે. આવી રીતે દરેક મનુષ્યને તેના વખાણ વહાલા લાગે છે. જો કોઈ બાળક સારૂ વાચે અને તેને સાબાશી આપીએ તો તે ફુલાય છે અને ખુશ થાય છે. શિક્ષકની મહેરબાની તેના ઉપર થાય અને તે ખુશ થાય એમ દરેક બાળક ઇચ્છે છે. જો તે કંઈ અઘરૂં કામ કરે છે અને શિક્ષક તેનાં વખાણ કરે છે તો તેને પ્રોત્સાહન મળે છે. શિક્ષકે તેમનાં વારંવાર તેમજ બહુ વખાણ કરવા નહિ. ખાસ જરૂર પડે વખાણ કરવાથી તેમની સારી કદર થાય છે. શિક્ષકે હમેશાં આ વૃત્તિનો ઉપયોગ કરવાની ઇચ્છા રાખવી નહિ, પણ કોઈ પ્રસંગે તેનો ઉપયોગ કરવો.

**(૮) માલકીપણું**—જેમ વખાણ આપણી અહંતાનું પોષણ કરે

છે તેમ માલકીપણું આપણી મમતા દર્શાવે છે. અમુક વસ્તુ મારી છે અને અમુક વાપરવાનો માર્ગ પોતાનો હક્ક છે એવી જાતની લાગણી એ માલકીપણાની વૃત્તિ છે. હાલના સુધારાનો પાયો આ વૃત્તિ ઉપર રહેલો છે. હરિફાઈ તેજ વૃત્તિને લીધે થાય છે. જો સમાજમાં સામ્યવાદ (માલકીપણાનો અભાવ) હોય તો જે પ્રકારની હરિફાઈ હાલમાં જોવામાં આવે છે તે માલમ પડે નહિ; તેની સાથે જે આગ્રહ અને કાળજીથી વ્યક્તિ માલકીપણાની પ્રેરણાથી આકર્ષાઈ કામ કરે છે તે પણ જોવામાં આવે નહિ. મહાન પુરુષોમાં પણ થોડી ઘણી માલકીપણાની વૃત્તિ જોવામાં આવે છે. અલબત્ત તેનું સ્વરૂપ ઘણું ઉંચા પ્રકારનું હોય છે. તેમને તેમના અમુક જાતના વિચાર પ્રત્યે રાગ હોય છે તથા અમુક જાતના પુસ્તકો પ્રત્યે પ્રેમ હોય છે. તેમના વિચારનો વધારે પ્રચાર થાય તે તેમને ગમે છે. જ્યારે વસ્તુસ્થિતિ આવી છે ત્યારે શિક્ષકે બાળકનું અભિમાન ઉત્તેજિત કરી તેની પાસે કામ કરાવવું જોઈએ. તેને કહેવામાં આવે કે આ શાળા તમારી છે, તે સ્વચ્છ અને સુઘડ હશે તો તે સારી કહેવાશે, દરેક વિદ્યાર્થીએ પોતાની જગા ચોકખી રાખવી, જે વિદ્યાર્થી અમુક નમુનો બતાવશે તેને તે આપી દેવામાં આવશે. આવી રીતે તેના માલકીપણાની પ્રેરણાનો લાભ લઈ શિક્ષકે કામ કરવું જોઈએ. અતિશય મમતાને લીધે તેમનામાં દ્વેષ અને હૃદયની કઠિનતા ન આવે તે જોવાનું છે.

(૯) **રચનાત્મકવૃત્તિ**—તંદુરસ્ત બાળકને કામ કરવું ગમે છે. તેનામાં જે ઉત્સાહ હોય છે તેથી તે વસ્તુની ભાગફોડ કરે છે. તેનામાં જે ચપળતા છે તેને લીધે તેઓ ઘરની અંદર વસ્તુઓ લઈ જાય છે. માબાપના ફેરાફાંટા ખાય છે. તેના સ્નાયુ, તેના જ્ઞાનતંતુ, તથા ઇંદ્રિયો કામ કરવાને બહુ આતુર હોય છે, તેથી તેઓ આખો દિવસ કંઇને કંઈ કામ કરે છે. બાળકની આવી ચપળતાનો ઉપયોગ શાળાના કામમાં શિક્ષકે કરવો જોઈએ. નાના છોકરાઓ લીટા લીટા કાઢી ભીંત બગાડે છે તો તેમને ચાકનો કકડો ને સ્લેટ આપ્યાં હોય તો તેઓને આકૃતિ કાઢવાનું ગમશે. નાનાં છોકરાંઓ રેતીમાં દહેરાં તથા જુદા જુદા આકાર બનાવે છે, તેથી તે ઉપરથી તેમને કાગળના આકાર, માટીના આકાર, કાર્ડની આકૃતિઓ વગેરે પ્રવૃત્તિથી તેમની રચનાત્મકવૃત્તિને ઉત્તેજન મળશે. ખાસ કરીને ચિત્રકામ અને હસ્તઉદ્યોગના વિષયમાં તેમના સ્નાયુની લાગણી કેળવાય છે અને તેઓ જુદા જુદા ઘાટ ઉપજાવે છે. આ પ્રમાણે તેની રચનાત્મકવૃત્તિનો ઉપયોગ કરવાથી તેની બુદ્ધિનો વિકાસ થશે અને તેને આનંદ

થશે. ચોપડીમાંથી જે શુષ્ક જ્ઞાન મળે છે તેને બદલે કુદરતના સહવાસથી તથા પદાર્થપાઠ, માટી, કાગળ, કાર્ડબોર્ડ વગેરે આકાર બનાવવાથી તેની બુદ્ધિનો વિકાસ સારો થાય છે.

**(૧૦) રમત**—નાનું બાળક તેના જીવનનો મોટો ભાગ રમતમાં ગાળે છે. રમત એ એની એક પ્રેરણા છે. બાળકને રમત બહુજ ગમે છે. તેનામાં જે શારીરિક અને માનસિક ચપળતા હોય છે તેનો વ્યય તેની જુદી જુદી જાતની રમતમા થાય છે. તે રમતદ્વારા આડકતરી રીતે ઘણું શીખે છે. કામમાં તેને કંટાળો આવે છે, કારણકે તેમાં તેને બીજાની માફક કરવાનું હોય છે; પણ રમત તો તેની સ્વતઃવૃત્તિ છે તેથી તેને ઘણો આનંદ થાય છે. જે કામમાં કંઇપણ રમતનું તત્ત્વ એટલે આનંદનો અંશ નથી હોતો તે બોજારૂપ-વેઠરૂપ લાગે છે, તેથી શિક્ષકે બાળકને તેના અભ્યાસમાં રસ પડે તેવી યોજના કરવી જોઈએ. બાળકના પહેલા પાંચ વરસમા તો તેને તેની મરજી માફક રમવા દેવું જોઈએ, તેથી તેના શરીરનો બાંધો ખીલે છે તેમજ તેની મગજશક્તિનો વિકાસ થાય છે. રમત વખતે બાળકના શરીરમાં લોહીનું ભ્રમણ જલદીથી થાય છે અને મગજમા એક તંતુસ્થાનમાથી બીજામાં તંતુપ્રવાહ ફેલાવાથી તેને ઘણો આનંદ થાય છે. તેમજ બાળક જ્યારે ખૂબ હસે છે, બૂમ પાડે છે, અને કૂદે છે ત્યારે તેના શરીરમાં વિશેષ ચપળતા આવે છે. જ્યાંસુધી બાળકને તેના નાજુક સ્નાયુ ઉપર કાબુ આવ્યો હોતો નથી ત્યાસુધી તેને તેની ઇચ્છા મુજબ રમવા દેવું જોઈએ. ગરદન, હાથ અને પગના મોટા સ્નાયુનો રમતમા ઉપયોગ થવાથી તેની શક્તિ સારી રીતે વધે છે. વળી રમતદ્વારા બાળવર્ગમાની ઘણી બાબતો શીખવી શકાય એમ છે. રમતનું રહસ્ય ધ્યાનમા રાખીને કિન્ડરગાર્ટન પદ્ધતિ યોજવામાં આવી છે તેમજ હાલની મોન્ટેસોરી શિક્ષણયોજના બાળકને સ્વતઃરમત રમવાની છૂટ આપે છે. તે જે કંઈ ક્રિયા કરે છે તે તેને રમતરૂપ લાગે છે અને તેથી તે પરોક્ષ રીતે પદાર્થગુણનું જ્ઞાન મેળવે છે. સંખ્યાશિક્ષણમાં રમતનો ઉપયોગ થઈ શકે એમ છે. શબ્દ, વાચન તથા લેખન પણ તે દૃષ્ટિથી થાય છે. ઉપલા ધોરણમાં નાટ્યપ્રયોગ પણ એ એક જાતની રમત છે. તેને લીધે બાળકને જુદીજ જાતનો અનુભવ થાય છે. આ કારણથી શિક્ષકે નાના બાળકને રમતદ્વારા જે કંઈ શીખવવાનું હોય તે શીખવવું. તેમના મગજ ઉપર નકામો બોજો પડે નહિ તેની ખાસ સંભાળ રાખવાની છે.

**(૧૧) જિજ્ઞાસા**—જ્યારથી બાળક તેની ખુલ્લી આંખો કરી આસપાસ જુએ છે ત્યારથી તેની કેળવણી શરૂ થાય છે. કોઈપણ વસ્તુ તેના

હાથમાં આપવામાં આવે છે કે તેના ઉપર તે આંગળી ફેરવે છે, તે ચૂસે છે, તેનાથી થતો અવાજ આશ્ચર્યથી સાંભળે છે,' આ તેની સંશોધન—નવું ભણવાની વૃત્તિ બીજરૂપ હોય છે. જ્યારે તેના હાથમાં કોઈ રમકડું આવે છે ત્યારે તે નીચે નાખી દઈ તેનો અવાજ સાંભળે છે, અને તેને ભાગી નાખી તેની કુતૂહલવૃત્તિને તૃપ્ત કરે છે. નવું નવું જાણવાની, કરવાની તેની વૃત્તિ કુદરતી છે, કારણકે તે ગર કુદરતના જુદા જુદા પદાર્થના ગુણ તથા તેમાં બનતા બનાવના નિયમ તે જાણી શકે નહિ. શિક્ષકે બાળકની આવી જિજ્ઞાસાને ઉત્તેજન આપવું જોઈએ. તેણે બહુ કહી દેવું જોઈએ નહિ પણ થોડુંક કહીને તેની જિજ્ઞાસા સતેજ કરી તેની પાસે તે બાબતનું જ્ઞાન પ્રાપ્ત કરાવવું જોઈએ. નાનાં છોકરાઓ તેમનાં માબાપને તથા શિક્ષકને જુદી જુદી જાતના ઘણા પ્રશ્ન પૂછે છે. કેટલાક સવાલ તો મોટી ઉંમરના માણસને વિચિત્ર લાગે છે પણ તે તો તેની દૃષ્ટિથી તે પ્રશ્ન પૂછે છે. ડાહ્યા શિક્ષકે તેની પૃચ્છક બુદ્ધિને તેની મશ્કરી કરી કે આપખુદી કરી દબાવી દેવી જોઈએ નહિ, પણ જેટલું બને તેટલું તેનું સમાધાન કરવું જોઈએ. જેમ જેમ બાળકો ઉપલા ધોરણમાં જાય છે તેમ તેમ તેની જિજ્ઞાસા ઓછી થતી જાય છે તેથી 'શિક્ષકે પાઠ સમજાવ્યા પછી ભાગ્યેજ તેઓ પ્રશ્ન પૂછે છે. જે શિક્ષક કહી જાય છે તે સાંભળે છે અને યાદ કરે છે. જ્યારે બાળક પ્રશ્ન પૂછે ત્યારે આપણે એમ સમજવું કે તે તે વિષયનો વિચાર કરે છે અને કહેલી હકીકત તેના મગજમાં બંધ બેસતી થતી નથી. જો બાળકની જિજ્ઞાસા કુંઠિત થતી નથી તો તે આગળ ઉપર ઉત્સાહથી તેનું જ્ઞાન વધારે છે અને આગળ ઉપર તે એક વિદ્વાન થાય છે. નવી નવી કલ્પના કરવી એ જિજ્ઞાસાનું ફળ છે. જે મનુષ્યની જિજ્ઞાસા દબાઈ ગઈ હોય છે તે અમુક ઘરડમાં ટેવની સત્તાને આધીન થઈ કામ કરે છે પણ જેની કુતૂહલવૃત્તિ સતેજ રહે છે તે નવી નવી શોધ કરે છે અને દેશના જ્ઞાનમાં વધારો કરે છે. આ કારણને લીધે બાળકની જિજ્ઞાસા તૃપ્ત કરવાને અને તેના વિકાસ માટે શિક્ષકે બહુ બતાવી દેવું નહિ. તેને પ્રશ્ન પૂછવાને પ્રોત્સાહિત કરવો. પદાર્થપાઠ, સૃષ્ટિજ્ઞાન, ઇતિહાસભૂગોળ વગેરે વિષયમાં તેની કલ્પના શક્તિને ઉત્તેજિત કરી તેનામાં આનંદાશ્ચર્યની લાગણી પેદા કરવી જોઈએ. વળી વાર્તામાં અદ્ભુત-વાર્તા કહીને તેની કલ્પનાનું પોષણ કરવું જોઈએ. આ પ્રમાણે તેની જિજ્ઞાસાને ઉત્તેજિત કરવાથી તેને ચોપડી વાંચવાનો કંટાળો આવશે નહિ અને નવી નવી જાતનું જ્ઞાન તે મેળવતુંજ જશે.

**(૧૨) સહવાસવૃત્તિ**—પ્રાણીમાત્રને એકલું રહેવું ગમતું નથી. જંગલમાં

પ્રાણીજ છે. હું એમ કહેવા નથી માગતો કે તે બીજાં જીવજંતુ જેવું પ્રાણી છે, પણ તે પ્રાણી તો છેજ. એક બાળકની વ્યક્તિ ને એક છોડની વ્યક્તિ વચ્ચે ઘણું મળતાપણું છે. આ પ્રમાણે છોડ અને જંતુઓના જીવનના અભ્યાસ ઉપરથી આપણને બાળકોને કેવી કેળવણી આપવી તેની સૂઝ પડશે. અગર આપણે હાલ જે જાતની કેળવણી આપી રહ્યા છીએ તેમાં શી શી ખામીઓ છે તે જણાશે.

આપ જાણો છો કે કેળવણીની મુખ્ય નેમ બાળકની વ્યકિતનો વિકાસ ને પ્રગતિ થાય એ છે; એટલે કુદરતે બાળકોમાં જે જે સાચી બાબતો મૂકી છે તે વિકાસ પામી બહાર આવે તે છે. તો કેળવણીની આ નેમ પૂરી પાડવા આપણે ક્યાં ક્યાં સાધનોનો ઉપયોગ કરવો, તે જીવન-શાસ્ત્ર આપણને શીખવે છે, માટે બાળકોની કેળવણીમાં જીવનશાસ્ત્રના અભ્યાસની ખાસ જરૂર છે.

વળી જીવનશાસ્ત્રના અભ્યાસમાં બાળકોને રસ પડે છે, તેથી તેમનું જ્ઞાન વધે છે અને મોટપણે તે તેમને કામ આવે છે. રસ પડે એવી એવી બાબતો બાળક આગળ ધરવી એ કેળવણીનો પહેલો સિદ્ધાંત છે એ તો આપ જાણોજ છો. હાલના જમાનામાં બાળકોને રસ પડે એવું ઘણું થોડું કેળવણીમાં આગળ ધરવામાં આવે છે. ઇતિહાસ વગેરેમાં બાળકોને રસ પડે એ ખરી વાત છે પણ તે જ્ઞાન બાળકો માત્ર કલ્પનાશક્તિથીજ ગ્રહણ કરે છે. પણ કુદરતમાં તેમ નથી. એક મનુષ્યને જન્મ્યા પછી કુદરત ઉપર છોડી દો અને પછી જુઓ કે એ કેવી રીતે કેળવણી લેછે. આપની ખાતરી થશે કે એ પોતાની આંખ હાથ વગેરે, ટુંકમાં કહું તો ઈંદ્રિયો વાપરીને કેળવણી લેછે. આપ જ્યારે ગામડાંમાં કેળવણી આપો છો ત્યારે આપ ઇંદ્રિયોનો ઉપયોગ કરવાની તક આપો છો ? આપ બાળકોને રસ પડતી ચીજો તેમની આગળ ધરો છો ? જવાબ ઉઘાડો છે. તેમાં આપનો વાંક નથી. જીવનશાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાંતોનું જ્ઞાન થયું નથી અને જેઓને થયું છે તેમને પૂરૂં થયું નથી તેથીજ આ પરિ-ણામ આવે છે. જીવનશાસ્ત્રની અગત્ય વિષે બોલવા હું આપની સમક્ષ ઉભો નથી છતાં જો આપ એ શાસ્ત્રનો અભ્યાસ કરશો તો આપને ખ્યાલ આવશે કે આપણે ભણવામાં ને ભણાવવામાં જે સુધારા કરવા જોઈએ તે કર્યા નથી. કોઈપણ જાતનાં ખરચાળ સાધનો વગર પણ જીવનશાસ્ત્રનો પ્રાથમિક અભ્યાસ થઈ શકે છે તે હું આજે આપને બતા-વવા માગું છું.

૧. એક માટીના વાસણમા અળીસીઆ મકશો અને વળી બાળકોને તે કેમ છડા મૂકે છે, શુ ખાય છે, કેમ વધે છે તે તપાસવા કહેશો તો તેમના આનંદનો પાર નહિ રહે. તેમા રાખવાની રીત પણ ઘણી સહેલી છે. તેમને ઉછેરતા શીખવી શકાય. એ ઘણુ ઉપયોગી પ્રાણી છે

૨. જીવનશાસ્ત્રનો અભ્યાસ કરવા લાયક પ્રાણીઓનો બીજો વિભાગ તે પતંગીઆ, તીડો ને કસારીનો છે. દિવાળી અગાઉ પતંગીઆના નર-માદાનુ જોડાણ થાય છે અને દિવાળી પછી તેમાથી પતંગીઆ થાય છે. જો એક દેવદારના ખોખામા પાદડા વગેરે મૂકી તેમને ઘરમા ઉછેરે તો બાળકોને તેમા ખૂબ રસ પડે છે. બાજરીના છોડ તપાસો તો તમને જણાશે કે આ જાતના પ્રાણીઓ કેટલુ ખાય છે. બાળકને આ તપાસતા કરવા તેજ કેળવણી છે. કુદરત બધા અવયવોને કસરત આપે છે. તેમા જોર વધે તે માટે નહિ પણ તેનો વપરાશ થાય તે માટે હાલની કેળવણીમા આનો અભાવ છે.

જનાવર પકડવુ તે ખોટું એમ આપણે સંસ્કારથી માનતા આવ્યા છીએ, તેથી જ્ઞાન મેળવવાનો મોટો રસ્તો, આપણા દેશના લોકો આગળ બંધ થાય છે. આર્ટ અને સાયન્સની કોલેજોમા ભણતા વિદ્યાર્થીઓને પણ દેડકો જોતા પણ સૂગ ચડે છે. પણ ધીરે ધીરે તેઓ પોતે જેમ જેમ તેનું જીવન તપાસે છે તેમ તેમ તેમા રસ લેતા થઈ જાય છે. આટલી મોટી ઉમરે પણ જ્યારે તેઓ રસ લેતા થઈ જાય છે, ત્યારે તો નાનપણથીજ તેમને આંખોનો ઉપયોગ કરતા શીખવ્યુ હોય તો તેઓ કેટલો રસ લેતા થઈ જાય ! હુ એમ કહેવા માગું છુ કે બાળકોને ઇંદ્રિયોનો ઉપયોગ કરતા નાનપણથીજ શીખવો. તીડાઓની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, તેઓ કેવી કેવી સ્થિતિમાથી પસાર થાય છે અને કેવા કેવા વેશ ધરે છે તે જો મોટા શહેરોમા સિનેમામા બતાવ્યુ હોય તો બધા બહુજ ખુશ થઈ જાય છે ને તાળીઓના ગગડાટ કરે છે અને આપની સામે ગામડામા આ બનાવો પ્રત્યક્ષ બન્યા કરે છે તેને આપ જોતા નથી કે બાળકોને દેખાડતા પણ નથી. હુ આપને બાળકોને એ શીખવવાની અરજ કરૂ છુ. ચોપડીઓ ખોલવા ના કહું છુ; માત્ર થોડા ઉત્સાહનીજ જરૂર છે. કીડા ને પતંગીઆના અભ્યાસથી આપણા પાકોને થતું ઘણુ નુકસાન બચાવી શકાય એમ છે.

૩. કાચની એક મોટી બરણીમા પાણી ભરી, તેમાં પાણીમા ઉગતા છોડ મૂકો; પછી અંદર માછલા લાવી નિશાળમાં રાખો ને તપાસો. બાળકો

કેટલા આનંદથી તે જુએ છે ! આમ તેમને માછલીની ટેવો, ખોરાક, ઉત્પત્તિ વગેરે થોડા ખર્ચે તપાસતાં શીખવો.

૪. હવે હું દેડકા વિષે બોલું છું. જનાવરને અટકવાના અભાવને લીધે મનુષ્યજાત કેવા ઘોર અંધારામાં રહી છે ! જીવનશાસ્ત્રના પ્રશ્નો કેવી રીતે ઉકેલવા તે બાળક સામે રજુ કરો. એક ફાનસ લઈ આપ ખાબોચીઆ પાસે જઈ ઉભા રહેશો તો આપને ખબર પડશે કે દેડકા શા કારણથી ડેં ડેં અવાજ કરી રહ્યા હોય છે. પાણીમાં મોતીનાં ઝુમખાંની માફક તેમનાં ઇંડાં કેવાં તરે છે ! તેમાંથી દેડકા કેવી સ્થિતિમાં પસાર થાય છે ! બીજા કશા સાધનની જરૂર નથી પડતી; માત્ર એક ઉત્સાહની જરૂર છે.

૫. હવે દેડકા છોડી આપણે સાપ પકડીએ. આપણા દેશમાં સાપ કરડવાથી હજારો માણસો દર વર્ષે મરે છે. છતાં આપણે ધર્મનાં ખોટાં ઓઠાં પકડી રહ્યા છીએ ! સાપનો અભ્યાસ કરવા થોડા કલાક પણ પુરતા છે. એનો નકશો તૈયાર આવે છે, પુસ્તકો પણ છે. પણ જનાવર તરફના અભાવને લઈને આપણે કાંઈ કરતા નથી. આપણું હિત આપણાજ હાથમાં છે. આ સિદ્ધાંતમાં જરા શ્રદ્ધા ને ઉત્સાહ જોઈએ. હવે હું બે શબ્દો પક્ષીઓ ઉપર બોલીશ. કેટલી કેટલી જાતનાં પક્ષીઓ આપણી આસપાસ ઉડે છે ! બાળકોને બહાર લઈ જઈ બતાવો. તેમનામાં કેટલો ઉત્સાહ આવી જાય છે ! પક્ષીઓ આપણને અનહદ રસ આપે છે. શ્રાવણ માસ બેસતાં પક્ષીઓ પ્રજોત્પત્તિ કરવા લાગી જાય છે. પેલું " દરજી પક્ષી " બાળકોને બતાવો. એ કેવી રીતે પાંદડા ગોઠવે છે–સીવે છે. એ બુદ્ધિ કે પ્રેરણા ? આને માટે ફિલસુફીના પુસ્તકોમાં વિવાદ ચાલે છે. શું આ જાણવાની જરૂર નથી ? શું પરમાત્માને પુગી જવું એજ જરૂરનું છે ?

હવે થોડું ભેંસ વિષે કહું. ભેંસ સંબંધી આપણે કેટલું ઓછું જાણીએ છીએ ? કોઈ ઢેડ ભેંસને ચીરતો હોય તો તે તપાસો. એનાં આંતરાંગમાં જંતુઓની એક આખી સૃષ્ટિ તમને જોવાની મળશે. ભેંસનો અભ્યાસ કરવાથી તેનાં વેતર કેમ વધે, તે દૂધ વધારે કેમ આપે, વગેરે જાણી શકાય.

બેરાંમુંગાંની નિશાળમાં જાઓ. માસ્તર પોતાનું કામ કરી રહ્યા હોય છે. પણ જો તે બેરા બોબડા છોકરાનું એક સાધારણ નોંધ રાખે તો કેટલા ફાયદા થાય ? તેની મા કોણ ? દાદી કોણ ? બાપ કોણ ? તેમાં કોને કોને શી શી ખોડ હતી, તેનો અભ્યાસ તેજ જીવનશાસ્ત્રનો અભ્યાસ છે. આપનાં હાથ નીચેનાં બાળકોમાં આ હોશિયાર ને આ ઠોઠ કેમ ! આ નાનો કેમ ને

આ મોટો કેમ! ગાંડપણ વારસામાં આવે છે તે યાદ રાખવું જોઈએ. જો આપ આની નોંધ રાખો ને કારણો શોધો તો આ પણ જીવનશાસ્ત્રનો એક મોટો અભ્યાસ છે. આથી સમાજની દરિદ્રતા અને અજ્ઞાન ઉપર અવનવો પ્રકાશ પડે છે. જન્મથી આવતી ખોડો તો પરમેશ્વરની આપેલી, એ તો આપણાથી સુધરેજ નહિ, અગર તેમ થતું આપણાથી તો અટકાવી શકાયજ નહિ, આ માન્યતા ખોટી છે. આમ આપણે આપણા અજ્ઞાનથીજ માનીએ છીએ. જીવનશાસ્ત્રનો સારો અભ્યાસ કરીએ તો આ સ્થિતિ સુધારવા તરફ આપણે ઘણું કરી શકીએ; ચોર, ગુન્હેગાર, દારૂડીઆ વગેરે વ્યસની માણસો થાય છે તે તેની પરિસ્થિતિ અગર તેની જાતને લીધે થાય છે. આસપાસની પરિસ્થિતિ દૂર કરીએ તો માલમ પડશે કે માબાપની કર્મ અકલને લીધે તેમનો સ્વભાવ ઘડાયો છે. પાશ્ચાત્ય દેશમાં આ વિષયનો સારો અભ્યાસ થવા માડયો છે. છોકરામા તેના બાપની ખોડ ઉતરે છે અથવા પેઢી દર પેઢી કેટલીક ખોડો ઉતરી આવે છે એમ સિદ્ધ થતું જાય છે, તેથી પુરુષ અને સ્ત્રીનાં લગ્ન ઘણી સંભાળપૂર્વક કરવાનાં છે.

---

## નિબંધશિક્ષણ

આ વિષય એવો તો અગત્યનો છે કે પ્રાથમિક કેળવણીથી માંડી ઉચ્ચ કેળવણી સુધી ભાષાશિક્ષણ સાથે એ ઘણો સંબંધ ધરાવે છે. શા હેતુથી નિબંધ શિખવાય છે તેના ઉપરજ તે શીખવવાની રીતનો આધાર રહે છે. એટલે શીખવવાની રીત સંબંધી કાંઈ પણ બોલતા પહેલાં એ શા હેતુથી શિખવાય છે તે તપાસવું જોઈએ. વિદ્યાર્થીઓની ઉંમર અને અધિકાર પ્રમાણે હેતુ જુદા જુદા હોઈ શકે, પણ ત્રણે અવસ્થાના વિદ્યાર્થીનો સમગ્ર વિચાર કરીએ તો નિબંધશિક્ષણનો કંઈ આવો હેતુ કલ્પી શકાય.

મનમાં ઉઠતા વિચારોને દોષ રહિત ભાષામાં લખાણદ્વારા વ્યકત કરતાં, મનને વ્યવસ્થિત રીતે વિચાર કરતાં, અને વ્યવસ્થિત રીતે વિચાર કરી સ્વપક્ષનું પ્રતિપાદન અને પરપક્ષનું ખંડન કરતા શીખવવું એ નિબંધ લખાવવાનો મુખ્ય હેતુ છે. વિચાર એ નિબંધનો આત્મા છે, જ્યારે ભાષા એ તેનું શરીર છે. અલંકારિક ભાષાપ્રયોગો, સુંદર અક્ષર, લખાણની સફાઈ વગેરે એ શરીરને શણગારનારા અલંકારો છે. જેમ અનેક અનેક અલંકારોથી વિભૂષિત સુંદર

જડમૂળ ઘાલી બેસી ગઈ છે, અને બાળકોની સર્જનશક્તિ કેવળ નિર્મૂળ થઈ ગઈ હોય એમ માલમ પડે છે.

આ સ્થિતિમાંથી બચવા માટે શું સુધારા કરી શકાય તે હવે જોઈએ. શિક્ષક વિદ્યાર્થીઓને બને તેટલી પરોક્ષ મદદ આપે એ ઇચ્છાજોગ છે એટલુંજ નહિ પણ આવશ્યક છે; પણ ખોખું તૈયાર કરી આપવા જેવી પ્રત્યક્ષ મદદ આપે એ તો ઈષ્ટ નથીજ. આ પરોક્ષ મદદમાં બાળકોના વિચારને ઉત્તેજન મળે એવાં સાધનો પુરા પાડવાનો સમાવેશ થાય છે. જે વિષય ઉપર નિબંધ લખવાનો હોય તે અઠવાડીઆ અગાઉ જાહેર કરી તેને લગતાં પુસ્તકો, ચિત્રો, આંકડાની ગણતરી, ઐતિહાસિક હકીકતો તથા અવલોકન કરવાનું ક્યાંથી મળશે એ બાળકોને કહેવું ને તેમાના જે વિદ્યાર્થીઓ ન મેળવી શકે એમ હોય તે મેળવી તેમની સમક્ષ તેમણે હકીકત રજુ કરવી જોઈએ; પછી વિદ્યાર્થીઓને પોતપોતાને ખપપુરતી હકીકતો તારવી કાઢવાને ભેગી કરવા ઉત્તેજવા. આમ સ્વપ્રયાસથી ભેગી કરેલી હકીકતો ઉપર પોતેજ વિચાર કરે અને એ હકીકતો કેવી રીતે રજુ કરવી તે નક્કી કરે. પછી નિબંધલેખનના કલાકમા તેમણે તે બાબત લખવી જોઈએ.

આમ કરવાથી વિદ્યાર્થીઓ શિક્ષકના વિચાર પ્રવાહમાં નતણાતાં પોતે સ્વતંત્ર વિચાર કરતાં શીખે છે અને પુસ્તકો, સાધનો વગેરેનો ઉપયોગ કરી તેમાં ઉમેરો કરતાં શીખે છે. સાથી વધારે અગત્યની વાત તો એ છે કે તેઓમાં અભ્યાસવૃત્તિ કેળવાય છે. છાપખાનાના આ યુગમાં દરેક વિષય ઉપર એટલી બધી ચોપડીઓ લખાય છે કે તે બધી વાંચતાં પાર આવેજ નહિ એટલુજ નહિ પણ અમુક એકાદ પુસ્તકમા પણ એટલા બધા વિચાર જણાવેલા હોય છે કે તે દરેક ગ્રહણ કરવા થોભાય પણ નહિ. આવી સ્થિતિમાં અસંગત વિચારોને છોડી દઈ, પોતાને કામનાજ વિચારો ગ્રહણ કરવાની વિદ્યાર્થીઓને ટેવ પડે છે. આ ટેવ ભવિષ્યમાં તેમને ઘણીજ ઉપયોગી થઈ પડે છે.

હવે નિબંધ તપાસવાની રીત સંબંધી જરા વિચાર કરીએ. સામાન્ય પ્રથા તો ઉપર કહી છે. એમાં થોડો ફેરફાર કરવાથી એજ રીતમાંથી પણ સારૂં પરિણામ નીપજાવી શકાય છે. વર્ગના વિદ્યાર્થીઓ જે જાતની ભૂલો કરતા હોય તેના વર્ગ પાડી તે દરેક વર્ગ માટે એક સૂચક સંજ્ઞા આપવી. પછી તપાસતી વખતે, વિદ્યાર્થીએ જે ભૂલ કરી હોય તેની નીચે લીટી દોરી તે જે જાતની હોય તે જાતની સંજ્ઞા સામે હાસીઆમાં લખવી. દા. જોડ-

મૂકીએ છીએ. એ રીતે એકમ, દશક, શતક શીખવવાં. આરંભમાં કાળા પાટીઆમાં ખાનાં પાડી રકમો લખાવવી, પછી ખાનાં અને મથાળાનાં નામ વગર રકમો લખતાં શીખવવી.

**સરવાળા, બાદબાકી.**

પ્રથમ સો સુધીની સંખ્યામાં પ્રત્યક્ષ વસ્તુઓની મદદથી દસ સુધીની સંખ્યા ઉમેરતાં શીખવવી.

ઉદા. ૧૩ મણકામાં ૬ મણકા નાંખો. કેટલા થાય તે ગણીને કહો.' પછી '૧૩ મણકા અને ૬ મણકા કેટલા થાય?' એવાં ઉદાહરણોથી ફક્ત માનસિક ચિત્રથી ઉમેરતાં શીખવો. ત્યારપછી '૧૩ ને ૬ કેટલા?' એવી સાદી રકમો આંકડાની છાપ ઉપરથી ગણતાં શીખવો.

મોઢેથી ઉમેરતાં ને બાદ કરતાં શીખવવામાં નીચે પ્રમાણેનાં ઉદાહરણો ઉપયોગી થઈ પડશે.

૨૭ થી ૩૫ સુધી સંખ્યા બોલો, ૩૫ થી આગળ ચાર અંક બોલો, પાંચમાં દસ દસ ઉમેરીને સંખ્યાઓ બોલો.

૫૦ સુધીની એકી સંખ્યા બોલો, ૫૧ સુધીની બેકી સંખ્યા લખો.

૩૫ થી પાછળ ૨૮ સુધીની સંખ્યા બોલો.

૩૪ થી પાછળના પાંચ અંક બોલો, ૨૫ થી પાછળના પાંચમા અંકોની હાર બોલો.

આવાં ઉદાહરણોથી મોઢેના સરવાળા, બાદબાકી શીખશે તે ઉપરાંત ગુણાકાર, ભાગાકાર અને આંકની તૈયારી થશે.

અભ્યાસક્રમમાં ચલણી નાણાંનો (૪) પરિચ્છેદ લખ્યો છે. અહિં જે પરિચ્છેદનો ક્રમ રાખ્યો છે એ ક્રમમાં બાળકોને પાઠ આપવાના નથી.

અભ્યાસક્રમનું સમગ્ર સ્વરૂપ શિક્ષકે લક્ષમાં રાખી બાળકોનો માનસિક વિકાસ થાય એ જોવાનું છે. મોંઢાના સરવાળા સાથે ચલણી નાણાંની માહીતી વ્યાવહારિક ઉપયોગથી આપવી. આ જાતના પ્રથમના પાઠમાં પૈસાના આના કરાવવાની જરૂર નથી. વસ્તુઓ અને વસ્તુની કિંમત બાલજીવનના પ્રસંગોમાંથી લઈ બને તેટલી રીતે આવા હિસાબોને વાસ્તવિક જીવન સાથે જોડવા.

નીચેનાં ઉદાહરણમાં બનાવેલી વસ્તુઓ મૂકી અથવા તેનાં ચિત્ર પાટીઆમાં દોરી તેની સાથે તેમની કિંમત લખવી અને પછી સાથેનાં ઉદાહરણો બાળકોને ગણવા આપવાં.

